પ્રકાશક :
ચન્દ્રકાંત અમૃતલાલ દોશી
મેનેજિંગ ટ્રસ્ટી:
જૈન સાહિત્ય વિકાસ મંડળ
૯૬-બી, સ્વામી વિવેકાનંદ માર્ગ,
ઇરિલા, વિલે-પારલે (પશ્ચિમ),
મુંબઈ-૪૦૦ ૦૫૬

卐

પ્રથમ આવૃત્તિ
પ્રત : ૮૦૦
વિ. સં. ૨૦૪૬
ઈ. સ. ૧૯૯૦


卐

મૂલ્ય : ૧૦૦-૦૦

મુદ્રક :
પૂજા પ્રિન્ટર્સ એન્ડ ટ્રેડર્સ,
મહેંદીકુવા,
અમદાવાદ.

# પ્રકાશકીય નિવેદન

આજથી લગભગ ત્રીસેક વર્ષ પહેલાં 'નમસ્કાર-સ્વાધ્યાય' માટે સામગ્રી એકત્ર કરતી વખતે સ્વર્ગસ્થ શેઠ શ્રી અમૃતલાલ કાલીદાસ દોશીને 'ધ્યાન વિચાર'ની હસ્ત-પત્ર પાટણના શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાન-મંદિરના ભંડારમાંથી ઉપલબ્ધ થઈ. તે જૈન પરંપરાના સંદર્ભમાં ધ્યાનના વિષયને સ્પષ્ટ કરવામાં નવી પ્રકાશ પાડનારી જણાતાં તેઓશ્રીએ આ પ્રત પ. પૂજ્ય મુનિશ્રી જંબૂવિજયજી મ. સા. ને બતાવી. તેના ફળ સ્વરૂપ પ. પૂજ્ય મુનિશ્રી જંબૂવિજયજી મહારાજ સાહેબે વિક્રમ સંવત ૨૦૧૬ ના "જૈન" પર્યુષણાંકમાં એક લેખ લખી આ 'ધ્યાન વિચાર' ને એક અજોડ ગ્રંથ તરીકે જાહેર કર્યો.

ત્યારબાદ જૈન સાહિત્ય વિકાસ મંડળે આ ગ્રંથને ગુજરાતી અનુવાદ સાથે 'નમસ્કાર સ્વાધ્યાય' (પ્રાકૃત-વિભાગ) માં પ્રકાશિત કર્યો તથા તેની અમુક પ્રતો સ્વતંત્ર પુસ્તિકા તરીકે મહાશ્રુતોપાસક પ. પૂ. મુનિરાજ જંબૂવિજયજી મહારાજ સાહેબની પ્રસ્તાવના સાથે પ્રચારાર્થે પ્રકાશિત કરી. તત્પશ્ચાત્ વિશેષ પ્રચારાર્થે હિન્દી અનુવાદ સાથે ઈ. સ. ૧૯૮૬માં તેનું પુનઃપ્રકાશન કરવામાં આવ્યું.

૨૪ પ્રકારના ધ્યાન દર્શાવતો આ અદ્ભૂત ગ્રંથ કરપ્રાપ્ત થયો ત્યારથી જ પ. પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રીભદ્રંકર વિજયજી ગણિવર તથા શેઠ શ્રી અમૃતલાલ-ભાઇની ભાવના હતી કે તે ગ્રંથ વિશદ વિવેચન સાથે પ્રકાશિત થવો જોઈએ. પરંતુ કાર્યને ઉચિત ન્યાય આપી શકે તેવી સુયોગ્ય વ્યક્તિ આ કાર્ય માટે શોધવાનું સરળ ન હતું. છેવટે આ મહત્કાર્ય પ. પૂ. આચાર્યશ્રી કલાપૂર્ણસૂરીજીએ પાર પાડવાનું સહર્ષ સ્વીકાર્યું. તેઓશ્રીના અથાક પ્રયાસથી જ પ્રસ્તુત વિવેચન તૈયાર થયું છે. સંજોગોવશાત્ પ્રકાશમાં વિલંબ થતો ગયો. પરંતુ આ સમયનો સદઉપયોગ કરી પ. પૂ. આચાર્યશ્રી કલાપૂર્ણસૂરિજીએ વિવેચન વારંવાર મઠારીને ગ્રંથની ઉપયોગીતા અને વિવેચનથી વિશદતામાં અભિવૃદ્ધિ કરી છે. આ વિવેચન-ગ્રંથનું અવલોકન કરતાં વિવેચનકાર ગૂઢ વિષયો ઉપર સરલ શૈલીમાં વિસ્તારપૂર્ણ વિવેચન તૈયાર કરવા ઉપરાંત પ્રસ્તાવનામાં ગ્રંથ-પરિચય તથા સંક્ષિપ્ત વિષય પ્રવેશ આપી ગ્રંથનો બોધ સુગમ બનાવવા માટે જે ત્રિવિધ પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે વાચકની હિતચિંતા લક્ષ્યમાં લઈને કરવામાં આવ્યો છે. તેથી આ પ્રયત્નની જે અનુમોદના કરીએ તે ઓછી છે સુદીર્ઘકાળ દરમ્યાન થયેલા સ્વાધ્યાય અને ચિંતનના પરિપાક રૂપે આવી જિનભક્તિ અને તત્ત્વનિષ્ઠાથી અલંકૃત ઉત્તમ ગ્રંથ તૈયાર કરી આપવા માટે પ. પૂ. આચાર્યશ્રી કલાપૂર્ણસૂરિજીના અત્યંત ઋણી છીએ. તેઓશ્રીએ અમને આપેલા સહયોગ અને માર્ગદર્શન માટે તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ ગ્રંથના પ્રકાશનથી પરમ પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી ભદ્રંકર વિજયજી તથા ગ્રંથના પ્રયોજક સ્વર્ગસ્થ શેઠશ્રી અમૃતલાલભાઈની મનોકામના પરિપૂર્ણ થતાં અમે વિશેષ આનંદ અનુભવીએ છીએ.

મહાશ્રુતોપાસક પરમપૂજ્ય મુનીરાજ શ્રી જંબુવિજયજી મહારાજ સાહેબ અમારી સંસ્થા સાથે દાયકાઓથી ગ્રંથ સંપાદનના કાર્યમાં સંકડાયેલા છે અને સંસ્થાના અનેક પ્રકાશનો તેઓશ્રીની કૃપાથી બહાર પડયા છે. તેઓશ્રી અનેક આગમ ગ્રંથોના સંપાદનની ભારે જવાબદારી અત્યારે વહન કરી રહ્યા છે. ત્યારે સમય ફાળવીને "કિંચિદ્ વક્તવ્ય" લખી આપીને આ ગ્રંથના ગૌરવની અભિવૃદ્ધિમાં સહાયક બનવા માટે અમે તેઓશ્રીના અત્યંત ઋણી છીએ.

અત્રે આ સંસ્થા દ્વારા પ્રકાશિત ધ્યાન વિષયક અન્ય ગ્રંથો મુમુક્ષુઓને ઉપયોગી થાય તે અર્થે દર્શાવવાનું ઉચિત જણાતાં તેનો નિર્દેશ પણ અહીં કરીએ છીએ.

(૧) યોગશાસ્ત્ર (સ્વોપજ્ઞટીકાયુક્ત) ભાગ ૧ થી ૩
(૨) યોગસાર
(૩) યોગપ્રદીપ
(૪) યોગશાસ્ત્ર : અષ્ટમ્ પ્રકાશનું વિવેચન ભાગ–૧
(૫) તત્ત્વાનુશાસન
(૬) સામ્યશતક–સમતાશતક
(૭) જ્ઞાનસાર (અંગ્રેજી)
(૮) અધ્યાત્મ પત્રસાર
(૯) સ્વરોદય જ્ઞાન
(૧૦) પંચ પરમેષ્ઠિ મંત્રરાજ ધ્યાનમાલા તથા અધ્યાત્મસારમાલા
(૧૧) કાયોત્સર્ગ ધ્યાન.

આ મહત્ત્વનું પ્રકાશન ધ્યાનમાર્ગના જીજ્ઞાસુઓને માર્ગદર્શક થશે. તેવી શુભેચ્છા સાથે અમે વિરમીએ છીએ.

'જ્યોત' ૧૦૫, એસ. વી. રોડ,
ઇરલા; વિલેપારલે (પશ્ચિમ)
મુંબઈ–૪૦૦ ૦૫૬
૨૪ ઓગસ્ટ, ૧૯૮૯.

નિવેદક
ચંદ્રકાન્ત અમૃતલાલ દોશી
મેનેજીંગ ટ્રસ્ટી,
જૈન સાહિત્ય વિકાસ મંડળ,

सिद्धाचलमण्डनश्रीऋषभदेवस्वामिने नमः ।
श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमः।
णमोऽत्थु णं समणस्स भगवओ महइमहावीरवद्धमाणसामिस्स ।
अनन्तलब्धिनिधानाय श्रीगौतमस्वामिने नमः ।

पूज्यपादाचार्यमहाराजश्रीमद्विजयसिद्धिसूरीश्वरजीपादपद्मेभ्यो नमः ।
पूज्यापादाचार्यमहाराजश्रीमद्विजयमेघसूरीश्वरजीपादपद्मेभ्यो नमः ।
पूज्यपादसद्गुरूदेवमुनिराजश्रीभुवनविजयजीपादपद्मेभ्यो नमः ।

# કિંચિદ્ વક્તવ્ય

જિનેશ્વર ભગવાનના શાસનમાં ધ્યાનનું અત્યંત મહત્ત્વ છે. ૧૨ પ્રકારના તપમાં ધ્યાનને ઉત્કૃષ્ટ તપ તરીકે સ્વીકારવામાં આવ્યું છે. ગાઢ કર્મોના ક્ષયમાં, આત્મશુદ્ધિમાં અને વિવિધ લબ્ધિઓ તથા સિદ્ધિઓની પ્રાપ્તિમાં ધ્યાન મહત્ત્વના અંગ રૂપે જૈન દર્શનમાં—જૈન શાસનમાં સ્વીકારેલું જ છે. ભગવાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ યોગશાસ્ત્રના ચોથા પ્રકાશમાં જણાવે છે કે–

मोक्षः कर्मक्षयादेव स चात्मज्ञानतो मतः ।
ध्यानसाध्यं मतं तच्च तद् ध्यानं हितमात्मनः ॥११३॥

મોક્ષ કર્મના ક્ષયથી જ થાય છે, કર્મનો ક્ષય આત્મ જ્ઞાનથી થાય છે, આત્મજ્ઞાન ધ્યાનથી થાય છે, માટે ધ્યાન આત્માનું હિત કરનાર છે.

આ સ્થિતિ ખરેખર હોવા છતાં પણ, જૈન સંઘમાં ધ્યાનનો પ્રચાર ઘણા સમયથી લગભગ નહિવત્ થઈ ગયો છે.

એટલે સામાન્ય રીતે વિચાર કરનાર જૈન-જૈનેતર માણસોને એમ જ લાગે છે કે જૈન ધર્મમાં ક્રિયાકાંડ અને ઉત્સવો જ ભરેલા છે. ધ્યાન જેવી સાધનાઓ છે જ નહિ. આ વાત ઘણા ઘણા ચિંતક વિચારક માણસોને ખટકતી રહી છે. યોગમાં તથા ધ્યાનમાં અત્યંત રસ ધરાવતા, ઉદ્યોગપતિ હોવા છતાં અભ્યાસી અને વિદ્વાન્ સ્વ. શેઠ અમૃતલાલ કાળીદાસ દોશીના મનમાં પણ આ વાત ઘણી ખટકતી હતી. તેથી આ વિષયના પ્રાચીન-અર્વાચીન ગ્રંથોની જૈન ગ્રંથ ભંડારોમાં-જૈન ગ્રંથ સંગ્રહોમાં તપાસ કરતાં તેમને ધ્યાનવિચાર નામનો નાનકડો પણ મહાન્ આકર જેવો ગ્રંથ મળી આવ્યો. તત્કાળ તેમણે તેનો અનુવાદ કરાવી છપાવી દીધો. મેં તે સમયે મારી પ્રાથમિક મતિ પ્રમાણે તે અનુવાદમાં સહયોગ પણ આપ્યો હતો.

છતાં, તેના વિશિષ્ટ વિવેચનની ખાસ જરૂર હતી જ. અને તે પણ વિશિષ્ટ અભ્યાસીના વિશિષ્ટ અધિકારીના હાથે લખાય તો જ સાર્થક થાય. ખરેખર તેના વિશિષ્ટ અભ્યાસી

અને વિશિષ્ટ અધિકારી આ. શ્રી વિજય કલાપૂર્ણસૂરીશ્વરજી મહારાજના હાથે આ વિવેચન તૈયાર થયું છે અને તે આજે સ્વ. શેઠ અમૃતલાલ કાળીદાસની સંસ્થા તરફથી જ પ્રકાશિત થઈ રહ્યું છે, તે ઘણા ઘણા આનંદનો વિષય છે.

વિવેચકે ઘણા ઘણા ગ્રંથોના વાંચન તથા મનનને આધારે ઘણાં ઘણાં વર્ષો સુધી શ્રમ લઈને આ વિવેચન તૈયાર કર્યું તે માટે તેઓ ધ્યાન સાહિત્યના રસિક વર્ગના અનેક અનેક અભિનંદનના અધિકારી છે.

આ ગ્રંથના વાંચન-મનનથી લોકો સારી રીતે સમજી શકશે કે જૈન શાસનમાં ધ્યાનની અનેક અનેક પ્રણાલિકાઓ હતી કે જે કેટલીક આજે પણ યથાયોગ્ય, યથાશક્ય અમલમાં મૂકી શકાય તેમ છે.

વાચકો આનો વાંચન-મનન-નિદિધ્યાસન દ્વારા લાભ ઉઠાવે તથા જૈન સંઘમાં ધ્યાનની પરંપરા યોગ્ય રૂપે સારી રીતે પુનર્જીવિત થાય અને એ દ્વારા આત્મકલ્યાણ સાધે એજ શુભેચ્છા.

વિક્રમ સંવત્ ૨૦૪૫
શ્રાવણ સુદિ ૮
ચારૂપતીર્થ
(જિલ્લો-મહેસાણા)
ઉત્તર ગુજરાત
Pin. 384285

પૂજ્યપાદઆચાર્યમહારાજશ્રીમદ્વિજયસિદ્ધિસૂરીશ્વરપટ્ટાલંકાર-
પૂજ્યપાદઆચાર્યમહારાજશ્રીમદ્વિજયમેઘસૂરીશ્વરશિષ્ય-
પૂજ્યપાદગુરુદેવમુનિરાજશ્રી ભુવનવિજયાન્તેવાસી
મુનિ જંબૂવિજય.

# અનુક્રમણિકા





# ગ્રંથનો વિષયાનુક્રમ
## પૂર્વ વિભાગ

## ઉત્તર વિભાગ

# પરિશિષ્ટ વિભાગ

## પ્રેરણાદાતા પૂજ્ય પંન્યાસજી ભગવંત

જણાવતાં અતીવ આનંદ થાય છે કે મને આ અદ્‌ભુત ગ્રન્થ–રત્નનો પ્રથમ પરિચય કરાવનાર પૂજ્ય પંન્યાસ પ્રવર **શ્રીભદ્રંકર વિજયજી ગણિવર** છે; જેમના વિરલ ચુંબકીય વ્યક્તિત્વથી ઘણોખરો જૈન સમાજ પરિચિત અને પ્રભાવિત છે–અને જેમને 'શ્રી નવકારવાળા મહારાજ' તરીકે બિરદાવવામાં ગૌરવ અનુભવે છે. એવા એ મહામના મહાપુરૂષનાં પુનિત દર્શન અને શુભ સમાગમનો પ્રથમ લાભ મને વિ. સંવત ૨૦૧૩માં માંડવી ( કચ્છ ) મુકામે મળ્યો હતો.

પ્રથમ દર્શને જ મારા અંતઃકરણમાં અનુપમ અહોભાવ અને પૂજ્યભાવ ઉલ્લસિત થયો હતો. અને પછી તો જેમ જેમ તેઓશ્રીના નિકટ સંપર્ક અને સમાગમમાં આવવાના અવસર મળતા રહ્યા, તેમ–તેમ મારા ચિત્તમાં અંકુરિત થયેલો તે અહોભાવ વૃદ્ધિ પામતો ગયો.

પૂજ્ય પંન્યાસજી મહારાજશ્રીના પ્રભાવક સમાગમમાં આવીને તેમજ તેઓશ્રીની વાત્સલ્યપૂર્ણ નિશ્રા સેવીને અનેક આત્માઓએ પોતાના જીવનમાં અપૂર્વ પ્રેરણા મેળવી છે તેમજ તેઓશ્રીએ ચીંધેલા માર્ગ પર ચાલીને આત્મરણકારવંતા જીવનનો અપૂર્વ આનંદ અનુભવ્યો છે. તેમજ પ્રાતઃ સ્મરણીય એ ગુરુવર્યના સઘન આશીર્વાદ તથા અનુગ્રહને પાત્ર બનીને ધન્યતા–કૃતાર્થતા માણી છે.

મારા જીવન ઉપર પણ આત્મપ્રતાપી આ મહાપુરુષે જે અગણિત ઉપકારો કર્યા છે, આંખનાં અમી વરસાવ્યાં છે, તેને શબ્દોમાં વર્ણવવા હું અસમર્થ છું. મારા પરમોપકારી આ મહાપુરુષનું પ્રતિપળ સ્મરણ કરવાપૂર્વક તેઓશ્રીના પુનિત ચરણ કમળમાં કૃતજ્ઞભાવે નતમસ્તક રહી હું સદા–સર્વદા કૃતાર્થતા અનુભવું છું

### "ધ્યાન—વિચાર" અંગે પ્રેરણા

પરિશ્રમની લવલેશ પરવા કર્યા સિવાય પણ પાત્ર આત્માઓને પત્રના માધ્યમથી પૂર્ણ સંતોષ અને સમાધાન કરાવનારા પૂજ્ય પંન્યાસજી મહારાજે મને પણ પ્રત્યક્ષમાં તેમજ પત્ર દ્વારા ઘણી ઘણી પ્રેરણાઓ આપી છે. પ્રેરણાત્મક એક કૃપાપત્રમાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે–' ધ્યાન વિચાર પ્રકરણ જોયું હશે, ન જોયું હોય તો એકવાર અવશ્ય જોઈ જશો. ધ્યાન વિષયક ઘણી રહસ્યમય બાબતોનું તેમાં વર્ણન છે, 'નમસ્કાર સ્વાધ્યાય' (પ્રાકૃત વિભાગ) માં તે પ્રકાશિત થયેલું છે.'

'ધ્યાન–વિચાર' ના વાંચન માટેના પૂજ્યશ્રીના પ્રેરણાભર્યા આ થોડાક શબ્દો વાંચતાં જ મારાં રોમ–રોમ પુલકિત થઈ ગયાં અને હૃદયમાં એક એવો અપૂર્વ ભાવોલ્લાસ પેદા થયો કે પૂ. ગુરુદેવ મારી સાધનામાં મને નડતાં વિઘ્નોને દૂર કરવા અને અપૂર્વ ભાવોલ્લાસને પ્રગટ કરવા માટે જ આ પ્રેરણાનું અમાપ બળ બક્ષી રહયા છે. કેવો મહાન અનુગ્રહ ! કેવો પરમ ઉપકારક ભાવ !

## ગ્રન્થરૂપે શ્રી તીર્થંકર ભગવાન

પૂ. પંન્યાસજી ભગવંતના ઉપકારક સૂચન અનુસાર 'નમસ્કાર સ્વાધ્યાય' પુસ્તક મેળવવા માટે પ્રસિદ્ધ જ્ઞાન ભંડારોમાં તપાસ કરાવી. લગભગ દોઢ મહિનાના પ્રયાસ પછી જે દિવસે એ ગ્રન્થ પ્રાપ્ત થયો, તે દિવસ પણ મારા માટે અતિ આનંદમય બની ગયો.

પરમ કૃપાળુ પરમાત્મા અને અસીમ ઉપકારી ગુરુદેવોનું વિનય બહુમાનપૂર્વક સ્મરણ વંદન કરી ગ્રન્થનું વાંચન શરૂ કર્યું. એકવાર સાદ્યંત વાંચી ગયો, તેનાથી ધ્યાનવિષયક કેટલીક જિજ્ઞાસાઓ સંતોષાઈ. આજ સુધી કયાંય જિજ્ઞાસા જાણવા કે સાંભળવા મળ્યું ન હતું, એવું ધ્યાન વિષયક અદ્‌ભુત અને રહસ્યપૂર્ણ વર્ણન વાંચતાં આત્મા અસાધારણ આનંદમાં તરબોળ થઈ ગયો, તે ધન્ય ક્ષણે, મને ફરી એ વાતની પ્રતીતિ થઇ કે–'ખરેખર! શ્રી જિનશાસન એક પરિપૂર્ણ અને સર્વાંગ સમૃદ્ધ ધર્મશાસન છે. અને તેમાં ધ્યાન, યોગ કે અધ્યાત્મવિષયક બધી જ સાધનાઓ અને સિદ્ધિઓનું નિદર્શન થયેલું છે'–જરૂર છે માત્ર આપણામાં તેવી સાચી જિજ્ઞાસાને જાગૃત કરવાની અને આગમ ગ્રન્થોમાં છૂપાયેલા એ રહસ્યમય ગૂઢ સંકેતોને જાણવા સમજવા તેમજ અનુભવવા માટે યથાર્થ દૃષ્ટિ અને પાત્રતા કેળવવાની. 'ધ્યાન વિચાર' ના પ્રાથમિક વાંચનથી આનંદ વિભોર બનેલા મારા આત્મામાં એવો અપૂર્વ ભાવોલ્લાસ ઉત્પન્ન થયો કે જાણે એ ગ્રન્થરૂપે સાક્ષાત્ શ્રી તીર્થંકર પરમાત્મા સામે પધાર્યા હોય અને ધ્યાન યોગના વિષયમાં કોઇ અદ્‌ભુત પ્રેરણાનો દિગંતવ્યાપી પ્રકાશ પાથરી રહયા હોય! જ્ઞાની ભગવંતોએ સાચું જ કહ્યું છે

'જિનવર જિનઆગમ એક રૂપે, સેવતાં ન પડો ભવકૂપે'

તાત્પર્ય કે શ્રી જિનાગમને શ્રી જિનેશ્વર દેવ તુલ્ય માની, સ્વીકારી, માથે ચઢાવી તેની ત્રિવિધે સેવા કરનારો આત્મા, સંસારથી મુક્ત થઇને મુક્તિપુરીમાં સિધાવે છે. તાત્ત્વિક દૃષ્ટિએ આગમ એ શ્રી જિનાજ્ઞારૂપ હોવાથી એ શ્રી જિનેશ્વર ભગવાન જ છે. આવી બુદ્ધિ એ સદ્‌બુદ્ધિ છે તેના બળે બદ્ધ આદિ સર્વ કર્મોનો ધ્વંસ થાય છે. સાચું જ કહ્યું છે કે—

'शास्त्रे पुरस्कृते तस्माद्, वीतरागः पुरस्कृतः ।
पुरस्कृते पुनस्तस्मिन्, नियमात् सर्वसिद्धयः ॥' (षोडशक)

અર્થાત્ શાસ્ત્રને જે આગળ કરે છે, તે હકીકતમાં વીતરાગ પરમાત્માને જ આગળ કરે છે, જ્યાં વીતરાગ પરમાત્માને આગળ કરાય છે, ત્યાં નિશ્ચયથી સર્વ પ્રકારની સિદ્ધિઓ છે.

## અપાર કરુણાદૃષ્ટિ

પરાર્થ વ્યસની શ્રીતીર્થંકર પરમાત્માની આજ્ઞામાં પોતાના અહંને ઓગાળી નાંખનારા મહાત્મા પુરુષો દૂર–સુદૂર રહ્યા–રહ્યા પણ ઉપકાર કરતા હોય છે એ હકીકતમાં

અખૂટ શ્રદ્ધા સાથે હું પણ 'ધ્યાન-વિચાર'ના વાંચન-મનનથી થયેલી સ્ફુરણાઓ ક્ષેત્રથી સુદૂર રહેલા પૂજ્ય પંન્યાસજી મહારાજને લખી જણાવતો અને કેટલીક અસ્પષ્ટ લાગતી બાબતો અથવા મારી શંકાઓ પણ લખી જણાવીને એના ખુલાસા પૂછાવતો. મેઘ જેવા પોતે મન મૂકીને વરસતા અર્થાત્ શીઘ્ર પ્રત્યુત્તર દ્વારા મારી આવી જિજ્ઞાસા અંગે આનંદ વ્યક્ત કરવા સાથે દરેક બાબતોના ખુલાસાઓ લખી મોકલતા જેથી આરાધના તથા વાંચન લેખનાદિ, કાર્યોમાં મને ખૂબ જ સરળતા રહેતી અને સહાય પણ મળતી. આ ગ્રન્થના પ્રારંભમાં જ 'ધ્યાન વિચાર' સંબંધી કેટલીક બાબતોનું સ્પષ્ટીકરણ કરતો તેઓશ્રીનો એક પ્રેરણાત્મક પત્ર પ્રકાશિત કર્યો છે જે વાંચવાથી તેઓશ્રીની આંતરિક સાધના, ઊંડી અનુપ્રેક્ષા, અલૌકિક ચિંતનશક્તિ અને અપાર કરુણાદૃષ્ટિનો સ્પષ્ટ ખ્યાલ આવે છે.

આત્મિક સાધનામાં પ્રેરક અને પૂરક પૂજ્ય પંન્યાસજી મહારાજની પ્રભાવક નિશ્રામાં રહેવા મારું મન ઘણા સમયથી ઝંખી રહ્યું હતું. મારી આ ઝંખના વિ. સં. ૨૦૩૧ ની સાલમાં પૂરી થઇ. જે ક્ષેત્રમાં પૂરી થઈ તે ક્ષેત્ર હતું એકાન્ત, શાન્ત, સાધનાને યોગ્ય રાતા મહાવીરજી તીર્થ. તે સમય ચૈત્ર માસની શાશ્વતી ઓળીનો. પૂ. પંન્યાસજી ભગવંતની પુણ્ય નિશ્રામાં ચાલતી શ્રી નવપદજીની આરાધનાના ધન્ય પ્રસંગે પ્રાપ્ત થયેલા આ સુઅવસરથી મને અતીવ આનંદ થયો. પૂજ્યશ્રીની પાવન નિશ્રામાં શ્રી નવપદજીની સુંદર આરાધના કરવા સાથે તેઓશ્રીના ગુણવૈભવનો વિશેષ પરિચય કરવાનો સોનેરી અવસર મળતા, તેઓશ્રીની સેવાનો વધુને વધુ લાભ લેવા મન સમુત્સુક બન્યું.

## સહ ચાતુર્માસનો અપૂર્વ લાભ

ચૈત્રી ઓળીની આરાધના નિર્વિઘ્ને પૂર્ણ થયા પછી શેષ કાળમાં પણ તેઓશ્રીની સેવામાં રહેવાનો લાભ મળ્યો. એટલું જ નહિ, પણ ત્યાર પછી ૨૦૩૧નું ચાતુર્માસ બેડા ( રાજસ્થાન ) માં અને વિ. સં. ૨૦૩૨નું ચાતુર્માસ લુણાવા ( રાજસ્થાન ) માં તેઓશ્રીની પ્રભાવક નિશ્રામાં જ કરવાની અમૂલ્ય તક મળી.

અનેક માસના આ લાંબા સહવાસથી મને તેઓશ્રીમાં રહેલા નમ્રતા, ઉદારતા, ક્ષમા, નિખાલસતા, ગંભીરતા, અનુકંપા, કરુણા, ગુણગ્રાહકતા, સમતા, પરોપકાર-પરાયણતા વગેરે અનેક ગુણો સાવ નજીકથી નિહાળવા અને અનુભવવા મળ્યા. તેના પ્રભાવે તેઓશ્રી પ્રત્યેના મારા આદરમાં વૃદ્ધિ થઇ.

શ્રી પંચ પરમેષ્ઠિ ભગવંતો પ્રત્યેનો તેઓશ્રીનો અનન્ય સમર્પણભાવ જોઇને ભલભલા ચિંતકો પણ મુગ્ધ થઈ જતા અને જીવનમાં નમસ્કાર સાધનાનું અમીપાન કરવાના મનોરથ સેવનારા થતા અનેક જિજ્ઞાસુ સાધકો, ચિંતકો, સાક્ષરો તેમજ શ્રમણોના આધ્યાત્મિક દેહને ઘડવામાં તેઓશ્રીનો ફાળો અસાધારણ છે.

સ્યાદ્વાદ-રત્નાકરના મરજીના એવા પૂ. પંન્યાસજી ભગવંતને ગંભીરમાં ગંભીર તત્ત્વજ્ઞાનના જટિલ પ્રશ્નોના તત્કાલ સચોટ, સાધાર જવાબ આપતા સાંભળીને અનેક તત્ત્વવિદો પણ તેઓશ્રીના ચરણોમાં ઝૂકી પડતા. સતત સહવાસના કારણે આવા અનેક અનુભવો મને પણ થયા છે જેમાંથી હું પણ ઘણો પ્રકાશ પામ્યો છું.

પૂજ્યશ્રી એવા તો વાત્સલ્યવંત હતા કે પોતાના અણુમોલ સમયમાંથી નિત્ય નિયમિત રીતે કલાક, દોઢ કલાક જેટલો સમય કાઢીને મને-નમસ્કાર મહામંત્ર 'परस्परोपग्रहो जीवानाम्' અને 'उपयोगो लक्षणम्' એ સૂત્રો, મૈત્ર્યાદિ ચાર ભાવનાઓ, સામાયિક ભાવ, ધ્યાનયોગ, સમાધિ વગેરે પદાર્થોનાં ગહન રહસ્યો સમજાવતા અને તેના આધારભૂત વિવિધ શાસ્ત્રપાઠો પણ બતાવતા, વળી લલિત વિસ્તરા, પંચસૂત્ર, અધ્યાત્મસાર આદિ ગ્રન્થોના વિશિષ્ટ અર્થ અને ઐદંપર્ય સમજાવી તે તે ભાવોને આત્મસાત્ કરવાની ખાસ પ્રેરણા પણ આપતા.

## 'ધ્યાન વિચાર'ના લખાણ અંગે પ્રેરણા

પરિચયમાં આવેલી વ્યક્તિની ભૂમિકા અને શક્તિના સાચા પારખુ પૂજ્ય પંન્યાસજી મહારાજ સામી વ્યક્તિની યોગ્યતા અને રુચિ અનુસાર તેને એવાં પ્રેરણા અને પ્રોત્સાહન આપતા કે જેથી એનામાં સુષુપ્ત રહેલી શક્તિઓ ક્રમશઃ પ્રગટ થવા સાથે કાર્યાન્વિત બનવા લાગી જતી. આથી આવું પ્રોત્સાહન પ્રાપ્ત કરનાર દરેક વ્યક્તિ પોતાની કક્ષા મુજબ આરાધકભાવ સાથે અધ્યયન, મનન, સ્વાધ્યાય, તપ, વૈયાવચ્ચ, ભક્તિ, જાપ, ધ્યાન તથા વક્તૃત્વ-લેખન આદિ કાર્યોમાં પ્રયત્નશીલ બની સ્વ-પરોપકાર સાધવામાં તત્પર બની જતી

તેઓશ્રી પાસે 'સિદ્ધ-પ્રાભૃત' અને 'ધ્યાનવિચાર' નું વાંચન કરીને તેનો સંક્ષિપ્ત સાર આલેખવાનો મેં પ્રયાસ કર્યો હતો.

પ્રથમ બેડાના ચાતુર્માસમાં 'સિદ્ધ-પ્રાભૃત' નો ટૂંક સાર લખી પૂજ્યશ્રીને વાંચવા આપ્યો. તેઓશ્રી મારું આ લખાણ સાદ્યંત ધ્યાનપૂર્વક વાંચી ગયા, પણ એમાં રહેલી અનેક ત્રુટિઓ તરફ પ્રથમ કંઈ પણ નિર્દેશ કર્યા વિના, લખવાના મારા પ્રાથમિક પ્રયાસ બદલ આત્મિક સંતોષ અને પ્રસન્નતા વ્યક્ત કર્યાં પછી લેખન સંબંધી કેટલાંક અગત્યનાં સૂચનો કરીને મને કહ્યું. "ધ્યાન વિચાર" નો શબ્દાર્થ છપાયેલો છે, થોડા વિવેચન સાથે એ ગ્રન્થના પદાર્થોને સ્પષ્ટ કરવાની જરૂર છે, તમો આ કાર્ય શરૂ કરો તેથી તમને તેમજ અન્ય સાધકોને પણ મહાન લાભ થશે.

સાધકની યોગ્યતાને ઢંઢોળીને પણ જગાડવાના તેઓશ્રીના આ વાત્સલ્યને કયાં વિશેષણો વડે નવાજવું એ સવાલ છે

## ગ્રન્થ—સમાપ્તિ અને કૃતજ્ઞતા

પૂજ્યશ્રીની વાત્સલ્યપૂર્ણ ઉક્ત પ્રેરણા સોલ્લાસ ઝીલી લઈને મેં 'ધ્યાન વિચાર' નું લખાણ શરૂ કર્યું. તેઓશ્રીની પુણ્ય-નિશ્રામાં 'ચોવીસ ધ્યાન પ્રકાર' સુધીનું જે વિવેચન લખાયું, તેનું નિરીક્ષણ અને શુદ્ધીકરણ પૂજ્યશ્રીએ પોતે જ કરી આપ્યું અને શેષ લખાણ વિ. સં. ૨૦૩૩ના આધોઈ (કચ્છ) ના ચાતુર્માસમાં મેં પૂરું કર્યું. તે દરમ્યાન પૂજ્યશ્રીની અસ્વસ્થ તબિયતના સમાચાર મળતાં, ચાતુર્માસ બાદ પુનઃ પૂજ્યશ્રીની પુણ્ય નિશ્રામાં આવવાનું બન્યું.

તનની અસ્વસ્થતા વચ્ચે પણ મનની સ્વસ્થતા અને સમતામાં સ્થિર પૂજ્ય પંન્યાસજી મહારાજને 'ધ્યાન વિચાર' નું શેષ લખાણ પણ તેઓશ્રીની અનુકૂળતા મુજબ વાંચી સંભળાવતો અને તેઓશ્રીના સૂચન મુજબ તેમાં જરૂરી સુધારા કરી લેતો.

આ રીતે 'ધ્યાન વિચાર' ના વિવેચનનું લખાણ સમાપ્ત થતાં, તેઓશ્રીએ પ્રસન્નતા વ્યક્ત કરી અને આ લખાણ યોગ્ય રીતે પ્રકાશિત થાય એવી ઈચ્છા પણ દર્શાવી

ધ્યાનયોગ, અને અધ્યાત્મ જેવા ગંભીર વિષય ઉપર કંઇ લખવું એ મારી શક્તિ બહારનું કામ છે, એ હું સમજું અને તેથી આજ સુધી જે કાંઈ લખાણ થયું છે, થાય છે, તે બધો પ્રભાવ પૂજ્યશ્રીની પ્રેરણા અને કૃપાદૃષ્ટિનો જ છે—એ વાતનો કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરતાં હર્ષ અનુભવું છું. ખરી આમાં મારું કશું છે જ નહિ, તેથી એ જેમનું છે તેઓશ્રીના કરકમળમાં સમર્પિત કરી હળવાશ અનુભવું છું

—વિ. કલાપૂર્ણસૂરિ

આસો સુદ ૧૦ રવિવાર વિ.સ. ૨૦૪૨
તા ૧૨-૧૦-૮૬
માડવી (કચ્છ).

# 'ધ્યાન–વિચાર'

## ગ્રન્થ પરિચય

અનંત જ્ઞાન પ્રકાશના પુંજ, કરુણાના મહાસાગર, તીર્થંકર પરમાત્મા શ્રી મહાવીર સ્વામી ભગવાને સમગ્ર વિશ્વમાં જ્ઞાનપ્રકાશ ફેલાવ્યો છે ભગવાનના શ્રીમુખે આત્મતત્ત્વ આદિ તત્ત્વોનું સ્વરૂપ સાંભળી, ગ્રહણ કરીને પ્રથમ ગણધર શ્રી ગૌતમ સ્વામીજી મહારાજાએ પોતે સ્ફટિક સદૃશ નિર્મળ–નિષ્કલંક આત્માનો આત્મા વડે આત્મામાં જ અનુભવ કરીને–તે અનુભવ જ્ઞાનનો–સાચો માર્ગ, સર્વ મુમુક્ષુ સાધકોને ઉપકારક બને તે માટે શાસ્ત્રોમાં અદ્ભુત રીતે ગૂંથીને બતાવ્યો છે તે આજે પણ શ્રી જિનાગમોમાં વિદ્યમાન છે; અંધકારને હરતાં પ્રકાશની જેમ ઝળહળે છે. તેનું અધ્યયન–મનન, જ્ઞાની ગુરુની નિશ્રામાં પોતાની પાત્રતા મુજબ કરી, એ માર્ગને જાણી શકાય છે, આરાધી શકાય છે.

દેવદુર્લભ આ માનવજન્મની સાર્થકતા આત્માને ઓળખવા અને અનુભવવામાં છે.

### આત્માના ત્રણ પ્રકાર

પ્રત્યેક શરીરધારી જીવોમાં ત્રણ પ્રકારનો આત્મા રહેલો છે: એક છે 'બહિરાત્મા', બીજો છે 'અંતરાત્મા' અને ત્રીજો છે 'પરમાત્મા.'

આત્માના આ ત્રણ પ્રકાર એ વાસ્તવમાં આત્માની ત્રણ અવસ્થાઓ છે.

જીવ જ્યાં સુધી દેહાદિ બાહ્ય પદાર્થોમાં આત્મબુદ્ધિવાળો હોય છે, ત્યાં સુધી તે '**બહિરાત્મા**' કહેવાય છે. જીવની આંતરદૃષ્ટિ ઊઘડતાં જ્યારે આત્મામાં જ આત્મબુદ્ધિ થાય છે, ત્યારે તે '**અંતરાત્મા**' કહેવાય છે અને જીવ જ્યારે પૂર્ણજ્ઞાન અને પૂર્ણાનંદમય પોતાના શુદ્ધ સ્વરૂપને પામે છે, ત્યારે તે '**પરમાત્મા**' કહેવાય છે.

આ 'પરમાત્મા' પ્રચ્છન્નરૂપે સર્વ જીવોમાં રહેલા છે ગાઢ અજ્ઞાનરૂપ ભસ્મથી આચ્છાદિત તે પરમાત્મ સ્વરૂપનો અનુભવ પ્રબળ ધ્યાન શક્તિ વડે થઇ શકે છે.

પૂર્વોક્ત ત્રણ અવસ્થાઓમાં બહિરાત્મદશા ત્યાજ્ય છે. અંતરાત્મદશા એ ઉપાય સાધનરૂપ છે અને પરમાત્મદશા એ ઉપેય/સાધ્ય સ્વરૂપ છે.

અંતરાત્મદશા વડે બહિરાત્મ દશાનો ત્યાગ કરી પરમાત્મદશાને પ્રાપ્ત કરવી એજ માનવ જીવનનો સાર છે. સર્વ શાસ્ત્રોનો સાર, તાત્પર્યાર્થ પણ એ જ છે.

### ધ્યાનયોગનો અધિકારી કોણ?

ધ્યાતા અંતરાત્મા તે ધ્યાનયોગનો અધિકારી છે. શાસ્ત્રોમાં બતાવેલી સર્વ પ્રકારની ધ્યાનયોગની સાધના પરમાત્મદશાને પ્રાપ્ત કરવા–અનુભવવા માટે જ છે. પણ ધ્યાનયોગની સાધનાઓ તેના સાચા અધિકારી વિના ફળદાયી બનતી નથી ધ્યાનયોગનો સાચો અધિકારી કોણ એ સમજવું જરૂરી છે.

પૂ. મહોપાધ્યાય શ્રી યશોવિજય મહારાજે "ધ્યાતા અંતરાત્મા" અર્થાત્ અંતરાત્મ-દશાને પામેલો સાધક ધ્યાન–યોગનો અધિકારી છે, એમ ફરમાવ્યું છે.

ધ્યાન–યોગના માર્ગે ડગ માંડવા ઈચ્છનારે સર્વ પ્રથમ ધ્યાતા, ધ્યેય અને ધ્યાનનું વાસ્તવિક સ્વરૂપ સમજવું આવશ્યક છે. ધ્યાતા, ધ્યેય અને ધ્યાન આ ત્રણેની શુદ્ધિ એ ત્રિવેણી સંગમ તુલ્ય છે. આ ત્રણેની એકતારૂપ સમાપત્તિ સાધકને પરમ પવિત્ર બનાવે છે. સર્વ દુઃખોનો સમૂળ નાશ કરીને પરમસુખ આપે છે પ્રસ્તુતમાં ધ્યાતા, ધ્યેય અને ધ્યાનના સ્વરૂપનો સંક્ષેપમાં વિચાર કરીશું.

બહિરાત્મ દશામાં જીવ પોતાના શરીર સાથે જ તન્મયતા–એકરૂપતાનો અનુભવ કરતો હોય છે, ત્યાં સુધી તે ધ્યાન–યોગવિષયક ગમે તેટલી સમજ ધરાવતો હોય તો પણ તેને ધ્યાન–સાધના લાગુ પડતી નથી સાધના માત્ર સમજણથી સાધ્ય નથી, સમજ મુજબ ચિત્તની વૃત્તિઓનું શુદ્ધીકરણ અને સ્થિરીકરણ આવશ્યક છે, અને તેના માટે બહિરાત્મભાવ એટલે કે શરીર અને તેને લગતા સર્વ પૌદ્ગલિક પદાર્થોમાં થતા અહંકાર અને **મમકાર** ભાવનો ત્યાગ અનિવાર્ય છે આત્મજ્ઞાની મહાપુરુષોએ જેનો સ્વયં આદર કર્યો છે અને ઉપદેશ આપ્યો છે તે યમ, નિયમ, પ્રત્યાહાર અને ધારણારૂપ અનુષ્ઠાનો એ બહિરાત્મભાવને દૂર કરીને અંતરાત્મભાવને પ્રગટ તેમજ સ્થિર કરવાનાં મુખ્ય સાધનો છે.

"દેખાતું આ શરીર એ 'હું' નથી. પણ દેહથી ભિન્ન, દેહ પડવા છતાં નહિ પડનારું પરમાત્મા સદૃશ જે આત્મતત્ત્વ તે જ 'હું' છું." આવી સ્પષ્ટ સમજણ વડે સમગ્ર મનસ્તંત્ર બંધાય છે. ત્યારે જ ધ્યાન–યોગની સાધનાની શરૂઆત માટે આવશ્યક યમ-નિયમાદિના પાલનમાં પાકી રુચિ બંધાય છે અને દેહાદિને સ્પર્શતી બાબતોમાં સાક્ષી કેળવાય છે.

દા. ત. કસ્તૂરીમૃગ પોતાની નાભિમાં રહેલી કસ્તૂરીની સુગંધથી પ્રેરાઈને તે જ્યાં છે, ત્યાં તેની શોધ કરવાને બદલે જંગલમાં દોડ–દોડ કરે છે તે બહિરાત્મ ભાવ છે, થાકીને જ્યારે તે મૃગ કસ્તૂરી જ્યાં છે ત્યાં તણાય તે અંતરાત્મભાવ છે અને કસ્તૂરી-મયતા પામે તે પરમાત્મભાવ છે. આ દૃષ્ટાંત ત્રણે ભાવ અર્થાત્ ત્રણે દશાની સ્પષ્ટતા માટે છે.

બહિરાત્મભાવનો ત્યાગ કરીને, અંદર વળવું તે અંતરાત્મ વલણ છે. આ વલણ જેમ–જેમ દૃઢ થાય છે. તેમ–તેમ શરીરને લગતાં કાર્યોમાં રસ નથી રહેતો, પણ સાક્ષી ભાવ રહે છે, તેથી અંતરાત્મભાવ સુદૃઢ બને છે. શરીરને પહોંચતી સહેજ પણ ઈજા વધુ વેદનાજનક લાગે છે

જીવાત્મા અને પરમાત્માનો સમ્યગ્ યોગ એ અંતરાત્મ દશા છે. આ 'અંતરાત્મદશા' એ ધ્યાન–યોગ અને આત્માનુભવ સ્વરૂપ છે જેમ–જેમ અંતરાત્મદશાનો

વિકાસ થતો જાય છે, તેમ તેમ જીવાત્મા ઉપર લાગેલાં અજ્ઞાન–અવિદ્યાનાં આવરણો દૂર થતાં જાય છે. અને પરમાત્મસ્વરૂપનો સહજ પ્રકાશ પ્રગટ થતો જાય છે

ધ્યાતા–અંતરાત્મા પોતાની પ્રત્યેક વૃત્તિ અને પ્રવૃત્તિમાં ધ્યેયરૂપે પરમાત્માને જ કેન્દ્રમાં રાખીને તેમની આજ્ઞા અનુસાર યમ, નિયમ આદિનું યથાશક્તિ પાલન કરતો ક્રમશઃ ધારણા, ધ્યાન અને સમાધિનો અભ્યાસ કરે છે જેને યોગશાસ્ત્રમાં ‘અષ્ટાંગ યોગ’ તરીકે ઓળખાવવામાં આવે છે.

આ સાધના અને અનુષ્ઠાનોના સેવન સાથે પરમાત્માના નામ અને સદુપદેશનું સતત સ્મરણ રહેતું હોવાથી સાધકને પરમાત્માનું સતત પ્રણિધાન રહે છે, અને આ પ્રણિધાનના પ્રભાવે જ પરમાત્મા સાથે એકતા–એકાકારતારૂપ સમાપત્તિ (સહજ સમાધિ) સિદ્ધ થાય છે.

સમાપત્તિ પરમાત્મ–મિલનરૂપ છે, તેથી જ સમાપત્તિને યોગીઓની માતા કહી છે. તે પરમગુરુ પરમાત્માની અનન્ય ભક્તિના પ્રભાવે જ સાધકને આ જન્મમાં જ પરમાત્માનું દર્શન થાય છે. અને તેમાંય વિશિષ્ટ કોટિના આત્મદળવાળો સાધક તીર્થંકર નામકર્મની નિકાચના કરીને, ત્રીજા ભવે તીર્થંકરપદને પ્રાપ્ત કરે છે. તે સિવાયના બીજા ભવ્ય આત્માઓ વિશિષ્ટ ભક્તિયોગના ફળરૂપે ‘સિદ્ધ’ પદને પ્રાપ્ત કરે છે.

જીવનમાં પરાભક્તિની સ્પર્શના થાય છે, ત્યારે સાધકને પરમતૃપ્તિનો અમૃતાનુભવ થાય છે. અમર અવિનાશી આનંદમય મારું સ્વરૂપ છે, એવો અનુભવ નિયમા પરમાનંદમાં પરિણમે છે. પછી તેવા આત્માને મેળવવા જેવું કશું બાકી રહેતું નથી. તેના શોક–સંતાપ આદિ સર્વથા નાશ પામે છે. પરમ ગુણસંપત્તિ પ્રગટે છે. આ અવસ્થાનું યથાર્થ સુખ શબ્દાતીત છે.

તાત્પર્ય કે બહિરાત્મ ભાવ જતા સર્વ દુઃખોનો અંત આવે છે. સુખ બહાર નથી, એવો દૃઢ નિશ્ચય થવાથી આવો સુખદ અનુભવ થાય છે.

અંતરાત્મ ભાવ પ્રગટવાથી મોહ–તિમિરનો નાશ થાય છે. જીવને મિથ્યામાં સત્‌ની ભ્રાંતિ આ મોહ–તિમિર કરાવે છે. સ્વરૂપ–સન્મુખતારૂપ અંતરાત્મ ભાવના પ્રભાવે તે દૂર થાય છે.

પરમાત્મ દર્શન રૂપ સમાપત્તિનો એક વાર અનુભવ થયા પછી સાધક તે સ્થિતિને પ્રાપ્ત કરવા, તેમાં વધુને વધુ **સમય** સ્થિર બનવા પ્રયત્ન કરે છે; પરંતુ મોહજન્ય સંસ્કારોનું જોર ક્યારેક વધી જાય છે, ત્યારે ચિત્ત ડામાડોળ થઈ જાય છે તેથી મન પરમાત્માના ઉપયોગથી ભ્રષ્ટ થઇને બાહ્ય વિષયો તરફ દોડવા લાગે છે. કહો કે અંતરાત્મભાવ છોડીને બહિરાત્મ ભાવમાં કૂદી પડે છે. તે વખતે સાધકે પ્રભુ નામનું સ્મરણ, મંત્ર–જપ, ગુણકીર્તન, શાસ્ત્રાધ્યયન–ચિંતન મનન તથા શુભ ભાવના આદિ આલંબનો દ્વારા

મનની વૃત્તિઓને શાન્ત-સ્થિર અને એકાગ્ર બનાવવી જોઇએ. જેથી સમ્યગ્ જ્ઞાનના સંસ્કારો સુદૃઢ બનતાં મન પરમાત્માના ધ્યાનમાં સ્થિરતા-એકાગ્રતા પ્રાપ્ત કરી શકે, તન્મય બની શકે.

જે સાધકના હૈયે પોતાના પરમ ધ્યેય સ્વરૂપ પરમાત્મા પ્રત્યે અપૂર્વ આસ્થા અવિચળ શ્રદ્ધા અને અવિહડ ભક્તિ છે, તે ગમે તેવા વિષમ સંયોગથી કે બાહ્ય તેમજ આંતરિક વિઘ્નોથી ગભરાતો નથી, ભય પામતો નથી, સહેજ પણ વિચલિત થતો નથી. પણ એવી અધન્ય પળે એ તરત જ પરમાત્માને યાદ કરે છે, સાદ પાડે છે અને

'किंकर्तव्यविमूढोऽस्मि प्रपद्ये शरणं च तम्'

જેવી પ્રાર્થના પૂર્વક તેમના શરણમાં સમાઈ જાય છે. તે સમયે તેના અંતરનો એક-એક તાર 'તુંહિ-તુંહિ' પોકારે છે, તેના શબ્દોમા આર્જવ અને માર્દવ હોય છે
શરણાગતની આર્દ્રતા તેના રૂંવાડે-રૂંવાડે કમળપત્ર પર ઝાકળ બિંદુની જેમ બાઝેલી હોય છે.

તાત્પર્ય કે ચિત્ત-શુદ્ધિનું પ્રતિ સમયે પૂરેપૂરું જતન કરવું એ ધ્યાતાની ખાસ ફરજ છે. ચિત્તશુદ્ધિ સિવાય આત્મશુદ્ધિ અશક્ય છે. એ હકીકતમાં દૃઢ આસ્થાવાળો સાધક જ અંતરતમની સાધનામાં સફળ થાય છે.

## ધ્યેય પરમાત્મા

ધ્યાનની સફળતા કે સિદ્ધિ તો જ પ્રાપ્ત થાય, જો ધ્યેય પણ તેટલું જ ઉચ્ચ હોય, પરમ પવિત્ર હોય, સર્વગુણ સંપન્ન હોય અર્થાત્ ધ્યાતાના ધ્યેયરૂપે પરમાત્મા જ હોવા જોઇએ. 'જેહ ધ્યાન અરિહંત કો તેહિ જ આતમ ધ્યાન' પરમાત્માનું ધ્યાન એ સ્વ-આત્માનું જ ધ્યાન છે, કારણ કે આત્માના શુદ્ધ સ્વરૂપ અને પરમાત્મા વચ્ચે અભેદ છે એટલે જે સાધક પરમાત્માને જ એક અનન્ય શરણ્ય માની તેમની બિનશરતી શરણાગતિ સ્વીકારે છે તેનું સર્વ પ્રકારે રક્ષણ પરમાત્મા વડે જ થાય છે, તેમના સિવાય અન્ય કોઈ રક્ષક આ લોકમાં નથી.

શ્રી અરિહંત પરમાત્મા અભયના દાતા છે, શરણના દાતા છે પોતાના શરણે આવેલાને પૂર્ણતયા નિર્ભય, નિશ્ચિંત અને સ્વતુલ્ય બનાવે છે, કેમકે તેમનો એ સહજ સ્વભાવ છે.

પરમાત્માનું જ્ઞાનપૂર્વક શરણ ગ્રહણ કરવાથી તેમનામાં રહેલા શુદ્ધ ધર્મનું બહુમાન થાય છે અને તેથી શરણાગત સાધકમાં પણ તેવો જ શુદ્ધ ધર્મ પ્રગટે છે.

પરમાત્માના આલંબન સિવાય કોઇ પણ સાધક પોતાના શુદ્ધ સ્વરૂપને પામી શકતો નથી. એટલે મુમુક્ષુ સાધકોએ સર્વ પ્રથમ પરમાત્માના સ્વરૂપને જાણવું જોઈએ અને તેમનું સદા ધ્યાન કરવું જોઇએ

## પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ

સાધકે જેમને પોતાના પરમ ધ્યેય તરીકે સ્વીકાર્યા છે, ત્રાણ, પ્રાણ, શરણ, આધાર માન્યા છે, તે પરમાત્મા પરમ જ્યોતિ સ્વરૂપ છે. પરમેષ્ઠી–પરમ પદે અવસ્થિત છે, નિરંજન છે, અજન્મા છે, સનાતન–નિત્ય છે, શંભુ અને સ્વયંભૂ છે, જિન–વીતરાગ છે. જેમનામાં વિજ્ઞાન, આનંદ અને બ્રહ્મ એકાત્મતાને પ્રાપ્ત થયા છે, જેઓ શુદ્ધ છે, બુદ્ધ છે, સકળ ઉપાધિ અને સર્વ વિકારોથી સર્વથા રહિત છે, જે વ્યક્તિરૂપે મોક્ષમાં બિરાજમાન છે અને શક્તિરૂપે સર્વ જીવ–જગતમાં વ્યાપક છે, જ્યાંથી વાણી પાછી ફરે છે અને જ્યાં મનની ગતિ થતી નથી, તે પરમાત્માનું અકળ, અગમ્ય સ્વરૂપ માત્ર શુદ્ધ અનુભવ ગમ્ય છે.

જેઓ સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શબ્દથી રહિત છે, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે અને સમસ્ત જગતના જીવોને ત્રસ્ત કરનારા રાગ–દ્વેષ આદિ ૧૮ મહાદોષો–આંતર્ શત્રુઓને જેઓએ સર્વથા નિર્મૂળ કરી નાખ્યા છે અને અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, આનંદ અને વીર્ય આદિ અનંત ગુણોથી સંપન્ન છે, આવું પરમાત્માનું સ્વરૂપ છે.

પરમાત્માના સાકાર અને નિરાકાર એમ બે પ્રકાર છે.

(૧) સદેહ અવસ્થામાં પૃથ્વીતલ ઉપર વિચરી ઉપદેશ દ્વારા જ્ઞાનનો પ્રકાશ ફેલાવતા સર્વજ્ઞ, વીતરાગ શ્રી તીર્થંકર પરમાત્મા એ સાકાર પરમાત્મા છે. અને (૨) ઘાતી–અઘાતી સર્વ કર્મોનો સંપૂર્ણ ક્ષય કરી, મન–વાણી અને શરીરથી રહિત બનેલા પરમ જ્યોતિર્મય, નિરંજન, નિરાકાર, સચ્ચિદાનંદમય, પૂર્ણ શુદ્ધ સ્વરૂપને પામેલા, પૂર્ણ ગુણી સિદ્ધ પરમાત્મા એ નિરાકાર પરમાત્મા છે.

પ્રસ્તુત ગ્રન્થમાં બંને પ્રકારના પરમાત્માના સ્વરૂપનો નિર્દેશ કરવા સાથે ભિન્ન ભિન્ન પદ્ધતિથી તેમના ધ્યાનમાં સ્થિરતા, એકાગ્રતા અને લીનતા પ્રાપ્ત કરવાના ઉપાયો પણ બતાવવામાં આવ્યા છે.

વીતરાગ, અરિહંત, જિન, શંભુ, બુદ્ધ, મહાદેવ વગેરે નામો ઉપરોક્ત શુદ્ધ સ્વરૂપવાળા પરમાત્માના જ વાચક છે. તેથી કોઈ પણ નામથી જે ભક્તાત્મા તેમનું સ્મરણ–વંદન–પૂજન–કીર્તન–ધ્યાન વગેરે–તેમના જેવું પૂર્ણ, શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાના લક્ષ્યથી કરે છે, તે ક્રમશઃ તેવા શુદ્ધ સ્વરૂપને અવશ્ય પ્રાપ્ત કરે છે, કેમકે જીવ માત્રમાં પ્રચ્છન્નપણે પરમાત્મ સ્વરૂપ રહેલું છે. ઇલિકા ભમરીના ધ્યાનથી જેમ ભમરીપણાને પામે છે તેમ સાધક પરમાત્મ-ધ્યાનથી પોતાના પ્રચ્છન્ન પરમાત્મ સ્વરૂપને પ્રગટ કરી શકે છે.[૧]

---

૧. आत्मा मनीषिभिरयं त्वदभेदबुद्धया,
ध्यातो जिनेन्द्र ! भवतीह भवत्प्रभावः ॥ १७ ॥

—'કલ્યાણમંદિર સ્તોત્ર'

પરમાત્માનો પોતાનો એ સહજ સ્વભાવ છે કે પોતાના આશ્રિત ભક્ત-સાધકને પોતાના જેવું સ્વરૂપ પ્રદાન કરવું. એથી જ 'નિજ સમ ફલદ' કહીને જ્ઞાની મહાપુરુષોએ પરમાત્માની સ્તવના કરી છે.

સ્વતુલ્ય સ્વરૂપ પ્રદાન કરવાના પરમાત્માના સહજ સ્વભાવને જાણીને યોગિપુરુષો તેમનું અભેદભાવે ધ્યાન કરે છે[2] અને તે અભેદ ધ્યાનના પ્રભાવે પોતામાં પ્રચ્છન્નપણે રહેલ પરમાત્મ સ્વરૂપને વરે છે.

જિતેન્દ્રિય, ક્ષમાવાન, સદાચારી અને શુભ અધ્યવસાયવાળા જે સાધકો ભિન્ન ભિન્ન સાધના ઉપાસના-ધ્યાન માર્ગો દ્વારા પરમાત્મ સ્વરૂપને અનુભવે છે કે પ્રાપ્ત કરે છે, તે સર્વ સાધકો પરમાત્માના જ સેવકો છે. પોતાની પાત્રતા પ્રમાણે સાધકો વહેલા કે મોડા મુક્તિપદને-પરમાત્મ સ્વરૂપને પામે એથી તેમના સેવકભાવને કોઈ બાધા આવતી નથી.[3]

આમ પરમાત્માના યથાર્થ શુદ્ધ સ્વરૂપને જાણી જે સાધક, તેને જ પોતાના અનન્ય શરણ્ય અને ધ્યેયરૂપે સ્વીકારે છે, તેમના શરણ અને ધ્યાનમાં એકાકાર બને છે, તે સાધક ક્રમશઃ પરમાત્મભાવથી ભાવિત થાય છે, પરમાત્મ સ્વરૂપને અનુભવે છે અને સ્વયં પરમાત્મ સ્વરૂપ બને છે.

ધ્યાતા અને ધ્યેયનું સ્વરૂપ વિચાર્યું. હવે ધ્યાન યોગ અને સમાધિનો વિચાર કરીએ.

## સાધના પથ : ધ્યાન-યોગ અને સમાધિ

અનેક મુમુક્ષુ સાધકો ભિન્ન ભિન્ન ધ્યાન કે યોગ માર્ગની ઉપાસના કરીને પણ એક જ પર બ્રહ્મસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરે છે.

જેમ જુદા-જુદા માર્ગે વહેતી નદીઓ અંતે એક જ સમુદ્રમાં સમાઈ જાય છે. તેમ ધ્યાન, યોગ અને સમાધિના ભિન્ન-ભિન્ન પ્રકારો વડે પણ સાધક અંતે પરબ્રહ્મસ્વરૂપ પરમાત્મપદને પામે છે.

---

२. थोमव्व संपया ओह इयरहेऊ वओग तद्धेऊ ।
सविसेसुवओग सरुव, हेउ नियमसमफलयमुक्खे ॥
—'ચૈત્યવંદન ભાષ્ય' ॥૩૫॥

य एव वीतरागः स देवो निश्चीयतां ततः ।
भविनां भवदम्भोलिः स्वतुल्यपदवीप्रदः ॥४६॥
—'યોગસાર' પ્રથમ પ્રસ્તાવ

३ जितेन्द्रिया जितक्रोधा दान्तात्मानः शुभाशयाः ।
परमात्मगतिं यान्ति विभिन्नैरपिवर्त्मभिः ॥११॥
नूनं मुमुक्षवः सर्वे परमेश्वर-सेवकाः ।
दुरासन्नादिभेदास्तु, तद् भृत्यत्वं निहन्ति न ॥१२॥
—'પરમાત્મ જ્યોતિ પંચવિંશિકા,'

આ રીતે સાધનોમાં ભિન્નતા હોવા છતાં એક જ સાધ્યને સિદ્ધ કરનારા હોવાથી પરમાર્થતઃ તે સર્વમાં એકતા છે.

અંતરાત્મદશા એ સાધક અવસ્થા છે તેમાં ચતુર્થ ગુણસ્થાનકથી અર્થાત્ સમ્યગ્ દૃષ્ટિથી લઇને બારમા ગુણ સ્થાનક (ક્ષીણ મોહ) સુધીના સાધકો ધ્યાન, યોગ અને સમાધિની ભિન્ન ભિન્ન અવસ્થાઓનો અનુભવ કરતા હોય છે. વસ્તુતઃ ત્રણે ધ્યાનસ્વરૂપ હોવાથી એક છે.[૪]

પ્રસ્તુત 'ધ્યાન વિચાર' ગ્રન્થમાં ધ્યાન, યોગ અને ચિન્માત્ર સમાધિ (કરણ) ના ભેદ, પ્રભેદ અને તેનું સ્વરૂપ બતાવવા દ્વારા સાધકદશામાં સંભવતા ધ્યાન, યોગ અને સમાધિની સર્વ ભૂમિકાઓનો નિર્દેશ કર્યો છે. તથા ધ્યાતા અને ધ્યેયના સ્વરૂપનું પણ વર્ણન કર્યું છે. તેનું અધ્યયન–મનન કરવાથી યોગી પુરુષો કેવા–કેવા ધ્યાન પ્રયોગો, કેવી–કેવી યોગ સાધનાઓ અને સમાધિની અનુભૂતિ કરીને કેવળજ્ઞાન અને નિર્વાણપદને પામ્યા છે કે પામશે તે જાણી શકાય છે. અને સાધક સ્વયં એ સાધના માર્ગનું અનુસરણ કરીને પોતામાં અંતર્નિહિત પૂર્ણ જ્ઞાન અને પૂર્ણ આનંદમય સ્વરૂપને પ્રગટ કરી શકે છે.

ध्यानं एकाग्रसंवित्तिः –

અર્થાત્ એકાગ્ર ધ્યાન એટલે એક આલંબનવાળું, એક ધ્યેયવાળું જ્ઞાન. અર્થાત્ વિજાતીય જ્ઞાનના અભાવવાળી સજાતીય જ્ઞાનની ધારા તે ધ્યાન છે.

ધ્યાન–યોગ વિષયક ગ્રન્થોમાં ધ્યાન માટેની ભિન્ન–ભિન્ન પરિભાષાઓ જોવા મળે છે.

'શ્રી સમવાયાંગ સૂત્ર'માં એક જ વસ્તુમાં અંતર્મુહૂર્ત કાળ સુધી ચિત્તની અવસ્થાને ધ્યાન કહ્યું છે

તત્ત્વાર્થસૂત્રકારે એકાગ્ર ચિંતા નિરોધ અર્થાત્ કોઇ એક વિષયમાં ચિત્તની સ્થિરતાને ધ્યાન કહ્યું છે.

પૂ. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ મોક્ષ પ્રાપક ધર્મ વ્યાપારને (યોગ) ધ્યાન કહ્યું છે.

શ્રી પતંજલિ ઋષિએ સ્વરચિત યોગસૂત્રમાં ચિત્તવૃત્તિ નિરોધને યોગ–ધ્યાન કહ્યું છે.

---

૪. योगो-ध्यान-समाधिश्च धीरोधः स्वान्त-निग्रहः ।
अन्तः संलीनता चेति तत्पर्याया स्मृताः बुधैः ॥
—'आदिपुराण' सर्ग २१

પ્રસ્તુત ગ્રન્થમાં આપેલી ધ્યાન-પરિભાષા "ચિંતા અને ભાવના પૂર્વકનો સ્થિર અધ્યવસાય"માં ઉક્ત પરિભાષાઓ કરતાં કંઇક વિશેષતા દેખાય છે, અને તે વિશેષતા એ છે કે તેમાં ચિત્તને ધ્યાનની ભૂમિકામાં લઇ જવા માટે અર્થાત્ ધ્યાનમાં સ્થિર બનાવવા માટે ધ્યાન પૂર્વે જે ચિંતા (ચિંતન) અને ભાવનાનું પ્રેરક બળ જરૂરી છે, તેનો સ્પષ્ટ નિર્દેશ કરવામાં આવ્યો છે.

સ્થિર-નિશ્ચલ અધ્યવસાય અર્થાત્ આત્માનો પરિણામ-આત્માનો ઉપયોગ એ ધ્યાન છે. ધ્યાનમાં સ્થિરતા-નિશ્ચલતા લાવવા માટે પ્રથમ ધ્યેય પદાર્થનું ચિંતન અને ભાવન કરવું પડે છે ધ્યેય પદાર્થનુ ચિંતન ભાવન થયા પછી જ એકાગ્રતા પૂર્વકનું નિશ્ચલ ધ્યાન થઇ શકે છે.

ધ્યાનમાં ચેતના અંતર્મુખ થઇને અંતરાત્મરૂપી પરિણત થાય છે અને પછી સર્વથા અહંકાર રહિત બનીને પરમશુદ્ધ પરમાત્મસ્વરૂપમાં ઉલ્લસિત બને છે, માતા તરફ ખેંચાતા બાળકની જેમ પોતાના દેહાદિને અનુકૂળ બાહ્ય સામગ્રીની પ્રાપ્તિ અને પ્રતિકૂળ સામગ્રીના પરિહાર માટે હિંસા, જૂઠ, ચોરી, કામ-ક્રોધ-માન-માયા-લોભ-ઇર્ષ્યા-નિંદા આદિ પાપ અંગે ચિત્તમાં વારંવાર જે વિચારો-વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, અને તેને અનુરૂપ જીવનમાં જે જે પ્રવૃત્તિ સતતપણે થાય છે, તે સર્વ અશુભ ચિંતા અને અશુભ ભાવનાના ઘરની હે.વાથી અશુભ છે.

આમ અનાદિ કાળથી અભ્યસ્ત અશુભ ચિંતા અને અશુભ ભાવનાને કારણે જીવને વારંવાર આર્ત અને રૌદ્રધ્યાન થાય છે. આ બંને પ્રકારનાં અશુ ર ધ્યાન મન-વાળા (સંજ્ઞી) અને મન વગરના (અસંજ્ઞી) પ્રત્યેક જીવોમાં ઓછા વત્તા અંશે હોય જ છે.

આ અશુભ ધ્યાનનું નિવારણ કરી શુભ ધ્યાન લાવવા માટે શુભ ચિતા અને શુભ ભાવના આવશ્યક છે.

ચિંતા વિચારાત્મક છે. તેમાં જીવાદિ તત્ત્વોનુ અને ધ્યાન, પરમ ધ્યાન આદિનું યથાર્થ સ્વરૂપ ચિંતવવું, એ મુખ્ય સાત પ્રકારની શુભ ચિંતા છે.

ભાવના આચારાત્મક છે. તેમાં દર્શન, જ્ઞાન, ચારિત્ર, વૈરાગ્યનો અભ્યાસ કરવો, એ મુખ્ય ચાર પ્રકારની શુભ ભાવના છે.

સાત પ્રકારની ચિંતા અને ચાર પ્રકારની ભાવનાનું વિસ્તૃત વર્ણન આ ગ્રન્થમાં કરવામાં આવ્યું છે.

આગમિક પરિભાષામાં કહીએ તો એ ચિંતા એ ગ્રહણ શિક્ષા સ્વરૂપ છે અને ભાવના આસેવન શિક્ષા સ્વરૂપ છે

આ રીતે શુભ ચિંતા અને શુભ ભાવનાના સતત અભ્યાસ દ્વારા સ્થિર, શુભ અધ્યસાયરૂપ નિશ્ચળ ધ્યાનદશા પ્રગટે છે

ચિંતા અને ભાવના એ ધ્યાનની પૂર્વ ભૂમિકા છે જેવા પ્રકારનું ધ્યાન કરવાનું લક્ષ્ય/સાધકે બાંધ્યું હોય, તેને અનુરૂપ ચિંતા અને ભાવના કરવાથી બહુ જ સરળતાથી ધ્યાન દશામાં પ્રવેશી શકાય છે અને તેમાં સ્થિરતા પ્રાપ્ત કરી ઉત્તરોત્તર પ્રગતિ સાધી શકાય છે.

યોગના આઠ અંગોમાં **ધ્યાન** એ સાતમું અંગ છે, તેની પ્રાપ્તિ પૂર્વના છ એ અંગોનો અભ્યાસ કરવાથી જ થાય છે, તેમ અહીં ચિંતા અને ભાવના પૂર્વકના ધ્યાનાભ્યાસમાં પણ તે છ એ પ્રકારના અંગોનો અંતર્ભાવ થયેલો છે.

દરેક યોગમાર્ગના જાણકારોએ ધ્યાનસાધના પૂર્વે ધારણાની અનિવાર્યતા સ્વીકારી છે. તેમ પ્રસ્તુતમાં કહેવાતી ચિંતા અને ભાવના પણ ધારણા સ્વરૂપ હોવાથી ધ્યાન પૂર્વે તેની પણ તેટલી જ અનિવાર્યતા સિદ્ધ થાય છે.

ચિંતનરૂપ જ્ઞાન શક્તિ અને પંચાચારના અભ્યાસરૂપ વીર્યશક્તિ દ્વારા જ્યારે સાધકના આત્મ-પરિણામ ધ્યેયમાં સ્થિર બને છે, ત્યારે તેને ધ્યાન કહેવાય છે.

ધ્યેય-પરમાત્મામાં ધ્યાતા-અંતરાત્માનું એકાગ્ર ચિત્ત થવું, અને પરમાત્માનો સંયોગ થવો એ ધ્યાન યોગ છે.[५]

## ધ્યાન યોગ : એ મોક્ષનો રાજમાર્ગ-

'જ્ઞાનક્રિયાભ્યા મોક્ષઃ।' અનંતજ્ઞાની શ્રી તીર્થંકર પરમાત્માએ સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ક્રિયાને મોક્ષનો માર્ગ કહ્યો છે. સમ્યગ્ દર્શન અને જ્ઞાન બંને એક સાથે રહેલાં હોવાથી દર્શનનો સમાવેશ સમ્યગ્ જ્ઞાનમાં થઈ જાય છે. એટલે અહીં તેનો આગવો ઉલ્લેખ નથી થયો.

સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર-આ ત્રણે મળીને મોક્ષનો માર્ગ બને છે. સમ્યગ્ દર્શનાદિ ત્રણેની વિધિપૂર્વકની આરાધના એજ મોક્ષનો રાજમાર્ગ છે. શુભ ધ્યાનમાં આ સમ્યગ્ દર્શનાદિ ત્રણે અંતર્ભૂત હોવાથી શુભ ધ્યાન એ મોક્ષનો રાજમાર્ગ છે, એમ કહી શકાય.

શુભ ધ્યાનના મુખ્ય બે પ્રકાર છેઃ (૧) ધર્મધ્યાન (૨) શુક્લ ધ્યાન.

આ બંને શુભ ધ્યાનમાં સમગ્ર મોક્ષમાર્ગ સમાયેલો છે, તેથી ધ્યાન-યોગ એ દ્વાદશાંગીરૂપ શ્રી જિનશાસનનો સાર છે, રહસ્યાર્થ છે; શેષ સર્વ અનુષ્ઠાનો ધ્યાન-યોગને સિદ્ધ કરવાનાં સાધનો છે તેથી ધ્યાન એ મોક્ષ પ્રાપ્તિનું અનંતર કારણ છે અને શેષ-સર્વ વિરતિ, દેશવિરતિ આદિ સદનુષ્ઠાનો એ પરંપરાએ મોક્ષનાં સાધક બને છે એથી જ સર્વ જ્ઞાનાદિ આચારોના સમ્યક્ પાલન દ્વારા જે સાધક શુભ ધ્યાનને

---

५. 'योगो मयि एकचित्तता'—
सयोगो योग इत्युक्तो जीवात्मपरमात्मनोः ।

સિદ્ધ કરવાનું સુલક્ષ્ય રાખે છે, તેને તે અનુષ્ઠાનોની વિધિ-બહુમાન પૂર્વકની પવિત્ર આરાધનાના પ્રભાવે અનુક્રમે ધર્મધ્યાન અને શુક્લધ્યાનને ધ્યાવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

ગ્રન્થકાર મહર્ષિએ સ્વયં, ધ્યાનની પૂર્વે શ્રુતચિંતા અને જ્ઞાનાદિ આચાર પાલન રૂપ ભાવનાને ધ્યાનના લક્ષણ તરીકે વર્ણવીને શ્રુતજ્ઞાન અને શુભ અનુષ્ઠાનના અભ્યાસની અગત્યને આવકારી છે. તેનુ પ્રધાન કારણ એ છે કે-શ્રુતજ્ઞાન અને સદનુષ્ઠાનના આસેવન વડે જ જીવની યોગ અને ઉપયોગરૂપ બંને શક્તિઓ ઉત્તરોત્તર વિકસે છે.

જીવની મુખ્ય બે શક્તિ છે – યોગ અને ઉપયોગ યોગ એ આત્માની ક્રિયાત્મક એટલે કે વીર્યસ્ફુરણરૂપ શક્તિ છે. અને ઉપયોગ એ ભાવાત્મક શક્તિ છે. પ્રત્યેક પ્રવૃત્તિમાં જીવની આ બંને શક્તિઓ કાર્યશીલ હોય છે તે બંને શક્તિઓના તારતમ્ય વધ-ઘટને લઇ ધ્યાનની પણ ભિન્ન ભિન્ન ભૂમિકાઓ ઘટી શકે છે.

## ૨૪. ધ્યાન ભેદોનું સંક્ષિપ્ત સ્વરૂપ

**ધ્યાન :**–આ ગ્રન્થમાં દર્શાવેલા ૨૪ ધ્યાનમાર્ગ ભેદોમાં સર્વપ્રથમ ભેદ ધર્મ-ધ્યાનનો છે, તેમાં આજ્ઞા વિચય (આદિ) રૂપ ધર્મધ્યાનનો નિર્દેશ છે. હકીકતમાં પરમાત્મા અને તેમની આજ્ઞા બંને એક છે જિનાજ્ઞાનું ધ્યાન એ શ્રી જિનેશ્વર પરમાત્માનું જ ધ્યાન છે તેથી પરમાત્મ ભક્ત અંતરાત્મા પ્રભુની આજ્ઞાને પ્રભુ સ્વરૂપ માની સર્વ પ્રથમ તેનું જ ધ્યાન કરે છે

## શ્રી જિનાજ્ઞાનો મહિમા

શ્રી જિનેશ્વર પરમાત્મા એ સમગ્ર જીવરાશિના પરમ હિતચિંતક, પરમ આપ્ત-પુરુષ છે. તેમના ત્રિકાલાબાધિત વચનોના સંગ્રહરૂપ દ્વાદશાંગી–જિનાગમો એ અત્યંત નિપુણ છે. કેમકે તેમાં આત્મદ્રવ્ય આદિનું અત્યંત સૂક્ષ્મ છતાં હકીકતરૂપ સ્વરૂપ બતાવ્યું છે. તે આત્માના કેવળજ્ઞાન આદિ ગુણોના સ્વરૂપને યથાર્થ રીતે પ્રકાશિત કરે છે. તેમજ તે ગુણો પ્રાપ્ત કરવાના સચોટ ઉપાયો સમજાવે છે

શ્રી જિનાજ્ઞા અમોઘ છે, સર્વ જીવોના સર્વ દુઃખોને હરનારી છે, સર્વ જીવોના પરમહિત, સુખ અને કલ્યાણને સાધનારી છે; તેમાં જીવ માત્રના પરમહિતનું સર્વોચ્ચ ગાન છે. આ જિનાજ્ઞાની ત્રિવિધે-ત્રિકરણયોગે આરાધના કરીને જ અનંતા આત્માઓ શાશ્વત સુખને પામ્યા છે, પામે છે, તેમજ પામવાના છે આજ્ઞાનું અખંડ આરાધન એજ ચારિત્ર છે. એક પણ જિનવચનને આત્મસાત્ બનાવવામાં આવે તો કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે (एकमपि जिनवचनं निर्वाहकं भवति) કહેવાનું તાત્પર્ય કે શ્રી જિનાજ્ઞા એજ મોક્ષનો સાચો માર્ગ છે, તેની આરાધનાથી શિવપદ છે, વિરૂદ્ધતાથી સંસારભ્રમણ છે.

જેમની આજ્ઞા આટલી પ્રભાવવંતી છે, તે શ્રી જિનેશ્વર પરમાત્માનો પ્રભાવ કેટલો? શબ્દાતીત, કલ્પનાતીત, એક 'અચિન્ત્ય' શબ્દ વડે જ તે પ્રભાવના પ્રકૃષ્ટ ભાવને પુનઃ પુનઃ પ્રણામ કરવા પડે તેવો અમાપ, અગાધ, અપરિમેય.

માતાના વાત્સલ્યને આપણે જાણીએ છીએ. ધરાની ક્ષમાને આપણે જાણીએ છીએ. ચન્દ્રની શીતળતાનો આપણને અનુભવ છે, સૂર્યની તેજસ્વિતાનો આપણને પરિચય છે, સાગરની ગભીરતાનો આપણને અંદાજ છે; માતા, ધરા, ચંદ્ર, સૂર્ય, સાગર વગેરેના તે-તે ગુણોને અનંતગુણા કરવામાં આવે તોપણ જેમના ગુણની ગરિમા સમક્ષ જે નહિવત્ પુરવાર થાય એવા અચિન્ત્ય ગુણયુક્ત પ્રભાવવંતા શ્રી જિનેશ્વર પરમાત્માના ગુણ-મહિમાને જેણે યત્કિંચિત્ પ્રમાણમાં પણ જાણ્યો છે, માણ્યો છે, તેને પ્રભુ સિવાય બધું સૂનું સૂનું નિરર્થક લાગે છે તેને શરીર ખાલી ખોળિયું લાગે છે. અર્થાત્ પ્રભુજી જ તેના આત્મા બની જાય છે. તેમના નામનું સ્મરણ કરતાં તેના બધા પ્રાણો હર્ષવિભોર બની જાય છે. તેમના ગુણનું કીર્તન કરતાં તેના સાડા ત્રણ કરોડ રૂંવાડે હર્ષના દીવા પ્રગટે છે. તેનું સમગ્ર ચિત્ત પ્રભુના પરમ કલ્યાણકારી વિશુદ્ધ સ્વરૂપમાં એકાકાર બને છે. આમ આજ્ઞાના ધ્યાનથી આજ્ઞાકારક પરમાત્માનું જ ધ્યાન થાય છે.

તાત્પર્ય કે શ્રી જિનેશ્વર પરમાત્માની આજ્ઞાની આરાધના ધ્યાનયોગ વડે ભાવ-ભરપૂર સ્તુતિ-સ્તવન વડે, ઉત્તમ દ્રવ્ય વગેરેની પૂજા વડે તથા વ્રત-નિયમ-ચારિત્રના પાલન વડે થાય છે.૬

દ્રવ્ય પૂજારૂપ દ્રવ્યસ્તવ પણ ભાવસ્તવ (ભાવપૂજા)નું કારણ છે, સ્વર્ગ અને અપ-વર્ગ (મોક્ષ) આપનારું છે, ચિત્તની પ્રસન્નતાનો હેતુ છે. માટે ગૃહસ્થ જીવનમાં શ્રાવકોએ અવશ્ય દ્રવ્યસ્તવ-પૂજાદિ કરવાં જોઈએ. કારણકે શ્રાવક ઘણા કર્મવાળો હોવા છતાં દ્રવ્યપૂજાદિ દ્વારા પ્રગટેલા શુભભાવ વડે સર્વ વિરતિને પામી અનુક્રમે સર્વ કર્મોનો સમૂળ ક્ષય કરીને સર્વ જીવોને પોતા થકી થતી પીડાથી મુક્ત કરી મુક્તિ સુખને વરે છે.

શ્રીજિનાજ્ઞાના આ સહજ તારક પ્રભાવને ખૂબ ખૂબ સદ્દહતો સુજ્ઞ સાધક, તેના પાલનમાં સર્વત્ર-સર્વદા તત્પર રહે છે

અર્થાત્ આજ્ઞાવિચય ધર્મધ્યાન એટલે શ્રી જિનેશ્વર પરમાત્માની વિશ્વ હિતકર આજ્ઞાનું નિર્મળ અને સ્થિર ચિત્તે ચિંતન-મનન-પાલન અને તે સર્વ ધ્યાન ભેદોનું મૂળ છે, પાયો છે.

આજ્ઞાવિચય ધર્મ ધ્યાન અભ્યસ્ત થયા પછી શેષ પરમધ્યાન આદિ ધ્યાનો અનુક્રમે સરળતાથી સિદ્ધ થાય છે.

---

૬. इयं तु ध्यानयोगेन भावसारस्तुतिस्तवैः ।
पूजादिभिः सुचारित्रचर्यया पालिता भवेत् ॥२८॥

योगसार-प्रथम प्रस्ताव

ધ્યાન વગેરેના અભ્યાસથી સાધકનું ચિત્ત, જેમ-જેમ વધુ નિર્મળ અને સ્થિર બને છે, તેમ તેમ તે પરમાત્મ સ્વરૂપમાં વિશેષ-વિશેષ તન્મયતા સિદ્ધ કરે છે.

ચિત્તને સ્ફટિક જેવું નિર્મળ બનાવવું એ જ પરમાત્માની આજ્ઞા છે આ અપેક્ષાએ સમગ્ર ધ્યાન કે યોગની સાધના એ જિનાજ્ઞાના પાલનરૂપ હોવાથી તે પ્રતિપત્તિ-પૂજા છે. સર્વ પ્રકારની પૂજાઓમાં શ્રેષ્ઠ પ્રતિપત્તિ-પૂજા છે. ઉપશાન્ત મોહ, ક્ષીણમોહ અને સયોગી કેવળીને પણ જિનાજ્ઞા પાલનરૂપ પ્રતિપત્તિ પૂજા હોય છે. દેશવિરતિથી લઈ કેવળજ્ઞાની સુધીની ભૂમિકાઓ પ્રતિપત્તિ પૂજા સ્વરૂપ છે.

આ રીતે વિચારતાં સ્પષ્ટ સમજી શકાય છે કે આ ગ્રન્થમાં નિર્દેશેલા ૨૪ ધ્યાન ભેદો અને તેના સર્વ પેટા ભેદો, એ જિનાજ્ઞા પાલનરૂપ પ્રતિપત્તિ પૂજાના દ્યોતક છે. તે ધ્યાનોના આલંબનથી ભક્ત-સાધક ભગવાનના શુદ્ધતમ સ્વરૂપમાં તન્મય બની, અનુક્રમે સ્વ-શુદ્ધ સ્વરૂપને સાધે છે.

(૨) **પરમ ધ્યાન** :- પ્રથમ ધર્મ ધ્યાનના દીર્ઘકાલીન અભ્યાસથી સાધક આત્મામાં જ્યારે ઉત્કટ પ્રકારની ક્ષમા, મૃદુતા, ઋજુતા, સંતોષ વૃત્તિ, અનુપમ સહનશીલતા આદિ ગુણો અને મૈત્રી આદિભાવો વૃદ્ધિ પામે છે, ત્યારે પરમ ધ્યાનરૂપ શુકલ ધ્યાનનો પ્રારંભ થાય છે.

ધર્મધ્યાન એ શુકલ ધ્યાનનું બીજ છે,

પરમ ધ્યાનમાં શુકલ ધ્યાનનો પ્રથમ પ્રકાર-"પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર" સ્વરૂપ છે, તે મુખ્યતયા અપૂર્વ કરણ આદિ ૮ થી ૧૧ ગુણસ્થાનકોમાં શ્રેણિસ્થ જીવોને હોય છે અને ગૌણપણે અપ્રાપ્ત મુનિને પણ રૂપાતીત ધ્યાન સમયે શુકલ ધ્યાનનો અંશ માત્ર હોય છે.[૧]

કોઇ પણ પ્રકારથી કે પદ્ધતિથી થતું ધ્યાન જ્યારે ધ્યેયાકારે પરિણમે છે, ત્યારે તે 'સમાપત્તિ' કહેવાય છે.

પ્રસ્તુત ગ્રન્થમાં પરમ શબ્દથી નિર્દિષ્ટ પરમધ્યાન, પરમશૂન્ય, પરમકલા વગેરે ધ્યાનો એ ધ્યેય સાથે ધ્યાતાની એકતા-સમરસીભાવરૂપ સમાપત્તિને સૂચિત કરે છે.

(૩-૪) **શૂન્ય-પરમશૂન્ય** : કોઈ પણ પ્રકારના વિકલ્પ કે આકારના આલંબન વિના ધ્યાન-સાધનાનો પ્રારંભ થઈ શકતો નથી, ધ્યાન માર્ગના પથિક મુમુક્ષુ સાધકે સર્વ પ્રથમ સાકાર અને સવિકલ્પ ધ્યાનનો અભ્યાસ કરવો પડે છે. સવિકલ્પ ધ્યાનના દીર્ઘકાલીન અભ્યાસ પછી ચિત્ત, બાહ્ય વ્યાપાર અને વૃત્તિથી શૂન્ય બને છે, ત્યારે જ તે સગુણ, સાકાર પરમ બ્રહ્મરૂપ ધ્યેય સાથે તાદાત્મ્યભાવને ધારણ કરે છે. તેને 'ભાવ-

---

१ तत्राष्टमे गुणस्थाने शुक्लमद्ध्यानमादिमम् ।
ध्यातुं प्रक्रमते साधु-राद्यसंहननान्वितः ।

—'ગુણસ્થાન ક્રમારોહ'—

શૂન્ય' ધ્યાન કહે છે. આ ધ્યાનના નિરંતર અભ્યાસથી ચિત્ત જ્યારે બાહ્ય અને આંતર બંને પ્રકારની વૃત્તિઓથી શૂન્ય બને છે, ત્યારે નિરંજન, નિરાકાર જ્ઞાન અને આનંદ-મય આત્માને અનુભવે છે.

અહીં દર્શાવેલ શૂન્ય ધ્યાન એ ચિત્તને વિકલ્પ રહિત બનાવવાના અભ્યાસરૂપ છે, તેના ફળરૂપે ઉન્મનીકરણ આદિ ચિન્માત્ર સમાધિ પ્રાપ્ત થતાં નિરંજન, નિરાકાર આત્માનો અનુભવ થાય છે.

ચિત્તની ક્ષિપ્ત, નિદ્રા આદિ અવસ્થાઓમાં જે વિચારશૂન્યતા થાય છે, તે આત્મ-શુદ્ધિ અને સ્થિરતાના લક્ષ્ય વિનાની હોવાથી 'દ્રવ્ય શૂન્યતા' છે. એજ રીતે બીજા કોઈ પ્રયોગો દ્વારા મનને વિચાર–વિકલ્પ શૂન્ય બનાવવા માત્રથી ધ્યાનજન્ય આત્મિક આનંદ અનુભવી શકાતો નથી. પરંતુ આજ્ઞાવિચય આદિ શુભ ધ્યાનના સતત અને દીર્ઘકાલીન અભ્યાસના પ્રભાવે ચિત્ત જ્યારે અલ્પ સમય માટે વિકલ્પ રહિત બને છે, ત્યારે જ યથાર્થ આત્મિક આનંદ અનુભવાય છે તેથી જ શૂન્ય ધ્યાનનો નિર્દેશ આજ્ઞાવિચયાદિ ધર્મધ્યાન પછી કરવામાં આવ્યો છે. તેમજ શેષ કલા આદિ ધ્યાનો પણ આજ્ઞા-વિચયાદિ ધ્યાનના અભ્યાસ પછી જ યથાર્થ રીતે સાધ્ય બને છે.

પરમ ધ્યાન અને શૂન્ય ધ્યાનના સતત અભ્યાસથી પરમશૂન્ય ધ્યાન સિદ્ધ થાય છે.

મનને પ્રથમ ત્રિભુવન વ્યાપી કરીને, પછી એક વસ્તુમાં સંકોચી લઈને પછી તેમાંથી પણ ખસેડી લેવામાં આવે તે પરમશૂન્ય ધ્યાન છે.

(૫-૬) **કલા–પરમકલા :** ચિત્તની વિકલ્પ રહિત અવસ્થા થવાથી પ્રાણશક્તિ-રૂપ કુંડલિની સહજ રીતે ઊર્ધ્વગામી બને છે. તેમાં મુખ્યતયા કારણ શુભ ધ્યાનની પ્રબળતા છે તેથી તેવા સાધકને દેશ, કાલ, કરણ કે આસન–વગેરે કોઈ અન્ય સાધનોની અપેક્ષા રહેતી નથી.

'કલા' સહજ સમાધિને સૂચિત કરે છે, તે અવસ્થામાં સાધકને અપૂર્વ આનંદનો અનુભવ થાય છે. આચાર્ય શ્રીપુષ્પભૂતિનું દૃષ્ટાન્ત તેની પુષ્ટિ કરે છે કલા ધ્યાનના પ્રભાવે તેઓ લાંબા કાળ સુધી સમાધિમાં મગ્ન રહી શકયા હતા.

'પરમ કલા ધ્યાન' મહાપ્રાણ ધ્યાન સમયે ચૌદ પૂર્વધર શ્રુત કેવળીઓને હોય છે કુંડલિની ઉત્થાનની સર્વ પ્રક્રિયાઓ 'કલા ધ્યાન'માં અંતર્ભૂત છે

(૭–૮) જ્યોતિ પરમજ્યોતિઃ-

પ્રશસ્ત ધ્યાનના અભ્યાસથી અનુક્રમે મન આત્મતત્ત્વમાં લીન બને છે ત્યારે સહજ શાન્ત આંતર–જ્યોતિ પ્રગટે છે. તેને 'અનુભવ પ્રકાશ' પણ કહે છે. અંતરમાં પરમાત્માનાં દર્શન થવાથી આવો અનુભવ–પ્રકાશ ભક્ત–સાધક પામે છે. પ્રાપ્ત આ અનુભવ–પ્રકાશ તેના નિરંતર અભ્યાસથી વૃદ્ધિ પામતો જાય છે, તેમ–તેમ દુઃખદાયી ક્લિષ્ટ

કર્મોનો નાશ[૮]થતો જાય છે અને ક્રમશઃ કર્મ કલંકને સર્વથા દૂર કરીને, નિજ સ્વરૂપમાં રમતો યોગી 'પરમ જ્યોતિસ્વરૂપ' પરમાત્મપદને વરે છે.

જ્યોતિ ધ્યાનના દીર્ઘકાલીન અભ્યાસના પ્રભાવે પરમ સમાધિ અવસ્થામાં 'પરમ-જ્યોતિ' નો પ્રાદુર્ભાવ થાય છે. પરમ જ્યોતિરૂપ આ જ્ઞાનપ્રકાશ ચિરકાળ રહેનારો હોય છે

સ્થિર અધ્યવસાયરૂપ જે ધ્યાન વિશેષથી આત્માનુભવરૂપ જ્યોતિ–પરમ જ્યોતિનું પ્રગટીકરણ થાય છે, તે ધ્યાનને જ્યોતિર્ધ્યાન અને પરમ જ્યોતિર્ધ્યાન કહે છે.

આ પરમ જ્યોતિની સિદ્ધિ પરમ જ્યોતિર્મય પરમાત્મા પ્રત્યે વંદન–પૂજન–કીર્તન–સ્મરણ અને ચિંતનાદિ વડે અનન્ય આદર–બહુમાન પૂજ્યભાવ ધારણ કરવાથી ધ્યાનમાં સહજ લીનતા–તન્મયતા આવવાથી થાય છે.

આ બંને ધ્યાન, આત્માની જ્ઞાનશક્તિના સામર્થ્યને બતાવે છે, કે જે ધ્યાનના પ્રભાવે આત્મપ્રદેશોમાં ચોંટેલા કર્મસ્કંધો ઢીલા–પોચા પડી જાય છે,

**(૯–૧૦) બિન્દુ–પરમ બિન્દુઃ–**

પૂર્વના ધ્યાનોના દીર્ઘ અભ્યાસથી બિન્દુ ધ્યાન સરળતાથી–સહજ રીતે સિદ્ધ થાય છે, ત્યારે આત્માના પરિણામોમાં એવા પ્રકારની સ્થિરતા આવે છે કે, જેને લઇને આત્મા સાથે ઘનીભૂત થઇને ચોંટેલ કર્મો ઢીલાં પડવાથી પાકેલા ફળની જેમ ખરી પડે છે.

ॐ अर्हं આદિ મંત્રપદો ઉપર રહેલા બિન્દુનું ધ્યાન પણ પ્રસ્તુત બિન્દુ–ધ્યાનમાં સહાયક બને છે. (તેથી તેને પણ ઉપચારથી બિન્દુ–ધ્યાન કહી શકાય છે).

બિન્દુ–ધ્યાનના દીર્ઘ કાળના અભ્યાસથી આત્મ વિશુદ્ધિ વધતાં–'પરમ બિન્દુ' ધ્યાનનો પ્રારંભ થાય છે.

શ્રીજિનાગમોમાં બતાવેલી સમ્યક્ત્વ આદિ નવ ગુણ–શ્રેણિઓમાં થતા આત્મ-ધ્યાનને 'પરમ બિન્દુ' ધ્યાન કહેલું છે. આ ધ્યાનમાં સાધક આત્માની વિશુદ્ધિ ઉત્તરોત્તર સમયે અસંખ્ય–ગુણી વૃદ્ધિ પામતી હોય છે, તેથી કર્મ દલિકોની નિર્જરાપણ ઉત્તરોત્તર અસંખ્યગુણી થતી હોય છે.

**(૧૧–૧૨) નાદ–પરમનાદઃ–**

બિન્દુ આદિ ધ્યાનમાં સાધકને પ્રાથમિક કક્ષાએ વાજિંત્રના ધ્વનિની જેમ જે 'આંતરધ્વનિ' સંભળાય છે, તેને નાદ કહે છે. આ નાદ ધ્યાનના અભ્યાસથી જુદા–જુદા વાગતા વાજિંત્રોના અવાજની જેમ વિભિન્ન પ્રકારના વ્યક્ત ધ્વનિ સંભળાય તેને 'પરમનાદ' કહે છે. આ બંને ધ્યાન પ્રાણશક્તિની સ્થિરતા દર્શાવે છે.

---

૮. પણ તુમ દરિસણ યોગથી, થયો હૃદયે હો 'અનુભવ પ્રકાશ.' અનુભવ અભ્યાસી કરે. દુઃખ-દાયી હો સવિ કર્મ–વિનાશ (શ્રીનેમિનાથ પ્રભુ સ્તવન. પૂ.ચિ કૃત) .

જ્યાં પ્રાણ હોય છે, ત્યાં મન અવશ્ય હોય છે. તેથી મનની સ્થિરતા થતાં સહજ રીતે જ પ્રાણવૃત્તિ સ્થિર થઈ જાય છે.

સવિકલ્પ ધ્યાનમાં મન જ્યારે અત્યંત સ્થિર બને છે, ત્યારે વિકલ્પ અનુક્રમે સૂક્ષ્મ અને અવ્યક્ત ધ્વનિરૂપને ધારણ કરે છે. તેને 'અનાહત નાદ' કહે છે, તે ધ્વનિનું ધ્યાન કરતાં કરતાં ચિત્ત અત્યંત શાન્ત અને નિર્મળ બનતાં જ્યારે તે આત્મ સ્વરૂપમાં લીન થઇ જાય છે, ત્યારે નાદનું શ્રવણ સ્વતઃ બંધ થઇ જાય છે.

**(૧૩-૧૪) તારા-પરમ તારા:-**

કાયોત્સર્ગ ધ્યાનમાં રહેલા સાધકની સ્થિર નિશ્ચલ દૃષ્ટિને 'તારા ધ્યાન' કહે છે, આ તારા ધ્યાનના સતત અભ્યાસના પરિણામે અનુક્રમે પરમ તારા ધ્યાન સિદ્ધ થાય છે, તેમાં એક જ શુષ્ક પુદ્‌ગલ ઉપર અનિમેષ દૃષ્ટિ રાખવાની હોય છે.

કાયોત્સર્ગમાં મન-વચન અને કાયા-ત્રણે યોગોની સ્થિરતા થતી હોવાથી તેને માનસિક, વાચિક અને કાયિક ધ્યાનરૂપ માન્યું છે. દૃષ્ટિની સ્થિરતા-નિશ્ચલતા એ મનની સ્થિરતા-નિશ્ચલતામાં સહાયક બને છે.

કાયોત્સર્ગ પાંચમું આવશ્યક છે અને અભ્યંતર તપરૂપ છે, તેમાં કાયાને તદ્દન શિથિલ (ઢીલી) અને સ્થિર રાખી, મૌનપણે, શ્વાસની ગતિ સાથે ચિત્તને શાન્ત કરી, અરિહંતાદિનું ધ્યાન કરાય છે.

કાયોત્સર્ગમાં યમ-નિયમ આદિ અષ્ટાંગ યોગ[૯] સમાયેલ છે, તેથી ચતુર્વિધ શ્રીસંઘ એ કાયોત્સર્ગ દ્વારા ધ્યાન અને સમાધિનો યથોચિત અભ્યાસ કરી શકે છે અને એ હેતુથી જ ચૈત્યવંદન-પ્રતિક્રમણ આદિ આવશ્યક અનુષ્ઠાનોમાં કાયોત્સર્ગનું વિધાન છે

**( ૧૫-૧૬ ) લય-પરમલય :-**

બાહ્ય દૃષ્ટિની નિશ્ચળતા તારા અને પરમતારા ધ્યાન દ્વારા બતાવીને હવે આ લય-પરમલય ધ્યાન દ્વારા આંતર દૃષ્ટિની લીનતા જણાવે છે.

વજ્રલેપના યોગથી વસ્તુ પણ વજ્રતુલ્ય બની લાખો વર્ષ સુધી ટકે છે, તેવી રીતે સાધકનો અરિહંત પરમાત્મા આદિ પ્રત્યે શરણાગત ભાવ તીવ્ર બનતાં, તે પરમાત્મ સ્વરૂપમાં લીન બની જાય છે. તેને લય ધ્યાન કહે છે. શરણાગતના ચિત્તનું

---

૯ કાયોત્સર્ગના પ્રતિજ્ઞા સૂત્ર-અન્નત્થ સૂત્રમાં-'तावकायं ठाणेणं' પદ દ્વારા યમ-નિયમ આસન અને પ્રાણાયામ-

'मोणेणं' પદ દ્વારા પ્રત્યાહાર સૂચિત થાય છે.

'झाणेणं' પદદ્વારા ધારણા અને ધ્યાન સૂચિત થાય છે.

'अप्पाणं वोसिरामि' પદ દ્વારા સમાધિ સૂચિત થાય છે.

શરણ્ય—પરમાત્મામાં અત્યંત લીન બની જવું, તે લય ધ્યાન છે. લય ધ્યાનના પ્રભાવે જ્યારે આત્મા, આત્મામાં જ આત્માનું દર્શન કરે છે, તે પરમ લય ધ્યાન કહેવાય છે

લય ધ્યાન વડે યથાર્થ પરમાત્મ દર્શન થવાથી પરમલય ધ્યાનમાં પરમાત્મ તુલ્ય સ્વાત્માનું દર્શન થાય છે. આત્મદર્શન એજ સર્વ ધ્યાનોનું ફળ છે.

આત્મદર્શન—આત્મસાક્ષાત્કારની ઉત્તરોત્તર વિકાસ પામતી ભૂમિકાઓનું વર્ણન ઉન્મનીકરણ આદિ દ્વારા કરવામાં આવ્યું છે.

(૧૭–૧૮) લવ—પરમલવ :—

જે શુભ ધ્યાન અને સંયમ આદિ અનુષ્ઠાન વડે કર્મોનું લવન (કપાવવું) તે લવ ધ્યાન છે. તથા ઉપશમ શ્રેણિ—અને ક્ષપક—શ્રેણિમાં જે જથ્થાબંધ કર્મોનો ઉપશમ કે મૂળથી ક્ષય થાય છે, તેને પરમલવ ધ્યાન કહેવાય છે.

જેમ દાતરડાં વડે ઘાસ કપાય છે, તેવી રીતે જ શુભ ધ્યાન વડે કર્મો કપાય છે. પૂર્વના ધ્યાન ભેદો દ્વારા કર્મોમાં શિથિલતા આવે છે. તેથી તેનો ઉચ્છેદ આ ધ્યાનથી સરળતાથી થાય છે. સંયમાદિ અનુષ્ઠાનો ધ્યાનરૂપી દાતરડાંની ધારને તીક્ષ્ણ બનાવે છે, જેને લઇને કર્મોનો ક્ષયોપશમ, ઉપશમ, અને ક્ષય સુખપૂર્વક થાય છે.

(૧૯–૨૦) માત્રા—પરમ માત્રા :—

અષ્ટ મહા પ્રાતિહાર્યયુક્ત સમવસરણમાં સ્ફટિકના સિંહાસન ઉપર બિરાજીને ધર્મદેશના આપતા શ્રી તીર્થંકર પરમાત્મા તુલ્ય પોતાના આત્માને જોવો—ધ્યાવવો, એ માત્રા ધ્યાન છે.

આ ધ્યાન વડે સાધક ભાવથી તીર્થંકર બને છે. ધ્યાતા જ્યારે જેનું ધ્યાન કરે છે, ત્યારે તેના સ્વરૂપને ધારણ કરે છે, ત્યારે તે ધ્યાન સમાપત્તિરૂપ બને છે. તીર્થંકર નામકર્મની નિકાચના કરવામાં આ સમાપત્તિ મુખ્ય હેતુ બને છે તેથી માત્રા ધ્યાન એ તીર્થંકર પદ પ્રાપ્તિનું બીજ છે. સમગ્ર જિનશાસનની આરાધનાનું આ જ પ્રકૃષ્ટ ફળ છે.

પરમમાત્રા શ્રી તીર્થંકર પરમાત્મા સ્વયં વિશ્વોપકારક, ભવતારક તીર્થની સ્થાપના કરે છે.

ચોવીસ વલયોથી વેષ્ટિત પોતાના આત્માનું ધ્યાન કરવું તે 'પરમમાત્રા ધ્યાન' છે.

પરમમાત્રા ધ્યાનમાં મનને ત્રિભુવન વ્યાપી બનાવવાની પ્રક્રિયાનો નિર્દેશ થયો છે. આ ૨૪ વલયોમાં મુખ્યત્વે ચતુર્વિધ શ્રી સંઘરૂપ, દ્વાદશાંગીરૂપ, અને પ્રથમ ગણધરરૂપ તીર્થનું સ્મરણ, ચિંતન તથા સર્વ દ્રવ્ય—ગુણ—પર્યાયનું ચિંતન થતું હોવાથી—આ ધ્યાનનો વિષય ત્રિભુવનવ્યાપી બને છે.

પિંડને બ્રહ્માંડમાં સ્થાપના કરવાની આ પ્રક્રિયાથી દબાઇને રહેલો આત્મોલ્લાસ પૂરનો પ્રગટે છે. મનને વળગેલો દેહભાવ 'દેહાધ્યાસ' સાવ પાતળો પડે છે. અને

સર્વાત્મભાવની અનુભૂતિ થાય છે. આત્માના પ્રદેશો જેટલા જ પ્રદેશો લોકના હોવાથી આ પ્રક્રિયા વિજ્ઞાન અને અધ્યાત્મ ઉભય દૃષ્ટિએ સુસંગત છે.

**( ૨૧–૨૨ ) પદ–પરમપદ :–**

પદ ધ્યાનમાં શ્રી અરિહંતાદિ પાંચ પરમેષ્ઠિ ભગવંતોનું ધ્યાન થાય છે. સર્વ પ્રકારના પદોમાં સર્વશ્રેષ્ઠ પદો આ પાંચ જ છે, આ ધ્યાનને પરમેષ્ઠિ ધ્યાન તથા નમસ્કાર ધ્યાન પણ કહે છે. પૂર્વોક્ત પરમમાત્રા ધ્યાનનો સંક્ષેપ, આ પદ ધ્યાનમાં થાય છે.

## પદ ધ્યાનની વ્યાપક ઉપકારકતા

સર્વ ધ્યાન પ્રકારોમાં પદધ્યાન સૌથી વધુ સરળ, વ્યાપક અને ઉપકારક છે. ચતુર્વિધ સંઘ શ્રી નમસ્કાર મહામંત્રની સ્મરણ–જાપ અને કાયોત્સર્ગ દ્વારા સર્વ અનુષ્ઠાનોમાં આરાધના કરે છે. તેથી ક્રિયાયોગમાં પણ પદ ધ્યાનની વ્યાપકતા રહેલી છે, તે સમજી શકાય છે.

શ્રી જિનાગમોમાં નમસ્કારને ‘ પંચ મંગલ મહા શ્રુત સ્કંધ ’ કહ્યો છે. કારણ કે તે સકળ આગમ શાસ્ત્રોમાં–દૂધમાં ઘીની જેમ–વ્યાપીને રહેલો છે આબાલ ગોપાલ સર્વ પોતાના ઇષ્ટ પરમાત્માના નામ અને મંત્રપદનું સ્મરણ, ચિંતન અને ધ્યાન કરવા યથાશક્તિ પ્રયત્ન કરે છે. અને તેના દ્વારા ચિત્તની પવિત્રતા તેમજ પ્રસન્નતા પ્રાપ્ત કરે છે અને આત્મિક ઉત્થાનના મંગળકારી માર્ગે આગળ વધે છે.

આ રીતે પદ ધ્યાન—મંત્રાધિરાજ શ્રીનવકારનાં પદોનું ધ્યાન—ક્રિયાયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ અને ધ્યાન–યોગ આદિમાં વ્યાપક હોવાથી તેની ઉપકારકતા સકળ લોક વ્યાપી છે.

**પરમપદ :–** પંચ પરમેષ્ઠિ પદોને આત્મામાં સ્થાપિત કરવા એટલે કે તેમનો પોતાના આત્મામાં આરોપ કરીને, પોતાના આત્માને પણ પરમેષ્ઠિરૂપે ચિંતવવો, તે ‘ પરમપદ ધ્યાન ’ છે. તેના પ્રારંભ અને સિદ્ધિમાં પદ ધ્યાનનો દીર્ઘ અભ્યાસ ખાસ જરૂરી છે. આ ધ્યાનમાં પરમેષ્ઠિ ભગવંતો સાથે અભેદ–એકતા અનુભવાય છે. તેને અભેદ પ્રણિધાન પણ કહે છે.

શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ સર્વ જીવો શુદ્ધ છે. દ્રવ્યરૂપે પ્રત્યેક જીવ પરમાત્મા છે. આવી શુદ્ધ નયની ભાવનાથી ભાવિત આત્મા પરમપદ ધ્યાન વડે પંચ પરમેષ્ઠિરૂપે સ્વ–આત્માનું ધ્યાન કરે છે, તે પરમાત્માની ભાવ–પૂજા છે, પરા ભક્તિ છે. આજ્ઞા પાલનરૂપ પ્રતિપત્તિ પૂજા છે. આ પૂજાના પ્રભાવે આત્મા સ્વયં અનુક્રમે પરમપદને પ્રાપ્ત કરે છે.

### ( ૨૩–૨૪ ) સિદ્ધિ–પરમ સિદ્ધિ :—

મુક્તાત્માઓના અરૂપી ગુણોનું ધ્યાન એ ‘ સિદ્ધિ ધ્યાન ’ કહેવાય છે.

સિદ્ધિ ધ્યાનનો અભ્યાસ કરનારા મુનિ મહાત્માઓ પરમપદને પામેલા નિરંજન, નિરાકાર, પરમ જ્યોતિ સ્વરૂપ અનંત ગુણ–પર્યાયના પિંડરૂપ સિદ્ધ પરમાત્માના જ્ઞાનાદિ ગુણોનું ધ્યાન કરે છે.

રાગ–દ્વેષના પ્રસંગોમાં પરમ માધ્યસ્થ્ય રાખવાથી સિદ્ધિ ધ્યાન સિદ્ધ થાય છે.

વર્તમાન કાળમાં પણ સાધકો સિદ્ધ સ્વરૂપનું ધ્યાન કરી શકે છે. તે સિદ્ધ પરમાત્મા અમૂર્ત, નિષ્કલ હોવા છતાં યોગીઓને ધ્યાનગમ્ય છે કારણ કે તે પરમાત્મા નિરાકાર હોવા છતાં સાકાર છે અને સાકાર હોવા છતાં નિરાકાર છે. તેઓ સર્વ જ્ઞેય પદાર્થોને જાણે છે, પણ તેઓને માત્ર જ્ઞાન દૃષ્ટિવાળા જ જાણી શકે છે જ્ઞાનદૃષ્ટિ એટલે સુવિશુદ્ધ આત્મદૃષ્ટિ, તેના વડે પરમાત્મ દર્શન સુલભ છે.

સિદ્ધાત્મા અમૂર્ત છતાં ચૈતન્ય સ્વરૂપ ઘનાકારને સદા ધારણ કરી સુસ્થિરપણે સિદ્ધ શિલા ઉપર બિરાજેલા છે

આવી નિયત આકૃતિવાળા છતાં તે પરમાત્મા સ્વ–ચૈતન્યરૂપ જ્ઞાન ગુણ વડે સમગ્ર વિશ્વરૂપ છે, લોકાલોક વ્યાપી છે, કારણ કે વિશ્વના જ્ઞેય પદાર્થો તેમના કેવળ જ્ઞાનમાં પ્રતિબિંબિત થયેલા છે. તેથી તેઓ સર્વ પદાર્થોના આકારને ધારણ કરનારા છે આમ સિદ્ધ પરમાત્મા વિશ્વવ્યાપી છે તેમજ ‘ વિશ્વતોમુખ ’ પણ અને ‘વિશ્વનેત્ર’ પણ કહેવાય છે.

આ રીતે સિદ્ધ સ્વરૂપનું ચિંતન કરતો યોગી તેમના સ્વરૂપમાં અનુક્રમે તન્મયતા સિદ્ધ કરે છે, ત્યારે ‘ પરમ સિદ્ધિ ’ ની યોગ્યતા પ્રગટે છે.

સિદ્ધ પરમાત્માના જ્ઞાનાદિ અનંત ગુણોનો સ્વ–આત્મામાં આરોપ કરી, પોતાના આત્માનું સિદ્ધરૂપે ધ્યાન કરવું તે ‘પરમસિદ્ધિ’ ધ્યાન કહેવાય છે.

સહજ સંપૂર્ણ સુખના ભોક્તા, પૂર્ણગુણી, સર્વથા કૃતકૃત્ય, નિરંજન સિદ્ધ પરમાત્માના ધ્યાનના પ્રભાવે જ સાધક, સિદ્ધ સદૃશ સ્વ-આત્માનું ધ્યાન કરી શકે છે. અને તે ધ્યાન પરમસિદ્ધિને પ્રાપ્ત કરાવનાર હોવાથી તેને ‘ પરમસિદ્ધિ ’ ધ્યાન કહે છે તેમાં શુદ્ધાત્માનું ધ્યાન હોવાથી તે ધ્યાન, શુકલ ધ્યાન સ્વરૂપ છે.

આ રીતે પ્રથમ આજ્ઞાવિચયાદિ ધર્મ–ધ્યાનથી પ્રારંભીને પરમસિદ્ધિ ધ્યાન સુધીના ૨૪ પ્રકારનાં ધ્યાનો, એ ધર્મ–ધ્યાન અને શુકલધ્યાન સ્વરૂપ છે

### કરણયોગ અને ભવનયોગ

આ ગ્રન્થમાં બતાવેલા પરમમાત્રા ધ્યાનમાં જે ૯૬ પ્રકારના કરણયોગ અને ૯૬ પ્રકારના ભવનયોગનો નિર્દેશ થયો છે, તેનો વિચાર કરતાં યોગ–સાધનાનાં કેટલાક માર્મિક રહસ્યો વધુ સ્પષ્ટ થાય છે

(૫) પરાક્રમના યોગે આત્મા પોતાના આત્મપ્રદેશોમાં ઊંચે ગયેલાં કર્મોને નીચે લઇ જાય છે–જેમ છિદ્ર યુક્ત ડબામાંથી તેલને નીચે લઈ જવામાં આવે છે.

(૬) ચેષ્ટાના યોગે આત્મા, સ્વસ્થાને રહેલાં કર્મોને સૂકવી નાખે છે–જેમ તપેલા લોખંડના વાસણમાં રહેલું પાણી સૂકાઇ જાય છે.

(૭) શક્તિના પ્રભાવે આત્માથી કર્મનો અત્યંત વિયોગ કરવા માટેની આત્માભિમુખતા પ્રગટે છે–જેમ તલમાંથી તેલને છૂટું પાડવા તેને ઘાણીમાં પીલવામાં આવે છે.

(૮) સામર્થ્યના પ્રભાવે આત્મા અને કર્મનો સાક્ષાત્ વિયોગ કરવામાં આવે છે–જેમ ખોળ અને તેલને જુદાં પાડવામાં આવે છે.

મોહનીય આદિ કર્માણુઓનો વિપુલ જથ્થો આત્માના પ્રદેશે–પ્રદેશે નીર-ક્ષીરવત્ વ્યાપીને રહ્યો છે, તેનો સમૂલ ઉચ્છેદ–કરવા માટે આત્માએ અવિરતપણે ભગીરથ પુરુષાર્થ કરવો પડે છે અને તે પુરુષાર્થમાં ઉત્તરોત્તર પ્રબળતા વધતી જાય તે માટે મનોયોગ વગેરેની શુદ્ધિ, જ્ઞાનાદિ આચારોનું સમ્યક્ પાલન આદિ આલંબનો ગ્રહણ કરવાં પડે છે. તે આલંબનોને સાધક પોતાના જીવનમાં જેમ–જેમ અપનાવતો રહે છે, તેમ–તેમ તેનો આંતર્-પુરુષાર્થ ક્રમશઃ વૃદ્ધિ પામતો જાય છે

જુદાં–જુદાં આલંબનોને લઈને ક્રમિક વિકાસ પામતા આ આતર-પુરુષાર્થને જ અહીં યોગ, વીર્ય, સ્થામ, ઉત્સાહ આદિ નામો દ્વારા ઓળખાવવામાં આવ્યા છે.

આ યોગ, વીર્ય આદિના કાર્યને સમજવા માટે એક-બે વ્યવહારૂ ઉદાહરણ જોઇએ.

શિયાળામાં એકદમ થીજી ગયેલા ઘીને પીગાળવા–પ્રવાહી બનાવવા માટે તેને અગ્નિનો તાપ આપવામાં આવે છે. તાપ લાગવાથી સર્વ પ્રથમ ઘીમાં ઢીલાશ આવે છે, તાપનું પ્રમાણ વધે છે એટલે તેમાં ઉથલપાથલ શરૂ થાય છે અને તે ધીમે ધીમે તરલતા–અભિમુખ બને છે અને તાપની ઉગ્રતા વધતાં તે એકદમ પીગળી જાય છે અર્થાત્ ઓગળી જાય છે.

અથવા કોઇ મજબૂત દિવાલમાં ખૂબ ઊંડે સુધી ઊતરી ગયેલા ખીલાને ખેંચી કાઢવો હોય છે તો વ્યક્તિ ખીલાને કાઢવા જરૂરી હથોડાદિ સામગ્રી ભેગી કરે છે. પછી તેને ખેંચી કાઢવાની મહેનત શરૂ કરે છે. પણ ખીલો ખૂબ ઊંડે ઊતરલો હોવાથી તેના એકલાના પ્રયત્નથી બહાર નીકળતો નથી. તે જોઇને બીજા માણસો–'ઓર જોર લગાઓ'–વગેરે પ્રેરણાત્મક શબ્દો દ્વારા તેને ઉત્સાહિત કરે છે; એટલે તે વ્યક્તિ વધુ જોર્સ–જુસ્સાથી ખીલાને બહાર ખેંચી કાઢવા પ્રયત્નશીલ બને છે. મજબૂત પકડ વડે ખીલાને ઊંચો-નીચો કરીને ઢીલો પાડે છે. આમ થવાથી તે ખીલો વધુ ઢીલો પડે છે. દીવાલ સાથેની તેની પકડ ઢીલી પડે છે એટલે તે વ્યક્તિ અતિ ઉત્સાહિત થઈને તે ખીલાને મજબૂત પકડ દ્વારા દીવાલમાંથી બહાર ખેંચી કાઢવામાં સફળ થાય છે.

આજ રીતે મુમુક્ષુ સાધક, પોતાના આત્મપ્રદેશો સાથે જડબેસલાક બની ગયેલા કર્માણુઓને છૂટા પાડવા, તેનો ક્ષય કરવા માટે શુભ આલંબનો દ્વારા પોતાના આંતર્ (આત્મિક) પુરુષાર્થને ઉત્તરોત્તર પ્રબળ વેગવંતો બનાવતો રહે છે અને તેના દ્વારા ધ્યાન–સાધનામાં આવતા વિક્ષેપોને દૂર કરે છે. ચિત્તનું સંતુલન જાળવી રાખીને પોતાના ધ્યેયમાં આત્મ સ્વભાવમાં લીનતા પ્રાપ્ત કરતો રહે છે. આત્મસ્વભાવમાં લીનતા જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ તેના આત્મપ્રદેશોમાં ચોટેલા કર્માણુઓના જથ્થામાં હલચલ–ઊથલપાથલ શરૂ થાય છે.

ધ્યાનાગ્નિ જેમ વધુ તીવ્ર બને છે તેમ તે કર્માણુઓની આત્મપ્રદેશો ઉપરની પકડ ઢીલી પડતી જાય છે, ચૂલા ઉપર ચડેલી ખીચડીની જેમ તે કર્માણુઓ ઊંચા–નીચા થાય છે અને ક્રમશઃ ક્ષયને અભિમુખ બની આત્માથી છૂટા પડી જાય છે.

"પંચસૂત્ર'ના પ્રથમ 'પાપપ્રતિઘાતગુણબીજાધાન' સૂત્રમાં પણ કહ્યું છે કે–આ સૂત્રનો પ્રણિધાન પૂર્વક પાઠ કરવાથી, સાંભળવાથી, તેના અર્થનું ચિંતન કરવાથી અશુભ કર્મોના અનુબંધો શિથિલ બને છે અર્થાત્ કર્મોના દલિકો, તેની સ્થિતિ અને તેનો રસ ઘટવા માંડે છે. ત્યાર પછી તે કર્માણુઓમાં રહેલો રસ ક્ષય પામે છે અને નીરસ બનેલાં કર્મો આત્મપ્રદેશોમાંથી છૂટા પડી જાય છે અર્થાત્ ક્ષય પામે છે."

પંચસૂત્રમાં નિર્દિષ્ટ આ હકીકત યોગ, વીર્ય આદિ દ્વારા થતી કર્મક્ષયની પ્રક્રિયાનું જ સમર્થન કરે છે. તેની ઘટના આ રીતે વિચારી શકાય છે.

યોગ, વીર્ય અને સ્થામ દ્વારા કર્માણુઓને પોતાના સ્થાનમાંથી ખસેડવામાં આવે છે, એટલે કે સ્થાનભ્રષ્ટ કરવામાં આવે છે

ઉત્સાહ, પરાક્રમ અને ચેષ્ટા દ્વારા તેમાં રહેલા રસનું શોષણ કરવામાં આવે છે.

શકિત અને સામર્થ્ય દ્વારા તે કર્માણુઓને આત્મપ્રદેશોમાંથી સર્વથા અલગ કરવામાં આવે છે. તે પંચસૂત્રમા નિર્દિષ્ટ કર્મોના શિથિલીકરણ, પરિહાનિ અને ક્ષયને સૂચવે છે.[૧૦]

આ યોગો ધ્યાન અને સમાધિરૂપ છે, વિશુદ્ધ ચારિત્રના દ્યોતક છે. વિશુદ્ધ ચારિત્રવાનને ધ્યાનરૂપ આ યોગો અવશ્ય હોય છે આઠ પ્રકારના ચારિત્રાચાર–પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ છે અને તે પ્રણિધાનયોગ યુક્ત હોય છે.

સચ્ચારિત્ર સાથે ધ્યાન અને યોગનો ગાઢ સંબંધ છે. સમિતિ–ગુપ્તિરૂપ ચારિત્ર જેમ–જેમ વિશુદ્ધ બનતું જાય છે તેમ તેમ યોગ(આત્મિક વીર્ય)ની પ્રબળતા અને સૂક્ષ્મતા વધતી જાય છે.

---

૧૦ एवमेवं सम्मं पढमाणस्स सुणमाणस्स अणुप्पेहमाणस्स सिढिलीभवंति, परिहायंति, खिज्जंति, असुहकम्माणुबंधा ॥

'યોગ' શબ્દથી પ્રસ્તુતમાં મોક્ષ સાથે જોડી આપનાર શુભ પ્રવૃત્તિ અને તેમાં પ્રેરક આત્મશક્તિ (વીર્યશક્તિ) વિવક્ષિત છે.

ધ્યાન દશામાં સ્થિરતા–નિશ્ચલતા લાવનાર આ વીર્યશક્તિ છે. આત્માની આ વીર્યશક્તિ જેમ જેમ પ્રબળ બને છે, તેમ તેમ ધ્યાનમાં નિશ્ચલતા વધવાથી કર્મોની નિર્જરા, આત્માની શુદ્ધિ વિશેષ પ્રમાણમાં થાય છે.

યોગ, વીર્ય, સ્થામ, ઉત્સાહ, પરાક્રમ, ચેષ્ટા, શક્તિ અને સામર્થ્ય–યોગના આ પર્યાયવાચી આઠ નામો દ્વારા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી આત્માની વીર્ય શક્તિનો જ અહીં નિર્દેશ કરવામાં આવ્યો છે.

જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણની જેમ વીર્ય પણ આત્માનો મુખ્ય ગુણ છે.

જ્ઞાન અને દર્શન સ્વ–પર વસ્તુને પ્રકાશિત કરે છે, કર્મનો ક્ષય અને ક્ષયોપશમ કઈ રીતે કરવો તેની સમજ આપે છે, પણ કર્મના ક્ષય અને ક્ષયોપશમનું કાર્ય વીર્ય-શક્તિ દ્વારા થાય છે.

આત્મામાં ઉદ્ભવતી ક્રિયાશક્તિ એ વીર્ય ગુણને આભારી છે. અહિંસા, સંયમ અને તપ અનુષ્ઠાનરૂપ ક્રિયાઓમાં પ્રેરક શક્તિ વીર્ય છે. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર અને તપાચાર–આ ચારે આચારોના આસેવનથી વીર્યાચારનું પાલન પણ અવશ્ય થઈ જાય છે. હકીકતમાં જ્ઞાનાદિ આચારોનું અપ્રમત્તભાવે પાલન એ જ વીર્યાચાર છે.

કહ્યું પણ છે :–

"સંયમ અને તપોમય ક્રિયા દ્વારા સંવર અને નિર્જરા સિદ્ધ થાય છે, એકલા જ્ઞાનથી નહિ." માટે જ શ્રી જિનદર્શનમાં જ્ઞાન અને ક્રિયા બંનેના સુભગ સમન્વયને જ મોક્ષનું કારણ કહ્યું છે.

આ ગ્રન્થમાં કરણયોગ અને ભવનયોગના અધિકારમાં નિર્દિષ્ટ પ્રણિધાન આદિ યોગો એ ઉત્તરોત્તર પ્રકર્ષને પ્રાપ્ત કરતી સંવર અને નિર્જરારૂપ ક્રિયા છે.

(૧) પ્રણિધાન યોગમાં અશુભ વૃત્તિ અને પ્રવૃત્તિનો નિરોધ થાય છે,

(૨) સમાધાન યોગમાં શુભ વૃત્તિ અને નિષ્પાપ પ્રવૃત્તિનું સેવન થાય છે.

(૩) સમાધિ યોગમાં ચિત્ત વૃત્તિઓ અત્યંત શાન્ત બને છે. રાગદ્વેષાત્મક વૃત્તિ-ઓનો નિરોધ થાય છે. તેથી સાધકની વાણી અને આકૃતિ પણ શાન્તરસની વાહક બને છે

(૪) કાષ્ઠાયોગમાં ધ્યાનના સતત અભ્યાસ વડે મનની વિશેષ સ્થિરતા થવાથી શ્વાસોચ્છ્વાસ આદિનો નિરોધ થાય છે.

પ્રાથમિક અભ્યાસીને આ પ્રણિધાનાદિ જઘન્ય કોટિના હોય છે, ત્યારે તે યોગ કહેવાય છે ઉત્તરોત્તર અભ્યાસ વધતાં તે મધ્યમ અને ઉત્કૃષ્ટ કોટિના થાય છે ત્યારે અનુક્રમે મહાયોગ અને પરમયોગ કહેવાય છે.

(૧) પ્રણિધાન જઘન્ય યોગ (૨) પ્રણિધાન મધ્યમ યોગ (૩) પ્રણિધાન ઉત્કૃષ્ટ યોગ (૪) સમાધાન યોગ (૫) સમાધાન મહાયોગ (૬) સમાધાન પરમયોગ (૭) સમાધિ યોગ (૮) સમાધિ મહાયોગ (૯) સમાધિ પરમયોગ (૧૦) કાષ્ઠા યોગ (૧૧) કાષ્ઠા મહાયોગ (૧૨) કાષ્ઠા પરમયોગ. આ બાર ભેદ સ્થૂલ દૃષ્ટિથી બતાવ્યા છે. સ્થૂલ દૃષ્ટિથી વિચારતાં યોગ, વીર્ય આદિના જે ભિન્ન ભિન્ન આલંબનો બતાવ્યાં છે, તેની અપેક્ષાએ યોગ વગેરેના અનેક ભેદો થાય છે.

યોગના ઉક્ત બાર પ્રકારોની જેમ વીર્ય, સ્થામ, ઉત્સાહ આદિના પણ ૧૨-૧૨ પ્રકારો કરવાથી કુલ ૯૬ પ્રકારો થાય છે આ ૯૬ પ્રકારો પ્રયત્નપૂર્વક થાય તો કરણ-યોગ અને વિના પ્રયત્ને સહજ રીતે થાય તો, ભવનયોગ કહેવાય છે.

યોગ, વીર્ય ઉત્સાહ આદિના ભિન્ન ભિન્ન આલંબનોનું વર્ણન આ ગ્રન્થમાં કરેલું છે. તેમાં પ્રથમના ત્રણ યોગોનાં આલંબન પ્રવૃત્ત્યાત્મક છે; શેષ સ્થામ આદિ પાંચ યોગોનાં આલંબનો ચિંતનાત્મક છે. તે આલંબનો દ્વારા સાધકનું આત્મબળ, આત્મ સામર્થ્ય જેમ જેમ વૃદ્ધિ પામે છે, તેમ તેમ તેના ફળરૂપે સાધક આત્મા પોતાના આત્મપ્રદેશોમાં વ્યાપીને રહેલા કર્મમળનો ક્ષય કરવા માટે ક્રમશઃ કઈ રીતે કાર્યશીલ બને છે અને તે કર્મમળ પણ કઈ રીતે આત્માથી છૂટો પડે છે, તે રહસ્ય-યોગપ્રક્રિયાનું વર્ણન આ ગ્રન્થમાં વિશેષ પ્રકારે જોવા મળે છે.

## યોગ-વીર્ય આદિનાં કાર્યો

(૧) યોગની સહાય વડે આત્મા પોતાના આત્મપ્રદેશોને કર્મનો ક્ષય કરવા માટે સર્વ પ્રથમ કાર્યશીલ-તત્પર બનાવે છે-જે રીતે કોઈ રાજા યા શ્રેષ્ઠી પોતાના અધિકારી-સેવકોને કાર્યશીલ બનાવે.

(૨) વીર્ય-સહાય વડે આત્મા પોતાના આત્મપ્રદેશો દ્વારા કર્મોને ધ્યાનરૂપી અગ્નિમાં નાખવા પ્રેરણા કરે છે-જેમ શેઠ વગેરે પોતાના નોકર દ્વારા કચરો બહાર ફેંકાવે.

(૩) સ્થામના સહયોગથી આત્મા પોતાના આત્મપ્રદેશોમાં રહેલા કર્મ દલિકોને ખપાવવા માટે ખેંચી કાઢે છે-જેમ ખેડૂત પોતાના ખેતરમાં રહેલ તૃણ-ઘાસ આદિ કચરાને દંતાલીથી ખેંચી કાઢે છે

(૪) ઉત્સાહના સહયોગથી આત્મા પોતાના આત્મપ્રદેશોમાંથી ખેંચેલાં કર્મોને ઊંચે લઈ જાય છે-જેમ પાઈપ દ્વારા પાણીને ઊંચે લઈ જવામાં આવે છે.

(૫) પરાક્રમના યોગે આત્મા પોતાના આત્મપ્રદેશોમાં ઊંચે ગયેલાં કર્મોને **નીચે** લઇ જાય છે-જેમ છિદ્ર યુક્ત ડબામાંથી તેલને નીચે લઈ જવામાં આવે છે.

(૬) ચેષ્ટાના યોગે આત્મા, સ્વસ્થાને રહેલાં કર્મોને સૂકવી નાખે છે-જેમ તપેલા લોખંડના વાસણમાં રહેલું પાણી સૂકાઇ જાય છે.

(૭) શક્તિના પ્રભાવે આત્માથી કર્મનો અત્યંત વિયોગ કરવા માટેની આત્માભિમુખતા પ્રગટે છે-જેમ તલમાંથી તેલને છૂટું પાડવા તેને ઘાણીમાં પીલવામાં આવે છે.

(૮) સામર્થ્યના પ્રભાવે આત્મા અને કર્મનો સાક્ષાત્ વિયોગ કરવામાં આવે છે-જેમ ખોળ અને તેલને જુદાં પાડવામાં આવે છે

મોહનીય આદિ કર્માણુઓનો વિપુલ જથ્થો આત્માના પ્રદેશે-પ્રદેશે નીર-ક્ષીરવત્ વ્યાપીને રહ્યો છે, તેનો સમૂલ ઉચ્છેદ-કરવા માટે આત્માએ અવિરતપણે ભગીરથ પુરુષાર્થ કરવો પડે છે અને તે પુરુષાર્થમાં ઉત્તરોત્તર પ્રબળતા વધતી જાય તે માટે મનોયોગ વગેરેની શુદ્ધિ, જ્ઞાનાદિ આચારોનું સમ્યક્ પાલન આદિ આલંબનો ગ્રહણ કરવાં પડે છે. તે આલંબનોને સાધક પોતાના જીવનમા જેમ-જેમ અપનાવતો રહે છે, તેમ-તેમ તેનો આંતર્-પુરુષાર્થ ક્રમશઃ વૃદ્ધિ પામતો જાય છે

જુદાં-જુદાં આલંબનોને લઈને ક્રમિક વિકાસ પામતા આ આતર-પુરુષાર્થને જ અહીં યોગ, વીર્ય, સ્થામ, ઉત્સાહ આદિ નામો દ્વારા ઓળખાવવામાં આવ્યા છે.

આ યોગ, વીર્ય આદિના કાર્યને સમજવા માટે એક-બે વ્યવહારૂ ઉદાહરણ જોઇએ.

શિયાળામાં એકદમ થીજી ગયેલા ઘીને પીગાળવા-પ્રવાહી બનાવવા માટે તેને અગ્નિનો તાપ આપવામાં આવે છે. તાપ લાગવાથી સર્વ પ્રથમ ઘીમાં ઢીલાશ આવે છે, તાપનું પ્રમાણ વધે છે એટલે તેમાં ઉથલપાથલ શરૂ થાય છે અને તે ધીમે ધીમે તરલતા-અભિમુખ બને છે અને તાપની ઉગ્રતા વધતાં તે એકદમ પીગળી જાય છે અર્થાત્ ઓગળી જાય છે.

અથવા કોઇ મજબૂત દિવાલમાં ખૂબ ઊંડે સુધી ઊતરી ગયેલા ખીલાને ખેંચી કાઢવો હોય છે તો વ્યક્તિ ખીલાને કાઢવા જરૂરી હથોડાદિ સામગ્રી ભેગી કરે છે. પછી તેને ખેંચી કાઢવાની મહેનત શરૂ કરે છે. પણ ખીલો ખૂબ ઊંડે ઊતરેલો હોવાથી તેના એકલાના પ્રયત્નથી બહાર નીકળતો નથી. તે જોઇને બીજા માણસો-'ઓર જોર લગાઓ'-વગેરે પ્રેરણાત્મક શબ્દો દ્વારા તેને ઉત્સાહિત કરે છે; એટલે તે વ્યક્તિ વધુ જોસ-જુસ્સાથી ખીલાને બહાર ખેંચી કાઢવા પ્રયત્નશીલ બને છે. મજબૂત પકડ વડે ખીલાને ઊંચો-નીચો કરીને ઢીલો પાડે છે આમ થવાથી તે ખીલો વધુ ઢીલો પડે છે દીવાલ સાથેની તેની પકડ ઢીલી પડે છે એટલે તે વ્યક્તિ અતિ ઉત્સાહિત થઈને તે ખીલાને મજબૂત પકડ દ્વારા દીવાલમાંથી બહાર ખેંચી કાઢવામાં સફળ થાય છે,

આજ રીતે મુમુક્ષુ સાધક, પોતાના આત્મપ્રદેશો સાથે જડબેસલાક બની ગયેલા કર્માણુઓને છૂટા પાડવા, તેનો ક્ષય કરવા માટે શુભ આલંબનો દ્વારા પોતાના આંતર્ (આત્મિક) પુરુષાર્થને ઉત્તરોત્તર પ્રબળ વેગવંતો બનાવતો રહે છે અને તેના દ્વારા ધ્યાન–સાધનામાં આવતા વિક્ષેપોને દૂર કરે છે. ચિત્તનું સંતુલન જાળવી રાખીને પોતાના ધ્યેયમાં આત્મ સ્વભાવમાં લીનતા પ્રાપ્ત કરતો રહે છે. આત્મસ્વભાવમાં લીનતા જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ તેના આત્મપ્રદેશોમાં ચોટેલા કર્માણુઓના જથ્થામાં હલચલ–ઊથલપાથલ શરૂ થાય છે.

ધ્યાનાગ્નિ જેમ વધુ તીવ્ર બને છે તેમ તે કર્માણુઓની આત્મપ્રદેશો ઉપરની પકડ ઢીલી પડતી જાય છે, ચૂલા ઉપર ચડેલી ખીચડીની જેમ તે કર્માણુઓ ઊંચા–નીચા થાય છે અને ક્રમશઃ ક્ષયને અભિમુખ બની આત્માથી છૂટા પડી જાય છે.

"પંચસૂત્ર'ના પ્રથમ 'પાપપ્રતિઘાતગુણબીજાધાન' સૂત્રમાં પણ કહ્યું છે કે–આ સૂત્રનો પ્રણિધાન પૂર્વક પાઠ કરવાથી, સાંભળવાથી, તેના અર્થનું ચિંતન કરવાથી અશુભ કર્મોના અનુબંધો શિથિલ બને છે અર્થાત્ કર્મોના દલિકો, તેની સ્થિતિ અને તેનો રસ ઘટવા માંડે છે. ત્યાર પછી તે કર્માણુઓમાં રહેલો રસ ક્ષય પામે છે અને નીરસ બનેલાં કર્મો આત્મપ્રદેશોમાંથી છૂટા પડી જાય છે અર્થાત્ ક્ષય પામે છે."

પંચસૂત્રમાં નિર્દિષ્ટ આ હકીકત યોગ, વીર્ય આદિ દ્વારા થતી કર્મક્ષયની પ્રક્રિયાનું જ સમર્થન કરે છે. તેની ઘટના આ રીતે વિચારી શકાય છે.

યોગ, વીર્ય અને સ્થામ દ્વારા કર્માણુઓને પોતાના સ્થાનમાંથી ખસેડવામાં આવે છે, એટલે કે સ્થાનભ્રષ્ટ કરવામાં આવે છે.

ઉત્સાહ, પરાક્રમ અને ચેષ્ટા દ્વારા તેમાં રહેલા રસનું શોષણ કરવામાં આવે છે.

શકિત અને સામર્થ્ય દ્વારા તે કર્માણુઓને આત્મપ્રદેશોમાંથી સર્વથા અલગ કરવામાં આવે છે તે પંચસૂત્રમા નિર્દિષ્ટ કર્મોના શિથિલીકરણ, પરિહાનિ અને ક્ષયને સૂચવે છે.[૧૦]

આ યોગો ધ્યાન અને સમાધિરૂપ છે, વિશુદ્ધ ચારિત્રના દ્યોતક છે. વિશુદ્ધ ચારિત્રવાનને ધ્યાનરૂપ આ યોગો અવશ્ય હોય છે આઠ પ્રકારના ચારિત્રાચાર–પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ છે અને તે પ્રણિધાનયોગ યુક્ત હોય છે.

સચ્ચારિત્ર સાથે ધ્યાન અને યોગનો ગાઢ સંબંધ છે. સમિતિ–ગુપ્તિરૂપ ચારિત્ર જેમ–જેમ વિશુદ્ધ બનતું જાય છે તેમ તેમ યોગ(આત્મિક વીર્ય)ની પ્રબળતા અને સૂક્ષ્મતા વધતી જાય છે.

---

૧૦ एवमेवं सम्मं पढमाणस्स सुणमाणस्स अणुप्पेहमाणस्स सिढिलीभवंति, परिहायंति, खिज्जंति, असुहकम्माणुबंधा ॥

આ રીતે આ ગ્રન્થમાં પ્રણિધાનાદિ ૯૬ યોગો દ્વારા ઉત્તરોત્તર વધતી યોગ-શક્તિની પ્રબળતા બતાવવામાં આવી છે. ત્યાર પછી બાર પ્રકારના કરણ દ્વારા ધ્યાતાને પ્રાપ્ત થતી ઉપયોગની સૂક્ષ્મતા દર્શાવી છે

## કરણના મુખ્ય બાર પ્રકાર

અહીં 'કરણ'નો તાત્પર્યાર્થ છે નિર્વિકલ્પ ઉપયોગ અથવા ચિન્માત્ર સમાધિ. ઉન્મનીકરણ આદિ ૧૨ કરણોમાં ક્રમશઃ મન, ચિત્ત આદિ આલંબનોનો અભાવ થવાથી નિર્વિકલ્પ–નિરાલંબન ધ્યાનરૂપ ચિન્માત્ર સમાધિ પ્રગટ થાય છે. જેમાં ચિત્તની પ્રશાન્તવાહિતાનો ધારાબદ્ધ પ્રવાહ અનુભવાય છે.

પૂર્વના ધ્યાન ભેદોમાં, ધ્યાતા અને ધ્યેયની ભિન્નતા ભાસતી હોય છે જ્યારે આ કરણોની અવસ્થામાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય ત્રણેની એકતાનો અનુભવ થાય છે.

પૂર્વના ધ્યાનોમાં મન, ચિત્ત વગેરેની પ્રવૃત્તિ હોય છે–જ્યારે આ કરણની અવસ્થામાં ક્રમશઃ તેનો નિરોધ થાય છે. તેથી આત્માના શુદ્ધ ચૈતન્ય સ્વરૂપનું ધ્યાન થાય છે.

ઉન્મનીકરણ આદિ બાર કરણોમાં મન, ચિત્ત આદિનો અભાવ થવાથી આત્મા, આત્મા વડે આત્મામાં લીન બને છે. આ કરણોની અવસ્થામાં જેમ જેમ આલંબનો અને સાધનો છૂટતાં જાય છે, તેમ-તેમ આત્મા, પરિણતિથી–પરભાવથી મુક્ત બનતો અનુક્રમે અકલંક, અરૂપી આત્માનું પ્રત્યક્ષ દર્શન પામી આનંદઘનમય બની જાય છે[૧૧]

આત્મદર્શન થવાથી હૃદયગ્રન્થિ ભેદાય છે, સર્વ પ્રકારના સંશયો છેદાય છે અને સર્વ કર્મોનો નાશ થાય છે.

આત્મ–સ્વરૂપના અનુભવથી સ્વપરનો વિવેક પ્રગટે છે, તેથી આત્મા જ પરમતત્ત્વ છે, પરમ રહસ્યભૂત છે, એ સત્ય અનુભૂત બને છે.

'अपयस्य पयं नत्थि' અપદરૂપ આત્માનું કોઈ પદ નથી, અર્થાત્ શબ્દથી આત્મા ગમ્ય નથી, પણ અનુભવથી એ ખરેખર જાણી શકાય છે. સમસ્ત વિકલ્પોથી સર્વથા પર આત્મ સ્વરૂપને અનુભવવાનો શ્રેષ્ઠ ઉપાય નિર્વિકલ્પ ધ્યાન જ છે.

શૂન્ય ધ્યાન, લય ધ્યાન આદિ ધ્યાનભૂમિકાઓના અવિરત અભ્યાસના ફળરૂપે જ્યારે મન સર્વથા વિકલ્પ રહિત બને છે, ત્યારે આ ઉન્મનીકરણ આદિ કરણોની ભૂમિકા પ્રાપ્ત થાય છે.

---

૧૧ આલંબન સાધન જે ત્યાગે, પર પરિહાનિને ભાંગે રે,
અક્ષય–દર્શન જ્ઞાન–વૈરાગે, આનંદઘન પ્રભુ જાગે રે.

–'શ્રીવીરજિનસ્તવન' પૂ. શ્રી આનંદઘનજી.

## કરણના ૯૬ ભેદ :

ઉન્મનીકરણ આદિ પ્રત્યેક કરણના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ભેદ પડે છે અને ચોથો ભેદ જઘન્યાદિ ત્રણે ભેદોથી યુક્ત હોય છે, અર્થાત્ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ આ ત્રણે પ્રકારના કરણોની અવસ્થાઓને પ્રાપ્ત સાધક ચોથા વિભાગમાં આવે છે.

મન, ચિત્ત આદિના નિરોધની આ જઘન્ય, મધ્યમ આદિ અવસ્થાઓની પ્રાપ્તિ પ્રયત્નપૂર્વક થાય તેને ઉન્મનીકરણરૂપે ઓળખવામાં આવે છે, અને સહજ ભાવે-વિના પ્રયત્ને થાય, તો ઉન્મનીભવન આદિ રૂપે સંબોધવામાં આવે છે.

આમ ઉન્મનીકરણ અને ઉન્મનીભવન આદિ પ્રત્યેકના ૪-૪ ભેદ પાડી, કરણના કુલ ૯૬ ભેદ બતાવવામાં આવ્યા છે.

## બાર કરણોનો સાર

મુખ્ય કરણ બાર છે. તેમાં પહેલું કરણ મનવિષયક છે.

બીજું કરણ ચિત્ત વિષયક છે.

જે કરણમાં મનનો વર્તમાનકાળ વિષયક ચિંતનનો અભાવ થાય છે, તેને ઉન્મની-કરણ કહે છે. અને જે કરણમાં ચિત્તનો એટલે ચિત્તના ત્રિકાળ વિષયક ચિંતનનો અભાવ થાય છે, તેને નિશ્ચિત્તીકરણ કહે છે.

આ બીજા કરણમાં ચિત્તના અભાવની સાથે ઉચ્છવાસ આદિનો પણ સહજ રીતે જ અભાવ થઈ જાય છે.

ત્રીજા નિશ્ચેતનીકરણમાં શરીરગત ચેતનાનો અભાવ થાય છે અને તેની સાથે રાગદ્વેષાદિ વૃત્તિઓનો ઉચ્છેદ થાય છે તેથી આ અવસ્થામા સ્થિત યોગીને કોઇ ઇષ્ટ કે અનિષ્ટ વિષયોનું ગ્રહણ થતું નથી. અહીં ચેતનાનાં અભાવનો તાત્પર્યાર્થ છે, શરીર-વ્યાપી ચેતનાનો અભાવ, પરંતુ આત્માના ચૈતન્ય સ્વરૂપનો અભાવ નહિ.

ચોથું કરણ સંજ્ઞા વિષયક છે. આહારાદિની લોલુપતાનો આ કરણમાં અભાવ થાય છે. તેથી અતૃપ્ત યોગી-મુનિઓને આહારાદિ કરવા પડે છતાં તેમાં લેશ પણ લોલુપતા થતી નથી.

પાંચમા કરણમાં ઇન્દ્રિયો દ્વારા થતા વિજ્ઞાનનો અભાવ થાય છે. સુપ્ત અવસ્થામાં જેમ અનુભૂત વસ્તુનું પણ સ્મરણ વેદન થતું નથી, તેમ આ નિર્વિજ્ઞાની કરણ અવ-સ્થાગત યોગીને જાગૃત દશામાં પણ બાહ્ય વસ્તુ વિષયક કોઈ વિજ્ઞાન-વેદન થતું નથી.

આ રીતે પાંચ કરણોમાં ક્રમશઃ મન, ચિત્ત, સંજ્ઞા અને ઇન્દ્રિય વિષયક વિજ્ઞાનનો અભાવ થવાથી આ કરણોથી ઉત્તરોત્તર વિશેષ આત્માનુભૂતિની શુદ્ધિ અને તેમાં લીનતા હોય છે. અને તેના પ્રભાવે સાધક આત્મામાં ઉપશમ શ્રેણિ અને ક્ષપક શ્રેણિ ઉપર આરોહણ કરવાની શક્તિ પ્રગટે છે

શેષ નિર્ધારણીકરણ આદિ સાત કરણોમાં મતિજ્ઞાનના અવગ્રહ, ઈહા, અપાય અને ધારણાનો ઉત્ક્રમથી અભાવ થતાં સાધકમાં કેવળજ્ઞાનના પ્રગટીકરણનું સામર્થ્ય પ્રગટે છે.

આમ આ બારે કરણોમાં મન આદિ બાહ્ય સાધનો–આલંબનો છૂટી જતાં હોવાથી તે 'નિરાલંબનયોગ' સ્વરૂપ છે.

નિરાલંબનયોગ મુખ્યતયા ક્ષપક શ્રેણિમાં આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનકમાં સ્થિત સામર્થ્ય યોગીને હોય છે. તેની પૂર્વે પરમતત્ત્વના લક્ષ્યવેધની રૂપ જે પરમાત્મ ગુણોનું, પરમાત્મ સ્વરૂપનું ધ્યાન હોય છે, તે પણ મુખ્ય નિરાલંબન યોગોના હેતુભૂત હોવાથી 'નિરાલંબનયોગ' કહેવાય.

આ અપેક્ષાએ ઉન્મનીકરણ આદિ સર્વ કરણો નિરાલંબન યોગ રૂપ છે, એમ સમજી શકાય છે.

આ નિર્વિકલ્પ ચિન્માત્ર સમાધિરૂપ અનુભવ દશામાં વહેતી પ્રશાન્તવાહિતાની શીતળ સરિતામાં નિમગ્ન સાધક નિત્ય પરમાનંદને અનુભવતો હોય છે.

આવશ્યક સૂત્ર આદિ જિનાગમોમાં તથા કર્મ પ્રકૃતિ, પંચ સંગ્રહ આદિ ગ્રંથોમાં સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પૂર્વે યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ–આ ત્રણ કરણોની જે રહસ્યમય પ્રક્રિયા વર્ણવી છે, તે પણ આ ઉન્મનીકરણ આદિ કરણોમાં અંતર્ભૂત છે.

કહ્યું પણ છે :–

આત્મ જ્યારે ગ્રન્થીનો ભેદ કરીને સમ્યગ્દર્શન પામે છે, ત્યારે તે ઉક્ત યથાપ્રવૃત્તિ આદિ કરણના ક્રમથી જ પામે છે.

करणं अहापवत्तं अपूव्वमनियट्टिमेव भव्वाणं ।
इयरेसिं पढमं चिय भन्नइ करणंति परिणामो ॥

('વિશેષાવશ્યક ભાષ્ય' ગાથા ૧૨૦૨)

ભવ્ય જીવોને ત્રણ કરણ હોય છે. કરણનો અર્થ છે જીવનાં પરિણામ, વિશુદ્ધ અધ્યવસાય.

(૧) યથાપ્રવૃત્તિકરણ–અનાદિ સંસિદ્ધ કર્મક્ષપણમાં પ્રવૃત્ત અધ્યવસાય વિશેષ.

(૨) અપૂર્વકરણ–પૂર્વે અપ્રાપ્ત વિશુદ્ધ પરિણામ અથવા સ્થિતિઘાત, રસઘાત આદિ અપૂર્વ અર્થનો નિવર્તક વિશુદ્ધતર અધ્યવસાય વિશેષ

(૩) અનિવૃત્તિકરણ–સમ્યગ્દર્શનની પ્રાપ્તિ વિના પાછો નહિ ફરનાર વિશુદ્ધતમ અધ્યવસાય.

આ ત્રણે કરણો આત્માના વિશુદ્ધ, વિશુદ્ધતર અને વિશુદ્ધતમ અધ્યવસાય (પરિણામ) સ્વરૂપ છે આ ત્રણે કરણો ભવ્ય જીવોને જ હોય છે. અભવ્ય જીવોને એક માત્ર યથાપ્રવૃત્તિ કરણ હોઈ શકે છે.

આ યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ આદિ કરણો મહાસમાધિરૂપ છે જેના પ્રભાવે આત્મા સમ્યગ્દર્શન આદિ ગુણોરૂપ આત્માની ત્રણ પ્રકારની વિશુદ્ધ ભૂમિકા પ્રાપ્ત કરે છે.

આત્મામાં જ્યારે ચરમ યથાપ્રવૃત્તિકરણને યોગ્ય વિશુદ્ધિ પ્રગટ થાય છે, ત્યારે તેને યોગના બીજ ભૂત મિત્રા આદિ ચાર દષ્ટિઓ પ્રાપ્ત થાય છે.

કહ્યું છે કે—

ગ્રન્થીને સમીપવર્તી, અલ્પ મિથ્યાત્વ (મોહ)વાળા જીવને અંતિમ યથાપ્રવૃત્તિકરણ થાય છે ત્યારે તેનામાં જિનભક્તિ આદિ યોગબીજો પ્રગટ થાય છે–જે યથાપ્રવૃત્તિકરણ પૂર્વવર્તી અપૂર્વકરણનું અવિંધ્યકારણ હોવાથી તે પણ અપૂર્વકરણ રૂપ જ છે [૧૨].

આ ભૂમિકાને પ્રાપ્ત આત્માને ત્રણ અવંચક યોગોની પ્રાપ્તિ થવાની વાત પણ પોતાના યોગ ગ્રન્થોમાં પૂ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ કરી છે.

(૧) યોગાવંચક (૨) ક્રિયાવંચક અને (૩) ફલાવંચક–આ ત્રણ અવંચક યોગો પણ અવ્યકત[૧૩] સમાધિરૂપ છે' એમ પૂજ્ય શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ સ્વરચિત 'યોગ દષ્ટિ સમુચ્ચય'ની ટીકામાં સ્પષ્ટપણે જણાવ્યું છે

આ ભૂમિકામાં સ્થિત જીવને પ્રથમ ગુણસ્થાનક નિરૂપચરિત–તાત્ત્વિકરૂપે હોય છે. અને ત્યાં ગ્રન્થીનો ભેદ થતાં, તે વ્યક્ત સમાધિરૂપ બને છે.

આ વ્યક્ત સમાધિરૂપ ભૂમિકામાં ઉન્મનીકરણ આદિ પણ યથાયોગ્ય રીતે અવશ્ય હોય છે

## અનોખી આંખ

અતીન્દ્રિય, અરૂપી આત્માને જોવાની આંખ પણ અનોખી જ હોય છે અને તે નિર્વિકલ્પ ચિન્માત્ર સમાધિ છે–જે (આંખ) વિકલ્પ, વિચાર અને વિમર્શના વિસર્જનથી ખૂલે છે.

ઇન્દ્રિયો, મન આદિ સીમાવાળા છે તેથી તેના દ્વારા જે જ્ઞાન થાય છે તે પણ સીમાવાળું જ હોય છે. અસીમ અને અનંતને જાણવા અને માણવા માટે ઇન્દ્રિયો અને મનથી ક્રમશઃ ઉપર ઊઠવું જ પડે છે. ચિત્તની વિચારશૂન્ય અવસ્થામાં અસીમ–અનંત આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે.

આ ઉન્મનીકરણ આદિ કરણોના ૪૬ પ્રકારોમાં ક્રમશઃ મન, ચિત્ત વડે થતા ચિંતન

---

૧૨. 'યોગદષ્ટિ સમુચ્ચય'–શ્લોક નં. ૩૯

૧૩. अव्यक्तसमाधिरेवैष तदधिकारे पाठात्–'યોગદષ્ટિ સમુચ્ચય' શ્લોક નં. ૩૪

અને વિચારોનો અભાવ થવાથી આત્માને જોવાની આંખ ઉઘડે છે અને ત્યારે સમગ્ર જીવન દિવ્ય અમૃત પ્રકાશથી પૂર્ણ પ્રકાશિત બને છે.

જ્યાં વિચાર નથી, ત્યાં માત્ર આત્મદર્શન છે, આત્માનંદનો અપરોક્ષ અનુભવ છે.

આ યોગ–વીર્યાદિ યોગો, તેનાં કાર્ય રૂપ કર્મક્ષપણાદિ, અને ઉન્મનીકરણ આદિ કરણોની ભૂમિકા અત્યંત રહસ્યપૂર્ણ છે આત્મસાધક તત્ત્વચિંતકો તેના વિશેષ રહસ્યોને પ્રગટ કરે તેવી આશા–અપેક્ષા રાખું છું

## પ્રસ્તુત ગ્રંથની પ્રાચીનતા અને મહાનતા

વસ્તુનું મૂલ્ય અને મહત્ત્વ, એના નાના મોટા કદથી કે હલકા ભારેપણાથી નહિ, પરંતુ એની ગુણવત્તા અને ઉપયોગિતાને ધ્યાનમાં લઈને આંકવામાં આવે છે. હીરો વજનમાં અને કદમાં નાનો હોય છે પણ તેનું મૂલ્ય મોટું હોય છે. લોઢું, તાંબું વગેરે વજનમાં અને કદમાં મોટાં અને ભારે હોય, છતાં તેની કિંમત, હીરાની કિંમતની તુલનામાં ખૂબ જ ઓછી હોય છે

પ્રસ્તુત 'ધ્યાન–વિચાર' ગ્રન્થની ઉપલબ્ધ મૂળ પ્રત કદમાં નાની છે, પણ તેનું મૂલ્ય અને મહત્ત્વ વિશેષ છે.

ગાગરમાં સાગર સમાઈ જાય તેમ આ નાના પ્રકરણ ગ્રન્થમાં મોટાં મોટાં શાસ્ત્રોનો સાર સમાયેલો છે.

જિનાગમોમાં કે જૈન–જૈનેતર યોગ સંબંધી શાસ્ત્રોમાં યોગ–ધ્યાન કે અધ્યાત્મ સાધનાને લગતા જે કોઈ ભેદો, પ્રભેદો, પ્રક્રિયાઓ કે પદ્ધતિઓ છે, તેનો સીધો કે આડકતરો પણ નિર્દેશ આ ગ્રન્થમાં થયેલો છે.

નાના પણ આ ગ્રન્થની મહાનતા અને ગહનતા ધ્યાન–યોગના અભ્યાસી અને અનુભવી મહાત્માઓ જ ખરેખર જાણી અને માણી શકે તેમ છે.

હીરાની પરખ ઝવેરીની આંખ કરી શકે. તેમ આ ગ્રન્થ–રત્નનું યથાર્થ મૂલ્ય પણ આત્મદૃષ્ટિવંત જ કરી શકે તેમ છે.

## ગ્રન્થનો વિષય અને રચના–શૈલી

પ્રસ્તુત ગ્રન્થમાં મુખ્યતયા ધ્યાન, યોગ અને કરણ–આ ત્રણ વિષયો ઉપર નિરૂપણ કરવામાં આવ્યું છે.

(૧) સૌ પ્રથમ ધ્યાનનું સામાન્ય લક્ષણ બતાવી પછી ધ્યાનમાર્ગના મુખ્ય ૨૪ ભેદો અને તે પ્રત્યેક ભેદના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે. ત્યારબાદ ૨૪ ભેદોમાંથી પ્રત્યેક ભેદના ૧૮૪૩૨ પેટા ભેદોનો નિર્દેશ કર્યો છે.

૨૪ ધ્યાન પ્રકારો અને તેના પેટા ભેદો ધ્યાનની પદ્ધતિઓ છે, અર્થાત્ ધ્યાન–યોગની સાધના વિધિઓ છે.

(૨) તે પછી કરણયોગ અને ભવનયોગના ૯૬-૯૬ પ્રકારો દર્શાવ્યા છે, જે સવિકલ્પ સમાધિરૂપ છે અર્થાત્ સમતાયોગની સાધનારૂપ છે.

(૩) છેલ્લે ઉન્મનીકરણ આદિ ૯૬ પ્રકારના કરણોનું વર્ણન કર્યું છે, જે નિર્વિકલ્પ પરમ સમાધિસ્વરૂપ છે.

ધ્યાનના આટલા બધા ભેદો-પ્રભેદો પડવા પાછળ શું કારણ હશે ? એવો પ્રશ્ન સહેજે આપણા મનમાં ઉપસ્થિત થવો સંભવિત છે. પરંતુ સમગ્ર ગ્રન્થના અભ્યાસ અને અવગાહન દ્વારા તેની પાછળ રહેલ શાસ્ત્રકારના વિશાળ દૃષ્ટિબિંદુનો આપણને કાંઇક ખ્યાલ આવશે ત્યારે આ ભેદો-પ્રભેદોનો વિસ્તાર તદ્દન સ્વાભાવિક છે, યથાર્થ છે એમ સમજાયા વિના નહિ રહે.

"યોગ અસંખ્ય જે જિન કહ્યા
નવપદ મુખ્ય તે જાણો રે."

ઉક્ત પંક્તિમાં નવપદની મુખ્યતા દર્શાવવા સાથે શ્રી જિનેશ્વર ભગવંતોએ યોગના અસંખ્ય પ્રકારો કહ્યા છે, એમ સૂચિત થાય છે. યોગમાં ધ્યાનનો પણ અંતર્ભાવ છે તેથી ધ્યાનના પણ વિસ્તારથી અનેક ભેદ-પ્રભેદ થઇ શકે છે.

આગમિક સાહિત્યમાં તથા કર્મપ્રકૃતિ, અને પંચ-સંગ્રહ આદિ ગ્રન્થોમાં જીવોનાં શુભ અધ્યવસાય સ્થાનો અને સંયમ સ્થાનો પણ અસંખ્ય પ્રકારનાં કહ્યા છે. ધ્યાન અધ્યવસાય સ્વરૂપ હોવાથી તેના પણ આ દૃષ્ટિએ અસંખ્ય પ્રકારો ઘટી શકે છે.

આ ગ્રન્થના કર્તા કોણ છે, કઈ સદીમાં આ ગ્રન્થ લખાયો છે-તેની ચોક્કસ માહિતી હજી સુધી પ્રાપ્ત થઈ નથી, પણ તેની રચના કોઇ મહાન મૌલિક ગ્રન્થના આધારે થઈ હોય એમ તેની રચના-શૈલી ઉપરથી અનુમાન કરી શકાય છે.

ધ્યાન-વિચારની રચના-શલી આગમિક હોવાથી તેના કર્તા કોઇ પરમ ગીતાર્થ મહાપુરુષ હોવા જોઇએ. આ માટે નીચે જણાવેલા મુદ્દાઓ વિચારવાથી વધુ સ્પષ્ટતા થશે.

જિનાગમોમાં પદાર્થ-નિરૂપણ મોટા ભાગે નય-નિક્ષેપ દ્વારા કરવામાં આવે છે, તે મુજબ અહીં પણ ધ્યાનના ભેદ-પ્રભેદોનું વર્ણન નિક્ષેપ દ્વારા થયું છે.

નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ આ ચાર પ્રકારનાં નિક્ષેપ છે. તેમાં પ્રથમના બે નિક્ષેપ સુગમ હોવાથી તેના વિચારને ગૌણ બનાવી દ્રવ્ય અને ભાવ, આ બે નિક્ષેપાને આશ્રયીને ધ્યાનના ભેદોનું નિરૂપણ થયું છે.

ભાવ-ધ્યાનાદિનું સ્વરૂપ સરળતાથી સમજી શકાય તે માટે દ્રવ્ય નિક્ષેપે પણ ધ્યાનનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે.

ધ્યાનશતક અને બીજા પણ આગમ ગ્રન્થોમાં પ્રતિપાદિત ધર્મધ્યાન અને શુકલધ્યાન વગેરેનો સ્પષ્ટ ઉલ્લેખ અહીં આપેલા ૨૪ ધ્યાનોમાં થયેલો છે.

ધ્યાનના પ્રથમ ભેદમાં આર્ત–રૌદ્રનો દ્રવ્યધ્યાન રૂપે અને આજ્ઞા, અપાય, વિપાક, સંસ્થાન વિચયરૂપ ધર્મધ્યાનનો ભાવધ્યાન રૂપે નિર્દેશ કર્યો છે.

પરમ ધ્યાનમાં શુકલધ્યાનનો પ્રથમ પ્રકાર અને પરમ શૂન્યમાં શુકલ ધ્યાનનો બીજો પ્રકાર ગ્રહણ કરાયો છે. શેષ કલા અને પરમકલા આદિ ધ્યાન ભેદો પણ ધર્મ અને શુકલ ધ્યાન રૂપ છે.

શુભ ધ્યાનના મુખ્ય ભેદો ધર્મધ્યાન અને શુકલધ્યાન છે. તેમાં જ મોક્ષસાધક સર્વ પ્રકારના ધ્યાનોનો અંતર્ભાવ થયેલો છે. અહીં પણ ધ્યાનના ૨૪ પ્રકારો પાડવામાં આવ્યા છે, તે પણ ધર્મધ્યાન અને શુકલધ્યાનના જ પ્રકારો છે.

ધ્યાનનાં લક્ષણ, ભેદ, પ્રભેદ અને આલંબન વગેરેનું વિસ્તૃત વર્ણન અનેક જૈન–આગમ ગ્રન્થોમાં છે, આગમ પછી નિર્યુક્તિનું સ્થાન છે, તેમાં પણ આગમોક્ત ધ્યાનોનું જ વિશેષ સ્પષ્ટીકરણ છે.

આ 'ધ્યાન–વિચાર' પણ આગમ–શૈલીનો એક પ્રકરણ ગ્રન્થ છે તેમાં જે ૨૪ ધ્યાનભેદો, ૯૬ યોગ, ૯૬ કરણ આદિનું અદ્‌ભુત વર્ણન છે, તેમાંથી ધ્યાન અને પરમ-ધ્યાનમાં નિર્દિષ્ટ ધ્યાન ભેદોનું વર્ણન, વર્તમાન કાળે વિદ્યમાન આગમ ગ્રન્થોમાં જોવા મળે છે; પણ શેષ કલા, પરમકલા આદિ ધ્યાનોના સ્પષ્ટ નામોલ્લેખ જોવામાં આવ્યા નથી. અલભ્ય, ધ્યાન વિષયક કોઈ મહાન, મૌલિક 'ધ્યાન વિભક્તિ' જેવા આગમ ગ્રન્થોમાંથી ઉદ્ધૃત કરીને, ગાગરમાં સાગર જેવા આ 'ધ્યાન વિચાર' ગ્રંથમાં સમાવીને તેની અમૂલ્ય ભેટ શ્રી જિન શાસનને કરી છે. ગ્રંથકાર મહર્ષિનો ઉપકાર માનીએ તેટલો ઓછો છે

વર્તમાન સમયમાં ધ્યાન–સાધનાના જિજ્ઞાસુ સાધકો માટે આ ગ્રંથ ખૂબ જ માર્ગદર્શક પુરવાર થવા ઉપરાંત ખૂબ જ ઉપકારક બની રહેશે, એ નિર્વિવાદ હકીકત છે.

આ ગ્રંથની રચનામાં પાયારૂપ જે ચાર ગાથાઓ છે તેમાંની પ્રથમ ગાથા છે :—

"सुन्नं–कल–जोई–बिन्दू–नादो–तारा–लओ–लवो–मत्ता ।
पय–सिद्धी परमजुया, झाणा‍ हुंति–चउविसं ॥ १ ॥ "

ગ્રન્થના શુભ પ્રારંભમાં જ સર્વ પ્રથમ ચોવીસ ધ્યાનમાર્ગના ભેદોનો નામોલ્લેખ કરીને, તેના આધાર રૂપે ઉપરોક્ત ગાથાનો 'उक्तं च' કહીને ગ્રંથકારે ઉલ્લેખ કર્યો છે. ત્યારપછી ભવનયોગ વગેરેનું નિરૂપણ કરતા પહેલાં તેના આધાર રૂપે નીચેની ગાથા મૂકી છે :—

" जोगो–विरियं–थामो–उच्छाह–परक्कमो तहा चेट्ठा ।
सत्ती–सामत्थं चिय चउगुण बारह छन्नउई ॥"

તેના પછી ૯૬ પ્રકારના કરણોનું નિરૂપણ કરતાં તેના આધાર રૂપે—

"चित्तं–चेयण–सन्ना–विन्नाणं–धारणा–सई–वुद्धि ।
इहा–मई–वियक्का–उवओग मणाइ छन्तउइ ॥ "

આ ગાથાને ઉલ્લેખ કરીને ઉન્મનીકરણ આદિ ૧૨ મુખ્ય કરણો અને તેના પેટા ભેદ રૂપે ૯૬ પ્રકારના કરણોનું વર્ણન કર્યું છે.

ત્યારબાદ મુખ્ય ચોવીશ ધ્યાનમાર્ગના ભેદોનો ૯૬ કરણ, ૯૬ કરણયોગ અને ૯૬ ભવનયોગથી ગુણાકાર કરીને, તેના ૪, ૪૨, ૩૬૮ જેટલા પેટા ભેદો બતાવી તેની સાક્ષી માટે ગ્રંથકારે 'उक्तं च' કહીને નિમ્ન લિખિત ગાથા ટાંકી છે :–

"चत्तारी सयसहस्सा वायालीसं भवे सहस्साइ ।
तिन्नि सया अडसट्ठा भेया छउमत्थझाणाणं ॥

આ ચારે ગાથાઓ 'ધ્યાન વિભક્તિ' જેવા કોઇ એક જ આગમ ગ્રંથમાંથી લેવામાં આવી હોય એમ જણાય છે.

મુખ્ય આ ચાર ગાથાઓ ઉપરાંત બીજા પણ અનેક આગમ પાઠો અને પ્રકીર્ણ ગ્રંથોના આધારો આ ગ્રંથમાં આપેલા છે, તેના ઉપરથી આ ગ્રંથની આગમિકતા, પ્રાચીનતા અને મહાનતાનો કંઇક ખ્યાલ સુજ્ઞ વાંચકોને જરૂર આવશે.

આ 'ધ્યાન વિચાર'ની હસ્તલિખિત પ્રત પાટણના શ્રી હેમચન્દ્રાચાર્ય જ્ઞાનમંદિરના ભંડારમાં રહેલા ડબ્બા નં. ૫૦, પ્રત નં. ૯૯૩ માંથી મળી આવી છે. તેમાં યથોચિત શુદ્ધિ અને સંપાદન કરી તેનો ગુજરાતી અનુવાદ "શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળ' દ્વારા પ્રકાશિત 'નમસ્કાર સ્વાધ્યાય'માં પ્રકાશિત કરવામાં આવ્યો છે.

## જૈન દર્શનમાં "ધ્યાન સાધના"

જૈન શાસનમાં, તેના આગમ ગ્રંથોમાં અને તેની દૈનિક ધર્મ–આરાધનામાં કે વિશિષ્ટ અનુષ્ઠાનોમાં ધ્યાન સાધનાને કેટલું મહત્ત્વપૂર્ણ સ્થાન–માન છે, તેનો સંક્ષેપમાં અહીં વિચાર કરીશું.

'उपमिति भव प्रपंचाकथा'માં શ્રીસિદ્ધર્ષિ ગણિ "જિનાગમનો સર્વ સાર, દ્વાદશાંગીનો નિચોડ શો ? એ પ્રશ્નના ઉત્તરમાં ફરમાવે છે કે :–

"સાગર જેવી વિશાળ દ્વાદશાંગીનો સાર નિર્મળ ધ્યાનયોગ છે. શ્રાવકના અને સાધુઓના જે મૂળગુણો કે ઉત્તરગુણો બતાવ્યા છે અને જે જે બાહ્ય ક્રિયાઓ બતાવી છે તે તે સર્વ ધ્યાનયોગને સિદ્ધ કરવા માટે છે"

શ્રી સિદ્ધર્ષિ ગણીએ ધ્યાનસિદ્ધિનો ક્રમ અને ઉપાય આ પ્રમાણે કહ્યો છે 'મુક્તિ માટે ધ્યાનની સિદ્ધિ મેળવવી જોઈએ અને ધ્યાનની સિદ્ધિ માટે મનઃપ્રસાદ–ચિત્તની

પ્રસન્નતા સાધવી જોઈએ અને તે અહિંસા આદિ વિશુદ્ધ અનુષ્ઠાનોના આસેવનથી સાધી શકાય છે ○."

દૂધમાં વ્યાપીને રહેલા ઘીની જેમ સર્વ જિનાગમોમાં અને પ્રકીર્ણ ગ્રંથોમાં પ્રારંભથી અંત સુધી 'ધ્યાન' પદાર્થ વ્યાપ્ત છે. આ ગ્રંથોના વિધિ અને બહુમાનપૂર્વક અભ્યાસ મનન અને પરિશીલન કરવાથી આ હકીકત કેટલી પ્રમાણભૂત છે તે સમજાય છે.

આશ્રવના દ્વારો એ સંસારનો માર્ગ છે અને સંવર-નિર્જરાનાં દ્વારો એ મોક્ષનો માર્ગ છે. મોક્ષનો પરમ ઉપાય તપ છે અને તપમાં ધ્યાન સૌથી મોખરે છે.

તપના છ બાહ્ય અને છ અભ્યંતર એમ બાર પ્રકાર છે. તેમાં ધ્યાનની મુખ્યતા છે, શેષ ભેદો ધ્યાનની જ શુદ્ધિ અને વૃદ્ધિમાં હેતુભૂત બને છે

જિનશાસનનું પ્રત્યેક અનુષ્ઠાન એ મોક્ષનો હેતુ છે. એનું કારણ એ જ છે કે તે તપપૂર્વકનું જ હોય છે, તપ એટલે દેહદમન નહિ પણ સર્વપ્રકારની ઇચ્છાઓનો નિરોધ અને નાશ કરી દેનારું અનુષ્ઠાન.

આ રીતે તપ અને યોગ (ધ્યાન) બંનેનું લક્ષણ અપેક્ષાએ સમાન હોવાથી બંનેની કથંચિત્ એકતા છે.

મન-વચન-કાયાની શુદ્ધિ અને સ્થિરતાથી ધ્યાન સધાય છે. ચિત્તશુદ્ધિ માટે પ્રથમ કાયા અને વચનની શુદ્ધિ અનિવાર્ય છે એ વિના વાસ્તવિક રીતે મનની શુદ્ધિ કે સ્થિરતા પ્રાપ્ત થઈ શકતી નથી

ચિત્તની શુદ્ધિ ત્યારે થઇ કહેવાય, જ્યારે તે સત્નું વ્યાસંગી બને, અસત્ પદાર્થો વડે જરા પણ ન રંગાય.

જૈન દર્શનમાં અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ કે જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ધર્મ એ ત્રણે યોગોની શુદ્ધિ અને સ્થિરતાને સમાન રીતે સમર્થન આપે છે.

મનને અશુદ્ધ અને ચંચળ બનાવવામાં જેમ કાયા અને વચનની પ્રવૃત્તિ અગત્યનો ભાગ ભજવે છે, તેમ મનની શુદ્ધિ અને સ્થિરતામાં પણ કાયા અને વાણી પોતાનો ભાગ ભજવે છે.

---

○-भदन्त ! द्वादशाङ्गस्य किं सारमिति कथ्यताम् ।
सूरिः प्रोवाच सारोऽत्र ध्यानयोगः सुनिर्मलः ॥५५७॥
मूलोत्तरगुणाः सर्वे सर्वा चेयं बहिष्क्रिया ।
मुनीनां श्रावकाणां च ध्यानयोगार्थमीरिता ॥५५८॥
मनःप्रसादः साध्योऽत्र मुक्त्यर्थं ध्यानसिद्धये ।
सहिंसादिविशुद्धेन सोऽनुष्ठानेन साध्यते ॥५५९॥
—'उपमिति सारोद्धार' प्र. ८

સામાયિકની મહાન સાધનામાં સર્વ સાવદ્ય (પાપ) વ્યાપારનો ત્યાગ અને નિરવદ્ય (શુભ નિષ્પાપ) વ્યાપારોનું સેવન ત્રણ યોગ અને ત્રણ કરણથી કરવાનું સ્પષ્ટ વિધાન જૈન શાસ્ત્રોમાં કરવામાં આવ્યું છે.

ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિમય અષ્ટપ્રવચન માતાનું સમ્યક્ પ્રકારે પાલન-જતન એ સામાયિકની પ્રતિજ્ઞાનો જ વિસ્તાર છે, તેના દ્વારા મન-વચન-કાયાની શુદ્ધિ થાય છે.

## અષ્ટ પ્રવચનમાતા અને યોગ સાધના

(૧) ઇર્યા સમિતિ, (૨) ભાષા સમિતિ, (૩) એષણા સમિતિ (૪) આદાનભંડ-મત્ત નિક્ષેપણા સમિતિ, (૫) પારિષ્ઠાપનિકા સમિતિ એ પાંચ સમિતિ છે.

મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ-એ ત્રણ ગુપ્તિ છે. આ આઠને અષ્ટ પ્રવચન માતા કહે છે.

આ આઠે પ્રવચન માતાઓમાં **મનોગુપ્તિ** એ સાધ્ય છે. અને શેષ સાત માતાઓ તેમાં સાધન છે ગુહ્યાત્ ગુહ્યં એવા આત્માને સાધવા માટે મનોગુપ્તિ એ પ્રથમ અને આખરી યોગ્યતા છે. તેનાથી સાચો ભાવસંકોચ થાય છે. આ ભાવસંકોચ દ્વારા મન સર્વથા નિષ્પાપ બને છે. આત્મા જ તેનો વિષય બને છે, બીજા બધા વિષયોને પ્રતિક્રમીને તે આત્મામાં એકાકાર થાય છે.

(૧) ઇર્યાસમિતિથી પ્રાણની શુદ્ધિ થાય છે, તેમાં ચક્ષુરિન્દ્રિય મુખ્ય છે. એટલે ઇર્યાસમિતિને આંખનું ગરણું પણ કહે છે. જયણાપૂર્વક માત્ર સાડા ત્રણ હાથ સુધી નીચી દૃષ્ટિ રાખી કોઇ જીવ પોતાના પગ તળે આવી દબાઇ ન જાય તેની સાવધાની સાથે ધીમી ગતિએ ચાલવું તે પણ ઇર્યાસમિતિનો જ એક અર્થ છે.

(૨) ભાષા સમિતિને વાણીનું ગળણું કહે છે અળગણ પાણી ન વપરાય તેમ એઠી જૂઠી વાણી ન બોલાય. એઠી એટલે અહિતકર, જૂઠી એટલે અસત્ સમર્થક. હિત-કર વાણી પણ મિત ભાષામાં બોલવી જોઇએ એવો તેનો સાદો અર્થ છે. આ સમિતિના પાલન દ્વારા વાણીની જે અમોઘ શક્તિ છે, તેનો બગાડ અટકે છે અને તેનો સંચય થાય છે; જે સાધકને કાળક્રમે વચનસિદ્ધ પુરુષ બનાવે છે.

(૩) એષણા સમિતિથી આહાર શુદ્ધિ થાય છે. નિર્દોષ ભિક્ષા વડે ભોજન કરવું તે એનો એક અર્થ છે.

(૪) આદાન ભંડમત્ત નિક્ષેપણા સમિતિથી કાયાની અને દૃષ્ટિની શુદ્ધિ થાય છે. કોઇ પણ ચીજ લેતાં, મૂકતા કે આપતાં ઉતાવળ ન કરતાં, તેને દૃષ્ટિથી બરાબર જોઇ, તપાસી, પૂંજી-પ્રમાર્જી કોઇ જીવને પીડા દુઃખ ન થાય તેની કાળજી લેવી તે તેનો અર્થ છે.

(૫) પારિષ્ઠાપનિકા સમિતિથી મળમૂત્ર વિસર્જનની શુદ્ધિ થાય છે. 'સ્થંડિલ, માત્રા' વગેરેની શંકા થતાંની સાથે જ નિર્દોષ જીવ જંતુ રહિત ભૂમિ ઉપર તેને જયણાપૂર્વક પરઠવું એ તેનો અર્થ છે

આ પાંચ સમિતિના યથાર્થ પાલનથી તત્ત્વતઃ સેવ્ય આત્મા સેવાય છે, પ્રાણોની શક્તિનો સંચય થાય છે. અને આજ સુધી ધ્યાન બહાર રહેલો આત્મા ધ્યાનમાં આવે છે.

ત્રણ ગુપ્તિમાં પહેલી કાયગુપ્તિ. આ ગુપ્તિના પાલનથી કાયાના સર્વ અવયવો ઉપર નિયંત્રણ સ્થપાય છે.

વચન ગુપ્તિથી વાણીની શુદ્ધિ થાય છે, આત્મા સાથે ગુપ્ત મંત્રણા કરવાની યોગ્યતા ખીલે છે.

મનોગુપ્તિથી મનની શુદ્ધિ અને સ્થિરતા પ્રાપ્ત થાય છે.

કાયગુપ્તિ એ કાયાનું મૌન છે.

વચનગુપ્તિ એ વાણીનું મૌન છે.

મનોગુપ્તિ એ મનનું મૌન છે.

આ ત્રણના મૌનની સાધનામાં પારંગત થવાથી આત્માનો અવાજ બરાબર ઝીલાય છે

સમિતિ–સમ્યક્ પ્રવૃત્તિ સ્વરૂપ છે. ગુપ્તિ પ્રવૃત્તિ–નિવૃત્તિ ઉભય સ્વરૂપ છે.

પરભાવમાં પ્રવૃત્ત મન, વચન અને કાયાને સ્વભાવ તરફ વાળવાનો સમ્યક્ પુરુષાર્થ અર્થાત્ આત્મલક્ષી નિર્દોષ જીવન પ્રવૃત્તિ એ ગુપ્તિ છે.

ગુપ્તિ મુખ્યત્વે મન–વચન–કાયાના સદોષ વ્યાપારને ગોપવીને આત્મવ્યાપારમાં વિકાસ સાધવા માટે છે.

ત્રણ ગુપ્તિની યથાર્થ સાધનાથી મન–વચન–કાયાના સર્વ આવેશો શમી જાય છે. ચિત્ત ઉત્તરોત્તર અધિક નિર્મળ શાન્ત અને સ્વસ્થ બનતું જાય છે.

મનોગુપ્તિમાં મનને ગોપવવાનું હોય છે અર્થાત્ મનની ચંચળતાને શમાવવાની હોય છે. અને તે ધ્યાનાભ્યાસથી શક્ય બને છે. તેનું કારણ સુસ્થિર એવું પરમાત્મ તત્ત્વ છે કે જેનું ધ્યાન ધ્યાતા–અંતરાત્માને કરવાનું હોય છે. માટે મનોગુપ્તિની સાધનામાં ધ્યાન–સાધના સમાયેલી જ છે.

ચંચળ મનને કુવિચારો સેવતું અટકાવી, સુવિચારોના સેવન તરફ વાળી, આખરે નિર્વિચાર કક્ષાએ લઇ જવું એ મનોગુપ્તિની સાધનાનું લક્ષ્ય છે.

સંક્ષેપમાં એમ કહી શકાય કે ત્રિગુપ્તિની સાધના એ આત્માના ગુણોત્કર્ષની

સાધના છે, આત્માના પૂર્ણ શુદ્ધ સ્વરૂપના પ્રકટીકરણ સુધીની સમગ્ર સાધના તેમાં સમાયેલી છે.

ધ્યાનની પ્રકૃષ્ટ અવસ્થા 'સમાપત્તિ' છે. ધ્યાનના સતત અભ્યાસ વડે ધ્યાતા ધ્યેયાકારે પરિણમે તે સમાપત્તિ છે. તેનું ફળ સમાધિ–સમતા છે.

યોગના યમ–નિયમ આદિ આઠ અંગોમાં સમાધિનું સ્થાન અંતિમ છે. યોગ સાધના જ્યારે સમાપત્તિ કે સમાધિની કક્ષાએ પહોચે ત્યારે જ તે સફળ થઇ ગણાય.

સર્વ પ્રથમ ચિત્તની નિર્મળતા પછી સ્થિરતા અને તન્મયતા એ યોગસાધનાનો ક્રમ છે. સાધનાની શરૂઆત નિર્મળતાથી થાય છે. ચિત્તની નિર્મળતા સિવાય વાસ્તવિક સ્થિરતા, તન્મયતા સ્વકીય બનતી નથી. શ્રી જિનાગમોમાં બતાવેલા મોક્ષસાધક પ્રત્યેક અનુષ્ઠાનની ભાવપૂર્વકની આરાધના સર્વ પ્રથમ સાધકના ચિત્તને નિર્મળ બનાવે છે, પછી તેના ફળરૂપે ક્રમશઃ ચિત્તની સ્થિરતા અને તન્મયતા સિદ્ધ થાય છે.

અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મથી કે સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ ધર્મથી ક્રમશઃ ચિત્તની નિર્મળતા, સ્થિરતા થતાં પરમાત્મામાં તન્મયતારૂપ સમાપત્તિ સિદ્ધ થાય છે.

એજ રીતે પાંચ સમિતિના પાલન વડે જગતના સર્વ જીવો સાથે સ્નેહ, સહાનુભૂતિ અને સહિષ્ણુતા પૂર્વકનો વર્તાવ, વ્યવહાર થવાથી ચિત્ત નિર્મળ થાય છે. વચનગુપ્તિ અને કાયગુપ્તિ ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરવામાં સહાયક બને છે અને મનોગુપ્તિ વડે ચિત્તની તન્મયતા થતાં સમાપત્તિ સિદ્ધ થાય છે.

માત્ર પ્રાણ નિરોધથી યથાર્થ સમાધિ સુલભ્ય નથી, પણ અંતર્વર્તી ભાવોની શુદ્ધિની માત્રા અનુસાર તે, તે માત્રામાં સુલભ્ય બને છે અંતર્વર્તી ભાવોની શુદ્ધિ એટલે શુદ્ધ આત્મસ્વભાવની પરિણતિ કરાવનારી શુદ્ધિ, ઉપલક શુદ્ધિને આ શુદ્ધિ સાથે સંબંધ નથી.

આત્માના પ્રદેશોમાં નીર–ક્ષીર ન્યાયે રહેલા કર્મ–મળનો ક્ષય જેટલા પ્રમાણમાં થાય છે, તેટલા પ્રમાણમાં આ શુદ્ધિ પ્રગટે છે અને તેટલા પ્રમાણમાં સમાધિ જન્મે છે.

## ધ્યાન અને ઉપયોગ

જૈન દર્શનના આગમગ્રન્થો અને તેનાં પ્રત્યેક અનુષ્ઠાનોમાં અત્યંત પ્રસિદ્ધ 'ઉપયોગ' શબ્દ; 'ધ્યાન' શબ્દ સાથે કેટલું અર્થ સામ્ય ધરાવે છે તે વિચારીએ.

ઉપયોગ જીવનું અંતરંગ લક્ષણ છે.

ઉપયોગના બે પ્રકાર છે. (૧) સાકાર ઉપયોગ (૨) નિરાકાર ઉપયોગ. સાકાર ઉપયોગ, પદાર્થના વિશેષ સ્વરૂપને જણાવે છે; તેને જ્ઞાન કહે છે. તે ભેદ ગ્રાહક છે

નિરાકાર ઉપયોગ, પદાર્થના સામાન્ય સ્વરૂપનો બોધ કરાવે છે. તેને દર્શન કહે છે, તે અભેદ–ગ્રાહક છે.

આ બન્ને પ્રકારનો ઉપયોગ પ્રત્યેક સંસારી જીવમાં ઓછા વત્તા અંશે અવશ્ય હોય છે. અને સિદ્ધાત્માઓને તે સંપૂર્ણ રીતે શુદ્ધ અને પ્રગટ હોય છે જિનાગમોમાં નિર્દિષ્ટ આ 'ઉપયોગ' અને 'ધ્યાન' વચ્ચે કેટલું સામ્ય છે તે વિચારીએ.

જૈન દર્શનમાં 'ધ્યાન' અને 'ઉપયોગ' બંનેની ઉત્કૃષ્ટ સમય મર્યાદા અંતર્મુહૂર્ત (૪૮ મિનિટની અંદરનો કાળ) ની બતાવી છે, ધ્યાનને એકાગ્ર સંવિત્તિ અર્થાત્ જ્ઞાનની એકાગ્રતા રૂપ કહ્યું છે. અને 'ઉપયોગ' પણ જ્ઞાન અને દર્શન રૂપ બતાવ્યો છે.

ધ્યાન અને સમાધિ અવસ્થામાં એકાગ્ર ઉપયોગનું પ્રાધાન્ય હોય છે અને ધ્યેયાકારને પામેલા ધ્યાતાનો ઉપયોગ એ સમાધિ છે.

ઉપયોગ ક્રમવર્તી છે. એક સાથે અનેક ક્રિયાઓ કરવામાં આવે ત્યારે પણ જીવનો ઉપયોગ એક સમયે એક ક્રિયામાં જ રહે છે. વિવક્ષિત કોઇ એક ક્રિયામાં કે પદાર્થના ચિંતનમાં જ્યારે આત્મા ઉપયુક્ત બને છે, ત્યારે તે પોતાની સંપૂર્ણ જ્ઞાન–શક્તિ પૂર્વક તેમાં તન્મય બની જાય છે અર્થાત્ સર્વ આત્મ પ્રદેશો વડે તે એક જ પદાર્થના ઉપયોગમાં યોજિત થઈ જાય છે. તે સમયે તે અન્ય કોઈ પદાર્થમાં કે ક્રિયામાં પોતાનો ઉપયોગ જોડી શકતો નથી.

'ઉપયોગ'–ના આ સ્પષ્ટીકરણની સમાપત્તિના લક્ષણ સાથે સરખામણી કરતાં તે બે વચ્ચે કોઈ અર્થભેદ જણાતો નથી, કેમકે સમાપત્તિમાં જેમ ધ્યાતાનું ધ્યાન જેમ ધ્યેયાકારે પરિણમે છે, તેમ ઉપયોગમાં પણ જ્ઞાતાનું જ્ઞાન જ્ઞેયાકારે પરિણમે છે.

જિનાગમોમાં નિર્દિષ્ટ મુનિ અને શ્રાવક જીવનને યોગ્ય પ્રત્યેક ધર્મક્રિયા કે અનુષ્ઠાનની આરાધના 'ઉપયોગ' પૂર્વક–કરવા માટે ખાસ ભલામણ કરવામાં આવી છે. તેનું કારણ એ જ છે કે—

'ઉપયોગ' પૂર્વક કરેલી ધર્મક્રિયા જ ભાવક્રિયા કહેવાય છે, ઉપયોગ વિનાની ક્રિયા દ્રવ્યક્રિયા કહેવાય છે. ભાવક્રિયા આત્માને મોક્ષ આપે છે, પોતાના શુદ્ધ–સ્વરૂપ સાથે એકાકાર બનાવે છે, માટે ભાવક્રિયાનેજ શ્રી જિનાગમોમાં ઉપાદેય કહી છે.

આ રીતે પ્રત્યેક ધર્મ–આરાધનામાં ઉપયોગ (સમતાજન્ય મનની એકાગ્રતા) રાખવા માટેનું શાસ્ત્રીય ફરમાન એ હકીકતમાં ધ્યાનયોગના જ પ્રાધાન્યને સૂચિત કરે છે.

**આવશ્યક ક્રિયાઓ અને ધ્યાન યોગ :**

આ ગ્રન્થમાં નિર્દિષ્ટ ધ્યાનનું લક્ષણ ધ્યાનના ભેદો, પ્રભેદો, પ્રણિધાનાદિ યોગ અને ઉન્મનીકરણ આદિ કરણો ચતુર્વિધ શ્રી જૈનસંઘમાં ચાલતી દૈનિક પ્રતિક્રમણ ચૈત્યવંદન

આદિ આવશ્યક-ધર્મ ક્રિયાઓ, અને તેના સૂત્રોમાં કઈ રીતે સંકળાયેલા છે, તેનો સંક્ષેપમાં વિચાર કરીએ જેથી જૈનદર્શનની આ આવશ્યક ક્રિયાઓમાં ધ્યાન યોગ કેટલો વ્યાપક છે, તેનો આછો ખ્યાલ વાચકોને આવે અને જૈનદર્શન અને તેના ધર્માનુષ્ઠાનોમાં 'ધ્યાન યોગ' નથી એ ભ્રમણાનું નિવારણ થઇ જાય છે.

(૧) "ચિંતા અને ભાવના પૂર્વકનો સ્થિર અધ્યવસાય એ ધ્યાન". ધ્યાનના આ લક્ષણમાં ધ્યાનના પૂર્વાભ્યાસ રૂપે બતાવેલી ચિંતા અને ભાવના એ આવશ્યક ક્રિયાઓમાં અને તેનાં સૂત્રોમાં કઇ રીતે વણાયેલી છે તે વિચારીએ--

યોગદૃષ્ટા સૂરિપુરંદર પૂ શ્રી હરિભદ્રસૂરિજીમહારાજે પોતાના 'યોગવિંશિકા' ગ્રન્થમાં બતાવેલા (૧) સ્થાન (૨) વર્ણ (૩) અર્થ (૪) આલંબન અને (૫) અનાલંબન આ પાંચ યોગોનો પ્રયોગ ચૈત્યવંદન અને પ્રતિક્રમણ આદિ પ્રત્યેક ધર્મ ક્રિયાઓમાં કરવાનું ખાસ વિધાન કરેલું છે.

આ પાંચ યોગમાં અર્થ-યોગ અને આલંબન-યોગ એ ચિંતનાત્મક હોવાથી ચિંતારૂપ છે. અને સ્થાનયોગ તથા વર્ણયોગ એ ક્રિયાત્મક હોવાથી ભાવનારૂપ છે. આ ચારે યોગોનો તેના લક્ષ્ય અને વિધિપૂર્વક ચૈત્યવંદનાદિ ક્રિયાઓમાં સતત પ્રયોગ કરતા રહેવાથી 'સ્થિર-અધ્યવસાય રૂપ ધ્યાન' અને તેના ફળરૂપે ક્રમશઃ અનાલંબન યોગની ભૂમિકા સુધી પહોંચી શકાય છે.

તત્વ-ચિંતા આદિ સાત પ્રકારની ચિંતાઓએ દ્વાદશાંગી અર્થાત્ શ્રુતજ્ઞાનના અધ્યયન-ચિંતનરૂપ હોવાથી અને જ્ઞાનાદિ ચાર ભાવનાઓ પંચાચારના અભ્યાસ-પાલનરૂપ હોવાથી મુનિ જીવન અને શ્રાવક જીવનને યોગ્ય સર્વ ધર્મ ક્રિયાઓ અને તપસંયમાદિ અનુષ્ઠાનો એ શ્રુતજ્ઞાન અને પંચાચાર રૂપ હોવાથી ધ્યાન યોગને ઉત્પન્ન કરનાર તથા પુષ્ટ બનાવનાર છે. એમ સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

આ ગ્રન્થમાં દર્શાવેલ ૨૪ ધ્યાનભેદોમાંથી કયાં કયાં ધ્યાનોની સાધના અને તેની સામગ્રી આવશ્યક-ક્રિયાઓમાં ગૂંથાયલી છે, તે વિચારીએ.

ધ્યાનનો પ્રથમ ભેદ આજ્ઞા-વિચયાદિ રૂપ ધર્મધ્યાન એ ઉપયોગ પૂર્વક અર્થાત્ શાન્ત અને સ્થિરચિત્ત પૂર્વક થતી પ્રત્યેક આવશ્યક-ક્રિયાઓમાં અનુસ્યૂત હોય છે.

કાયોત્સર્ગ-સ્થિત સાધકની નિશ્ચલ દૃષ્ટિરૂપ 'તારા ધ્યાન' એ ચૈત્યવંદન પ્રતિક્રમણ આદિ આવશ્યક-ક્રિયાઓમાં તથા વીશસ્થાનક, નવપદ આદિ તપ-અનુષ્ઠાનોમાં કર્મક્ષય વગેરેના ઉદાત્ત હેતુથી કરવામાં આવતાં કાયોત્સર્ગ-આવશ્યકમાં અનુસ્યૂત છે.

શ્રી અરિહંતાદિ ચારની શરણાગતિમાં ચિત્તની લીનતારૂપ લય-ધ્યાન એ ચૈત્યવંદન, પ્રતિક્રમણાદિ આવશ્યકોમાં વ્યાપક ચતુઃ-શરણ ગમનાદિ આરાધના સ્વરૂપ છે.

પંચ પરમેષ્ઠિ ભગવંતોના ધ્યાનરૂપ પદસ્થ ધ્યાન અને મુક્તિપદને પામેલા સિદ્ધાત્માઓના ગુણચિંતન રૂપ સિદ્ધિ ધ્યાન–આ બંને ધ્યાન પણ સર્વ આગમ ગ્રન્થોમાં અને સર્વ આવશ્યક–ક્રિયાઓમાં વ્યાપક શ્રી નમસ્કાર મહામંત્રની શુદ્ધ અને સ્થિર ચિત્તે થતી આરાધનામાં સમાવિષ્ટ છે.

ચૈત્યવંદન કરતી વખતે અવસ્થાત્રિક, વર્ણત્રિક, ત્રિદિશિ વર્જનત્રિક અને પ્રણિધાનત્રિક આદિ ૧૦ ત્રિકોનું પાલન કરવાનું વિધાન એ હકીકતમાં ધ્યાન યોગને જ સૂચિત કરે છે, અર્થાત્ ધ્યાનયોગનો પૂર્વાભ્યાસ છે.

એ જ રીતે ચૈત્યવંદનાદિ ક્રિયાઓમાં બોલાતાં સૂત્રો શક્રસ્તવ, ચૈત્યસ્તવ, નામસ્તવ, શ્રુતસ્તવ, અને સિદ્ધસ્તવમાં જે બાર અધિકાર દર્શાવવામાં આવ્યા છે. તેમાં પહેલા અધિકારમાં ભાવ જિનેશ્વરોનું, બીજામાં દ્રવ્ય જિનેશ્વરોનું, ત્રીજામાં સ્થાપના જિનેશ્વરોનું, ચોથામાં નામ જિનેશ્વરોનું, પાંચમા અધિકારમાં ત્રણે ભુવનના ચૈત્યોમાં રહેલા સર્વ સ્થાપના જિનેશ્વરોનું, છઠ્ઠામાં શ્રી સીમંધર સ્વામી આદિ ૨૦ વિહરમાન જિનેશ્વરોનું, સાતમામાં શ્રુતજ્ઞાનનું, આઠમામાં સર્વ સિદ્ધાત્માઓનું, નવમા અધિકારમાં ચરમ–તીર્થપતિ શ્રી મહાવીર પરમાત્માનું, દસમામાં ઉજ્જયંત–શ્રીગિરનાર તીર્થનું, અગિયારમા અધિકારમાં અને બારમા અધિકારમાં સમ્યગ્ દૃષ્ટિ દેવો વગેરેનું કીર્તન, સ્મરણ અને ધ્યાન કરવાનું હોય છે.

આ બાર અધિકારો અને 'જગ ચિંતામણિ', 'જાવંતિ ચેઈયાઈં', 'જાવંત કેવિ સાહૂ' આદિ સૂત્રો દ્વારા સમસ્ત દ્રવ્ય અને ભાવજિનેશ્વરોને તથા ત્રણે ક્ષેત્ર અને ત્રણે કાળના સર્વ સાધુ–સાધ્વીજી ભગવંતોને જે વંદન થાય છે, તેમનું પવિત્ર સ્મરણ અને ચિંતન થાય છે, તે હકીકતમાં 'પરમમાત્રા'–ધ્યાનના ૨૪ વલયોમાં નિરૂપાયેલા વિશિષ્ટ ધ્યાન–સામગ્રી રૂપ હોવાથી પરમમાત્રા ધ્યાનના પૂર્વાભ્યાસ રૂપ છે. અને શેષ શૂન્ય, કલા, જ્યોતિ, બિન્દુ અને લય આદિ ધ્યાન ભેદો પણ પૂર્વોક્ત ધ્યાનોના અભ્યાસી સાધકને ક્રમશઃ અનુભૂતિના વિષય બને છે, તે હકીકતનું સમર્થન–"अरिहाण थुत्तं" નામના સ્તોત્ર દ્વારા પણ થયેલું છે. અને તેનું નિરૂપણ આ ગ્રન્થના વિવેચનમાં કરેલું છે.

## આવશ્યકાદિ ક્રિયાઓમાં પ્રણિધાનાદિ યોગો અને ઉન્મનીકરણ આદિ :

અશુભ અર્થાત્ સાવદ્ય વ્યાપારના નિવર્તનરૂપ પ્રણિધાન–યોગ, અર્થાત્ નિરવદ્ય પ્રવૃત્તિ રૂપ સમાધાન યોગ, રાગ–દ્વેષના પ્રસંગોમાં માધ્યસ્થ્ય રૂપ સમાધિ યોગ અને ધ્યાન જન્ય એકાગ્રતાથી થતાં ઉચ્છ્વાસાદિના નિરોધરૂપ કાષ્ઠાયોગ–તે સામાયિક, પ્રતિક્રમણ, ચૈત્યવંદન, ગુરુવંદન, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન રૂપ છ એ આવશ્યકોમાં સમાયેલા છે.

ઉપર્યુક્ત ધ્યાન અને યોગોના દીર્ઘકાળના અખંડ અભ્યાસ દ્વારા સાધક જ્યારે નિર્વિકલ્પ અવસ્થાને પામે છે ત્યારે તે ક્રમશઃ ઉન્મનીકરણ આદિ કરણોને સિદ્ધ કરે છે.

આથી ન્યાય બુદ્ધિને વરેલા કોઈ પણ સુજ્ઞ માણસને સ્વીકાર કરવો પડે એમ છે કે જિનદર્શનમાં અને તેના સંગભૂત વાઙ્મયમાં 'ધ્યાન' દૂધમાં સમાયેલા ઘીની જેમ ઓતપ્રોત છે, દૂધમાંથી જે વિધિપૂર્વક ઘી નીકળે છે તેમજ પ્રાપ્ત થાય છે, તે જ વિધિ પૂર્વક સમયશ્રુતાદિમાંથી ઘી રૂપ ધ્યાનની પ્રાપ્તિ થાય છે.

જેના સ્વતંત્ર પ્રણેતા, પ્રરૂપક સ્વયં શ્રી જિનેશ્વર પરમાત્મા છે, તે અર્થાત્મક સૂત્રોમાં તેમજ અનુષ્ઠાનાદિમાં ધ્યાન સર્વ સ્તરે છે જ. જરૂર છે તેમાં ઉપયોગની પરોવણીની.

જૈન દર્શનમાં વર્તમાનમાં ઉપલબ્ધ આગમ ગ્રન્થો તથા પ્રકીર્ણ ગ્રન્થોમાં જે મોક્ષ માર્ગ દર્શાવવામાં આવ્યો છે, તે સર્વાંગ સંપૂર્ણ છે મોક્ષ પ્રાપક અર્થાત્ આત્માના પૂર્ણ શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરવામાં સમર્થ ધર્મ, અધ્યાત્મ કે યોગની સાધના જેવી ભૂતકાળમાં હતી, તેવી આજ પણ આ જૈનશાસનમાં વિદ્યમાન છે, જીવંત છે અને રહેશે. વર્તમાનમાં જૈનશાસનમાં ધ્યાન–યોગનો માર્ગ લુપ્ત થયો છે. તેને પુનર્જીવિત કરવાની જરૂર છે, એમ કહેવા કરતા તે માર્ગે ચાલવાની રૂચિ ખૂબજ ઓછી થઇ ગઈ છે–અને તેને પ્રદીપ્ત કરવા જે સમ્યક્ પુરુષાર્થ થવો જોઈએ તે પણ બહુ વિરલ જોવા મળે છે. તે રૂચિ અને પુરુષાર્થને પ્રગટ કરવા અને વિકસાવવાની વિશેષ આવશ્યકતા છે એમ કહેવું વધુ ઉચિત અને સંગત લાગે છે ધ્યાન–યોગની સાધના માટે જો ખરેખર ભીતરની લગની લાગી હોય તો સર્વ પ્રથમ નીચેના પ્રશ્નો વિચારવા જોઇએ અને તે બાબતોનું–સાચું જ્ઞાન મેળવવું જોઇએ :–

**વાસ્તવિક** યોગ શું છે ? ધ્યાનયોગની સાધનાનું લક્ષ્ય શું છે ? યોગનો સાચો અધિકારી કોણ હોઈ શકે ? સાધનાનો પ્રારંભ કોણે કયાંથી કરવો જોઇએ. ?

**તત્ત્વતઃ** ધ્યાન–યોગની સાધના એ કાંઇ આસન, પ્રાણાયામ કે માત્ર મનની એકાગ્રતા કે નિર્વિચાર–સ્થિતિ નથી, એ તો આત્મા અને પરમાત્મા વચ્ચેની, આત્મા અને સર્વ જીવાત્માઓ વચ્ચેની એક ભાવનાત્મક ભૂમિકા છે, વ્યક્તિગત સંકુચિતતાના કુંડાળામાંથી બહાર નીકળીને વિશ્વાત્માની પરિધિમાં આત્માનો ભાવોત્કર્ષ કરવા માટે ધ્યાન–યોગની સાધના છે.

સર્વજ્ઞ, સર્વદર્શી પરમાત્માની આજ્ઞાને વરેલા જ્ઞાની મહાપુરુષોએ જૈન શાસનની પ્રત્યેક આરાધનાને, પ્રત્યેક અનુષ્ઠાનને સંવર અને નિર્જરા રૂપ કહયાં છે.

જૈન દર્શનના સંવર અને નિર્જરા તત્ત્વ એટલે પૂર્ણ મોક્ષમાર્ગ. પૂર્ણ ધ્યાન

યોગની કડીબદ્ધ પ્રક્રિયા, આવી ઉત્તમ આરાધના–સાધના મળવા છતાં તેને તે સ્વરૂપે આરાધવા–સાધવા માટે આપણે કેટલા ઉત્સુક–સજાગ અને સક્રિય છીએ ?

ધ્યાન યોગની સાધના માટે ઉત્સુક વ્યક્તિ સર્વ પ્રથમ જાત તપાસ કરે, આત્મ–નિરીક્ષણ કરે કે પોતાની અન્તઃવૃત્તિ અને વલણ સંસારાભિમુખ છે કે આત્માભિમુખ.

ધ્યાન–યોગની સાધના માટે સાધકે પોતાના જીવનમાં યોગ્યતા કેળવવી જોઇએ. તે માટે સર્વ પ્રથમ શ્રદ્ધા, વિશ્વાસ અગત્યનાં છે ત્યાર પછી આત્મશુદ્ધિની તાલાવેલી, કર્મમલથી મુક્ત થવાની ઝંખના, આત્મિક ઉત્ક્રાંતિની ઉત્કંઠા હોવી જોઇએ, અને તેની સાથે આત્મસમર્પણ ભાવ હોવો જોઈએ.

તીવ્ર ભાવથી–આશયથી પાપ કર્મ ન કરવું, સંસારના સુખોમાં તીવ્ર આસક્તિ ભાવ ન રાખવો અને જીવન વ્યવહારમાં સર્વત્ર ન્યાયપૂર્વક વર્તન કરવું–આ પ્રાથમિક યોગ્યતા છે.

યોગ્યતાના તારતમ્ય અનુસાર, પોતપોતાની ભૂમિકાને યોગ્ય અનુષ્ઠાનનું આ–સેવન કરવું તે યોગ છે, જે ક્રમશઃ મોક્ષ સાથે સંબંધ કરાવે છે

આ રીતે પોતાની યોગ્યતા કેળવી આત્મ–શ્રદ્ધા અને પરમાત્મ–ભક્તિને જીવનમાં પ્રાધાન્ય આપવાથી જ યોગ માર્ગના સાચા પથિક બની શકાય છે, પોતાના શુદ્ધ આત્મ–સ્વરૂપના ભાન વિનાની કે એ ભાનને જાગ્રત રાખવાના લક્ષ્ય વિનાની કોઈ પણ આરાધના ધ્યાન–યોગની કે મોક્ષપ્રાપક યોગની સાધક બની શકતી નથી.

તાત્પર્ય કે આજે અત્યંત જરૂર છે, આત્મ નિરીક્ષણની અને તે પણ પોતાની જાત પ્રત્યેના પક્ષપાત વિનાનું હોવું જોઈએ.

જાસૂસી ખાતાનો વડો અધિકારી શકમંદ વ્યક્તિની તલાશી લે છે, તે રીતે આત્મ–નિરીક્ષણ થાય તો પોતાના દોષો–દુર્ગુણોનો અને દુર્ભાવોને જાણી શકાય અને અનેક ભૂલ-ભ્રમણાઓના અંધકારમાંથી બહાર નીકળી શકાય. આવા તટસ્થતાપૂર્ણ આત્મ નિરીક્ષણ-માંથી જન્મતી તત્ત્વ રુચિ કે ધ્યાન રૂચિ વિના ધર્મ– આરાધના કે ધ્યાનયોગની સાધના કઈ રીતે લાગુ પડી શકે ? કઇ રીતે પોતાની અસર જન્માવી શકે ?

જૈન દર્શનના પ્રત્યેક અનુષ્ઠાનોમાં વ્યાપક ધ્યાન–યોગ આપણને તો જ લાગુ પડી શકે, અસરકારક બની શકે, જો તેની તીવ્ર રૂચિ પ્રગટાવીએ.

ધ્યાન–યોગની રુચિ એટલે આત્માના ધ્યાનની રૂચિ. આત્મા જ્યારે ધ્યાનના વિષયભુત બને છે ત્યારે તેની શુદ્ધિનું જતન કરવાની નિર્મળ બુદ્ધિ સહજ પણે કામ કરવા માંડે છે.

આત્મા રૂચે કયારે ? જ્યારે આત્મભિન્ન પર પદાર્થોમાંની રુચિ આસક્તિ એકદમ મંદ પડતી જાય.

પરપદાર્થો પ્રત્યેની મમતાનો સમૂળ ઉચ્છેદ કરવાની તેમજ આત્મ પદાર્થમાં અપૂર્વ રૂચિ–પ્રીતિ પેદા કરવાની અચિન્ત્ય શક્તિ જૈન દર્શનના પ્રત્યેક ધાર્મિક સૂત્રો અને સદ્ અનુષ્ઠાનોમાં વ્યાપક જ છે તેમાં રમણતા–લીનતા થાય એટલે ધ્યાન–યોગ લાગુ પડે જ છે ! ધ્યાનયોગ એ કાંઈ બહારથી લાવવાની વસ્તુ નથી યા બળાત્કારે મેળવી લેવાની મામૂલી ચીજ નથી, પણ એ તો એના ક્રમે સ્વયં અંદર ઊઘડે છે કેમકે જે આરાધના–વિધિ જૈન દર્શનમાં છે, તે પણ એટલી જ પ્રભાવશાળી છે, જેટલો પ્રભાવશાળી ધ્યાનયોગ છે. તાત્પર્ય કે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક, અનુપમ બહુમાન સાથે ધર્માંરાધના કરવાથી યથાર્થ યોગ–સાધના કરી શકાય છે.

આ હકીકત વિચારતાં એ સ્પષ્ટ થાય છે કે આજે ધ્યાન–યોગનો માર્ગ ઉઘાડો છે, પણ તે માર્ગની રૂચિ ખૂબ મોળી–મંદ હોવાથી, મંદ જઠરાગ્નિવાળાને સાદુ–સાત્વિક ભોજન પણ અરૂચિકર નીવડે છે, તે રીતે યોગ–માર્ગ અરૂચિકર લાગે છે. પછી તેની જિજ્ઞાસા આદિની તો વાત જ કયાં રહી ?

જે મહાનુભાવોને ધ્યાન–યોગમાં રૂચિ છે તેઓ એક વાત ખાસ નોંધી લે કે ધ્યાન–યોગની સાધના સ્વાત્માને શુદ્ધ કરવા માટે છે. પોતાનું સ્વરૂપ ભૌતિકતાથી સર્વથા ભિન્ન છે આ સમજણને સતત ભાવિત કરતા રહીને તેને પ્રતીતિની ટોચ પર મૂકવા માટે છે

આ રીતે જૈન આગમગ્રન્થોમાં બતાવેલી મોક્ષમાર્ગની પ્રત્યેક આરાધના અને સાધના ધ્યાન અને યોગ સ્વરૂપ જ છે, તેની રૂચિને તીવ્ર બનાવાય, તેનાં રહસ્યો–સંકેતો તરફ આપણું ધ્યાન દોરાય, અંતરનો આદરભાવ ઉલ્લસિત કરાય અને મોક્ષના લક્ષ્યપૂર્વક તેના માટે સક્રિય પુરુષાર્થ થાય તો વર્તમાનમાં તે પ્રાપ્ત કરી શકાય તે કક્ષા સુધીની ચિત્ત–પ્રસન્નતા અને આત્મ–સમાધિ આપણે આ જીવનમાં અવશ્ય પ્રાપ્ત કરી શકીએ, આ નિર્વિવાદ હકીકત છે

## 'યોગ' શબ્દ અંગે ખુલાસો

'યોગ' શબ્દના મૂળભૂત અર્થ, તાત્પર્યાર્થ અને લક્ષ્યાર્થ તથા તે 'યોગ'ની પરંપરા, આમ્નાય અને અનુભૂતિથી વંચિત કેટલાક વર્તમાન મનીષિઓ એવી માન્યતા ધરાવે છે તેમ જ ફેલાવે છે કે 'જૈન દર્શન અને તેના વાઙ્મય [આગમ ગ્રન્થો]માં 'યોગ' શબ્દ માત્ર મન, વચન અને કાયાના વ્યાપાર અર્થમાં જ પ્રયુક્ત થયેલો છે, ચિત્ત–નિરોધ રૂપ ધ્યાન કે આત્મ સમાધિરૂપ–સાધનાના સંદર્ભમાં કયાંય પ્રયોજાયેલો નથી. મહર્ષિ પતંજલિના યોગસૂત્રની રચના પછી આચાર્ય શ્રી હરિભદ્રે તે (યોગ) શબ્દ અપનાવ્યો અને વિકસાવ્યો છે પરંતુ આ રજૂઆત ભ્રામક છે, સત્યથી વેગળી છે. હવે આપણે એ વિચારવું છે કે જૈન દર્શનમાં 'યોગ' શબ્દનો સાધનાના સંદર્ભ(અર્થ)માં પ્રયોગ કયાં કયાં થયેલો છે ?

ચાર મૂળ આગમ-ગ્રન્થોમાં 'આવશ્યક સૂત્ર'નું મુખ્ય સ્થાન છે. આ 'આવશ્યક સૂત્રો'ના રચયિતા શ્રી ગણધર ભગવંતો છે આવશ્યક-સૂત્રોમાંનું એક સૂત્ર-'શ્રમણ સૂત્ર, છે. જેનો પ્રયોગ સવારે અને સાંજે પ્રતિક્રમણની ક્રિયામાં પ્રત્યેક સાધુ અને સાધ્વીજી મહારાજ અચૂક કરે છે તે સૂત્રની એક પંક્તિ છે: 'वत्तिसाए जोग संगहेहिं' આ ૩૨ પ્રકારના યોગ-સંગ્રહોના નિર્દેશમાં 'झाण-संवर जोगो य' ધ્યાનનો ૨૮ મો યોગ સંગ્રહ છે, ધ્યાન-સમાધિ રૂપ યોગ-પ્રક્રિયાનો સૂચક છે. આ સૂત્ર ઉપર નિર્યુક્તિની રચના કરનાર પૂ. આચાર્યદેવ શ્રી ભદ્રબાહુ સ્વામી, મહર્ષિ પતંજલિ પૂર્વે થયા છે એથી એ સ્પષ્ટ સાબિત થઈ જાય છે કે 'જૈનાગમો'માં 'યોગ' શબ્દ ક્યાંયથી ઉછીનો લેવામાં નથી આવ્યો, પણ એનો પોતાનો જ છે.

આ જ 'આવશ્યક-સૂત્ર'ની નિર્યુક્તિમાં પૂ ભદ્રબાહુ સ્વામીએ ધ્યાન અને સમાધિના સંદર્ભમાં 'યોગ' શબ્દનો પ્રયોગ કર્યો છે તેવા થોડાક પાઠો જોઈએ :

'सुयनाणमि वि जीवो, वट्टंतो सो न पाउणइ मोक्खं ।
जो तव संयममइए जोए न चएइ वोढ जे ॥ ९०॥'

'જે સાધક તપ-સંયમમય **યોગ**માં તત્પર બનતો નથી તે એકલા શ્રુતજ્ઞાનના આલંબનથી મોક્ષ પામી શકતો નથી અર્થાત્ શ્રુતજ્ઞાન સાથે તપ-સંયમરૂપ **યોગ સાધના** કરે તો જ તે પોતાના પૂર્ણ-શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરી શકે છે.'

'निव्वाण साहए जोगे, जम्हा साहेंति साहुणो ।
सम्मा य सव्वभूएसु, तम्हा ते भावसाहुणो ॥ १०१० ॥'

'જેઓ નિર્વાણ-મોક્ષ સાધક સમ્યગ્ દર્શન-જ્ઞાનાદિ **યોગો**ની સાધના કરે છે અને જીવ માત્ર પ્રત્યે સમાનભાવ-આત્મતુલ્યભાવ ધારણ કરે છે, તે 'ભાવ સાધુ' કહેવાય છે'

'वारसविहे कसाए, खविए उवसामिए य जोगेहिं ।
लब्भइ चरित्तलंभो, तस्स विसेसा इमे पच ॥ ११३ ॥'

'પ્રશસ્ત મન, વચન અને કાયાયોગ વડે અર્થાત્ ધ્યાન-સમાધિમાં પ્રયુક્ત **મનોયોગ** આદિ યોગ વડે બાર પ્રકારના કષાયનો ક્ષય, ઉપશમ અને ક્ષયોપશમ થવાથી ભાવ ચારિત્રનો લાભ થાય છે, આ સામાયિક આદિ પાંચ ચારિત્રના જ પ્રકારો છે.

**અન્ય સૂત્ર પાઠો**

'खित्तोयं कालोयं, करणमिण साहओ उवाओऽयं ।
कत्त त्ति य जोगि त्ति य, इय कयजोगी वियाणाहि ॥'

'પ્રશસ્ત મન, વચન અને કાયાનો પ્રયોગ કરનાર શ્રી તીર્થંકર ભગવંતો જેમ યોગી કહેવાય છે, તેમ જે ગીતાર્થ મુનિવરો ઉત્સર્ગ અને અપવાદને જાણે છે અને તે મુજબ યથોચિત પ્રવૃત્તિ કરે છે, તેમને પણ 'યોગી' જાણવા

'वृहत्कल्पसूत्र-निर्युक्ति' : गाथा नं. १५८ थि १६०

'बाहिरजोगविरहिओ, अब्भिंतरझाण-जोगमल्लीणो ।
जह तम्मि देस–काले, अमूढसन्नो चयइ देहं ॥ ५५ ॥'

બાહ્ય–યોગ વ્યાપારથી રહિત અને અભ્યંતર ધ્યાન–યોગમાં લીન બનેલો મુનિ તથા પ્રકારના દેશ અને કાળમાં આત્મજાગૃતિ–પૂર્વક પોતાના દેહનો ત્યાગ કરે છે

महागरा आयरिआ मेहसी, समाहिजोगे सुअसीलबुद्धिए ।
संपाविउकामे अणुत्तरांइ, आराहए तोसइ धम्मकामी ॥९–१–१६॥

"समाधियोगैः"–ध्यानविशेषैः

આચાર્ય જ્ઞાનાદિ ગુણરત્નોની મોટી ખાણ છે, સમાધિયોગોથી (વિશિષ્ટ ધ્યાનથી) શ્રુતજ્ઞાનથી, સદાચારથી અને બુદ્ધિથી મોક્ષની ઈચ્છાવાળા છે. એવા આચાર્યને અપૂર્વ જ્ઞાનાદિગુણો મેળવવાની ઇચ્છાવાળો અને કર્મની નિર્જરાને ઇચ્છતો મુનિ વિનય વડે તેમને આરાધી સંતોષ પમાડે.

श्री दशवैकालिक सूत्र, हारिभद्रीयघृत्ति

सज्झायसंजमतवे वेआवच्चे अ झाणजोगे अ ।
जो रमइ नो रमइ असंजमम्मि सो वच्चई सिद्धिं ॥३६६॥

—दशवैकालिकसूत्र निर्युक्ति—

સ્વાધ્યાય, સંયમ, તપ, વૈય્યાવૃત્ય અને ધ્યાન–યોગમાં જે રમે છે અને અસંયમમાં જે રમતો નથી તે સિદ્ધિને વરે છે.

—રતિવાકય ચૂલિકા—

પ્રસ્તુત 'ધ્યાન–વિચાર'માં નિર્દિષ્ટ ૯૬ પ્રકારના કરણયોગ અને ૯૬ પ્રકારના ભવનયોગ વિશિષ્ટ ધ્યાનજન્ય અને ઉત્તરોત્તર પ્રકર્ષ પામતી સમાધિના દ્યોતક યોગો છે. આ ૯૬ પ્રકારના યોગોના નિરૂપણ માટે તેના આધારરૂપે ગ્રન્થકારે પોતે નોંધેલી 'जोगो विरियं थामो'

આ ગાથામાં પ્રયોજાયેલો પ્રથમ 'યોગ' શબ્દ સમાધિનો જ દ્યોતક છે. તે આ ગ્રન્થના અધ્યયન, મનનથી સારી રીતે જાણી શકાય છે અને તેથી એ સ્પષ્ટપણે પૂરવાર થાય છે કે જૈનદર્શનમાં 'યોગ' શબ્દ સમાધિના અર્થમાં પણ પ્રયુક્ત થયેલો છે. પૂ.શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ આગમશાસ્ત્રોના ઊંડા અભ્યાસી, તેમજ આગમશાસ્ત્રો પ્રતિ અનન્ય આદર, શ્રદ્ધા અને સમર્પણ–ભાવ ધરાવનારા એક મહાન યોગદ્રષ્ટા

મહાપુરુષ હતા, તેમને આગમ ગ્રન્થોમાં નિરૂપાયેલા તેમજ સચવાયેલા ધ્યાનયોગની વિશદતા અને વ્યાપકતાને જિનભક્તિજન્ય વિશિષ્ટ ક્ષયોપશમ ભાવના અમાપ પ્રભાવે, ગૂઢ આગમ શૈલીના મર્મને સરળ શબ્દદેહ આપ્યો, તેના અનુસંધાનમાં 'યોગબિંદુ' 'યોગદ્રષ્ટિ સમુચ્ચય' 'યોગવિંશિકા' અને 'યોગ શતક' આદિ મનનીય ગ્રન્થોની રચના કરી, તેમજ તેમણે અન્યદર્શનોના પ્રામાણિક યોગગ્રન્થો અને તેમાં નિર્દિષ્ટ પ્રક્રિયાઓ સાથે સુંદર સમન્વય કર્યો

પોતે રચેલા 'યોગશતક'ના મંગલાચરણની પહેલી ગાથામાં જ યોગીઓના નાથ અને શ્રેષ્ઠ યોગના દર્શક શ્રી મહાવીર પરમાત્માને નમસ્કાર કરીને પૂ. શ્રી હરિભદ્ર-સૂરિજી મહારાજે 'जोगज्झयणाणुसारेणं', અર્થાત્ 'યોગ-અધ્યયન'ને અનુસરીને હું યોગનું સંક્ષિપ્ત વર્ણન કરીશ એમ કહ્યું છે,

તો આ યોગ અધ્યયન કયુ?

એ વાતને સ્પષ્ટ કરતા ટીકામાં તેઓશ્રી પોતે જ લખે છે કે—નિરવદ્ય-નિષ્પાપ યોગોની પ્રવૃત્તિ અને નિવૃત્તિ દ્વારા સમભાવનો, આત્મભાવમાં રમણતા કરવાનો સુંદર અભ્યાસ થાય છે. આ સામાયિક ધર્મ જૈન દર્શનનો એક આગવો યોગ છે. જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ વગેરે સર્વ પ્રકારના યોગો એમાં સમાયેલા છે.

## ધ્યાન-યોગ અંગેની ભ્રમણાઓથી ઉગરીએ

ધ્યાન-યોગાભ્યાસની સમસ્ત પ્રક્રિયા પોતાને શુદ્ધ કરવા માટે છે. દેહ, ઇન્દ્રિયો અને મનથી પર સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મતત્ત્વને ઓળખવા અને અનુભવવા માટે છે.

બધી રીતે થાકીને લોથ થયેલા લોકો માનસિક-શાન્તિ અને શારીરિક-સ્વાસ્થ્ય માટે બીજા કોઈ ઉપાય કારગત ન નીવડતાં 'યોગ' તરફ આકર્ષાયા છે પણ આત્મિક ઉત્થાનના મહાન ધ્યેયને વરેલી ધ્યાનયોગની સાધનાને તેના મૂળભૂત તત્ત્વોની ઉપેક્ષા કરીને, આજે માત્ર માનસિક શાન્તિ અને શરીરના સ્વાસ્થ્યનું લક્ષ્ય બનાવવામાં આવે છે, તે યોગ-સાધનાનું અત્યંત દુઃખદ અવમૂલ્યન છે, ઘોર અપમાન છે

માનસિક અશાન્તિ અને શારીરિક રોગોનું મૂળ, પોતાના આંતરિક દોષો છે, રાગ-દ્વેષ, કામ-ક્રોધ, માન-માયા અને તેના દ્વારા બંધાયેલા અશાતાદિ કર્મો છે. પોતાના જીવનમાં વ્યાપક બનેલી દુષ્ટ વૃત્તિઓ અને તજ્જન્ય પ્રવૃત્તિઓ ઉપર નિયંત્રણ સ્થાપ્યા વિના પોતાના મન-વચન-કાયાના અયોગ્ય દિશામાં થતા ઉપયોગને રોકી યોગ્ય દિશામાં તેને વાળવાનો પુરુષાર્થ કર્યા વિના તન, મન અને આત્માની સાચી સ્વસ્થતા અને શાન્તિ પ્રાપ્ત થવાની કોઈ કાળે શક્યતા નથી

આત્માના અસ્તિત્વની, અને સચ્ચિદાનંદ સ્વરૂપની સંપૂર્ણ શ્રદ્ધા સાથે જેમનું તે સ્વરૂપ પ્રગટ છે. તેમજ જેઓ તેને પ્રગટાવવાનો સાચો પુરુષાર્થ કરી રહ્યા છે, તે પરમ કૃપાળુ

પરમાત્મા અને મહાત્મા પુરુષોની અંતરના આદર બહુમાન પૂર્વક સેવા, ભક્તિ, ઉપાસના કરવી તેમની આજ્ઞાનું શુદ્ધ ચિત્તે પાલન કરવું એજ સાચી સાધના છે. જે સાધનાના પ્રભાવે, માનવ, મહામાનવ બની શકે છે. આત્મા પરમાત્મ સ્વરૂપને પામી શકે છે.

ધ્યાન યોગની સાધના એ પ્રગટ–અપ્રગટ નિજ દોષના નાશ અને ગુણોના વિકાસ માટેની સાધના છે. જીવનમાં આવી સાધના આવે છે, સ્થિર સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે કલ્પનાતીત અનુભૂતિઓનો પ્રારંભ થાય છે. જેનો પ્રભાવ સમગ્ર જીવનમાં પ્રસર્યા વિના રહી શકતો નથી. જીવનમાં જેટલા અંશે રાગ–દ્વેષ અને મોહ વગેરે આંતર્–દોષોનું પ્રાબલ્ય ઘટે છે, તેટલા અંશે યોગ–સાધનાનો વિકાસ થયો ગણાય

જો રાગાદિનું પ્રાબલ્ય નબળું પડતું જણાતું ન હોય તો સમજી લેવું ઘટે કે બાહ્ય મન–વચન–કાયાની કે બૌદ્ધિક સ્તરની શક્તિઓનો ગમે તેટલો વિકાસ થયો હોવા છતાં તે ધ્યાન–યોગનું તાત્ત્વિક ફળ નથી એકાગ્રતા એ તો યોગનું શરીર માત્ર છે, તેનો પ્રાણ તો અહંત્વ મમત્વનો ત્યાગ છે.

ધ્યાનયોગનું યથાર્થ સ્વરૂપ તેમજ તેની સાધનાની યથાર્થ પ્રક્રિયા અને તેની સાધનામાં મગ્ન સાધકના યથાર્થ સ્વરૂપ વગેરેની આ સ્પષ્ટતા વર્તમાનમાં ધ્યાન યોગ અને તેની સાધના અંગે જે ભ્રાન્તિઓ પ્રવર્તે છે, તેનાથી ધ્યાન યોગના સાચા અર્થી આત્માઓ બચે એ શુભ આશયથી કરી છે કે જેથી તેઓ વાસ્તવિક ધ્યાન–યોગના મર્મને સમજી–સ્વીકારી એની ઉપાસનામાં ઉત્તરોત્તર અધિક સક્રિય બનીને અખૂટ–અખંડ સર્વજીવ હિતકર સમાધિના સ્વામી બની શકે.

**આભાર દર્શન :**

'ધ્યાન–વિચાર' વિષયક આ વિવેચનમાં આવશ્યક–સૂત્ર–નિર્યુક્તિ ધ્યાન શતક, ગુણસ્થાનક–ક્રમારોહ, યોગ બિંદુ, યોગ પ્રદીપ, નમસ્કાર–સ્વાધ્યાય અને યોગશાસ્ત્ર–અષ્ટમ–પ્રકાશ [જૈન સાહિત્ય વિકાસ મંડળ દ્વારા પ્રકાશિત] આદિ અનેક પ્રાચીન ગ્રંથોની સહાય લેવામાં આવી છે. તેમજ કેટલાક અર્વાચીન ગ્રંથો પણ ઉપયોગી બન્યા છે. તેથી તે–તે ગ્રંથોના કર્તા પૂજ્ય મહર્ષિઓ, એના સંપાદકો વગેરેનો કૃતજ્ઞભાવે આભાર માનું છું, તથા પ્રસ્તુત ગ્રંથનું લખાણ સાદ્યન્ત વાંચી, વિચારી, તેમાં યોગ્ય સુધારા–વધારા માટે સહૃદય–પણે સલાહ સૂચનો આપનાર અનેક નામી–અનામી પૂજ્યવર્યો, મુનિવરો, અને વિદ્વાનોને પણ હું ભૂલી શકતો નથી. ગ્રંથના લેખન, સંપાદન અને પ્રકાશન આદિમાં પોતાનો અમૂલ્ય શક્તિ અને સંપત્તિ આદિથી લાભ લેનાર મહાનુભાવોની શ્રુતભક્તિની પણ હું હાર્દિક અનુમોદના કરું છું.

**અંતરની અભિલાષા :**

ધ્યાન જેવા ગહન વિષય ઉપર વિશેષ પ્રકારના અનુભવ વિના માત્ર યોગનિષ્ઠ તત્ત્વદ્રષ્ટા સ્વ. પૂજ્ય પન્યાસજી મહારાજ શ્રી ભદ્રંકર વિજયજી ગણિવરની પ્રેરણા, કૃપા ધ્યાન યોગ પ્રત્યેની આંતરિક અભિરુચિથી પ્રેરાઈને સ્વાધ્યાયના ઉદ્દેશથી આ યત્કિંચિત્ વિવેચન લખવાનો પ્રયાસ કર્યો છે.

તેમાં મારી મંદ-બુદ્ધિ, અજ્ઞાનતા અને છદ્મસ્થતાના કારણે જે કાંઈ ક્ષતિઓ રહી છે તેને પૂ. ગીતાર્થ, અનુભવી પુરુષો સુધારીને ગ્રહણ કરે, અને અનુકૂળતાએ એ ક્ષતિઓ તરફ મારું ધ્યાન દોરવા ખાસ અનુગ્રહ કરે એવી શ્રદ્ધા અને આશા સેવું છું.

એક નમ્ર પ્રાર્થના એ કરું છું કે આ "ધ્યાન વિચાર" ગ્રંથમાં ધ્યાન-સાધના વિષયક રહસ્યમય અનેક પદાર્થો ભર્યા છે, છૂપાયેલા છે, તેના તરફ પોતાનું ધ્યાન કેન્દ્રિત કરી તેના ઉપર વિશેષ પ્રકાશ પાથરવા પ્રયત્ન કરે.

અંતમાં આ સમગ્ર વિવેચનમાં શ્રી જિનાજ્ઞાથી વિપરીત કાંઇ પણ લખાયું હોય તે માટે, ત્રિવિધે-ત્રિવિધે મિચ્છા મિ દુક્કડમ્.

માંડવી (કચ્છ)
વિ. સં. ૨૦૪૨,
આસો સુદ ૧૦ રવિવાર
તા ૧૨-૧૦-૧૯૮૬

વિજય કલાપૂર્ણસૂરિ

॥ शिवमस्तु सर्वजगतः ॥

## આ ગ્રન્થ લેખનના પ્રેરણાદાતા તત્ત્વદષ્ટા સ્વ. પૂજ્ય પન્યાસ પ્રવરશ્રી ભદ્રંકર વિજયજી મહારાજનો એક પ્રેરણાદાયી પત્ર.

મુંડારા આસો વદી ૧

જ્ઞાનાદિ ગુણ સંપન્ન શ્રી કલાપૂર્ણસૂરિજી સપરિવાર વંદનાદિ.

સુ. ૧૧નો પત્ર સમયસર મળ્યો છે. ધ્યાન વિચાર ગ્રંન્થના પરિશીલનથી આનંદનો અનુભવ થયો તે જાણીને સંતોષ થયો.

'सुन्नं कल जोइ' એ ગાથા પૂર્વગત શ્રુતની હોવી જોઈએ, તેનું મૂળ હજુ મળ્યું નથી.

આ ગ્રન્થમાં 'ધ્યાન શતક'ની ગાથાના પ્રમાણ આપ્યા છે, તેથી ધ્યાન શતકના કર્તા ભાષ્યકારથી પણ આ કૃતિ પ્રાચીન છે, એમ સાબીત થાય છે. ટીકાની રચના પણ આગમિક પદાર્થોથી યુક્ત છે. તેથી ટીકાકાર પણ કોઈ આગમધર મહાપુરુષ છે. એમ સિદ્ધ થાય છે.

દરેકની સાથે 'પરમ' શબ્દ લગાડીને વ્યવહાર–નિશ્ચય ઉભયનો સમન્વય સાધ્યો છે.

માત્રા અને પરમમાત્રા એ બે પ્રકારોમાં પ્રથમ પ્રકાર માત્રાનો છે. તેમાં 'तीर्थंकरमिव आत्मानं पश्यति' છે અને પરમમાત્રામાં ચતુર્વિંશતિવલય પરિવેષ્ટિત આત્માનું ધ્યાન છે. એ કૈવલ્ય અવસ્થા બાદ સપરિકર પરમાત્મદશાનું ધ્યાન સંભવે છે. તેને ફરીવાર જોશો તો વધુ સ્પષ્ટ થશે.

શ્રી ઉપદેશપદ ગ્રન્થની ગા. ૮૯૦ થી ૮૯૮ સુધીની ટીકામાં એક રાજાની રાણીના ધ્યાનાભ્યાસનું વિસ્તારથી વર્ણન છે. તે પણ જો ન જોયું હોય તો જોશો. તેમાં રાણીનો સંશય છેદવા માટે આચાર્ય મહારાજે જે ધ્યાન બતાવ્યું છે, તેની પ્રથમ ગાથા નીચે મુજબ છે.

'संपुन्न चंद वयणो
सिंहासण संठिओ सपरिवारो ।
झायव्वो य जिणिंदो
केवलवरनाणुज्जलो धवलो ॥

ત્યાર પછીની ધ્યાન વિષયક બધી ગાથાઓ જોવા યોગ્ય છે.

તે ઉપરથી 'પરમમાત્રા' ધ્યાનની પ્રતીતિ થાય છે. ઉપદેશપદનો અનુવાદવાળો ગ્રન્થ હોય તો પૃ. ૫૨૯ થી ૫૩૦ સુધી જોઈ જશો.

અંતિમ પદ–પરમપદ અને સિદ્ધિ–પરમસિદ્ધિ એ બે ધ્યાન બધા ધ્યાનોમાં સર્વોત્કૃષ્ટ છે. નમસ્કાર મહામંત્રનું ધ્યાન વ્યવહાર અને નિશ્ચય ઉભયથી કરવાનો સ્પષ્ટ વિધાન તેમાંથી પ્રાપ્ત થાય છે.

ધ્યાનના પ્રારંભમાં (૭) ચિન્તા, (૪) ભાવના અને ધ્યાનના અંતમાં (૧૨) અનુપ્રેક્ષા એ પણ શાસ્ત્રીય પ્રક્રિયા છે. ભાવના અને અનુપ્રેક્ષા શબ્દમાં જે તફાવત છે, તે સ્પષ્ટ થાય છે. अनु पश्चात् प्रेक्षणम् । ધ્યાન થયા બાદ અનુપ્રેક્ષા વડે જે સંસારનું સ્વરૂપ વિચારાય તેના સંસ્કારો વધુ ઉંડા જાય અને એ રીતે વૈરાગ્ય પુષ્ટ થાય.

૧૨ ભાવનામાં પણ પ્રથમની છ સંસારની નિઃસારતા ભાવવા માટે અને પછીની છ ધર્મની સારભૂતતા ભાવવા માટે વિચારી શકાય. તે કેવી રીતે એ ગ્રન્થમાં સ્પષ્ટ કરેલ નથી તો પણ નિર્મળ પ્રજ્ઞા વડે શાસ્ત્રથી અવિરૂદ્ધ પણે વિચારી શકાય છે, તે હવે પછી.

ગ્રન્થમાં ભવનયોગ, કરણયોગ પહેલા ૮, કરણોનું સ્વરૂપ વીર્યગુણના વિકાસની રીતને સૂચવે છે અને પછી ૧૨ કરણનો વિચાર. જ્ઞાન ગુણના પ્રકર્ષની પ્રક્રિયાને સૂચવે છે. 'ज्ञान क्रियाभ्यां मोक्षः । એ સૂત્ર એ બે ગાથ વડે સૂચિત છે, ભવન તથા કરણ શબ્દવડે નિસર્ગ અને અધિગમ–બે પ્રકારની પ્રાપ્તિના ઉપાયને સંગ્રહી લે છે.

આજ્ઞા વિચયાદિ ચાર પ્રકારના ધ્યાનની વિચારણા માટે એક લખાણ પ્રાપ્ત થયું છે. જોવા માટે હવે પછી મોકલીશું.

— આચાર્ય મહારાજનો હસ્ત લિખિત પત્ર મલ્યો. ધ્યાન વિચાર અંગેની અનુપ્રેક્ષા જાણી આનંદ થયો, લખાણ પુરૂં થવા આવ્યું છે, તે પણ જાણ્યું.

યોગ અને કરણનો વિષય અતિ ગહન હોવા છતાં તેનું પણ સારી રીતે સ્પષ્ટી કરણ થઇ રહ્યું છે, તે અભ્યાસીઓને ઘણું ઉપયોગી નિવડશે.



## ચોવીસ ધ્યાન ભેદોનો પરમ રહસ્યાર્થ

ધર્મધ્યાન અને શુકલધ્યાનના પ્રથમ ભેદમાં શુભવિકલ્પોની પ્રધાનતા છે. તેના સતત અભ્યાસથી ચિત્તની ચાર અવસ્થાઓ (વિક્ષિપ્ત [1], યાતાયાત [2] / શ્લિષ્ટ [3], સુલીન [4]) પછી (વિક્ષિપ્ત ↓ અશુભ; સુલીન ↓ શુભ) શુભવિકલ્પોથી રહિત ચિત્ત બને છે. તેને શૂન્ય ધ્યાન કહે છે, ચિત્ત વ્યાપાર યોગ્ય છતાં તેનાં વિકલ્પ વ્યાપારનો સર્વથા નિરોધ કરવાથી શૂન્યધ્યાન સિદ્ધ થાય છે.

**પરમ શૂન્ય** :–ચિત્તને પ્રથમ ત્રિભુવન વિષય વ્યાપી બનાવી, ક્રમશઃ એક વસ્તુના વિષયમાં સંકોચી લઈને, પછી તે વસ્તુમાંથી પણ ખસેડી લેવામાં આવે તે **"પરમ શૂન્ય"** ધ્યાન કહેવાય છે.

ભાવ શૂન્યના અભ્યાસથી ક્રમિક વિકાસ થવાથી આ ધ્યાન ક્ષપકશ્રેણિમાં ૧૨ મે ગુણઠાણે પૂર્ણરૂપે પ્રગટે છે. ત્યાં ભાવ મનનો–સંકલ્પ–વિકલ્પાત્મક મનનો સર્વથા નાશ થાય છે.

**મનની ત્રિભુવન વિષયતા** :–

(૧) કેવળી ભગવંતો કેવળી સમુદ્દ્ઘાત કરતી વખતે ચોથા સમયે આત્મપ્રદેશોને સમગ્ર લોક વ્યાપી બનાવે છે. તે અવસ્થાનું ધ્યાન કરવાથી ચિત્તનો વિષય સમગ્ર લોકવ્યાપી બને છે.

(૨) અથવા....

नामाकृतिद्रव्यभावैः पुनतस्त्रिजगज्जनं ।
क्षेत्रे काले च सर्वस्मिन्नर्हतः समुपास्महे ॥

સર્વ અરિહંતો પોતાના નામ–મૂર્તિ–દ્રવ્ય અને ભાવ અવસ્થાઓ વડે સમગ્ર લોકમાં, ત્રણે કાળમાં ત્રણે જગતના સર્વજીવોને પાવન બનાવે છે. આ રીતે ત્રણે કાળના અરિહંતોના સર્વદ્રવ્યો અને તેના સર્વ પર્યાયો તેનો વિસ્તાર અનંત છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ચારેની દૃષ્ટિએ અનંત અનંત વિસ્તાર છે. તે સર્વ વિસ્તારનો સંકોચ આત્મામાં કરવાનો છે. જેમ ચૌદ પૂર્વના સૂત્ર–અર્થ વિસ્તારનો સંકોચ નવકારમાં છે, તેમ નવકારના પાંચે પરમેષ્ઠિઓના સર્વ દ્રવ્યો અને પર્યાયોનો સંકોચ એક આત્મામાં કરવાનો હોય છે.

વસ્તુતઃ ત્રિભુવન વ્યાપી સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયોનો સંકોચ–સંક્ષેપ એક આત્મ દ્રવ્યમાં કરવો.

"નમો" પદ પૂજા અર્થમાં છે, પૂજા એ દ્રવ્ય-ભાવ સંકોચ રૂપ છે, ધ્યાતાનો સંકોચ નમોના યોગમાં વપરાયેલી ચતુર્થી વિભક્તિથી થાય છે.

"નમો અરિહંતાણં"

તેમ ધ્યેયનો સંકોચ નમસ્કારના યોગમાં વપરાયેલી ષષ્ઠી વિભક્તિથી થાય છે.

"અરિહંતાણં નમો"

ધ્યાતાનો સંકોચ ધ્યેયને ઉદ્દેશીને છે અને ધ્યેયનો સંકોચ ધ્યાતાને ઉદ્દેશીને છે.

આ રીતે નવકારમાં રહેલા પાંચ પરમેષ્ઠી ભગવંતોનું ધ્યાન કરવાથી તેમના અનંત દ્રવ્ય-ગુણ-પર્યાયોનું ચિંતન થાય છે. તે પદ ધ્યાન કહેવાય છે. તે પછી ધ્યેયનો સંકોચ ધ્યાતામાં થવાથી ધ્યાતા સ્વયં પરમપદ ધ્યાન વડે પંચ પરમેષ્ઠિમય પોતાના આત્માનું ધ્યાન કરે છે.

ધ્યાન વિચારમાં સૂચિત ૨૪ ધ્યાન ભેદો ((૧) ધ્યાન (૨) પરમ ધ્યાન (૩) શૂન્ય (૪) પરમ શૂન્ય આદિ)માં પ્રથમ ધ્યેયનું ચિંતન કરી ધ્યાતા પોતે ધ્યેયનો સંકોચ પોતાના આત્મામાં કરીને ધ્યેય રૂપે આત્માનું ધ્યાન કરે છે. તે ધ્યાન પરમ શબ્દથી સૂચિત થાય છે.

જેમ પ્રથમ ધ્યાન ભેદમાં આજ્ઞા વિચય આદિ ધર્મધ્યાનનું ચિંતન છે. તેના દીર્ઘકાલીન અભ્યાસથી "પરમધ્યાન" સિદ્ધ થાય છે, જે શુક્લધ્યાનના પ્રથમ પ્રકાર-'પૃથક્ત્વ વિતર્ક સવિચાર રૂપ' છે. તેમાં "વિતર્ક" એ સ્વ શુદ્ધાત્માનુભવ રૂપ ભાવ શ્રુતના આલંબનથી ઉત્પન્ન થયેલ આંતરજલ્પ-અંતરંગ ધ્વનિરૂપ હોય છે. અર્થાત્ આ પરમ ધ્યાનવડે ધ્યાતા પોતાના શુદ્ધ આત્મસ્વરૂપનો અનુભવ કરે છે.

આ રીતે શૂન્ય, કલા, જ્યોતિ, બિન્દુ, નાદ, તારા, લય, લવ, ધ્યાનના આલંબનથી દીર્ઘકાલીન અભ્યાસ થતાં પરમ શૂન્ય, પરમ કલા, પરમ જ્યોતિ ...૦ આદિ ધ્યાનો સિદ્ધ થાય છે. અને તે 'પરમ' પદથી સૂચિત ધ્યાનોમાં ધ્યાતા પોતાના આત્મામાં વધુમાં વધુ લીન બને છે.

ભાવ શૂન્ય ત્રીજા ધ્યાનથી લઈ પરમલય સુધીના સ્થાનોમાં ક્રમે ક્રમે સ્થૂલ વિકલ્પોનો નાશ થતો જાય છે. પરંતુ અંતરંગ ધ્વનિરૂપ શ્રુતજ્ઞાનનો ઉપયોગ અવશ્ય હોય છે. અંતર જલ્પ સાકાર ઉપયોગ-સવિકલ્પ હોય છે. દર્શન ઉપયોગ નિર્વિકલ્પ હોય છે. અચક્ષુ દર્શનરૂપ મનના ઉપયોગ સમયે નિર્વિકલ્પ અવસ્થા અનુભવાય છે. અને તે અવસ્થામાં પણ.... સમ્યક્ત્વ, શ્રુત અને ચારિત્ર સામાયિક પ્રાપ્ત થઈ શકે છે.

---

સંક્ષેપ સંકોચ ભાવ સંકોચ = ધ્યાતાનો विशुद्धस्य मनसो नियोगः भावसंकोचः
આરાધ્ય પ્રત્યે વિનય બહુમાનવાળું ચિત્ત તે ભાવ સંકોચ.

શૂન્યધ્યાન પછી કલાધ્યાનના વિધાનથી સૂચિત થાય છે કે....સાધકનું મન જેમ જેમ વિકલ્પ શૂન્ય-રહિત બનતું જાય છે, તેમ તેમ પ્રાણ શક્તિ સ્થિર બનતી જાય છે. અને પરમકલા ધ્યાનમાં તેની પરાકાષ્ઠા થતાં મહાપ્રાણ ધ્યાન સિદ્ધ થાય છે. જેમાં આત્મા સ્વરૂપલીનતા અનુભવે છે.

એવી રીતે જ્યોતિ, નાદ, બિન્દુ, તારા, અને લય ધ્યાનમાં સમજવું. પ્રથમ ધ્યેયનું ધ્યાન કરી ધ્યાતા સ્વયં ધ્યેયરૂપે સ્વ આત્માનું ધ્યાન કરે છે. ત્યારે તે ધ્યાનનું કાર્ય સિદ્ધ થાય છે. તેથી તે પરમજ્યોતિ, પરમનાદ, પરમબિન્દુ, પરમલયાદિ કહેવાય છે.

**લયધ્યાનમાં**-અરિહંત પરમાત્માના શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાયનું ધ્યાન થાય છે.

અરિહંતાદિના શરણ-સ્મરણમાં ચિત્તનો નિવેશ. વજ્રલેપની જેમ અરિહંત પરમાત્મામાં ચિત્તનું પ્રણિધાન ચોંટવું. જેમ વજ્રલેપ કરોડો વર્ષ સુધી ટકે તેમ પરમાત્મા સાથે ચિત્તની પરમ લીનતા કરીને સાધક દીર્ઘકાલ સુધી એકતાનો અનુભવ કરી શકે.

**પરમલયમાં** પરમાત્માના ધ્યાનાવેશના પ્રભાવે સ્વઆત્મ દ્રવ્ય, ગુણ, પર્યાયનાં ધ્યાનમાં લીનતા થાય છે.

તેવી રીતે **લવધ્યાનમાં** શુભધ્યાન રૂપ અનુષ્ઠાનો દ્વારા કર્મોનો ઉચ્છેદ થાય છે. જેમ દાતરડા વડે ઘાસ કપાય તેમ ધ્યાનની તીક્ષ્ણ ધાર વડે ઘણાં અશુભ કર્મો કપાય છે. તેના ફળરૂપે આત્મામાં વીર્યશક્તિનું પ્રાબલ્ય વૃદ્ધિ પામતાં ઉપશમશ્રેણિ અને ક્ષપકશ્રેણિમાં પ્રવેશ કરવાનું સામર્થ્ય પ્રગટે છે.

જ્યારે આત્મા મોહાદિનો ઉપશમ અને ક્ષય કરે છે ત્યારે...તેને "**પરમલવ**" ધ્યાન કહે છે.

લયધ્યાનમાં થતું કર્મોનું ઉચ્છેદન-નિર્જરા અલ્પ પ્રમાણમાં હોય છે. તેના કરતાં પરમલવ ધ્યાનમાં ઉપશમ શ્રેણિ દ્વારા વિપુલ પ્રમાણમાં નિર્જરા હોય છે અને ક્ષપક શ્રેણિમાં તો મૂળથી જ કર્મોનો ક્ષય થતો હોય છે.

"લવ"માં કર્મોનો ક્ષયોપશમ કરનારા સર્વધ્યાન ભેદો અને સદનુષ્ઠાનોનો સંગ્રહ થયેલો છે.

આ રીતે લવ કે પરમલવ ધ્યાન કે તેની પૂર્વના કે પછીના ધ્યાનના સર્વ પ્રકારો એ કર્મોની નિર્જરા કરતા હોવાથી કર્મોના ક્ષયોપશમ, ક્ષય કે ઉપશમ જનિત આત્મ વિશુદ્ધિના દ્યોતક છે, જે ગુણસ્થાનક ક્રમારોહ આદિ ગ્રન્થોથી જાણી શકાય છે.

**માત્રા ધ્યાન** :-સમવસરણસ્થિત, સિંહાસન પર બેસી ધર્મદેશના આપતા તીર્થંકર પરમાત્માની જેમ પોતાના આત્માને જુએ. તેને "માત્રા ધ્યાન" કહે છે.

એટલે તત્ત્વથી પોતાના આત્માનું ભાવ તીર્થંકર રૂપે ધ્યાન કરવું તે "માત્રા ધ્યાન" છે. અને તે "રૂપસ્થ" ધ્યાનના સતત અભ્યાસથી સિદ્ધ થાય છે શ્રી તીર્થંકર ભગવંતના ધ્યાન વડે જ આ ધ્યાન સિદ્ધ થાય છે, તેના વિના સિદ્ધ થતું નથી.

**પરમમાત્રા ધ્યાન** :–શુભાક્ષર વલય આદિ ૨૪ વલયોથી ચારે બાજુથી વેષ્ટિત–વિંટાયેલા પોતાના આત્માનું ધ્યાન કરવું તે "પરમમાત્રા" ધ્યાન કહેવાય છે.

આ ધ્યાનમાં બાર પર્ષદા, શ્રી ગણધર ભગવંતો અને ચતુર્વિધ સંઘરૂપ તીર્થ, અને દ્વાદશાંગી રૂપ તીર્થનું સ્વરૂપ ચિંતન કરતા એવા સ્વ આત્માનું ધ્યાન કરવાનું વિધાન છે. તે અત્યંત ગૂઢ રહસ્યોથી પૂર્ણ છે, તે પરમ ગીતાર્થ ગમ્ય છે.

આ બન્ને ધ્યાનો દ્વારા સાધક શ્રી તીર્થંકર પરમાત્મા તથા તેમના પરિવાર ભૂત ગણધરો અને ચતુર્વિધ સંઘ આદિ સાથે એકતાનો અનુભવ કરે છે અને તેના પ્રભાવે તીર્થંકર નામ કર્મ બાંધવાની યોગ્યતા પ્રગટ થાય છે અને અનુક્રમે તીર્થંકર પદ અને સિદ્ધ પદ પણ પ્રાપ્ત થાય છે. આ ગૂઢ રહસ્ય આગળના "પદ" ધ્યાનથી પણ સૂચિત થાય છે,

**પદધ્યાનમાં** પાંચ પરમેષ્ઠિ ભગવંતોના પદોનું ધ્યાન કરવાનું સૂચન છે.

તેમાંથી અરિહંતપદના ધ્યાનની કળા માત્રા અને પરમમાત્રા ધ્યાનદ્વારા સ્પષ્ટ રીતે બતાવવામાં આવી છે. સિદ્ધ પદનાં ધ્યાન માટે "**સિદ્ધિ અને પરમસિદ્ધિ**" ધ્યાન કરવાનું વિધાન કર્યું છે.

આ બન્ને સિદ્ધિ અને પરમસિદ્ધિ ધ્યાનો અત્યંત સૂક્ષ્મ છે. ધ્યાનને સૂક્ષ્મ બનાવવા માટે તેને અત્યંત વિશાલ–ત્રિભુવન વિષય વ્યાપી બનાવવું પડે છે. પરમમાત્રા ધ્યાનમાં ત્રિભુવન વ્યાપી વિષયોના ચિંતન માટે ચોવીશ વલયોથી વિંટાયેલા આત્માનું ધ્યાન કરવાનું હોય છે. તે પછી ધ્યાનને સૂક્ષ્મ અને અતિસૂક્ષ્મ બનાવવા માટે પાંચ પરમેષ્ઠિ પદોનું ધ્યાન અને સિદ્ધોનું ધ્યાન કરી પોતાના આત્માનું અરિહંતાદિ રૂપે અને સાક્ષાત્ સિદ્ધ સ્વરૂપને પામ્યો હોય તેવા સ્વરૂપે ધ્યાન કરવું જોઈએ. જેથી ઘાતી અને અઘાતી કર્મોનો અનુક્રમે ક્ષય થવાથી અરિહંતપદ અને સિદ્ધ પદ અવશ્ય પ્રાપ્ત થશે.

આ રીતે "ધ્યાન વિચારમાં" છદ્મસ્થ અવસ્થામાં સંભવતા સર્વ ધ્યાન ભેદોનો સંગ્રહ થયેલો છે. શ્રી તીર્થંકર ભગવંતો આદિ સર્વ ઉત્તમ પુરુષોએ આ ધ્યાનોને સ્વયં સિદ્ધ કર્યાં છે.



# ध्यान विचार–मूल पाठ

ध्यानं[1], परमध्यानम्[2], शून्यं[3], परमशून्यम्[4], कला[5], परमकला[6], ज्योतिः[7], परम-ज्योतिः[8], बिन्दुः, परमबिन्दुः, नादः[11], परमनादः[12], तारा[13], परमताराः[14], लयः[15], परमलयः[16], लवः[17], परमलवः[18], मात्रा[19], परममात्रा[20], पदं[21], परमपदम्[22], सिद्धिः[23], परमसिद्धिः[24], इति ध्यानमार्गभेदाः ॥ उक्तं च—

“सुन्नं[2]–कलं[3]–जोई[4]–बिंदू[5] नादो[6] तारा[7] लओ[8] लवो[9] मत्ता[10]।
पयं[11]–सिद्धी[12] परमजुया झाणाई[1] हुंति चउवीसं ॥ १ ॥”

तत्र ध्यानं —चिन्ता–भावनापूर्वकः स्थिरोऽध्यवसायः । द्रव्यश्चार्त्त–रौद्रे; भावतस्तु ? आज्ञाऽपाय[2]–विपाक[3]–संस्थानविचार्य[4]भिदं धर्मध्यानम् ॥ १ ॥

शून्यं—चिन्ताया उपरमः । द्रव्यशून्यं क्षिप्तचित्तादिना द्वादशधा –

“खित्ते[1] दित्तं[2]म्मत्ते[3] राग–सिणेहा[5]इभय[6]महऽव्वत्ते[7] ।
निद्दाइ[12]–पंचगेणं बारसहा दव्वसुन्नं ति ॥ २ ॥”

भावतो व्यापारयोग्यस्यापि चेतसः सर्वथा व्यापारोपरमः ॥ ३ ॥

परमशून्यं—त्रिभुवनविषयव्यापि चेतो विधाय एकवस्तुविषयतया संकोच्य ततस्तस्मा-दप्यपनीयते ॥ ४ ॥

कला—द्रव्यतो मल्लादिभिर्नाडीचम्पनेन या चटाप्यते, भावतस्तु अत्यन्ताभ्यासतः स्वयमेव देशकाल–करणाद्यनपेक्ष्य या समारोहति, अन्येन त्ववतार्यते, यथा पुष्पभूतेराचार्यस्य पुष्प(ष्य?) मित्रेण कलाजागरणं कृतम् ॥ ५ ॥

परमकला—या सुनिष्पन्नत्वादभ्यासस्य स्वयमेव जागर्तिः यथा चतुर्दशपूर्विणां महा-प्राणध्याने ॥ ६ ॥

ज्योतिः—चन्द्र–सूर्य–मणि–प्रदीप–विद्युदादि द्रव्यतः, भावतोऽभ्यासादनुलीनमनसो भूत–भवद्भविष्यद्वहिर्वस्तुसूचा विषयप्रकाशः ॥ ७ ॥

परमज्योतिः—येन सदाऽप्ययत्नेनापि समाहितावस्थायां पूर्वस्माच्चिरकालभावी प्रकाशो जन्यते ॥ ८ ॥

बिन्दुः—द्रव्यतो जलादेः, भावतो येन परिणामविशेषेण जीवात् कर्म गलति ॥ ९ ॥
“उवरिमठिईदलियं हेट्ठिमठाणम्मि कुणइ गुणसेढी ॥ १० ॥”

नादः --द्रव्यतो बुभुक्षातुराणामङ्गुलीस्थगितकर्णानां सुसूत्कारः, भावतः स्वशरीरोत्थ एव तूर्यनिर्घोष इव स्वयं श्रूयते ॥ ११ ॥

परमनाद :--पृथग्वाद्यमानवादित्रशब्दा इव विभिन्ना व्यक्ताः श्रूयन्ते ॥ १२ ॥

तारा--द्रव्यतो विवाहादौ वधू-वरयोस्तारामेलकः; भावतः कायोत्सर्गव्यवस्थितस्य निश्चलादृष्टिः ॥ १३ ॥

परमतारा--द्वादश्यां प्रतिमायामिवानिमेषा शुष्कपुद्गलन्यस्ता दृष्टिः ॥ १४ ॥

लयः--वज्रलेपादिद्रव्येण संश्लेषो द्रव्यतः, भावतोऽर्हदादिचतुः शरणरूपश्चेतसो निवेशः ॥ १५ ॥

परमलय :--आत्मन्येवात्मानं लीनं पश्यतीत्येवंरूपः ॥ १६ ॥

लव :--द्रव्यतो दात्रादिभिः शस्यादेर्लवनम् ; भावतः कर्मणां शुभध्यानानुष्ठानैर्लवनम् ॥ १७ ॥

परमलवः--उपशमश्रेणि-क्षपकश्रेणी ॥ १८ ॥

मात्रा--द्रव्यत उपकरणादिपरिच्छेदः, भावतः समवसरणान्तर्गतं सिंहासनोपविष्टं देशनां कुर्वाणं तीर्थङ्करमिवात्मानं पश्यति ॥ १९ ॥

परममात्रा--चतुर्विंशत्या वलयैः परिवेष्टितमात्मानं ध्यायति, तद् यथा-- ॥२०॥

पदं--द्रव्यतो लौकिकं राजादि ५, लोकोत्तरमाचार्यादि ५, भावतः पञ्चानां परमेष्ठिपदानां ध्यानम् ॥ २१ ॥

परमपद--पञ्चानां परमेष्ठिपदानामात्मनि न्यासः आत्मनस्तदध्यारोपेण परमेष्ठिरूपतया चिन्तनमित्यर्थः ॥ २२ ॥

सिद्धिः--लौकिकाणिमादिरष्टधा, लोकोत्तरा राग-द्वेषमाध्यस्थ्यरूपपरमानन्दलक्षणा; भावतो मुक्तिपदप्राप्तजीवानां-- 'से न दीहे न हस्से' इत्यादि (३१)--'अहवा कम्मे णव दरिसणम्मि०' पत्यादि (३१)-मीलने (६२) द्वाषष्टिगुणचिन्तनम् ॥ २३ ॥

परमसिद्धिः--मुक्तगुणानामात्मन्यध्यारोपणम् ॥ २४ ॥



॥ ॐ ह्रीँ श्रीँ अर्हं नमः ॥

धरणेन्द्रपद्मावतीपरिपूजिताय
श्रीशंखेश्वरपार्श्वनाथाय नमः ।

अनंतलब्धिनिधानाय
श्रीगौतमस्वामिने नमः ।

॥ ऐँ सरस्वत्यै नमः ॥

# ધ્યાનવિચાર

## ( સવિવેચન )

### મંગલાચરણ

શ્રી શંખેશ્વર પાર્શ્વજિન પ્રેમે પ્રણમી પાય,
પ્રતિમા પીયૂષવર્ષિણી દેખત સવિ દુઃખ જાય. (૧)
જેહના ધ્યાન પ્રભાવથી પ્રગટે આતમભાવ,
રાગદ્વેષ દૂરે ટળે ન રહે મોહ-વિભાવ. (૨)
શાસનનાયક સુખકર શ્રી વર્ધમાન જિનરાય,
ત્રિકરણ યોગે વાંદતાં હૈયે હર્ષ ન માય. (૩)
અનંતલબ્ધિનાયક નમું શ્રી ગૌતમ ગુરુરાજ,
જેહના ગુણ ગાતાં થકાં લહીએ અવિચલ રાજ. (૪)
ઉપકારી ગુરુદેવના ચરણે નમાવી શીશ,
અંતરથી યાચું સદા આપો શુભ આશિષ. (૫)
શ્રી જિતવિજય દાદાતણા ગુણ ગણતાં ન ગણાય,
હીરાસમ ઝળકે સદા હીરવિજય ગુરુરાય. (૬)
કનકગુણે કરી દીપતા કનકસૂરિ ગુરુરાય,
કંચન ગુરુને વંદતાં જીવતર સાર્થક થાય. (૭)
સ્મરણ કરી શ્રુતદેવીનું નામે 'ધ્યાનવિચાર',
પરમ રહસ્યને પામવા કરું તેહ તણો વિસ્તાર. (૮)
ધ્યાન-અભ્યાસી ભવ્ય જન પામે સુવિશદ મર્મ,
શુક્લધ્યાન અભ્યાસી કાટે કર્મનો ભર્મ. (૯)

આ રીતે પરમઉપકારી પરમગુણી પરમાત્મા અને તેઓશ્રીની પાટપરંપગએ આવેલા સર્વ ગણધર ભગવંતો અને સર્વ ઉપકારી સદ્‌ગુરુઓને ત્રિકરણયોગે નમસ્કાર કરીને, વિદ્વાનોને અપૂર્વ જ્ઞાનશક્તિ આપનારી સરસ્વતીદેવીનું બહુમાનપૂર્વક સ્મરણ કરીને ધ્યાનવિચાર ગ્રન્થનો ગુજરાતી ભાષામાં શબ્દાનુવાદ તેમજ ભાવાનુવાદ કરવા યથાશક્તિ પ્રયત્ન કરીશ

## ધ્યાનવિચાર–મંગલાદિ અનુબંધ ચતુષ્ટય

આ મહાન ગ્રન્થના પ્રારંભમાં ધ્યાનમાર્ગના જે ૨૪ પ્રકારો બતાવ્યા છે તેનો મૂળપાઠ નીચે પ્રમાણે છે.

—: મૂળપાઠ :—

'ध्यानं, परमध्यानम्, शून्यं, परमशून्यम्, कला, परमकला, ज्योतिः, परमज्योतिः, विन्दुः, परमविन्दुः, नादः, परमनादः, तारा, परमतारा, लयः, परमलयः, लवः, परमलवः, मात्रा, परममात्रा, पदं, परमपदम्, सिद्धिः, परमसिद्धिः इति ध्यानमार्गभेदाः। उक्तं च–

"सुन्न-कल-जोइ-बिंदू, नादो, तारा-लओ-लवो-मत्ता।
पय-सिद्धी परमजुया झाणाई हुंति चउवीसं॥"

**અર્થ**—(૧) ધ્યાન, (૨) પરમધ્યાન, (૩) શૂન્ય, (૪) પરમશૂન્ય, (૫) કલા, (૬) પરમકલા, (૭) જ્યોતિ, (૮) પરમજ્યોતિ, (૯) બિન્દુ, (૧૦) પરમબિન્દુ, (૧૧) નાદ, (૧૨) પરમનાદ, (૧૩) તારા, (૧૪) પરમતારા, (૧૫) લય, (૧૬) પરમલય, (૧૭) લવ, (૧૮) પરમલવ, (૧૯) માત્રા, (૨૦) પરમમાત્રા, (૨૧) પદ, (૨૨) પરમપદ, (૨૩) સિદ્ધિ, (૨૪) પરમસિદ્ધિ—આ પ્રમાણે ધ્યાનના માર્ગો ૨૪ પ્રકારના છે.

બીજે સ્થળે પણ કહ્યું છે કે—

(૧) ધ્યાન, (૨) શૂન્ય, (૩) કલા, (૪) જ્યોતિ, (૫) બિન્દુ, (૬) નાદ, (૭) તારા, (૮) લય, (૯) લવ, (૧૦) માત્રા, (૧૧) પદ, (૧૨) સિદ્ધિ.

આ પ્રમાણે બાર તથા દરેકની સાથે **પરમ** શબ્દ જોડવાથી 'પરમધ્યાન' વગેરે બીજા બાર એમ ચોવીસ ભેદો થાય છે.

**વિવેચનઃ**– ગ્રન્થના શુભ પ્રારંભમાં–મંગલ, અભિધેય, પ્રયોજન અને સંબંધ આ અનુબંધ-ચતુષ્ટયનો નિર્દેશ કરવાની શિષ્ટ પુરુષોની પવિત્ર મર્યાદા છે. એના દ્વારા ગ્રન્થની નિર્વિઘ્ને પરિસમાપ્તિ થવા સાથે તેની ઉપાદેયતા અને પ્રમાણભૂતતાની પ્રાજ્ઞ પુરુષોને સચોટ પ્રતીતિ થાય છે.

**મંગલઃ**– જિનાગમોના રચયિતા શ્રી ગણધર ભગવંતો આચારાંગ સૂત્રના પ્રારંભમાં જ–'सुयं मे आउसंतेणं' પદ દ્વારા ગ્રન્થનો મંગલ પ્રારંભ કરે છે. તેમાં 'सुयं' અર્થાત્ 'श्रुत' શબ્દ શ્રુતજ્ઞાનવાચી હોવાથી મંગળરૂપ * છે, તેમ પ્રસ્તુત ગ્રન્થમાં સર્વ પ્રથમ 'ધ્યાન' શબ્દ પ્રયોજીને ગ્રન્થકાર મહર્ષિએ 'મંગલ' કર્યું છે.

* श्रुतमिति श्रुतज्ञानं, तच्च नन्द्यन्तःपातित्वात् मंगलम्।
—આચારાંગ સૂત્ર, અધ્ય ૧ પત્ર–૧. શીલાંક–ટીકા

ધ્યાન એ છ પ્રકારના અભ્યંતર તપનો જ એક પ્રકાર છે, જે મહામંગળરૂપ છે અને સર્વ-વિઘ્ન-વિનાશક છે.

'એટલે આ ગ્રન્થમાં 'સ્વતન્ત્ર મંગળ કેમ નથી કર્યું ?' એ પ્રશ્નનું સમાધાન આ રીતે થઈ જાય છે.

ધર્મધ્યાન આજ્ઞાવિચયાદિરૂપ છે. આજ્ઞા એટલે શ્રી જિનાગમ, જે શ્રુતજ્ઞાન સ્વરૂપ છે. આ શ્રુત સર્વજ્ઞ, સર્વદર્શી શ્રી જિનેશ્વર પરમાત્માએ (અર્થથી) પ્રકાશેલું હોવાથી નિશ્ચિતરૂપે મહામંગળરૂપ છે.

**અભિધેય :-** આ ગ્રન્થનો વિષય મુખ્યતયા 'ધ્યાનયોગ' છે. તે તેના નામ ઉપરથી અને પ્રથમ 'ધ્યાન' શબ્દના પ્રયોગથી જ સિદ્ધ થાય છે.

**પ્રયોજન :-** ગ્રન્થકાર મહર્ષિનો આ ગ્રન્થરચનાનો પ્રથમ ઉદ્દેશ મુમુક્ષુ જિજ્ઞાસુઓને ધ્યાન સંબંધી સમ્યગ્જ્ઞાન આપવું, ધ્યાનનું સ્વરૂપ સમજાવવું, ધ્યાનના ભેદ-પ્રભેદ આદિનું માર્ગદર્શન કરાવવું તે છે.

આ ઉદ્દેશ (પ્રયોજન) તે 'અનંતર-પ્રયોજન' છે.

જ્યારે 'પરંપર-પ્રયોજન' છે, ધ્યાન દ્વારા સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષપદ પ્રાપ્ત કરવું.

શ્રોતાઓ અને વાંચકો આ ગ્રન્થના સતત અભ્યાસ, મનન, ચિંતન, નિદિધ્યાસન દ્વારા 'ધ્યાન' અંગેની પરિપૂર્ણ સમજને આત્મસાત્ કરી ધર્મધ્યાન અને શુકલધ્યાનના ઉત્તરોત્તર પ્રકર્ષ દ્વારા સ્વાત્માના શુદ્ધ-સ્વરૂપને પામે એ 'અનંતર પ્રયોજન' છે.

**સંબંધ :-** આ ગ્રન્થનો પૂર્વાચાર્યપ્રણીત ગ્રન્થો સાથે સંબંધ છે તે, આ ગ્રન્થમાં બતાવેલી ધ્યાનાદિને લગતી વિગતોનો, ધ્યાન-વિષયક અન્ય ગ્રન્થોમાં કયાં કયાં કઇ રીતે નિર્દેશ મળે છે વગેરે વિચારવાથી સ્પષ્ટ થશે. આ મહાન ગ્રન્થની પ્રાચીનતા, ઉપાદેયતા અને પ્રમાણભૂતતાનો સચોટ ખ્યાલ આવવાથી તેના પ્રતિ અપૂર્વ શ્રદ્ધા તેમજ આંતરિક બહુમાન વધે છે.

પ્રસ્તુત ગ્રન્થની રચનામાં આધારભૂત 'सुन्न-कल-जोइ-बिन्दू' આદિ પ્રાકૃતભાષાબદ્ધ જે ચાર ગાથાઓ છે તે, વર્તમાનમાં અલભ્ય 'ધ્યાન-વિભક્તિ' જેવા કોઈ આગમ ગ્રન્થમાંથી ઉદ્ધૃત કરવામાં આવી હોય એમ જણાય છે. ગ્રન્થકારે 'उक्तं च' કહીને તેની સાક્ષી આપવા દ્વારા, આ ગ્રન્થનો પૂર્વાચાર્યપ્રણીત અન્ય ગ્રન્થો સાથેનો સંબંધ સૂચિત કર્યો છે.

'सुन्न-कल-जोइ-विदू०' આ ગાથામાં નિર્દિષ્ટ ધ્યાનભેદોનો ઉલ્લેખ 'अरिहाणाइ थुत्तं'માં પણ જોવા મળે છે.

આ સ્તોત્રગત 'નમસ્કાર ચક્ર'ની ઉદ્ધારવિધિના કર્તા દશ પૂર્વધર શ્રીભદ્રગુપ્તસ્વામી મહારાજ છે. તેથી આ 'અરિહાણાઇ થુત્ત' તેનાથી પણ પ્રાચીન હોવા સાથે કોઈ

પૂર્વધર મહર્ષિની કૃતિ હોય એમ જણાય છે. આ સ્તોત્રની તેત્રીસમી ગાથામાં નમસ્કાર મહામંત્રને 'પરમમંત્ર, પરમરહસ્ય, પરાત્પર તત્ત્વ, પરમજ્ઞાન, પરમજ્ઞેય, શુદ્ધધ્યાન અને સર્વશ્રેષ્ઠ ધ્યેયરૂપે' વર્ણવ્યો છે. તેમાં 'ધ્યાન અને પરમધ્યાન'–આ બે ધ્યાન પ્રકારોનો સ્પષ્ટ નિર્દેશ જોવા મળે છે. ચોત્રીસમી ગાથામાં શેષ બાવીસ ધ્યાન પ્રકારોમાંથી 'જ્યોતિ' વગેરેનો સ્પષ્ટ નામોલ્લેખ છે અને કેટલાંક નામો ગર્ભિતરૂપે સૂચવાયાં છે એમ આ સ્તોત્રના અધ્યયનથી સમજી શકાય છે.*

આ ગ્રન્થની શાસ્ત્રસમ્મતતાની વિશેષ પ્રતીતિ એમાં આપેલી અનેક જિનાગમોની અને પ્રકરણ–ગ્રન્થોની સાક્ષીભૂત ગાથાઓથી પણ થાય છે.

શ્રી આવશ્યકસૂત્ર નિર્યુક્તિ, દશવૈકાલિક નિર્યુક્તિ, વિશેષાવશ્યક ભાષ્ય, શ્રી પ્રજ્ઞાપનાસૂત્ર, બૃહત્ કલ્પસૂત્ર વૃત્તિ, ધ્યાનશતક, કર્મપ્રકૃતિ આદિ અનેક ગ્રન્થોની અનેક સાક્ષી ગાથાઓ આ ગ્રંથમાં જોવા મળે છે.

આ ગ્રન્થની શાસ્ત્રીયતા સાથે એની આગવી વિશેષતા એ છે કે – એમાં ધ્યાનની પરિભાષા, વ્યાખ્યા અને ભેદ–પ્રભેદોનું જે વિસ્તૃત વર્ણન જોવા મળે છે, તે વર્તમાનમાં વિદ્યમાન ધ્યાન–વિષયક અન્ય ગ્રન્થોમાં પ્રાયઃ જોવા મળતું નથી.

આ ગ્રન્થમાં સર્વ પ્રથમ ધ્યાનાદિ ૨૪ પ્રકારો બતાવીને તેને ૯૬ પ્રકારનાં કરણોથી ગુણતાં ૨૩૦૪ ભેદો થાય છે.

તેને ૯૬ કરણયોગથી ગુણતાં ૨,૨૧,૧૮૪ ભેદો થાય છે, તેમજ ૯૬ ભવનયોગથી પણ ૨,૨૧,૧૮૪ ભેદો થાય છે, બંને મળીને કુલ ૪,૪૨,૩૬૮ ભેદો ધ્યાનના થાય છે. તે આ અજોડ–અપૂર્વ ધ્યાનનો ગ્રન્થ સર્વજ્ઞકથિત શાસ્ત્રરૂપ છે.

'झाणाई' પદનો રહસ્યાર્થ:—

'सुन्न–कल–०' પૂર્વાચાર્યપ્રણીત આ સાક્ષીભૂત ગાથામાં ધ્યાનના ૨૪ પ્રકારોનો જે ઉલ્લેખ કર્યો છે, તેમાં 'झाणाई' પદનો સામાન્ય અર્થ 'ધ્યાન છે આદિમાં જેના' એવો થાય છે, પણ વધુ ઊંડાણથી વિચારતાં સમજાય છે કે પ્રથમ ભેદ રૂપ 'ધ્યાન' એ સર્વ ધ્યાનોનો મૂલ આધાર છે.

શૂન્ય વગેરે કોઇ પણ ધ્યાનમાર્ગની વાસ્તવિક સાધના અને સિદ્ધિ, પ્રથમ ભેદરૂપ ધ્યાનની સાધના અને સિદ્ધિની અપેક્ષા રાખે છે; અને પ્રથમ ભેદરૂપ ધ્યાનની સાધના

---

* एसो परमो मंतो परमरहस्सं परंपरं तत्तं ।
नाणं परमं नेयं सुद्धं झाणं परं झेयं ॥ ३३ ॥
एयं कवयमभेयं खाइयमत्थं परा भवणरक्खा ।
जोई सुन्नं बिंदु नाओ तारा लवो मत्ता ॥ ३४ ॥
—'नमस्कार स्वाध्याय'–प्राकृत विभाग, पृ. –२०५–२०६

અને સિદ્ધિ એ ચિંતા [ ચિંતન ] અને ભાવનાની એટલે કે શ્રુતજ્ઞાન અને પંચાચારના પાલનની અપેક્ષા રાખે છે.

આ જ ગ્રન્થમાં આગળ સાત પ્રકારની ચિંતા અને ચાર પ્રકારની ભાવનાઓનું સ્વરૂપ વર્ણવવામાં આવ્યું છે. તેમાં ચિંતા દ્વારા શ્રુતજ્ઞાનની અને ભાવના દ્વારા પંચાચારના પાલનની અનિવાર્યતા દર્શાવી છે જીવનમાં તેને સતતપણે આચરનાર સાધક ધર્મધ્યાનમાં ઉત્તરોત્તર વિકાસ સાધી શકે છે. એ સિવાય ધર્મધ્યાનની સાધના અને સિદ્ધિ શકય બનતી નથી. આ ગૂઢતત્ત્વનો માર્મિક નિર્દેશ પણ 'झाणाई' પદથી ધ્વનિત થાય છે.

ધ્યાનના ચાર પ્રકારોમાં આજ્ઞાવિચયને જે પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે તેનાથી એ સ્પષ્ટ પ્રતીત થાય છે કે સર્વ પ્રકારના ધ્યાનમાર્ગો, ધ્યાનની પદ્ધતિઓ કે પ્રણાલિકાઓનો મુખ્ય અને સુદૃઢ પાયો શ્રી જિનાજ્ઞા છે; આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર આપોઆપ મોક્ષમાર્ગથી બહાર થઈ જાય છે.

આત્મવિકાસલક્ષી કોઈ પણ પ્રકારના ધર્મધ્યાનનું મૂળ અહીં બતાવેલ પ્રથમ ભેદરૂપ 'ધ્યાન' છે એમ 'झाणाई' પદમાં રહેલો 'આદિ' શબ્દ સૂચિત કરે છે.

## (૧) ધ્યાનની પરિભાષા

**મૂળપાઠ :– तत्र ध्यानं चिन्ता–भावनापूर्वकः स्थिरोऽध्यवसायः ।**

**અર્થ**:–ચિંતા (ચિંતન) અને ભાવનાથી ઉત્પન્ન થયેલો સ્થિર અધ્યવસાય એ 'ધ્યાન' છે.*

**વિવેચન**:—આત્માના જે અધ્યવસાયો 'સ્થિર' એટલે વ્યવસ્થિત હોય તે **ધ્યાન** કહેવાય છે અને જે અધ્યવસાયો 'ચલ' એટલે અનવસ્થિત હોય તે **ચિંતા** અથવા ચિંતન કહેવાય છે.

શ્રી જિનાગમોમા અને યોગસંબંધી પ્રકરણ ગ્રન્થોમાં 'ધ્યાન' અંગેની વિવિધ પરિભાષાઓ જોવા મળે છે.

એ સર્વ પરિભાષાઓ–વ્યાખ્યાઓનો સાર એ જ છે કે–ચિત્તની સ્થિરતા–એકાગ્રતા સિદ્ધ કરવી અને પરમાત્મ સ્વરૂપમાં ચિત્તનો 'લય' કરવો

'લય' કરવો એટલે દૂધમાં જેમ સાકર ઓગળી જાય છે તેમ શુદ્ધ–આત્મસ્વભાવમાં ચિત્તને સર્વથા ઓગાળી દેવું.

* સરખાવો :–एकाग्रचिन्तानिरोधो ध्यानम् । अग्रम्–आलम्बनं एकं च तदग्रं चेत्येकाग्रं, एकालम्बनमित्यर्थः । एकस्मिन्नालम्बने चिन्तानिरोधः । चलं चित्तमेव चिन्ता, तन्निरोधस्तस्यैकत्रावस्थापनमित्यर्थः ।

—'तत्त्वार्थसूत्र'–श्री सिद्धसेन गणि–टीका, सूत्र ९–२७ ।

આ આધ્યાત્મિક પ્રક્રિયાનો પ્રારંભ વિકલ્પરૂપ ચિત્તને સર્વ પ્રથમ અશુભમાંથી શુભ તરફ વાળવાથી થાય છે.

શુભ વિકલ્પોમાં ચિત્તને રમમાણુ-રમતું કર્યા સિવાય અશુભ વિકલ્પો જતા નથી.

શુભ વિકલ્પો માટે ચિત્તને શુભ આલંબનોમાં સ્થિર બનાવવાનો અભ્યાસ સતત કરવો પડે છે.

આ ધ્યાનાભ્યાસની ભૂમિકામાં સાધકે શું કરવું જોઈએ, એનો નિર્દેશ ગ્રંથકાર પોતે જ અહીં બતાવેલી ધ્યાનની વ્યાખ્યામાં કરે છેઃ—

તત્ત્વચિંતા આદિ સાત પ્રકારની ચિંતા અને, જ્ઞાનભાવનાદિ ચાર પ્રકારની ભાવનાને જીવનમાં પ્રતિષ્ઠિત કરવા માટે નિષ્ઠાપૂર્વકનો સતત પ્રયત્ન કરતા રહેવું, એ જ સાચો ધ્યાનાભ્યાસ છે, ધ્યાનની પૂર્વભૂમિકા છે

પાયા વગરનું મકાન પવનના એક જ ઝપાટામાં ધરાશાયી થઈ જાય છે, તેમ ચિંતા અને ભાવનાના સતત સેવન સિવાયનું ધ્યાન અશુભ નિમિત્તના એક જ ધક્કાથી વેરવિખેર થઈ જાય છે.

ચિંતા અને ભાવનાના સતત સેવનથી મન-વચન-કાયાના યોગો નિર્મળ બનીને આજ્ઞાભિમુખ બને છે, તે પછી 'ધ્યાન યોગ'ની સાધના માટેની પાત્રતા આવે છે.

જીવનનાં સર્વક્ષેત્રોમાં પાત્રતા એ પાયાની વસ્તુ ગણાય છે, તો સર્વકર્મવિનાશક ધ્યાનની બાબતમાં તો તેની અત્યંત આવશ્યકતા ગણાય તે નિર્વિવાદ હકીકત છે

## ચળચિત્તના પ્રકાર

ચળ-ચિત્તના મુખ્ય ત્રણ પ્રકાર છે : (૧) ભાવના (૨) અનુપ્રેક્ષા અને (૩) ચિંતા ×

**ભાવના**—ભાવના એટલે ધ્યાન માટેના અભ્યાસની ક્રિયા કે જેનાથી મન ભાવિત થાય.

ભસ્મ કે રસાયણાદિકને ભાવિત કરવા જુદી-જુદી વનસ્પતિના રસની ભાવના અપાય છે. કસ્તૂરીના દાબડામાં રાતે મૂકી રાખેલું દાતણ, સવારે કસ્તૂરીથી ભાવિત થાય છે તેમ મનને વારંવાર જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ ભાવનાઓના પુટ આપવાથી, અનિત્યત્વાદિ બાર ભાવનાઓ તેમ જ મૈત્રી આદિ ચાર ભાવનાઓ વડે પુનઃ પુનઃ સુસંસ્કારિત કરવાથી તે પવિત્ર અને શાન્ત બનીને ધ્યેયસ્વરૂપ પરમાત્માના ધ્યાનમાં એકાકાર બની શકે છે.

વળી આ ભાવનાઓ સંવર સ્વરૂપ છે. અશુભ કર્મોને આત્મામાં દાખલ થતાં રોકનારી છે મનને શુભમાં પ્રવર્તાવીને શુદ્ધમાં લઈ જનારી છે.

---

× 'जं थिरमज्झवसाणं तं झाणं, जं चलं तयं चित्तं ।
तं होज्ज भावणा वा, अणुपेहा वा अहव चिंता ॥

**અર્થ** :—જે સ્થિર અધ્યવસાય છે, તે 'ધ્યાન' છે, જે ચંચળ અધ્યવસાય, તે 'ચિત્ત' છે. એ ચિત્ત ભાવનારૂપ હોય, અનુપ્રેક્ષારૂપ હોય યા ચિંતા સ્વરૂપ હોય, —'ધ્યાનશતક' ગાથા-૨.

આ જ્ઞાનાદિ, અનિત્યત્વાદિ કે મૈત્રી આદિ ભાવનાઓ ચિત્તને ધર્મધ્યાનમાં જોડવા માટે હેતુભૂત બને છે એમ શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે.[૧]

શુભ ભાવનાઓને 'ભવનાશિની' કહીને શાસ્ત્રકાર ભગવંતોએ તેના સામર્થ્યને યથાર્થપણે બિરદાવ્યું છે.

અનુપ્રેક્ષા૦અનુ+પ્રેક્ષા એટલે પછીથી વિચાર કરવો જે તત્ત્વોનું વિધિ-બહુમાનપૂર્વક અધ્યયન કે ધ્યાન કર્યું હોય તેને યાદ કરીને તદનુરૂપ જે ચિંતન-મનન કરાય તેને અનુપ્રેક્ષા કહે છે.

ધ્યાન અંતર્મુહૂર્તથી વધારે ટકતું નથી અંતર્મુહૂર્ત એટલે બે ઘડી અર્થાત્ ૪૮ મિનિટની અંદરનો કાળ. એટલો કાળ પસાર થયા પછી મન ધ્યાનથી ચલિત થાય છે. એ સમયે મનને તત્ત્વ-સ્મરણમાં જોડવું એને અનુપ્રેક્ષા કહે છે. એથી મન ફરીથી ધ્યાનમાં જોડાવા પૂર્વે બીજા-ત્રીજા વિચારોમાં અટવાતું નથી, પણ ધ્યાનને અનુરૂપ વિચારોમાં રમતું રહે છે.

દા. ત. મનને સંસાર વગેરેની અનિત્યતા, અશરણતા, વિચિત્રતા આદિની વિચારણામાં રોકવું તે પણ એક પ્રકારની અનુપ્રેક્ષા છે.

જે જીવાદિ તત્ત્વોનું જ્ઞાન મેળવ્યુ છે તેનું પુનઃ ચિંતન કરવું, એ પણ અનુપ્રેક્ષા છે.

આ સર્વ પ્રકારની અનુપ્રેક્ષા દ્વારા સ્થિર, શાન્ત બનેલુ મન ફરીથી ધ્યાન સાધનામાં સરળતાથી જોડાઈ શકે છે.

**ચિંતા**—ચિંતા એટલે ભાવના અને અનુપ્રેક્ષા વગરની મનની અવસ્થા, એટલે કે – ધ્યાનની પૂર્વે ચલચિત્ત થતું જીવાદિ તત્ત્વોનું કે જિનાજ્ઞાના અચિંત્ય મહિમા વગેરેનું ચિંતન.

તત્ત્વચિંતા, પરમતત્ત્વચિંતા વગેરે જે વિશિષ્ટ પ્રકારની ચિંતાઓ પ્રસ્તુત ગ્રન્થમાં આગળ દર્શાવી છે તેના દ્વારા સાધકે રાગદ્વેષને પાતળા પાડવાના છે, જેથી તે વીતરાગ જિનેશ્વરકથિત પરમ મંગળકારી ધર્મધ્યાન માટેની યોગ્યતા પ્રાપ્ત કરી શકે.

ભાવના, અનુપ્રેક્ષા અને ચિંતાના આ સ્વરૂપને ગુરુગમથી વધુ સારી રીતે સમજી-સ્વીકારીને ધ્યાન સિવાયના કાળમાં મનને તેના વડે પુનઃ પુનઃ ભાવિત કરવાનું છે.

પ્રસ્તુત ગ્રન્થમાં બતાવેલ ૨૪ ધ્યાન-પ્રકારો એ છદ્મસ્થ અવસ્થામાં સંભવિત ધ્યાનના પ્રકારો છે.

---

१. सद्धर्मध्यानसंधानहेतवः श्रीजिनेश्वरैः ।
मैत्रीप्रभृतयः प्रोक्ताश्चतस्रो भावनाः पराः ॥

શ્રેષ્ઠ ધર્મધ્યાનને જોડવા માટે શ્રી જિનેશ્વર ભગવંતોએ મૈત્રી આદિ ચાર પ્રધાન ભાવનાઓ કહી છે.

—'शान्त-सुधारस,' प्र० १३, श्लो. १

મનની સ્થિરતા એ છદ્મસ્થનું ધ્યાન છે. અંતર્મુહૂર્ત કાળ સુધી એક વસ્તુમાં ચિત્તનું અવસ્થાન તે જ છદ્મસ્થ જીવનું ધ્યાન છે.

કેવળી ભગવંતોને 'યોગનિરોધરૂપ ધ્યાન' હોય છે. ચિત્તનો નિરોધ થઈ ગયો હોવાથી તેઓને ચિત્ત અવસ્થાનરૂપ ધ્યાન હોતું નથી. (મન, વચન અને કાયાના નિમિત્તે થતા કર્મબંધને અટકાવવા યોગનિરોધ કરવામાં આવે છે. અંતર્મુહૂર્તની આ ક્રિયા પછી કેવળી ભગવંત અયોગી બને છે.)

## ધ્યાનના અધિકારી

'ધ્યાન-વિચાર' ગ્રન્થના રચયિતા મહર્ષિએ—'चिन्ता-भावनापूर्वकः स्थिरोऽध्यवसायः।'—ધ્યાનની આ વ્યાખ્યામાં જ ધ્યાનનો અધિકારી કેવો હોય, એનો પણ ગર્ભિત રીતે નિર્દેશ કર્યો છે તે વિચારીએ.

સાત પ્રકારની ચિંતા શ્રુતજ્ઞાન સ્વરૂપ છે. ચાર પ્રકારની જ્ઞાનાદિ ભાવના પંચાચારના આસેવનરૂપ છે.

ધ્યાનના પૂર્વાભ્યાસ માટે આ બંનેની આવશ્યકતા બતાવીને ગ્રન્થકાર મહર્ષિએ જે મુમુક્ષુ શ્રુતજ્ઞાનનો અભ્યાસી અને પંચાચારનો પાલક હોય એ જ ધ્યાનનો અધિકારી છે એમ દર્શાવ્યું છે અર્થાત્ દેશવિરતિધર કે સર્વવિરતિધર એ ધ્યાનનો મુખ્ય અધિકારી છે. અન્ય સમ્યગ્દૃષ્ટિ તથા માર્ગાનુસારી જીવોમાં બીજરૂપે ધ્યાનની યોગ્યતા હોઈ શકે છે.[2]

વ્યવહારનય યોગ-બીજમાં પણ યોગનો ઉપચાર કરે છે, તેથી વ્યવહારનયથી અપુનર્બંધકાદિ જીવો પણ યોગના[3] અધિકારી છે. આ વાત પૂ. આ. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે પોતાના યૌગિક ગ્રન્થોમાં સ્પષ્ટપણે કહી છે. પૂ. મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે પોતાના 'અધ્યાત્મસાર' ગ્રન્થમાં ધ્યાતાનું લક્ષણ બતાવતાં કહ્યું છે કે —

---

૨. देसे सव्वे य तहा, नियमेणेसो चरित्तिणो होइ ।
इयरस्स बीयमित्तं, इत्तु च्चिय केइ इच्छंति ॥२॥ —'योगविंशिका,' गा. २
कर्मयोगद्वयं तत्र ज्ञानयोगत्रयं विदु । 
विरतेष्वेव नियमाद् बीजमात्रं परेष्वपि ॥ —'ज्ञानसार' अ. ३, श्लो. २
આ સ્થાનાદિરૂપ યોગ નિશ્ચયથી ચારિત્રવાનને હોય છે, અન્ય સમ્યગ્ દૃષ્ટિ આદિ જીવોને તે યોગો બીજરૂપે હોય છે–એમ કેટલાક આચાર્યો માને છે.

૩. 'ધ્યાન' અને 'યોગ' શબ્દ એકાર્થક પણ છે :
योगाभ्यासः—योगस्य—योगाङ्गरूपस्य ध्यानस्य वा अभ्यासो योगः ।
—'षोडशक-वृत्ति'

योगो ध्यानं समाधिश्च, धीरोधः स्वान्तः निग्रहः ।
अन्तःसंलीनता चेति, तत्पर्यायाः स्मृता बुधैः ॥
—'महापुराण' पर्व-२१, श्लो. १२

જે, મન અને ઇન્દ્રિયો ઉપર વિજય મેળવીને નિર્વિકાર બુદ્ધિવાળો હોય અને તેથી જ જે શાન્ત અને દાન્ત બન્યો હોય તે, ધર્મધ્યાનનો ધ્યાતા છે.*

'યોગબિન્દુ' નામના ગ્રન્થમાં પૂ. આ. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે ધ્યાન-યોગની પૂર્વે અધ્યાત્મયોગ અને ભાવનાયોગના સતત અભ્યાસને જરૂરી બતાવ્યો છે.

તેમાં અધ્યાત્મયોગ એ તત્ત્વચિંતન સ્વરૂપ હોવાથી ચિંતાત્મક છે અને ભાવનાયોગ એ જ્ઞાનાદિગુણોના અભ્યાસરૂપ હોવાથી ભાવનાત્મક છે.

આ રીતે ધ્યાનની પૂર્વે પ્રસ્તુત ગ્રન્થમાં બતાવેલી 'ચિંતા' અને 'ભાવના' તથા 'યોગબિન્દુ'માં નિર્દિષ્ટ અધ્યાત્મયોગ અને ભાવનાયોગ આ બંને અર્થતઃ એક જ છે. એથી જેના જીવનમાં ચિંતા-ભાવના અર્થાત્ અધ્યાત્મયોગ અને ભાવનાયોગ વણાયેલ હોય એ જ ધ્યાનના યોગ્ય અધિકારી છે.

## અધ્યાત્મયોગ શું છે ?

જેનું પ્રત્યેક આચરણ ઔચિત્યયુક્ત હોય, જેના જીવનમાં પાંચ અણુવ્રત કે પાંચ મહાવ્રતો વણાયેલાં હોય, જેનું મન સર્વજ્ઞકથિત જીવાદિ તત્ત્વોના ચિંતનમાં પરોવાયેલું હોય અને આ બધાના મૂળમાં મૈત્ર્યાદિ ભાવો રહેલા હોય એ યથાર્થ અધ્યાત્મયોગ કહેવાય છે.[4]

## ભાવનાયોગ શું છે ?

મનની સ્વસ્થતા રાખીને ઉપરોક્ત ઔચિત્યસેવન, વ્રતપાલન અને મૈત્રી આદિ પ્રધાન જીવાદિ તત્ત્વોનું પ્રતિદિન ચિંતન-મનન કરવું એ ભાવનાયોગ છે[5]

---

યોગ, ધ્યાન, સમાધિ, ધીરોધ (બુદ્ધિની ચંચળતાનો રોધ), સ્વાન્ત નિગ્રહ (મનને વશ કરવું) અને અન્તઃસંલીનતા (આત્મ-સ્વરૂપમાં લીનતા) વગેરે ધ્યાનના પર્યાયવાચી શબ્દો છે—એમ વિદ્વાનો કહે છે.

* मनसश्चेन्द्रियाणां च, जयाद् यो निर्विकारधीः ।
धर्मध्यानस्य स ध्याता, शान्तो दान्तः प्रकीर्तितः ॥
—'अध्यात्मसार' ध्यानाधिकारः, श्लोक ६२

४. औचित्याद्-व्रतयुक्तस्य वचनात्तत्त्वचिन्तनम् ।
मैत्र्यादिसारमत्यन्त-मध्यात्मं तद्विदो विदुः ॥

ઉચિત પ્રવૃત્તિ અને વ્રતયુક્ત સાધકનું મૈત્ર્યાદિ ભાવ પ્રધાન જિનાગમ અનુસારી જે તત્ત્વચિંતન તેને અધ્યાત્મવિદ્ પુરુષો 'અધ્યાત્મયોગ' કહે છે. —'योगबिन्दुः' श्लो. ३५८.

५. अभ्यासोऽस्यैव विज्ञेयः प्रत्यहं वृद्धिसंगतः ।
मनःसमाधिसंयुक्तः पौनःपुन्येन भावना ॥

મનની સમાધિપૂર્વક પ્રતિદિન વૃદ્ધિ પામતો આ અધ્યાત્મયોગનો પુનઃ પુનઃ અભ્યાસ એ 'ભાવનાયોગ' છે. —'योगबिन्दुः' श्लो. ३६०.

તેમજ સ્વકૃત 'યોગવિંશિકા' અને તેની વૃત્તિમાં પણ પૃ. આ. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે અને પૂ૦ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે દેવસેવા, પ્રભુનામ સ્મરણ, આવશ્યક ક્રિયા, તત્ત્વચિંતન તથા મૈત્ર્યાદિ ભાવોના સેવનનો અધ્યાત્મયોગમાં સમાવેશ કર્યો છે. તેથી સ્પષ્ટ થાય છે કે ધ્યાનની પૂર્વભૂમિકામાં દેવસેવાદિ કૃત્યો હોવાં જરૂરી છે અને તે દ્વારા ધ્યાનની પાત્રતા ખીલે છે.

## ધ્યાનના પ્રકારો

ધ્યાનના જે ચોવીસ ભેદો પૂર્વે બતાવી ગયા, એમાંનો પ્રથમભેદ 'ધ્યાન' તેનું સ્વરૂપ અને તેના પેટા ભેદો હવે જોઈએ.

**મૂળ પાઠઃ**–द्रव्यतश्चार्त–रौद्रे ।

**અર્થઃ**–ધ્યાનના મુખ્ય પ્રકાર બે છે : (૧) દ્રવ્યધ્યાન તથા (૨) ભાવધ્યાન.

**દ્રવ્યથી ધ્યાનઃ**–(૧) આર્ત્તધ્યાન (૨) રૌદ્રધ્યાન.

[ આ બંને ધ્યાન અશુભ પ્રકારનાં છે. તેમાં સર્વ અશુભ ધ્યાનોનો સમાવેશ થાય છે. માટે તે ત્યાજ્ય છે. ]

**વિવેચનઃ**–શુભ ધ્યાનનું સ્વરૂપ બતાવતા પહેલાં અશુભ ધ્યાનની વાત રજૂ કરવા પાછળ પ્રયોજન એ છે કે – અશુભધ્યાન તેમજ તેનાં કારણોને દૂર કર્યા સિવાય શુભધ્યાનનો પ્રારંભ જ થઈ શકતો નથી.

જેમ વસ્ત્રની મલિનતા દૂર કર્યા સિવાય એને નવો રંગ બરોબર ચઢતો નથી, તેમ મનની મલિનતા–અશુદ્ધિ દૂર કર્યા વિના શુભ ધ્યાનનો રંગ એને લાગતો નથી.

પાણીની જેમ મનને પોતાને પોતાનો કોઈ રંગ નથી. પાણીમાં જેવો રંગ નાખીએ છીએ તેવું તે બને છે, તેમ મનને જેવાં શુભ કે અશુભ નિમિત્તો મળે છે તેવું શુભ કે અશુભ ચિંતન રંગને પકડતા પાણીની જેમ પકડી લે છે.

અશુભ ચિંતન અને અશુભ ભાવના અશુભ ધ્યાનને ઉત્પન્ન કરે છે.

શુભ ધ્યાનને લાવવા માટે જેમ શુભ ચિંતન અને શુભ ભાવ–મૂલક પ્રવૃત્તિઓ જરૂરી છે, તેમ અશુભ ધ્યાનને દૂર કરવા માટે તેના કારણરૂપ અશુભ ચિંતાઓ, અશુભ ભાવનાઓ, હિંસાદિ પ્રવૃત્તિઓ, મન–વચન–કાયાના અશુભ વ્યાપારો પણ છોડવાં એટલાં જ જરૂરી છે.

પોતે પહેરેલા સ્વચ્છ વસ્ત્રને કાળો ડાઘ ન લાગે તેની કાળજી માણસ રાખે છે, તેમ ધર્મના આરાધકે પોતાના મનને અશુભ ભાવનો કાળો ડાઘ ન લાગે તેની પૂરતી કાળજી રાખવી જોઈએ. વસ્ત્રને ડાઘ લાગવાથી જે કાંઈ નુકશાન થાય છે તેની તુલનામાં મનને લાગતા ડાઘથી અનંતગણું નુકસાન થાય છે, એ હકીકત તત્ત્વ–ચિંતકને સદા સ્મરણમાં રહેવી જોઈએ.

## આર્ત્તધ્યાન

આર્ત્તધ્યાન એટલે દુઃખમાં કે દુઃખના નિમિત્તે થતું ધ્યાન. જીવ આધિ, વ્યાધિ કે ઉપાધિરૂપ કોઈ દુઃખદ સ્થિતિમાં મુકાય છે ત્યારે તેને 'જલદીથી મારું દુઃખ

ટળો, મને સુખ મળો' એવી જે સતત ચિંતા થાય છે, પોતાના દુઃખ પ્રત્યે જે ભારે દ્વેષ અને અણગમો થાય છે તે આર્ત્તધ્યાન છે. આ ધ્યાન સાંસારિક દુઃખના કારણે ઉત્પન્ન થાય છે અને પુનઃ દુઃખનો અનુબંધ કરાવે છે.

**આર્ત્તધ્યાનના ચાર પ્રકાર :—**

(૧) અનિષ્ટ સંયોગજન્ય, (૨) ઇષ્ટ વિયોગજન્ય,
(૩) વ્યાધિ વેદનાજન્ય, (૪) નિદાન ચિંતનરૂપ.

**(૧) અનિષ્ટ સંયોગજન્ય આર્ત્તધ્યાન**–આ અશુભ ધ્યાનના મૂળમાં, 'બીજા બધાનું ગમે તે થાઓ પણ મારું દુઃખ ટળો, મને સુખ મળો,' એ અધ્યવસાય મુખ્ય છે.

તે પછી ધન, સ્વજન આદિને બાધક પરિબળો 'અગ્નિ, જળ, હિંસક પશુ, ચોર, લૂંટારાદિ મનુષ્યો, પ્રતિકૂળ રાજ કે દુશ્મન વગેરેનો કદી યોગ ન થાય પણ સદા વિયોગ થાય તો સારું' એમ સતતપણે ચિંતવવું તે અનિષ્ટ સંયોગજન્ય આર્ત્તધ્યાન છે.

**(૨) ઇષ્ટ વિયોગજન્ય આર્ત્તધ્યાન**–ઐશ્વર્ય, સ્ત્રી, કુટુંબ, મિત્ર, યશ, સૌભાગ્ય તથા ભોગાદિની સામગ્રીનો નાશ થવાથી તેમજ ચિત્તને પ્રીતિદાયક વિષય સુખોનો અભાવ થવાથી વ્યક્તિને જે શોક, ચિંતા ખેદ થાય તે ઇષ્ટ વિયોગજન્ય આર્ત્તધ્યાન છે.

**(૩) વ્યાધિ વેદનાજન્ય આર્ત્તધ્યાન**–સર્વજ્ઞ પરમાત્મા ફરમાવે છે કે માનવ-શરીરમાં સાડાત્રણ કરોડ રૂંવાડાં છે, તે પ્રત્યેક રૂંવાંડે પોણા બે રોગ રહેલા છે. પરંતુ દેવ-ગુરુની આજ્ઞામાં વર્તતાં જીવને તેના હુમલાઓ ઓછા નડે છે.

તેમ છતાં અશાતાવેદનીય કર્મના ઉદયે શરીરમાં શૂળ, ભગંદર, કેન્સર, જ્વર (તાવ), ક્ષય આદિ રોગો ઉત્પન્ન થતાં તેની પીડાથી ત્રાસી, કંટાળી, હતાશ થઈ, 'હવે આ રોગ મારો કેડો છોડે તો સારું' તેવી વિચારણામાં મનને પરોવી રાખવું એ આર્ત્તધ્યાનનો જ એક પ્રકાર છે, કારણ કે આ ધ્યાનના વિષય તરીકે માત્ર નશ્વર શરીર જ હોય છે, જેનો સ્વભાવ નાશ પામવાનો છે. માટે તેના દાસપણામાંથી છૂટવા માટે પ્રભુ-દાસ બનવાનું ફરમાન શાસ્ત્રો કરે છે.

**(૪) નિદાન ચિંતનરૂપ આર્ત્તધ્યાન**–કોઈ પણ પુણ્યકાર્ય કે ધાર્મિક અનુષ્ઠાન કરતી વખતે યા કર્યા પછી- મોહ, અજ્ઞાન અને મિથ્યાત્વને વશ-દેવગતિના ભોગો, રાજ્ય, સંપત્તિ, વૈષયિક સુખો તથા પૂજા પ્રતિષ્ઠાની કામના કરવી-'આ બધું મને મળો, એવો દૃઢ સંકલ્પ કરવો તે- 'નિદાન ચિંતનરૂપ આર્ત્તધ્યાન છે.'

**આર્ત્તધ્યાનનાં લક્ષણો :**–આક્રંદ, શોક, તાડન, વિલાપ, ભૌતિક સુખોની તીવ્ર આકાંક્ષા, અસંતોષ, ઇર્ષ્યા, ધર્મ-વિમુખતા, ગાઢ બહિર્મુખતા, અધિક આહાર, નિદ્રારુચિ, જિનાગમ નિરપેક્ષવૃત્તિ વગેરે આર્ત્તધ્યાનનાં લક્ષણો છે.

આ રીતે માત્ર પોતાના જ સુખ-દુઃખની સતતપણે ચિંતા કર્યા કરવી અથવા તો વિષય સુખનો ગાઢ રાગ અને દુઃખનો તીવ્ર દ્વેષ કરવો એ આર્ત્તધ્યાન છે.

જેનાથી આત્મરતિ ઘટે અને પૌદ્ગલિક આસક્તિ વધે તેવાં કારણો અને તજ્જન્ય કાર્યોમાં ગળાબૂડ રહેવું તે આર્ત્તધ્યાન છે એમ ટૂંકમાં કહી શકાય.

આ આર્ત્તધ્યાનમાં કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યા હોય છે અને તે છઠ્ઠા ગુણસ્થાનક સુધીના જીવોને હોઇ શકે છે.

## રૌદ્રધ્યાન

રૌદ્ર-ધ્યાન એટલે ભયંકર ધ્યાન. જેમાં હિંસા આદિ કરવાનો અતિ ક્રૂર અધ્યવસાય છે.

આ ધ્યાનને ઊકળતા સીસાના રસની ઉપમા આપી છે.

આ રૌદ્રધ્યાનના ચાર પ્રકાર છેઃ-(૧) હિંસાનુબંધી, (૨) મૃષાનુબંધી, (૩) ચૌર્યાનુબંધી, (૪) સંરક્ષણાનુબંધી.

(૧) **હિંસાનુબંધી રૌદ્રધ્યાન**-હિંસાનુબંધી રૌદ્રધ્યાન એટલે હિંસાના અનુબંધવાળું અતિ ભયાનક ધ્યાન-જેમાં નિર્દય રીતે જીવોને ભયાનક ત્રાસ પહોંચાડીને મારી નાખવાનો અતિ ભયંકર વિચાર મન ઉપર સ્વામિત્વ ધરાવે છે

હિંસા કેવી રીતે કરવી, ક્યારે કરવી, તેનાં સાધન ક્યાં ક્યાં છે, તે સાધનોનો ઉપયોગ કેમ કરવો ઇત્યાદિ હિંસા સંબંધી એકાગ્રચિત્તે થતા વિચારો એ હિંસાનુબંધી રૌદ્રધ્યાન છે. જીવ એક એવું મહિમાશાળી અને અચિંત્ય શક્તિસંપન્ન દ્રવ્ય છે કે તેને સહેજ અશાતા પહોંચાડવી તે પણ હિંસા કહેવાય છે, તો તેના પ્રાણ લેવાના વિચારમાં રાચવું તેમ જ તદનુરૂપ ક્રૂર અને હિંસક વર્તન કરવું તે મહા-હિંસા-સ્વરૂપ રૌદ્રધ્યાન-પોષક વિચાર-વર્તન ગણાય તે નિઃશંક છે.

(૨) **મૃષાનુબંધી રૌદ્રધ્યાન**-અસત્ય કેવી રીતે બોલાય, કેવી રીતે અસત્ય બોલીને બીજાને છેતરી શકાય, કેવી રીતે અસત્ય બોલીને છૂટી જવાય ઇત્યાદિ સંકલ્પપૂર્વક માયા-કપટ કરીને, પરને દુઃખ પહોંચાડનારા અસત્યનું એકાગ્રચિત્તે ચિંતન કરવું તે મૃષાનુબંધી રૌદ્રધ્યાન છે.

(૩) **ચૌર્યાનુબંધી રૌદ્રધ્યાન**-ઉત્કટ લોભને વશ થઇ, પારકી વસ્તુ ચોરી લેવા માટે, ચોરી કેવી રીતે કરવી, ચોરી કરવા છતાં કેવી રીતે પકડાઇ ન જવાય, ચોરીનાં સાધન ક્યાં ક્યાં છે, કેવી રીતે મળે છે ઇત્યાદિ ચોરી અંગે થતું એકાગ્રચિત્તે ચિંતન એ ચૌર્યાનુબંધી રૌદ્રધ્યાન છે.

(૪) **સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન**–જે વસ્તુઓ પોતાને સુખકારી છે, પાંચ ઇન્દ્રિયોના વિષયોને પોષનારી છે, તે વસ્તુઓના સંરક્ષણ માટે એકાગ્રચિત્તે થતા વિચારો તેમ જ તેના સંરક્ષણ માટે ન કરવાનાં પાપકાર્યો જાતે કરવાં, બીજા પાસે કરાવવાં, કરનારાઓની પીઠ થાબડવી વગેરે વિષય–સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન છે.

ટૂંકમાં એમ કહી શકાય કે હિંસાદિ ચારે પાપકાર્યો કરવામાં અને કર્યા પછી પણ ઉલ્લસિત મને આનંદ માનવો એ રૌદ્રધ્યાન છે, અને તે અનુક્રમે 'હિંસાનંદ, મૃષાનંદ, સ્તેયાનંદ, અને સંરક્ષણાનંદ (પરિગ્રહાનંદ)' આ નામોથી પણ ઓળખાય છે. *

આ રૌદ્રધ્યાન પહેલાથી પાંચમા ગુણસ્થાનક સુધી હોઇ શકે છે.

રૌદ્રધ્યાન વખતે જીવને અતિ સંક્લિષ્ટ (સ્વ–પર ક્લેશકારી) કૃષ્ણ, નીલ યા કાપોત લેશ્યા હોય છે.

આ ધ્યાનમાં જીવ શરીર છોડે તો નરકમાં જાય છે.

રૌદ્રધ્યાનનાં લક્ષણો :—

(૧) ઉસણ્ણદોષ–નિરંતરહિંસા, જૂઠ, ચોરી આદિ પાપ પ્રવૃત્તિ કરવી તે.

(૨) બહુદોષ–હિંસા આદિ સર્વ પાપોમાં સતત પ્રવૃત્તિ કરવી તે.

(૩) અજ્ઞાનદોષ–અજ્ઞાનથી, કુશાસ્ત્રોના સંસ્કારથી, હિંસા આદિ પાપકાર્યોમાં ધર્મબુદ્ધિથી પ્રવૃત્તિ કરવી તે.

(૪) આમરણાંતદોષ–જીવનની અંતિમક્ષણ–મરણ સુધી જરા પણ પશ્ચાત્તાપ કર્યા સિવાય કાલસૌકર આદિની જેમ હિંસાદિ પાપોનું આચરણ કરવું ઇત્યાદિ રૌદ્રધ્યાનનાં લક્ષણો છે.

કાલસૌકર નામનો કસાઇ, જેણે જીવનભર રોજના ૫૦૦ પાડાઓની હત્યા કરી, અંતે હિંસાનાં ક્રૂર–રૌદ્ર પરિણામોમાં જ મૃત્યુ પામી રૌરવ દુઃખમય નારકીમાં ઉત્પન્ન થયો.

અતિ ભયાનક આ પરિણામોથી બચવા દેવ–ગુરુની ભક્તિમાં મન વધુને વધુ પરોવવું જોઇએ.

## શુભ ધ્યાનનો પ્રારંભ

જીવને અનાદિ કાળથી ઉક્ત આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનનો અભ્યાસ છે માટે આ ધ્યાન કેમ કરવું તેની કળા જીવને સહજ સાધ્ય છે.

---

* तत्त्वार्थ सूत्र ॥ ९–३७ ॥ –श्रीसिद्धसेनगणि–टीका.
" हिंसानंद मृषानंद स्तेयानंद संरक्षणात्मकम् ।"
—'महापुराण' । पर्व–२१, गाथा–४३.

અત્યંત દુ:ખપ્રદ ભવપરંપરા વર્ધક આ બંને અશુભ ધ્યાનથી સમગ્ર ચિત્તને સર્વથા મુક્ત કરવા માટે દૃઢ સંકલ્પ, પ્રબળ ધર્મ-પુરુષાર્થ અને સતત જાગૃતિ ખૂબ જ આવશ્યક છે.

આવા સંકલ્પ, પુરુષાર્થ અને જાગૃતિ જગાડવા માટે દેવ-ગુરુની નિત્યભક્તિ અત્યંત અગત્યની છે.

દેવ પરમ શુદ્ધિવંત છે. ગુરુ તે શુદ્ધિની સાધનામાં અપ્રમત્તપણે પ્રયત્નશીલ છે, એટલે તેમની સેવા-ભક્તિથી અશુભ ધ્યાનનું બળ તોડનારું શુભ ધ્યાન મનમાં પ્રગટ થાય છે.

અશુભ વિચારો, તેનું સેવન તેમજ ધ્યાન એ એક એવો ભાવ-રોગ છે કે તેનું નિવારણુ ભવજેતા શ્રી અરિહંત પરમાત્માને ત્રિવિધે ભજવાથી જ થાય છે.

અમાસની રાતનો અંધકાર સૂર્યોદય થતાં અદૃશ્ય થઈ જાય છે. તેમ મનના ગગનમાં વિશ્વ-દિવાકર અરિહંત પરમાત્મા પધારતાં ત્યાં રહેલો ભાવાંધકાર કે જે મુખ્યતયા રાગ-દ્વેષાત્મક હોય છે તે નિયમા પલાયન થઈ જાય છે અને ત્યાં ધર્મધ્યાનરૂપી મંગલ પ્રભાત પ્રગટે છે.

આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન દ્રવ્યધ્યાન છે કારણુ કે તે ભવભ્રમણુના હેતુરૂપ છે.

ધર્મધ્યાન એ ભાવધ્યાન છે કારણુકે તે ભવપરંપરાનો સમૂળ ક્ષય કરી અક્ષય સુખ આપનાર છે.

ધર્મધ્યાનમાં આત્મ-વસ્તુના શુદ્ધ સ્વાભાવનું ધ્યાન મુખ્ય છે. તે ધ્યાનની ભૂમિકા પ્રાપ્ત કરવા માટે જિનોક્ત અનુષ્ઠાનો, વ્રત-નિયમો વગેરેનું ત્રિવિધે ચઢતા પરિણામે નિયમિત રીતે સેવન કરવું પડે છે માટે તે પણુ ધર્મધ્યાનનાં જ અંગ ગણાય છે.

**ભાવધ્યાનના મુખ્ય ચાર પ્રકારો છે.**

મૂળપાઠ :—भावतस्तु आज्ञाऽपाय-विपाक-संस्थानविचयमिदं धर्मध्यानम् ॥

અર્થ :—આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય અને સંસ્થાનવિચય, એમ ચાર પ્રકારનું ધર્મધ્યાન એ ભાવથી ધ્યાન છે.

વિવેચન :—આ સૂત્રમાં ભાવધ્યાનના મુખ્ય ચાર પ્રકારનો સ્પષ્ટ નિર્દેશ છે.

ધ્યાન માર્ગમાં ઉત્તરોત્તર વિકાસ તેમજ પ્રગતિ સાધવાની દૃઢ ઇચ્છાવાળા સાધકે સૌ પ્રથમ અધિકારી મહાપુરુષ પાસેથી ધ્યાનની પૂર્વભૂમિકારૂપ ચિંતા-ભાવના વગેરેનું સ્પષ્ટ માર્ગદર્શન મેળવી તદનુસાર પૂર્વાભ્યાસ કરવા પ્રયત્નશીલ બનવું જોઈએ.

## ધ્યાનયોગ્ય ચિંતા-ભાવના અને સ્થાન

શુભધ્યાનમાં મનને સ્થિર કરવા માટે શાસ્ત્ર સાપેક્ષ જીવાદિ તત્ત્વોનું ચિંતન, જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વૈરાગ્ય ભાવનાનો અભ્યાસ આવશ્યક છે.

મનને હંમેશાં શુભભાવનાના માનસરોવરમાં સ્નાન કરાવવું જોઇએ. રોજના આ અભ્યાસના પરિણામે મન દુર્ધ્યાનના ઉકરડે જતું અટકે છે એ અનુભવ-સિદ્ધ હકીકત છે.

જેમ સોયમાં દોરો પરોવવો હોય, તો તેના અગ્રભાગને અણીદાર બનાવવો પડે છે તો જ તે સોયના નાકામાં પરોવાય છે તેમ જ્યારે ચંચળ મન સ્થિર થાય છે ત્યારે જ તે સત્ તત્ત્વના ધ્યાનમાં પરોવાય છે.

મનની ચંચળતા અને મલિનતા દૂર કરવા માટે તેને હંમેશાં સભાનપણે સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ ત્રિવેણીમાં સ્નાન કરાવવું પડે છે.

મનની એ ખાસિયત છે કે તેને આપણે જેવા પ્રકારના વિચારોનો રંગ ચઢાવીએ છીએ તેવું તે બની જાય છે.

વિપરીત બુદ્ધિ, પૌદ્ગલિક આસક્તિ, વિષયલોલુપતા અને કષાય આદિ દોષોથી મન અનાદિકાળથી વાસિત બનેલું છે.

આ દુષ્ટ વાસનાઓના બળને તોડી નાખવા માટે શુભ ચિંતા અને ભાવનાઓનો અભ્યાસ અનિવાર્ય છે.

સો મણ લાકડાના મોટા ઢગલાને ખેરનો એક અંગારો અલ્પ કાળમાં ભસ્મીભૂત કરી નાખે છે તેમ અશુભ ભાવનાના સામર્થ્યને સર્વસત્ત્વ-હિતાશયરૂપ શુભ ભાવના અલ્પ-કાળમાં પાંગળું બનાવી દે છે. પછી વિપરીત બુદ્ધિ, પૌદ્ગલિક આસક્તિ, તેમજ વિષયો વગેરેનું આકર્ષણ આપોઆપ ઓસરતું જાય છે.

સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ રત્નત્રયીના સતત અભ્યાસથી ધ્યાનની યોગ્યતા પ્રગટે છે એ વાત સારી રીતે વિચાર્યા પછી ધ્યાનને યોગ્ય સ્થાન સંબંધી વિચાર કરીએ.

## ધ્યાનને યોગ્ય સ્થાન

ધ્યાન માટે પવિત્ર અને શાન્ત સ્થાન હોવું અત્યંત જરૂરી છે કારણ કે યોગ-સાધના-માર્ગમાં નવાસવા પ્રવેશેલા સાધકને ઘોંઘાટવાળા, જનસમુદાયવાળા તેમજ અન્ય સામગ્રીથી ભરેલા સ્થાનમાં ધ્યાન લાગુ પડતું નથી.

તાત્પર્ય કે યોગસાધકે એકાંત અને પવિત્ર સ્થાન પસંદ કરવું જોઈએ.

**સ્થાનનો અનિયમ :—**

સ્થાનનો ઉપરોક્ત નિયમ પરિણત યાને સિદ્ધ યોગીવર્યોને લાગુ પડતો નથી. અર્થાત્ જે સાધકો સ્થિર સંહનનવાળા અને અખૂટ ધૈર્યવાળા હોય છે તથા જેમણે

જ્ઞાનાદિ ચાર ભાવનાઓ કે સમ્યક્ત્વાદિ પાંચ ભાવનાઓ અત્યંત ભાવિત કરી હોય છે, તે સાધક મહાત્માઓને તો ગીચ વસતીવાળું નગર કે નિર્જન અરણ્ય બંને સમાન હોય છે. તેઓ ગમે તેવા સ્થાનમાં રહીને પણ સમતાભાવ બરાબર જાળવી શકે છે.

આ નિયમ ધ્યાનમાર્ગમાં દાખલ થયેલા નવા સાધકોને લાગુ પડતો નથી.

આસન બાંધીને બેસવાથી મનને બાંધવામાં સુગમતા રહે છે તેનો ખ્યાલ પણ નવા સાધકે રાખવો જોઈએ.

આસન બાંધવાની સુગમતા માટે ઊણોદરી વ્રત પણ એટલું જ જરૂરી છે. તેમજ વાત, પિત્ત અને કફને વિકૃત કરે એવો આહાર ન વાપરવાની ખાસ કાળજી પણ નવા સાધક માટે સવિશેષ જરૂરી છે.

## કાળની અનિયતતા

'ધ્યાન કયા સમયે કરવું' એ પ્રશ્ન પણ સાધક માટે સહજ છે, પરંતુ જ્ઞાની મહાપુરુષોએ એ માટે કોઇ ચોક્કસ સમય બતાવ્યો નથી; પણ જે સમયે મન, વચન અને કાયા સ્વસ્થ જણાતાં હોય, તે સમય ધ્યાન માટે ઉચિત ગણ્યો છે.

દિવસે, સંધ્યાએ રાત્રિએ કે દિવસના અમુક ચોક્કસ ભાગમાં જ ધ્યાન કરવું–એ સિવાય નહીં–એવો કોઈ નિયત સમય નથી.

હા, એટલો નિર્દેશ જોવા મળે છે કે બ્રાહ્મમુહૂર્તે યા રાતની પાછલી છ ઘડી બાકી રહે ત્યારે મુમુક્ષુ સાધકે પરમાત્માનું ભજન–ધ્યાન કરવામાં ઉદ્યમવંત બનવું જોઈએ, કારણ કે આ કાળની આગવી પવિત્રતા અને નીરવતાનો સીધો લાભ ધ્યેયનિષ્ઠ સાધકને સ્વાભાવિક રીતે મળતો હોય છે. તેમ છતાં આ કાળને જ ધ્યાનનો કાળ કહેવા રૂપ એકાન્તમત શાસ્ત્રકાર ભગવંતોએ પ્રરૂપ્યો નથી, એ હકીકત સદા સ્મરણમાં રાખવા જેવી છે.

આસન :—

ધ્યાનમાં યોગ્ય આસન પણ તે જ ગણાય છે કે જે આસને બેસતાં ધ્યાનમાં કોઈ જાતની બાધા ઉત્પન્ન ન થાય

કાળની જેમ આસનની બાબતમાં પણ કોઈ એકાન્ત નિયમ જિનશાસનમાં નથી.

ચાહે કાયોત્સર્ગ મુદ્રાએ ઊભા રહીને ધ્યાન કરો કે પદ્માસને યા વીરાસને બેસીને ધ્યાન કરો, એટલું જ નહિ પણ અનશન કે રોગાદિના કારણે ચત્તા સૂઈને સાધક નિશ્ચલપણે ધ્યાન કરી શકે છે તેમાં ચોક્કસ નિયમ એટલો જ છે કે જે આસન બાંધ્યું હોય તેમાં શરીરને ગોઠવી રાખવું જોઈએ, વારંવાર હલાવવું ન જોઈએ.

મેળવણ નાખેલા દૂધને વારંવાર હલાવવાથી તેનું દહીંમાં રૂપાંતર થવામાં મોટો અંતરાય પડે છે, તેમ સ્વીકારેલા આસને શરીરને ગોઠવ્યા પછી તેને વારંવાર હલાવવાથી ધ્યાનની ધારા ભાગ્યે જ બંધાય છે

## આસનની અનિયતતાનું કારણ

કોઈ ચોક્કસ દેશ-કાળ અને ચોક્કસ આસનનો આગ્રહ ન રાખવા પાછળ મુખ્ય કારણ એ છે કે કોઈ પણ પ્રકારની સાધનાની સિદ્ધિ અમુક જ દેશમાં, કાળમાં કે ચોક્કસ કોઈ આસને જ થાય એવો, કોઈ પણ ધ્યાન-પરંપરામાં 'એકાન્ત' નિયમ નથી.

ભૂતકાળમાં થઈ ગયેલા અનેક મહાત્માઓ જુદા-જુદા દેશ (સ્થળ), કાળ અને આસને સ્થિત થઇને ધ્યાનના બળે સર્વ પાપકર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામ્યા છે અને તે સિવાય અનેકાનેક મુનિવરોએ અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન પણ પ્રાપ્ત કર્યું છે.

આ કારણે જિનાગમોમાં કોઈ ચોક્કસ દેશ (સ્થળ), કાળ અને આસન વિશેષનો 'એકાન્ત' આગ્રહ નિરૂપાયો નથી; પણ મન-વચન-કાયાની સ્વસ્થતા ટકી શકે, વૃદ્ધિ પામતી જાય-એવા દેશ, કાળ અને આસનાદિ વડે ધ્યાનાદિનો પ્રયત્ન કરવાનું સૂચવ્યું છે.

ધ્યાન કરવાના સમયે બંને હોઠ બંધ રાખવા, દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ ઉપર અથવા જે આલંબન નિશ્ચિત કર્યું હોય તેના ઉપર સ્થિર કરવી, મુખ-મુદ્રા પ્રસન્ન રાખવી, પૂર્વ યા ઉત્તર દિશા સન્મુખ બેસવું, કમર સીધી રાખવી : ધ્યાનાભ્યાસ માટેના આ સામાન્ય નિયમો છે.

## ધર્મધ્યાનનાં ચાર આલંબનો

આપમેળે નીચેથી ઉપર જવું કપરું છે, માટે સાધકને પુષ્ટ આલંબનની આવશ્યકતા રહે છે.

આગમ-ગ્રન્થોમાં ધર્મધ્યાનના શિખરે પહોંચવા માટે વાચના વગેરે જે દૃઢ આલંબનો બતાવ્યા છે તે આલંબનો નીચે પ્રમાણે છે :-

(૧) **વાચના** :- કેવળ કર્મ-નિર્જરાના હેતુથી પોતાના શિષ્યો વગેરેને તેમજ ધર્મરસિક અન્ય સાધકો વગેરેને સૂત્ર અને તેના અર્થનું વાત્સલ્યપૂર્વક દાન કરવું તેમજ બહુમાનપૂર્વક સદ્‌ગુરુ પાસેથી ગ્રહણ કરવું તે 'વાચના' કહેવાય છે. આ વાચનાના આલંબનથી મન પુષ્ટ તેમજ શુદ્ધ બનીને ધ્યાનારૂઢ બની શકે છે.

(૨) **પૃચ્છના** :- સૂત્ર-અર્થના વિષયમાં કોઈપણ પ્રકારની શંકા થતાં યા પૂર્વાપર સંબંધ યથાર્થપણે ન સમજાતાં વિનયપૂર્વક ગુરુને તત્સંબંધી પૃચ્છા કરવી તે 'પૃચ્છના' કહેવાય છે. તેનાથી મનને આધ્યાત્મિક-વ્યાયામ મળે છે, જે તેને ધર્મધ્યાનમગ્ન બનાવે છે.

(૩) **પરાવર્તના** :- જિનોક્ત જે સૂત્રો પોતે ગુરુગમથી વિધિપૂર્વક ગ્રહણ કરીને

કંઠસ્થ કર્યાં હોય, તેમજ તેના અર્થ જાણ્યા હોય, તેનું વિસ્મરણ ન થઈ જાય તેમજ વિશેષ કર્મનિર્જરા થાય એ હેતુથી વારંવાર ઉચ્ચારપૂર્વક તેનો પાઠ કરવો તે 'પરાવર્તના' કહેવાય છે.

આ આલંબન મનને આત્માભિમુખ બનાવવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

(૪) **ધર્મકથા** :- આત્મસાત્ બનેલાં સૂત્ર અને અર્થનો સુપાત્ર જોઈ ઉપદેશ આપવો, યોગ્ય આત્માઓને ધર્મનો મર્મ સમજાવવો તે 'ધર્મકથા' કહેવાય છે.

આ ચારે આલંબનો શ્રુતધર્મને આશ્રયીને બતાવવામાં આવ્યાં છે કે જેથી કરીને શ્રુતસાગરરૂપ આત્માના ઘરમાં સ્થિર થવાની તીવ્ર તાલાવેલી મનમાં પ્રગટ થાય.

## ધર્મધ્યાનનાં ચાર લક્ષણો

૧. આજ્ઞારુચિ–જિનેશ્વર પરમાત્માનાં વચનની અનુપમતા, કલ્યાણકારિતા, સર્વ સત્ તત્ત્વોની યથાર્થ પ્રતિપાદકતા વગેરે જાણી તેના ઉપર શ્રદ્ધા.

૨. નિસર્ગરુચિ – જ્ઞાન-દર્શન-ચારિત્રમય આત્મ–પરિણામને પ્રગટ કરવાની રુચિ–ઉત્કંઠા.

૩. ઉપદેશરુચિ – જિનવચનના ઉપદેશને સાંભળવાની રુચિ–ભાવના.

૪. સૂત્રરુચિ – દ્વાદશાંગી–જિનાગમોનાં અધ્યયન-અધ્યાપનની રુચિ–ભાવના:

આ ધર્મધ્યાનનાં લક્ષણો છે.

## સામાયિકાદિ આવશ્યક

સચ્ચારિત્રનું માતાની જેમ જતન કરવામાં સામાયિક આદિ આવશ્યક કર્તવ્યો આગવું સ્થાન ધરાવે છે.

અનંત ઉપકારી શ્રી તીર્થંકર પરમાત્માએ બે પ્રકારના ધર્મનો ઉપદેશ આપ્યો છે. તે છે–શ્રુતધર્મ અને ચારિત્રધર્મ. આ બંને પ્રકારના ધર્મના સતત અભ્યાસથી ચિત્તની નિર્મળતા અને સ્થિરતા પ્રગટ થાય છે.

તેથી ધર્મધ્યાનની પ્રાપ્તિ, વૃદ્ધિ અને શુદ્ધિ માટે શ્રુત અને ચારિત્રધર્મનો અભ્યાસ કરવો એ અત્યંત જરૂરી છે. તેના આલંબને જ ધર્મધ્યાનમાં દૃઢતાપૂર્વક સ્થિર થઇ શકાય છે.

## ધ્યાન–પ્રાપ્તિનો ક્રમ

કર્મગ્રસ્ત જીવોની વિવિધ કક્ષાઓ છે. આ કક્ષાઓનું કારણ કર્મોની ન્યૂનાધિકતા છે.

આ કારણસર ધ્યાન પ્રાપ્તિની કોઈ એક પરિપાટી નિયત નથી. પણ જે પ્રકારે સાધકનાં મન–વચન–કાયાના વ્યાપારો નિરવદ્ય વસ્તુને વિષયભૂત બનાવી શકે તે પ્રકારે તેને ધ્યાનમાર્ગમાં આગળ વધવાની ભલામણ છે.

તેમ છતાં કાયા અને વાણીના વ્યાપાર પર અંકુશ સ્થાપવાના કાર્ય કરતાં મનના વ્યાપાર પર અંકુશ સ્થાપવાનું કાર્ય ખૂબ જ કઠિન છે–એ હકીકતની જરા જેટલી પણ ઉપેક્ષા ધ્યાનમાર્ગના સાધકે ન કરવી જોઈએ.

એટલે અનુભવી સંતો ફરમાવે છે કે કાયા અને વાણીના ચીપિયા વડે મનને બરાબર પકડીને દેવાધિદેવના ચરણકમળમાં સમર્પિત કરવું તે સર્વોત્કૃષ્ટ ધર્મધ્યાનની અનુભૂતિનો માર્ગ છે.

નિયમ છે કે સ્થૂલ વસ્તુ ઉપર નિયંત્રણ સ્થાપવામાં માણસને જે મહેનત પડે છે તેના કરતાં અધિક મહેનત સૂક્ષ્મ વસ્તુને વશવર્તી બનાવવામાં પડે છે.

એટલે ધ્યાન–પ્રાપ્તિનો કોઈ ચોક્કસ ક્રમ નહિ હોવા છતાં તન અને વચનની સાથે મનને પણ કહ્યાગરું બનાવવાની પૂરતી ચીવટ સાધકે રાખવી જોઈએ.

## ધ્યાતવ્ય

જે ધ્યાન ધર્મથી યુક્ત હોય છે તે ધર્મધ્યાન કહેવાય છે. ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય–આ ત્રણ અવસ્થાયુકત જે વસ્તુનું યથાર્થ સ્વરૂપ છે તે જ ધર્મ છે અર્થાત્ વસ્તુના સ્વભાવને ધર્મ કહે છે. જે ધ્યાનમાં વસ્તુ (પદાર્થ)ના સ્વભાવનું ચિંતન કરવામાં આવે તે ધર્મધ્યાન [૬] છે. ધર્મધ્યાનમાં ધ્યાન કરવા યોગ્ય મુખ્ય પદાર્થો (વિષયો) ચાર પ્રકારના છે:–

(૧) આજ્ઞાવિચય, (૨) અપાયવિચય, (૩) વિપાકવિચય અને (૪) સંસ્થાનવિચય.

૧. આજ્ઞાવિચયધ્યાનમાં જિનેશ્વરની આજ્ઞા એ ધ્યેય છે.

૨. અપાયવિચયધ્યાનમાં રાગ-દ્વેષ અને કષાયથી ઉત્પન્ન થતા દુઃખમય સંસારનું ચિંતન એ ધ્યેય છે.

૩. વિપાકવિચયધ્યાનમાં કર્મના શુભાશુભ ફળનું ચિંતન એ ધ્યેય છે.

૪. સંસ્થાનવિચયધ્યાનમાં ચૌદ રાજલોક અને જીવાદિ ષડ્દ્રવ્યોના સ્વરૂપનું ચિંતન એ ધ્યેય છે.

આ ચારે પ્રકારનાં ધ્યાનનું સ્વરૂપ સંક્ષેપથી આ રીતે વિચારી શકાય છે:—

(૧) **આજ્ઞાવિચય**:—પરમ આપ્ત–પુરુષ શ્રીજિનેશ્વર પરમાત્માનું ધ્યાન એ જ આજ્ઞા છે અર્થાત્ જિન–વચન સ્વરૂપ દ્વાદશાંગી–જિનાગમ એ પણ આજ્ઞા છે. તે આજ્ઞાના અર્થનો નિર્ણય કરવો તે વિચય છે.*

---

૬. तत्रानपेतं यद् धर्मात्तद् ध्यानं धर्म्यमिष्यते । धर्मोऽहि वस्तु–याथात्म्यमुत्पादादि त्रयात्मकम् ॥

—श्रीजिनसेनाचार्यकृत महापुराण, पर्व २१, श्लो. १३३.

* आप्तवचनं प्रवचनं चाज्ञा, विचयस्तदर्थनिर्णयनम् ।

प्रशमरति–प्रकरण, श्लो. २४.

सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता न हंतव्वा ।

आचारांग–सूत्र ॥४।१।१॥

અનંત ઉપકારી જિનેશ્વર પરમાત્મા એ સકળ જીવલોકના પરમ આપ્ત-પુરુષ છે. તેઓશ્રીની આજ્ઞા શી છે? કેવી છે? તેનું ચિંતન કરવું એ આજ્ઞાવિચય ધર્મધ્યાન છે. પ્રભુજીની પરમમંગલકારી આજ્ઞાનો ટૂંકમાં આ રીતે વિચાર કરી શકાય છે :–

જિનેશ્વર પરમાત્માના ત્રિકાલાબાધિત વચનોના સંગ્રહરૂપ દ્વાદશાંગી એ સર્વ દૃષ્ટિએ અત્યંત નિપુણ છે કારણ કે તે સૂક્ષ્મ દ્રવ્યાદિનું યથાર્થ સ્વરૂપ બતાવે છે તથા આત્માના ગુણોનું સ્વરૂપ પ્રકાશિત કરે છે.

જિનેશ્વર પરમાત્માની આજ્ઞા શાશ્વત છે- અનાદિ-નિદાન છે દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ દ્વાદશાંગીનો કોઈ પણ કાળે નાશ થતો નથી અર્થાત્ સર્વદા વિદ્યમાન હોય છે.

જિનેશ્વર પરમાત્માની આજ્ઞા સર્વજીવોની પીડાને દૂર કરનારી અને તેમનું આત્યંતિક હિત કરનારી છે, 'કોઈ એક જીવને પણ હણવો નહીં'–એ આજ્ઞાના ત્રિવિધ-પાલનથી અનંતા આત્માઓ મોક્ષે સિધાવ્યા છે.

જિનેશ્વર પરમાત્માની આજ્ઞા અનેકાંત–સ્યાદ્વાદજ્ઞાન સ્વરૂપ હોવાથી તેના વડે સત્યનું જ્ઞાન થાય છે.

જિનેશ્વર પરમાત્મા ત્રિલોકમાં સર્વોત્તમ પુરુષોત્તમ છે. તેથી તેઓશ્રીની આજ્ઞા પણ સર્વોત્તમ છે–અણમોલ છે.

જિનાજ્ઞા સર્વ કર્મોનો સમૂળ ઉચ્છેદ કરનારી છે.

જે કર્મોને ખપાવતાં અજ્ઞાનીને પૂર્વક્રોડ વર્ષ લાગે છે, તે કર્મોના પુંજને જિનેશ્વર પરમાત્માની આજ્ઞા મુજબ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું યથાર્થપણે પાલન કરનાર જ્ઞાની મુનિવર શ્વાસોચ્છ્વાસ જેટલા અલ્પકાળમાં પણ ખપાવી નાખે છે.

જિનાજ્ઞા અર્થની અપેક્ષાએ અનંત છે. જિનરાજનું પ્રત્યેક વચન પણ અનંત અર્થ યુક્ત હોય છે.

'एकम् अपि जिनवचनं निर्वाहको भवति ।'*

કહીને શાસ્ત્રકાર ભગવંતોએ જિનરાજના પરમ તારક - સામર્થ્યને યથાર્થપણે બિરદાવ્યું છે.

જિનાજ્ઞાને પોતાના હૃદયમાં ધારણ કરીને મહાપુરુષો પણ કૃતકૃત્યતા અનુભવે છે.

જિનાજ્ઞાને જાણનારા અને તેનું પાલન કરનારા પુરુષો મહાન સામર્થ્યવાળા હોય છે, સર્વ લબ્ધિસંપન્ન હોય છે; વિશ્વોપકારી મહાન કાર્યો કરનારા હોય છે.

જિનાજ્ઞા સર્વદોષરહિત છે, સર્વગુણસહિત છે.

જિનાજ્ઞામાં ભારોભાર વિશ્વવાત્સલ્ય છે.

---

* तत्त्वार्थभाष्य सम्बन्धकारिका, श्लो. २६०.

જિનાજ્ઞામાં જીવને શિવ બનાવવાનું પરમ સામર્થ્ય છે.

જિનાજ્ઞા ગૂઢાતિગૂઢ છે.

જિનાજ્ઞા નય, ગમ, ભંગ અને પ્રમાણાદિ વડે અતિ ગંભીર અર્થવાળી છે.

જિનાજ્ઞા અત્યંત ગંભીર, વ્યાપક, સૂક્ષ્મ અને ગહન છે. સકળ વિશ્વ પર તેનું એકચક્રી શાસન છે.

નવજાત બાળકને જેવું માતાનું દૂધ, તેવી સર્વ જીવલોક માટે હિતકારી જિનાજ્ઞા છે.

આપણા જેવા મંદ-મતિ અને મંદ-પુણ્યવાળા જીવોને ગીતાર્થ, મહાજ્ઞાની ગુરુઓના વિરહથી, કે તેવા પ્રકારનાં હેતુ, દૃષ્ટાન્તો આદિના અભાવે, કે જ્ઞાનાવરણીય-કર્મના પ્રબળ ઉદયે કદાચ આ જિનાજ્ઞાનાં સંપૂર્ણ રહસ્યો સ્પષ્ટ ન સમજાય. તેમ છતાં જો આપણે તેના પ્રત્યે પૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ રાખી તેનું ચિંતન-ધ્યાન અને પાલન કરીએ તો અવશ્ય આત્મહિત સાધી શકીએ, કારણ કે જિનેશ્વર પરમાત્મા પરાર્થ-વ્યસનના પ્રકર્ષને પામેલા હોઈને તેમની આજ્ઞાના આરાધક નૈસર્ગિક રીતે તેઓશ્રીના અનુગ્રહના ભાગી થાય છે અને તે અનુગ્રહના અચિંત્ય પ્રભાવે ભવસાગર તરી જાય છે.

'तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं—તે જ સત્ય અને શંકા વિનાનું છે જે જિનેશ્વર પરમાત્માએ પ્રરૂપ્યું છે'—આ શાસ્ત્રવચનમાં અકાટ્ય શ્રદ્ધા કેળવીને અનંતા આત્માઓ ભવસાગરને તરી ગયા છે.

આપણે પણ તેઓને અનુસરીને ભવસાગરતારક જિનાજ્ઞાના એકનિષ્ઠ આરાધક બનીએ.

આ છે જિનાજ્ઞાનો અનુપમ પ્રભાવ!

આ રીતે જિનેશ્વર પરમાત્માની પરમ કલ્યાણકર આજ્ઞાનું એકાગ્ર ચિત્તે ચિંતન કરવું એ આજ્ઞાવિચયરૂપ ધર્મધ્યાન છે.

## અપાયવિચયનું સ્વરૂપ

(૨) **અપાયવિચયઃ**—રાગ-દ્વેષ, કષાય અને મિથ્યાત્વાદિના સેવનથી આ ભવ અને પરભવમાં જીવને કેવાં ભયાનક દુઃખ ભોગવવાં પડે છે તેનું ચિંતન કરવું, તેમાં ધ્યાન પરોવવું—એ અપાયવિચય ધર્મધ્યાન છે.

આ ચિંતન અને ધ્યાનના પ્રભાવે જીવની વીતરાગ, વીતદ્વેષ, નિષ્કષાય અને સંપૂર્ણ સમ્યક્ત્વવાન બનવાની પાત્રતા ક્રમશઃ પ્રગટે છે અર્થાત્ આ મહાન ગુણોને પ્રાપ્ત કરવાના લક્ષ્યપૂર્વક આ ધ્યાન કરવાનું ફરમાન છે.

'હું માંદો છું, હું માંદો છું'—એમ વારંવાર બોલવા માત્રથી નીરોગીપણું પ્રાપ્ત થતું નથી પણ તેના કારણનું નિવારણ કરનાર નિર્દોષ ઉપચાર કરવાથી તે પ્રાપ્ત થાય છે; તેમ 'હું રાગદ્વેષ કષાયાદિથી ગ્રસ્ત છું'—એ હકીકતને ધ્યાનમાં લીધા પછી જેઓ

આ દોષોથી સર્વથા મુક્ત છે, તેમજ જેઓ આ દોષોને સર્વથા નાબૂદ કરવાના શ્રેષ્ઠ પુરુષાર્થમાં ઉદ્યુક્ત છે તેઓએ શ્રી પંચપરમેષ્ઠિ ભગવંતોની અનન્યભાવે શરણાગતિ સ્વીકારવી એ જ આ ચિંતન-ધ્યાનનો ફલિતાર્થ છે.

રાગ દ્વેષ કેવા છે?

જીવને ભવરાનમાં ભૂંડે હાલે ભટકાવનારા છે.

કેન્સર, ક્ષય, ભગંદર આદિ દેહના રોગો છે જ્યારે આ રાગ-દ્વેષ આત્માના રોગો છે, માટે ખરેખર ખતરનાક છે. ચીકણા કર્મબંધ કરાવીને જીવને બેહાલ બનાવનાર છે.

અનુકૂળ વિષય-સામગ્રી મળતાં હર્ષની અને પ્રતિકૂળ સંયોગો આવતાં વિષાદની જે લાગણી ઉત્પન્ન થાય છે તેનું કારણ આ રાગ-દ્વેષ છે.

રાગની ઉત્કટતા જીવને દીર્ઘસંસારી બનાવે છે.

દ્વેષની પ્રબળતા જીવને નરકાદિ દુર્ગતિઓમાં ધકેલે છે.

માટે અનંત ઉપકારી ભગવંતો ફરમાવે છે કે—જડનો રાગ કરવો છોડી દો, તેથી જીવ પ્રત્યે દ્વેષ કરવાની અધમવૃત્તિ પોતાની મેળે છૂટી જશે.

આ વિચારણા તેમજ ચિંતન વડે ચિત્તને વારંવાર ભાવિત કરવું તે પણ અપાયવિચય ધર્મધ્યાનના અંગભૂત છે

રાગ-દ્વેષની જેમ ચાર કષાયો પણ અતિ ભયંકર છે. જીવને ચાર ગતિમાં રખડાવીને રિબાવનારા છે.

રાગ-દ્વેષ એ અગ્નિકુંડ છે તો કષાય એ લાવારસનું સરોવર છે. દુઃખમૂલક-દુઃખફલક અને દુઃખપરંપરક સંસારવૃક્ષનું મૂળ છે.

ક્રોધને કાળાનાગની ઉપમા છે.
માનને હાથીની ઉપમા છે.
માયાને પાપમાતાની ઉપમા છે.
લોભને વધતા તાઠની ઉપમા છે.

આ ઉપમાઓના અભ્યાસ દ્વારા ધ્યાનમાર્ગના સાધકે ક્ષમા—નમ્રતા—સરળતા—નિર્લોભિતા આદિ ગુણોથી ભરેલા જિનેશ્વરદેવના ભજનમાં મન પરોવવાનું છે કે જેથી તે ધર્મધ્યાનમાં સુગમતાથી સ્થિર થઈ શકે.

## મિથ્યાત્વાદિની અનર્થતા

રાગ-દ્વેષ અને કષાયનું મૂળ કોઈ હોય તો તે મિથ્યાત્વ છે.

દેહમાં આત્મબુદ્ધિ આ મિથ્યાત્વ પેદા કરે છે.

અમૂલ્ય એવા આત્માનું ભાન ભૂલાવનાર આ મિથ્યાત્વ છે.

સમ્યક્ત્વ જેટલું ભદ્રંકર છે, તેટલું જ ભયંકર આ મિથ્યાત્વ છે

મતિને સદા વિપરીત ગતિમાં દોડાવીને પોતાની નાભિમાં રહેલ કસ્તૂરીને બહાર શોધતા કસ્તૂરીમૃગ જેવી દુર્દશામાં જીવને હડસેલી દેનાર આ મિથ્યાત્વ છે.

વિષધરના વિષની ઝેરી અસર કરતાં પણ ભયાનક અસર આ મિથ્યાત્વાદિની જીવને થાય છે.

માટે તેનાથી બચવા મહામોહ-જેતા જિનરાજ એ જ એક અનન્ય શરણ છે—એવા સદ્બોધથી મનને વાસિત કરવું તે પણ અપાયવિચય ધર્મધ્યાન છે.

**અવિરતિઃ**—હિંસા, જૂઠ, ચોરી, ભોગ અને પરિગ્રહ આદિ પાપોનું સેવન એ અવિરતિ છે. તેનાથી પ્રેરાયેલા જીવો સ્વજન—પરિવારાદિનાં પણ વધ—બંધન કરતાં અચકાતા નથી. આ લોકમાં જે અતિ નિંદનીય ગણાય છે તેવાં હિંસાદિ કાર્યો પણ કરે છે અને પરલોકમાં અતિ દારુણ નરકાદિ વેદનાઓના ભોગ બને છે.

આ હકીકતનું ચિંતન બુદ્ધિને શુદ્ધ કરીને વિરતિધરોની સેવા કરવાની લગની લગાડે છે માટે તે અપાયવિચય ધ્યાનના અંગભૂત છે.

**આસ્રવ :**—મન—વચન—કાયાની અપ્રશસ્ત (આજ્ઞા—નિરપેક્ષ) ક્રિયાથી ઉપાર્જન કરેલાં અશુભ કર્મોના યોગે જીવોને ચાર ગતિમય સંસારમાં ભૂંડા હાલે ભટકવું પડે છે. આધિ, વ્યાધિ અને ઉપાધિથી ગ્રસ્ત બની દુઃસહ્ય દુઃખો ભોગવવાં પડે છે.

આ રીતે જે અપ્રમત્તમુનિ યા ધ્યાનસાધક આત્મા અપાય—રાગાદિ દોષોનું કરુણાસભર હૃદયે જે ચિંતન કરે તે અપાયવિચય ધર્મધ્યાન કહેવાય છે.

## વિપાકવિચયનું સ્વરૂપ

(૩) **વિપાકવિચયઃ**—કર્મોના વિપાક પરિણામનું ચિંતન કરવું તે વિપાકવિચય ધર્મધ્યાન છે.

જેમ કે—મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને મન-વચન—કાયાદિથી ઉપાર્જિત કરેલાં કર્મો જીવને શુભાશુભ ફળ આપનાર છે. કર્મનાં પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ—એ મુખ્ય ચાર પ્રકાર છે. તે (કર્મો) જ્યારે ઉદયમાં આવે છે ત્યારે જીવને કેવાં કેવાં દારુણ દુઃખો ભોગવવાં પડે છે તેનો વિચાર આ ધ્યાનમાં કરવાનો હોય છે.

કર્મપ્રકૃતિ એટલે કર્મનો સ્વભાવ જેમ કે જ્ઞાનાવરણીય કર્મનો સ્વભાવ આત્માના જ્ઞાનગુણને ઢાંકવાનો છે. આ રીતના વિચાર-વિસ્તારમાં મનનું વિચરણ આ ધ્યાનના એક ભાગરૂપ છે.

કર્મની સ્થિતિ એટલે કર્મોનો આત્મા સાથે ચોંટીને રહેવાનો કાળ. તેના જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ-એમ ત્રણ પ્રકાર છે.

જેમ કે જ્ઞાનાવરણીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ (કાળમર્યાદા) ૩૦ કોડાકોડી સાગરોપમની અને જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્તની છે.

કર્મનો રસ (અનુભાગ) અર્થાત્ વિપાક રસોદય કે જેના ફળરૂપે જ્ઞાનાવરણીય આદિ કર્મોના સ્વભાવની ઉગ્રતા, મંદતા વગેરેનો અનુભવ થાય છે

કર્મના પ્રદેશ એટલે જીવના અસંખ્ય પ્રદેશો સાથે ચોંટેલા કર્મપુદ્ગલના દલિકો જે પરદેશી છતાં પારકો પ્રદેશ પચાવી પાડે છે તેમ જીવ-પ્રદેશો ઉપર પોતાનો અડ્ડો જમાવી દે છે.

આ રીતે કર્મપ્રકૃતિ વગેરેના વિપાકનું જિનવચન અનુસાર સ્થિરતાપૂર્વક ચિંતન કરવું એ વિપાકવિચય ધર્મધ્યાન છે

## સંસ્થાનવિચયનું સ્વરૂપ

(૪) **સંસ્થાનવિચયઃ**-જિનવચન અનુસાર જગતમાં રહેલા પદાર્થો-દ્રવ્યોનાં સંસ્થાન (આકાર), આધાર, પ્રકાર અને પ્રમાણાદિનું ચિંતન કરવું તથા દ્રવ્યોના ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યાદિ પર્યાયોનું ચિંતન કરવું તે સંસ્થાનવિચય ધર્મધ્યાન છે.

આ ધ્યાનમાં ચૌદ રાજલોક અને જીવાદિ ષડ્દ્રવ્યોને જુદી-જુદી રીતે શાસ્ત્ર સાપેક્ષ વિચાર કરવાનો છે.

ચૌદ રાજલોકની શાસ્ત્રોક્ત આકૃતિ સાથે પુરુષદેહાકૃતિ વિશેષ સામ્ય ધરાવે છે તેથી આ વિચારમાં સુગમત રહે છે, તેમજ તેના પરિણામે વિશ્વ-સાયુજ્ય કેળવાય છે.

સંસ્થાન એટલે આકાર. જીવોના શરીરોનું સમચતુરસ્રાદિ સંસ્થાન છે અને પુદ્ગલદ્રવ્યોનું પરિમંડલાદિ સંસ્થાન છે. તેમજ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનું સંસ્થાન લોકક્ષેત્રના સંસ્થાન જેવું છે.

**લોકનું સંસ્થાનઃ**-અધોલોક વિસ્તીર્ણ પુષ્પચંગેરીના આકારવાળો છે અને ઊર્ધ્વલોક મૃદંગના આકારવાળો છે.

**કાળનું સંસ્થાનઃ**-કાળનું સંસ્થાન મનુષ્યક્ષેત્ર પ્રમાણ છે કેમ કે કાળ સૂર્ય આદિની ગતિ ક્રિયાથી જણાય છે, તેથી કાળ મનુષ્યક્ષેત્રના આકારવાળો છે-એમ ઉપચારથી કહેવાય છે.

**પ્રકારઃ**-દ્રવ્યોના ભેદ-પ્રકારોનું ચિંતન કરવું જેમ કે ધર્માસ્તિકાય લોકવ્યાપી છે વગેરે.

**પર્યાયઃ**-ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોમાં રહેલા ઉત્પાતાદિ પર્યાય અર્થાત્ અવસ્થાનું ચિંતન કરવું.

આ બધું સંસ્થાનવિચય ધર્મધ્યાનમાં સ્થાન પામે છે.

**લોકસ્વરૂપનું ચિંતન**:–જિનેશ્વર દેવે બતાવેલા અનાદિ નિધન–નિત્ય અને નામ, સ્થાપના આદિ ભેદવાળા પંચાસ્તિકાયમય લોકનું ચિંતન કરવું તે, કે ઊર્ધ્વ અને તિર્યક્સ્વરૂપ લોકનું ચિંતન કરવું તે, તથા લોકમાં રહેલ ઘમ્માદિ નરકભૂમિઓ, ઘનોદધિ આદિ વલયો, જંબૂદ્વીપ આદિ દ્વીપો, લવણાદિ સમુદ્રો, સીમંતક આદિ નરકાવાસો, જ્યોતિષી તથા વૈમાનિકદેવ–સંબંધી વિમાનો, ભવનપતિદેવાદિ–સંબંધી ભવનો તથા બીજાં ગામ, નગર, ક્ષેત્ર વગેરેનું સિદ્ધાન્ત સાપેક્ષ સ્વરૂપ ચિંતવવું તે સંસ્થાનવિચય ધર્મધ્યાન છે.

આ ચિંતનની સાથોસાથ જીવ–સ્વરૂપનું ચિંતન પણ મુમુક્ષુ સાધક માટે અત્યંત આવશ્યક છે.

તે ચિંતન આ પ્રકારે થઈ શકે:–

જીવ ઉપયોગ લક્ષણવાળો અને નિત્ય છે.

જીવ અરૂપી છે.

શરીરના જે ધર્મો છે તેનાથી ભિન્ન ધર્મો જીવના છે.

જીવ પોતાનાં કર્મોનો કર્તા અને ભોક્તા છે.

જીવમાં શિવત્વ છુપાએલું છે.

આ રીતે જીવ–સ્વરૂપના ચિંતનમાં વધુને વધુ ઊંડા ઊતરીએ છીએ તો એક અલૌકિક દુનિયાનાં દર્શન થાય છે, જેની તીવ્ર તાલાવેલી પ્રત્યેક ધર્મ સાધકને હોય છે.

**સંસારસમુદ્ર**:–જીવ પોતાનાં અશુભ કર્મોના ઉદયે સંસારરૂપી સમુદ્રમાં ભટકે છે. એ સંસારસમુદ્રનું સ્વરૂપ ચિંતવવું.

જેમ કે–સમુદ્ર જળથી પૂર્ણ હોય છે તેમ સંસારરૂપી સમુદ્ર જન્મ–મરણાદિરૂપ જળથી ભરેલો છે.

સમુદ્રમાં પાતાળ–કળશો હોય છે તેમ સંસારરૂપી સમુદ્ર કષાયરૂપ ચાર પાતાળ કળશ યુક્ત છે.

સમુદ્રમાં મોટા ખડકો હોય છે, તેમ સંસારરૂપી સમુદ્રમાં અનેકવિધ અંતરાયરૂપ મોટા ખડકો છે.

સમુદ્રમાં ઉપદ્રવકારી જળજંતુઓ હોય છે, તેમ સંસારસમુદ્ર સેંકડો દુઃખ, સંકટ તેમજ દુર્વ્યસનરૂપ જંતુઓથી વ્યાપ્ત છે.

સમુદ્રમા ભયાનક આવર્તો હોય છે, તેમ સંસારસમુદ્રમાં મોહનીયકર્મ એ જ ભ્રમણ કરાવનાર હોવાથી ભયાનક આવર્ત્ત છે.

સમુદ્રમાં મોજાં ઊછળે છે, તેમ સંસાર-સમુદ્ર પણ અજ્ઞાન-પવનપ્રેરિત સંયોગ-વિયોગરૂપ મોજાંઓવાળો છે તથા જેનો (પ્રવાહની અપેક્ષાએ) આદિ કે અંત નથી. એવો મહા ભયંકર સંસાર-સાગર છે ઇત્યાદિ ચિંતન કરવું તે પણ ધર્મધ્યાનના અંગભૂત છે.

**ચારિત્રરૂપી જહાજ:**—આવા ભયાનક ભવસાગરથી આત્માને પાર ઉતારનાર ચારિત્રરૂપી જહાજ છે. આ જહાજમાં બેસીને આજ સુધીમાં અનંતા આત્માઓ ભવસાગર તરીને મુક્તિપુરીમાં પહોંચ્યા છે.

આ જહાજ કેવું છે?

(૧) જેનો સુકાની સમ્યગ્જ્ઞાન છે.
(૨) જે સમ્યગ્દર્શનરૂપ સુદૃઢ સઢ યુક્ત છે.
(૩) જે છિદ્રરહિત છે.
(૪) જે તપરૂપ પવનથી પ્રેરિત હોઈને શીઘ્ર ગતિવાળું છે.
(૫) જે વૈરાગ્યના માર્ગે ચાલતું હોવાથી દુર્ધ્યાનરૂપ મોજાંઓથી અક્ષુબ્ધ છે.
(૬) જે મહામૂલ્યવાન શીલાંગરૂપ રત્નોથી અલંકૃત છે.
(૭) જેની સમગ્ર રચના અલૌકિક અજોડ અને અનુપમ છે.
(૮) જેણે પોતાના આશ્રિતને કદી છેહ દીધો નથી.

આવા ચારિત્રરૂપી જહાજમાં બેસીને હેમખેમ મુક્તિપુરીમાં પહોંચી શકાય છે.

આ રીતે એકાગ્ર ચિત્તે વિચારવું એ પણ સંસ્થાનવિચય ધર્મધ્યાનનો એક પ્રકાર છે.

આખરે માટીમાં મળનારા દેહાદિ પર-પદાર્થોના મમત્વમાંથી મનને મુક્ત કરીને, નહિ મરવાના સ્વભાવવાળા અનંત જ્ઞાનાદિ યુક્ત આત્મા સાથે જોડવા માટે આ ચારેય પ્રકારનાં ધ્યાન, નિયમો સચોટ અસરકારક છે, એટલે તેનો વધુને વધુ અભ્યાસ ધ્યાન-માર્ગના સાધક માટે તો પ્રાણવાયુ જેટલો આવશ્યક છે.

ધર્મધ્યાનના ઉક્ત ચાર પ્રકારોમાં સંસ્થાનવિચય પ્રકારમાં જિનોપદિષ્ટ જીવાદિ સર્વ પદાર્થોનું નય, નિક્ષેપાદિ વડે ચિંતન અને ધ્યાન કરવાનું કહ્યું છે, તેથી ધ્યાનના સર્વ પ્રકારોનો તેમાં સમાવેશ થઈ જાય છે.

પિંડમાં બ્રહ્માંડનું અવતરણ કરવાની આ અદ્ભુત કળામાં કુશળતા પ્રાપ્ત કરવા માટે આ ચારેય પ્રકારનું ધર્મધ્યાન ઉપકારક છે અને આ ધ્યાનમાં કેન્દ્રસ્થાને જિનાજ્ઞાને રાખવાથી જ સર્વ મંગળકારી ધર્મ-ધ્યાનથી ભ્રષ્ટ કરનારાં અશુભ બળોના હુમલા નિષ્ફળ નીવડે છે.

ચિંતન જ્યાં સુધી ચલ-ચિત્તે થતું હોય ત્યાં સુધી તે ચિંતા અને ભાવનારૂપ-ધ્યાનનો પૂર્વાભ્યાસ છે એમ જાણવું અને જ્યારે તે ચિંતન સ્થિર-પરિણામે થાય છે ત્યારે તે ધર્મધ્યાન સ્વરૂપ બને છે.

તે ધર્મધ્યાનના સતત અભ્યાસથી શુદ્ધાનુભૂતિપૂર્વકનું જે તત્ત્વચિંતન થાય છે તે શુક્લ ધ્યાનના અંગભૂત ગણાય છે.

**ધર્મધ્યાનના અધિકારી :-** સર્વ પ્રકારના પ્રમાદથી મુક્ત, જ્ઞાનરૂપી ધનવાળા તેમજ ઉપશામક અને ક્ષપક નિર્ગ્રન્થો ધર્મધ્યાનના મુખ્ય અધિકારી છે. ધર્મધ્યાનની શુદ્ધિની પરાકાષ્ઠા ઉપરોક્ત મહાત્માઓમાં જ હોય છે.

ગુણસ્થાનની અપેક્ષાએ મુખ્યતયા સાતમા ગુણસ્થાનકથી માંડી બારમા ગુણસ્થાનક સુધીના જીવો અને ગૌણતયા ચોથા, પાંચમા અને છઠ્ઠા ગુણસ્થાનકે રહેલા જીવો પણ ધર્મધ્યાનના અધિકારી ગણાય છે.

શુક્લધ્યાનના પ્રથમ બે પ્રકારના ધ્યાતા પ્રથમ (વજ્રઋષભનારાચ) સંઘયણવાળા અને પૂર્વધર અપ્રમત્ત મુનિવરો હોય છે અને અંતિમ બે પ્રકારના ધ્યાતા સયોગી અને અયોગી કેવળી ભગવંતો હોય છે.

**ધર્મધ્યાન અને મૈત્રી આદિ ભાવો :-**

આજ્ઞાવિચય આદિ ધર્મધ્યાનમાં જિનેશ્વર પરમાત્માની પરમ મંગળકારી આજ્ઞાનું ચિંતન કરવાથી સાધકને મૈત્રી આદિ ચાર ભાવોનું ચિંતન કરવાની પ્રેરણા પણ સહજ રીતે મળે છે.

'ગુણસ્થાન [7]ક્રમારોહ' આદિ ગ્રન્થોમાં પણ ધર્મધ્યાનનું સ્વરૂપ બતાવતાં મૈત્રી આદિ ચાર ભાવનાઓને તેમજ પિંડસ્થ આદિ ચાર અવસ્થાઓને ધર્મધ્યાનના પ્રકાર તરીકે ગણાવી છે.

જીવને આર્ત્તધ્યાનથી છોડાવી અને ધર્મધ્યાનમાં જોડનાર તથા શ્રેણિ અને શુક્લધ્યાન સુધી પહોંચાડનાર સકલ સત્ત્વવિષયક સ્નેહ અને હિતચિંતાનાં પરિણામ છે, તેથી મૈત્રી આદિ ભાવો સ્વયં ધર્મધ્યાનરૂપ છે અને તે ધર્મધ્યાનના હેતુ પણ છે.

આજ્ઞાવિચયાદિ ચારે પ્રકારનાં ધ્યાનથી અનુક્રમે મૈત્રી આદિ ચારે ભાવનાઓનો પણ સંગીન રીતે વિચાર કરી શકાય છે તે આ રીતે :-

---

૭. मैत्र्यादिभिश्चतुर्भेदं यदाज्ञादिचतुर्विधम् ।
पिंडस्थादि चतुर्धा वा धर्मध्यानं प्रकीर्तितम् ॥

'गुणस्थान क्रमारोह' श्लो. ३५-वृत्ति

મૈત્ર્યાદિ ચાર ભેદવાળું તથા આજ્ઞાવિચયાદિ ચાર પ્રકારવાળું તેમ જ પિંડસ્થ આદિ ચાર ભેદવાળું 'ધર્મધ્યાન' કહેલું છે.

### (૧) આજ્ઞાવિચય ધ્યાન અને મૈત્રીભાવ :–

અસીમ ઉપકારી જિનેશ્વર પરમાત્માની પરમ કલ્યાણકારી આજ્ઞા અનંત અર્થાત્મક છે, તેનો નિષ્કર્ષ છે–વિશ્વ વાત્સલ્ય કેળવવું.

વિશ્વ વાત્સલ્ય કેળવવું એટલે વિશ્વના બધા જ જીવો પ્રત્યે સ્વતુલ્યભાવ દાખવવો.

આ ભાવનો પાયો મૈત્રીભાવ છે.

મૈત્રીભાવ એટલે બધા જ જીવોને મિત્રની આંખે જોવા. સહૃદયી મિત્રતુલ્ય ભાવ આપવો કારણ કે જીવ–જીવ વચ્ચેની સગાઈ લોહીની સગાઈથી પણ ઊંચી છે.

આવી સગાઈનું કારણ જીવત્વની તુલ્યતા છે, સમાનતા છે, એકસરખાપણું છે.

વળી એક જીવનું જે ઉપયોગમય સ્વરૂપ છે તે જ સ્વરૂપ ત્રણ જગતના સર્વ જીવોનું છે. જીવ ચાહે નિગોદ અવસ્થામાં રહ્યો હોય કે સિદ્ધ અવસ્થાને પામ્યો હોય, પણ તેનું ઉપયોગમય સ્વરૂપ તો સદા–સર્વદા–સર્વત્ર કાયમ જ રહે છે. કાળ પણ તેને કાંઈ કરી શકતો નથી.

આ રીતે બધા જ જીવોનું ઉપયોગ લક્ષણ અને જીવત્વજાતિ એક હોવાથી જીવ–જીવ વચ્ચે જાતિભાઈનો સંબંધ છે.

આ સંબંધને સમ્યક્ પ્રકારે દીપાવવાથી કર્મનાં બંધનો તૂટે છે અને જીવ–જીવ વચ્ચેના અભિન્ન–સંબંધને શાશ્વતપણે જીવવાનું પરમ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે અને જો જીવને પરાયો માનીને તેનો તિરસ્કાર, હીલણા, હિંસાદિ કરવામાં આવે છે તો તેની આકરી સજા, તેવું અમૈત્રીપૂર્ણ વર્તન કરનારને ભોગવવી પડે છે.

જિનેશ્વર પરમાત્મા જેને સ્વતુલ્ય ભાવ આપે છે, સ્નેહ આપે છે, વાત્સલ્ય આપે છે તે બધા જ જીવો સાથે મૈત્રીપૂર્ણ સંબંધ કેળવવાનું પ્રશસ્ત ચિંતન આજ્ઞાવિચય ધ્યાનમાં સમાવિષ્ટ થાય છે.

'सव्वे जीवा न ×हंतव्वा' અર્થાત્ 'કોઈ પણ જીવની હિંસા કરવી નહિ'; मित्ती मे सव्व*भूएसु' અર્થાત્ 'સર્વ જીવો સાથે મારે મૈત્રી છે'–એવી અહિંસા અને મૈત્રી ભાવનાનું ત્રિવિધે પાલન કરવાની આજ્ઞા જિનેશ્વર ભગવંતોએ ફરમાવી છે.

ત્યાગ અને વૈરાગ્યને પ્રાણવંત બનાવનાર જીવજાતિ સાથે જાતિભાઈ જેવો બલ્કે તેનાથી પણ ચઢિયાતો સંબંધ કેળવવારૂપ મૈત્ર્યાદિ ભાવો છે–એ હકીકતનું વિસ્મરણ થાય છે તો નિગોદના જીવો જેવી અધમ મનોદશા સંજ્ઞી પંચેન્દ્રિય મનુષ્યની પણ થાય છે.

× आचारांगसूत्र ; अध्ययन ४.

* श्रमणसूत्र–वंदित्तासूत्र ; गाथा–४९.

એટલે તો જીવમૈત્રીને અમૃતની ઉપમા છે.

સામાયિકને પરમામૃતની ઉપમા છે.

કોઈ પૂછે કે 'મૈત્રી ભાવના એટલે શું?' તો તેના જવાબમાં સ્પષ્ટપણે કહી શકાય કે ત્રણ જગતના બધા જ જીવો મારા મિત્ર છે, એ સત્યથી મનને પુનઃ પુનઃ ભાવિત કરવું તે.

જીવ-જગતથી અલગ પડનારા માટે મોક્ષ ખૂબ જ દૂર છે અને જીવ-જગત સાથે આત્મીયતા કેળવીને, જડ-જગતથી દૂર રહેનાર માટે મોક્ષ અત્યંત નજીક છે.

આજ્ઞાવિચય ધ્યાનમાં આ બધા ચિંતનને સ્થાન છે.

'शिवमस्तु सर्वजगतः।'
'सर्वे भद्राणि पश्यन्तु।'
'मा कार्षीत् कोऽपि पापानि।'

આ અને આવી બીજી ભાવનાઓ જીવમૈત્રીના તાત્ત્વિક મૂલ્યને પૂરવાર કરે છે.

એ અત્યંત મહત્ત્વનું છે કે ત્રિભુવનપતિ શ્રી જિનેશ્વર પરમાત્માની આજ્ઞાનો આરાધક એ આજ્ઞાના હૃદયભૂત જીવોનો સહૃદયી મિત્ર જ હોય, કોઈ એક જીવ સાથેની અમૈત્રી અર્થાત્ કોઈ એક જીવની પણ વિરાધના તેને આંખમાંના કણાની જેમ ખટકે જ ખટકે.

આ બધું જ ચિંતન એ દેવાધિદેવની આજ્ઞાના જ ચિંતન સ્વરૂપ હોવાથી આજ્ઞા-વિચય ધર્મધ્યાન છે.

## (૨) અપાયવિચય ધ્યાન અને પ્રમોદભાવ :-

દુઃખમૂલક, દુઃખફલક અને દુઃખોની પરંપરા સર્જનારા સંસારનું સ્વરૂપ વિચારવું તે ઉક્ત ધ્યાનના અંગભૂત છે.

આ સ્વરૂપની વિચારણા કરતાં તેના કારણભૂત રાગાદિ દોષોની ભયાનકતા અને પ્રબળતાનો ખ્યાલ આવે છે.

આ ખ્યાલ આવ્યા પછી છ ખંડને જીતનારા ચક્રવર્તીઓને પણ પરાસ્ત કરનારા જે રાગાદિ દોષો છે તેને નખશિખ પરાસ્ત કરનારા પંચ પરમેષ્ઠિ ભગવંતો પ્રત્યે હાર્દિક આદરભાવ જાગે છે.

આ આદરભાવ એ ગુણાધિક પ્રત્યેનો પ્રમોદભાવ છે.

જ્ઞાની ભગવંતો આ પ્રમોદભાવને અતિ દુર્લભ કહે છે અને તેનુ કારણ એ છે કે મોહ-મિથ્યાત્વવશ જીવને 'ગુણ-બહુમાન' અધ્યવસાય ભાગ્યે જ સ્પર્શે છે.

તે અધ્યવસાયને જગાડવા માટે અપાયવિચય ધ્યાન અકસીર ઔષધ છે.

'રાગ ગયો તુજ મન થકી...' એ સ્તવન પંક્તિ પૂરી કર્યા પછી આપણે આપણા મનનું નિરીક્ષણ કરવાનું છે કે જેથી તેમાં રહેલા રાગાદિ દોષોના દાસ થઈને આપણે જીવીએ છીએ કે તેનો સમૂળ ઉચ્છેદ કરનારા જિનેશ્વર ભગવંતોના દાસ થઈને જીવીએ છીએ તેનો સ્પષ્ટ ખ્યાલ આપણને આવે.

આ ખ્યાલ આવ્યા પછી તરત એ હકીકત ખ્યાલમાં આવે છે કે રાગાદિ દોષોને જીતવાનુ કામ અત્યંત કઠિન છે.

આ ખ્યાલ જેમ જેમ સુદૃઢ બનતો જાય છે તેમ તેમ રાગાદિ દોષોને જીતવાના પ્રયત્નમાં કટિબદ્ધ સાધુ ભગવંતો પ્રત્યે અપૂર્વ પ્રમોદભાવ પેદા થાય જ.

આ ચાર ભાવના પ્રભાવે દોષ સેવતાં ઝાટકા લાગે છે અને સદ્‌ગુણ નિજ અંગભૂત બને છે.

'થોડલો પણ ગુણ પર તણો, દેખી હર્ષ મન આણ રે...' અમૃતવેલની સજ્ઝાયની આ પંક્તિ ખૂબ જ માર્મિક છે. સંસારવર્તી સર્વ અપાયોનું ઉન્મૂલન કરવાની અમાપ શક્તિવાળી છે. તેનાથી ચિત્તને પુનઃ પુનઃ ભાવિત કરતા રહેવું તે પણ અપાયવિચય ધ્યાનનું એક અંગ છે.

**(૩) વિપાકવિચય ધ્યાન અને કરુણાભાવના :–**

વિપાક એટલે પરિણામ, ફળ.

જગતના જીવોની હીનહીન અને દુઃખમય હાલત જોઈ કર્મનાં વિચિત્ર ફળોનો વિચાર કરવો, તેના પર ચિંતન કરવું તે વિપાકવિચય ધ્યાન કહેવાય છે.

આ વિચાર અને ચિંતન નિતાંત કરુણાજનક છે.

દવાખાનાના ખાટલા પર દુઃસહ્ય વ્યાધિથી રિબાતા તેમજ કણસતા દર્દીને જોઈને ગમે તેવા કઠોર હૃદયના માણસને પણ એક વાર તો કરુણા સ્પર્શી જાય છે; તો પછી વિવિધ પ્રકારનાં અશુભકર્મોના ભાવ–રોગથી સતત પીડાતા તેમજ હાયવોય કરતા જીવોને જોઈને પથ્થર જેવા હૃદયવાળા માણસને પણ કરુણા ન સ્પર્શે તે કેમ મનાય ?

વિપાકવિચય ધ્યાનના અભ્યાસીને પોતાનું ધ્યાન માત્ર પોતાનાં જ કર્મનાં ફળ ઉપર રાખવાનું નથી, પણ કર્મગ્રસ્ત સર્વ જીવો ઉપર રાખવાનું છે. તેમ કરવાથી તે બધા જીવો ઉપર નિઃસીમ કરુણા વરસાવનારા જિનેશ્વર પરમાત્માની કરુણાને પાત્ર બનાય છે અને કરુણા જગાડનારા કર્મગ્રસ્ત જીવો પણ અપેક્ષાએ ઉપકારક પ્રતીત થાય છે.

પ્રમોદભાવનામાં ધ્યેય તરીકે ગુણાધિકત્વ હોય છે, તેમ કરુણાભાવનામાં દુઃખાધિકત્વ એ ધ્યેય છે.

જીવ માત્રને પોતાના દુઃખની કરુણા તો હોય જ છે, પણ તે આર્ત્તધ્યાન સ્વરૂપ છે. તે જ્યારે સર્વ જીવવિષયક બને છે ત્યારે ધર્મધ્યાન સ્વરૂપ બને છે.

આથી કરુણાભાવને પુષ્ટ કરનાર વિપાકવિચય ધ્યાન પણ ધ્યાનમાર્ગના અભ્યાસી માટે ખૂબ જ આવશ્યક છે.

## (૪) સંસ્થાનવિચય ધ્યાન અને માધ્યસ્થભાવના :–

સંસ્થાન વિચય ધર્મધ્યાનમાં સર્વ લોકનું સ્વરૂપ અને પદાર્થના ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય આદિનું ચિંતન કરવાનું હોય છે. તેના દ્વારા સાધકને જડ–પુદ્ગલ પદાર્થો પ્રતિ અને જીવોના દોષો પ્રતિ માધ્યસ્થ ભાવ ઉત્પન્ન થાય છે. જેથી ચિત્તમાં તે જીવો પ્રતિ પણ મૈત્રીભાવ અખંડ રહે છે અને સમતાભાવની વૃદ્ધિ થાય છે.

ચોથી આ માધ્યસ્થ ભાવનામાં ધ્યેય તરીકે દોષાધિકત્વ હોવાથી, તેના દ્વારા જીવોના દોષો પ્રત્યે જ માધ્યસ્થભાવ કેળવવાનો હોય છે.

ઉપેક્ષાને પાત્ર દોષી નહિ પણ દોષો છે, પાપી નહિ પણ પાપ છે જીવ માત્ર તો મૈત્રી આદિને જ પાત્ર છે.

કોઈ પણ જીવ તરફ ઉપેક્ષા કે દ્વેષવૃત્તિ દાખવવાથી મહામોહ–મિથ્યાત્વ કર્મનું સર્જન થાય છે.

જીવ માત્ર પ્રત્યે મૈત્રીપૂર્ણ દૃષ્ટિ ઊઘડતાં આ બધી ભાવનાઓ સુસાધ્ય બને છે.

આથી પ્રથમ આજ્ઞાવિચય ધર્મધ્યાન છે. આજ્ઞાના અભ્યાસીને સર્વ જીવો સ્વતુલ્ય હોવાનું શાસ્ત્ર–સત્ય સ્પર્શે જ છે અને તે પછી તે આજ્ઞા પાળવામાં પાવરધો બનીને ધર્મધ્યાનના શિખરે પહોંચવાની યોગ્યતાવાળો બને છે.

આ રીતે આજ્ઞાવિચય આદિ ધર્મધ્યાનમાં જીવમૈત્રી આદિ ભાવોનું ધ્યાન પણ સમાયેલું છે.

આજ્ઞાવિચયાદિ ધર્મધ્યાનમાં મૈત્રી આદિ ભાવો સમાયેલા છે તે જ રીતે જિનેશ્વર પરમાત્માની પિંડસ્થ આદિ અવસ્થાઓના ચિંતનમાં પણ મૈત્રી આદિ ભાવો સમાયેલા છે.

એટલે જિનોક્ત કોઈ પણ વચનનું સમ્યક્ પ્રકારે ચિંતન કરનારને તે ભાવની સ્પર્શના થાય જ છે, જે ભવપરંપરાનાશક છે.

ધર્મધ્યાનની અનુપ્રેક્ષાઓ :—

'ઔપપાતિક' સૂત્રમાં ધર્મધ્યાનની ચાર અનુપ્રેક્ષાઓ બતાવી છે : (૧) અનિત્યત્વ ભાવના, (૨) અશરણત્વ ભાવના, (૩) એકત્વ ભાવના અને (૪) સંસાર ભાવના.

ધર્મધ્યાનાથી અત્યંત ભાવિત ચિત્તવાળા મુનિરાજ ધ્યાનના અંતે અને નવેસરથી ધ્યાનારૂઢ થતા પહેલાં ધ્યાનમાં સહાયક અને પ્રેરક અનિત્યાદિ જે ભાવનાઓનું ચિંતન કરે છે તે અનુપ્રેક્ષા તેમને 'अहं' અને 'मम'ના દ્વન્દ્વથી સર્વધા પર રહેવાનું બળ પ્રદાન કરે છે.

**લેશ્યા :—**

'લેશ્યા' શબ્દ 'લિશ્' ધાતુ ઉપરથી બન્યો છે. લિશ્ નો અર્થ છે ચોંટવું, સંબદ્ધ થવું અર્થાત્ જેના દ્વારા કર્મ આત્માની સાથે ચોંટે છે, બંધાય છે તેને 'લેશ્યા' કહે છે.

લેશ્યા આત્માના પરિણામ–અધ્યવસાય રૂપ છે.

ધર્મધ્યાનીને તીવ્ર–મંદાદિ પ્રકારવાળી પીત, પદ્મ અને શુક્લ લેશ્યાઓ અનુક્રમે વિશુદ્ધ હોય છે અર્થાત્ ધર્મધ્યાન સમયે આત્મપરિણામોની વિશુદ્ધિ વૃદ્ધિ પામે છે.

**ધર્મધ્યાનનાં બાહ્યચિહ્નો :—**

(૧) તેવો સાધક જિનપ્રણીત જીવાદિ તત્ત્વોની દૃઢ શ્રદ્ધાવાળો હોય.

(૨) સુદેવ અને સુગુરુની ભક્તિ તેમજ સેવા કરવામાં સદા સક્રિય હોય, તેમના ગુણોની પ્રશંસા કરવામાં સદા મોખરે હોય.

(૩) શ્રુતાભ્યાસ, શીલ અને સંયમમાં પ્રીતિપૂર્વક પ્રવૃત્તિ કરનારો હોય.

(૪) લોકસંજ્ઞાને ન અનુસરતાં જિનાજ્ઞાને અનુસરનારો હોય.

આ ચિહ્નો વડે ધર્મધ્યાનના ધારકને ઓળખી શકાય છે.

**ધર્મધ્યાનનું ફળ :—**

ધર્મધ્યાનનું ફળ અમોઘ છે, અચિન્ત્ય છે, અમાપ છે. કોઈ છદ્મસ્થ તેનો પૂરો ક્યાસ કાઢી શકતો નથી પરંતુ સર્વજ્ઞ, સર્વદર્શી જિનેશ્વર પરમાત્માના વચનાનુસાર તેનું વર્ણન કરતાં શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે—

ધર્મધ્યાનના પ્રભાવે શુભ આસ્રવ–પુણ્ય પ્રકૃતિઓનો બંધ થાય છે, સંવર આવતાં અશુભ કર્મો અટકી જાય છે; નિર્જરા–પુરાણા કર્મનો પણ અંશે–અંશે ક્ષય થાય છે અને પરલોકમાં દેવતાઇ સુખની વિપુલ સામગ્રી પ્રાપ્ત થાય છે.

શુભ આસ્રવનો અનુબંધ થવાથી અનુક્રમે ઉત્તમ કુળ, બોધિ લાભ, પ્રવ્રજ્યા, કેવળજ્ઞાન અને મોક્ષ પ્રાપ્ત થાય છે.

ધર્મધ્યાનના પ્રભાવે વ્યક્તિગત આ લાભ થવા ઉપરાંત સમષ્ટિમાં ભદ્રંકર વાતાવરણ વધુ સમૃદ્ધ બને છે કારણ કે એકના ધર્મથી સર્વને લાભ થતો હોવાનું શાસ્ત્રીય વિધાન છે.

## (૨) પરમધ્યાન

**મૂળપાઠ :–** परमध्यानं–शुक्लस्य प्रथमो भेदः–पृथक्त्ववितर्कसविचारम् ॥ २ ॥

અર્થ : શુક્લ ધ્યાનનો 'પૃથક્ત્વ વિતર્ક સવિચાર' નામનો જે પ્રથમ ભેદ તે 'પરમધ્યાન કહેવાય છે.

**વિવેચન :–** 'ધ્યાન શતક' વગેરે ગ્રન્થોમાં શુક્લધ્યાન સંબંધી વિશેષ માહિતી આપેલી છે. પ્રસ્તુત વિષયમાં તેના ઉપયોગી સારનો વિચાર અહીં કરવામાં આવ્યો છે તે નીચે પ્રમાણે છે :–

શુક્લધ્યાનના ધ્યાતાને તે ધ્યાન સિદ્ધ કરવા માટે વિશેષ પુરુષાર્થ કરવો પડે છે, તેમાં મુખ્યતયા સર્વગુણના આધારભૂત સત્ત્વગુણનો આશ્રય લેવાનો હોય છે કારણ કે શુક્લધ્યાન એ નિરાલંબન, નિરાકાર અને સદા આનંદમય સ્વરૂપવાળું છે. તે ધ્યાનરૂપી મહેલને ટકાવી રાખવા સત્ત્વ એ સ્તંભના સ્થાને છે.

એ સત્ત્વની વાસ્તવિક ખીલવણી માટે જે ચાર આલંબનો અને ચાર અનુપ્રેક્ષાઓ વગેરે ભગવતી સૂત્રમાં × દર્શાવી છે તે નીચે મુજબ છે :-

**શુક્લધ્યાનનાં ચાર આલંબનો :-**

(૧) ઉત્તમ ક્ષમા, (૨) ઉત્તમ મૃદુતા, (૩) ઉત્તમ આર્જવ અને (૪) ઉત્તમ સંતોષ.

જેનામાં આવા ઉત્તમ પ્રકારની ક્ષમા વગેરે હોય છે તે શુક્લધ્યાનના અધિકારી ગણાય છે.

મતલબ કે જેઓ ખમવામાં મહા શૂરવીર હોય છે, પુષ્પથી યે વધુ મૃદુ હૃદયવાળા હોય છે, પાણી જેવા પારદર્શક હોય છે અને સહજ રીતે મળતી સામગ્રીથી સંતોષનો અનુભવ કરનારા હોય છે તેઓ શુક્લધ્યાનના અધિકારી ગણાય છે.

**શુક્લધ્યાનનાં ચાર લક્ષણો :-**

(૧) **અવ્યથઃ**-દેવાદિકૃત ઉપસર્ગોમાં પણ વ્યથાનો અભાવ હોય.

(૨) **અસંમોહઃ**-દેવાદિકૃત માયાજાળ કે સૈદ્ધાન્તિક સૂક્ષ્મ પદાર્થ વિષયક સંમોહ-મૂઢતાનો અભાવ હોય.

(૩) **વિવેકઃ**-દેહથી આત્માની ભિન્નતાનું ભાન હોય.

(૪) **વ્યુત્સર્ગઃ**-નિઃસંદેહપણે દેહ અને ઉપાધિનો ત્યાગ કરે.

**શુક્લધ્યાનની ચાર અનુપ્રેક્ષાઓ :-**

શુક્લધ્યાનની વ્યુત્થાન અવસ્થામાં ચાર પ્રકારની અનુપ્રેક્ષાનો ઉપયોગ કરાય છે, જેના દ્વારા ધ્યાતાનો અંતરંગ પરિણામ જળવાય છે તેમજ ધ્યાનની ધારાનો પ્રવાહ અખંડ રહે છે.

(૧) **અનંતવૃત્તિતા અનુપ્રેક્ષાઃ**-એટલે કે આત્માની અનંતકાળથી અવિચ્છિન્ન-પણે ચાલી આવતી ભવ-પરંપરાનો સમ્યક્ પ્રકારે વિચાર કરવો.

---

× चत्तारि-लक्खणा-खंती-मुत्ती-मज्जवे-मद्दवं ।
चत्तारि आलंबणा-अव्वहे-असंमोहे-विवेगे-विउस्सग्गे ।
चत्तारि अणुप्पेहाओ-अणंत वत्तियाणुप्पेहा-
विप्परिणामाणुप्पेहा-असुभाणुप्पेहा-अवायाणुप्पेहा ।

(૨) **વિપરિણામાનુપ્રેક્ષા:**–એટલે કે પદાર્થોનું પ્રતિક્ષણ વિવિધરૂપે પરિણમન થાય છે તેનું યથાર્થપણે ચિંતન કરવું.

(૩) **અશુભાનુપ્રેક્ષા:**–એટલે કે રાગદ્વેષાત્મક સંસારની અશુભતાનો અસારતાનો સમ્યક્ પ્રકારે વિચાર કરવો.

(૪) **અપાયાનુપ્રેક્ષા:**–એટલે કે હિંસા આદિ આસ્રવ દ્વારોથી થતા ભયંકર અનર્થોનો યથાર્થ રીતે વિચાર કરવો.

આ ચારે પ્રકારની અનુપ્રેક્ષામાં મન પરોવાયેલું રહે છે તો ધ્યાન તરત લાગુ પડે છે.

**ધ્યાતવ્ય:**–ધ્યાતવ્ય એટલે જેનું ધ્યાન કરવાનું હોય તે ધ્યેય.

અહીં શુક્લધ્યાનની વાત ચાલે છે, એટલે તેનું ધ્યેય વિચારવું રહ્યું; તે આ પ્રમાણે છે:–

આત્માદિ દ્રવ્યોમાં ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યાદિ પર્યાયોનું વિવિધનય-દ્રવ્યાસ્તિક નયાદિવડે પૂર્વગત શ્રુતના આધારે ચિંતન કરવું એ શુક્લધ્યાનનું ધ્યેય છે.

આ ધ્યાનના ચાર પ્રકાર છે જે ચાર પાયા તરીકે પ્રસિદ્ધ છે.

**પહેલો પાયો યાને પ્રથમ શુક્લધ્યાન:–**

'પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર'–એ પ્રથમ શુક્લધ્યાન અર્થાત્ શુક્લધ્યાનનો પહેલો પાયો છે.

'પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર' એટલે શું ?

'પૃથક્ત્વ' એટલે ભેદથી કે વિસ્તારથી,

'વિતર્ક' એટલે શ્રુતજ્ઞાનનું વિશિષ્ટ પ્રકારે ચિંતન અને

'સવિચાર' એટલે અર્થ શબ્દ અને યોગમાં સંક્રમણ થવું તે.

આ ત્રણે ય લક્ષણ યુક્ત હોય તે પ્રથમ શુક્લધ્યાન છે.

હવે આ ત્રણે ય લક્ષણને કંઇક વિસ્તારથી વિચારીએ:–

**પૃથક્ત્વ:**–જેમાં વિસ્તારથી (ભેદથી) જીવ કે પુદ્ગલ આદિ દ્રવ્યોના ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યાદિ પર્યાયો કે અમૂર્તાદિ પર્યાયોનું એકાગ્રચિત્તે ચિંતન કરવામાં આવે તેને 'પૃથક્ત્વ' કહે છે.

અથવા તો શ્રુતજ્ઞાનના આધારે એક દ્રવ્યથી દ્રવ્યાંતરમાં, એક ગુણથી ગુણાંતરમાં અને એક પર્યાયથી પર્યાયાંતરમાં ચિંતન થાય તે પણ 'પૃથક્ત્વ' છે.*

* સહભાવી હોય તે 'ગુણ' કહેવાય છે અને ક્રમભાવીને 'પર્યાય' કહેવાય છે અને જે ગુણ-પર્યાયથી યુક્ત હોય તેને 'દ્રવ્ય' કહેવાય છે.

**વિતર્ક:**-જે ધ્યાનમાં સ્વ-શુદ્ધાત્માનુભવરૂપ ભાવશ્રુતના આલંબનથી ઉત્પન્ન થયેલો આન્તરજલ્પાત્મક (અંતરંગ ધ્વનિરૂપ) વિતર્ક હોય તે 'વિતર્ક' કહેવાય છે.

**સવિચાર:**-જે ધ્યાનમાં એક અર્થથી બીજા અર્થમાં, એક શબ્દથી બીજા શબ્દમાં તથા એક યોગથી બીજા યોગમાં સંક્રમણ થતું હોય તે 'સવિચાર' કહેવાય છે.[૮]

અહીં 'અર્થ' તે દ્રવ્યરૂપ છે. 'શબ્દ એ અક્ષરનામ સ્વરૂપ છે અને 'યોગ' એ મન-વચન કાયારૂપ છે. તેમાં પરસ્પર સંક્રમણ થાય છે એટલે કે ધ્યાનનો ઉપયોગ બદલાતો રહે છે, તે શુક્લધ્યાનનો પ્રથમ પ્રકાર છે.

જો કે આ ધ્યાન પ્રતિપાતી છે, તેમ છતાં વિશુદ્ધ હોવાથી ઉત્તરોત્તર વિશુદ્ધતર ધ્યાન(ઉત્તર ગુણસ્થાનક)નું સાધક બને છે.

આ રીતે ધર્મધ્યાનના આજ્ઞાવિચયાદિ ભેદોના સતત અભ્યાસથી જ પરમ-ધ્યાન પ્રગટે છે, માટે તેને જ અહીં શુક્લધ્યાનના પ્રથમ પ્રકારરૂપે ગણાવ્યું છે.

**શુક્લધ્યાનનો આંશિક સ્વાદ :-**

"દ્રવ્યાદિક ચિંતાએ સાર, શુક્લધ્યાનનો લહીએ પાર."

"આત્મદ્રવ્ય ગુણ-પર્યાયની ભેદની ચિંતાએ શુક્લધ્યાનનો પ્રથમ ભેદ હોય અને તેહની અભેદ ચિંતાએ દ્વિતીય ભેદ હોય તથા શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાયની ભાવનાએ 'સિદ્ધ સમાપત્તિ' હોય, તો તે શુક્લધ્યાનનું ફળ છે.

प्रवचनसारेऽप्युक्तम्—

जो जाणदि अरिहंतं दव्वत्त गुणत्त पज्जवत्तेहिं ।
सो जाणदि अप्पाणं मोहो खलु तस्स जादि लयं ॥१।८०॥ +

તે માટે એક જ દ્રવ્યાનુયોગ આદરો, પણ સદ્ગુરુ વિના સ્વમતિ કલ્પનાએ ભૂલા ન ફિરસ્યો."

પૂજ્ય મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજે સ્વરચિત 'દ્રવ્યગુણપર્યાયરાસ'માં ઉપરોક્ત જે વસ્તુ જણાવી છે તે અત્યંત મહત્ત્વપૂર્ણ અને માર્મિક છે. તેમાંથી વર્તમાન

---

૮. सवितर्कं सविचारं सपृथक्त्वमुदाहृतम् ।
त्रियोगयोगिनः साधोराद्यं शुक्लं सुनिर्मलम् ॥
श्रुतचिन्ता वितर्कः स्यात् विचारः संक्रमो मतः ।
पृथक्त्वं स्यादनेकत्वं भवत्येतत्त्रयात्मकम् ॥

—गुणस्थान क्रमारोह; श्लो. ६०-६१

+ 'પ્રવચનસાર'માં કહ્યું છે કે:-જે સાધક અરિહંત પરમાત્માને દ્રવ્ય-ગુણ અને પર્યાયવડે જાણે છે તે પોતાના આત્માને જાણે છે અને તેનો મોહ ક્ષય પામી જાય છે.

કાળે પણ શુક્લધ્યાનની આંશિક અનુભૂતિ હોઈ શકે છે, એવો મહત્ત્વપૂર્ણ ગર્ભિત નિર્દેશ મળે છે.

ગુરુકુલવાસમાં રહી, ગુરુની સેવામાં તત્પર રહેતા મુનિ સંયમાદિ ક્રિયાઓનું વિધિપૂર્વક પાલન કરવા સાથે દ્રવ્યાનુયોગના અધ્યયન, મનન, ચિંતન અને નિદિધ્યાસનમાં સતત મગ્ન રહે છે, તો તેને અનુક્રમે ધર્મધ્યાન અને શુક્લધ્યાન કરવાનું સામર્થ્ય અવશ્ય પ્રાપ્ત થાય છે.

પૂર્વધર મહર્ષિઓ આત્માની દ્રવ્ય, ગુણ અને પર્યાયરૂપે ભેદનયથી ચિંતા–વિચારણા કરવા દ્વારા શુક્લધ્યાનનો પ્રથમ ભેદ 'પૃથક્ત્વ–વિતર્ક-સવિચાર' સિદ્ધ કરી શકતા હતા અને દ્રવ્ય–ગુણ–પર્યાયથી અભેદરૂપે આત્માનું ચિંતન કરીને શુક્લધ્યાનનો બીજો ભેદ અપૃથક્ત્વ–સવિતર્ક–અવિચાર'ની કક્ષા પ્રાપ્ત કરી શકતા હતા પણ જેમને 'પૂર્વ'નું જ્ઞાન નથી એવા મુનિઓ પણ શુદ્ધ દ્રવ્ય–ગુણ–પર્યાયની ભાવના વડે સિદ્ધ ભગવંતો સાથે *'સમાપત્તિ'–ધ્યાનદ્વારા એકતા સિદ્ધ કરીને શુક્લધ્યાનનું ફળ પ્રાપ્ત કરી શકે છે.

આ વાત પૂ૦ મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજે જેમ પોતાના દ્રવ્ય–ગુણ–પર્યાયના રાસના ટબામાં કહી છે, તેમ 'યોગવિંશિકા'ની સ્વરચિત વૃત્તિમાં પણ 'અનાલંબનયોગ'માં શુક્લધ્યાનનો અંશ અર્થાત્ આંશિક સ્વાદ હોવાના પ્રતિપાદન દ્વારા ફરમાવી છે.

"અપ્રમત્ત ગુણસ્થાનને પામેલા મુનિઓને નિર્વિકલ્પ દશામાં ચિન્માત્ર સમાધિના અનુભવ વખતે નિરાલંબન ધ્યાન હોય છે અને તે સામર્થ્યયોગ સ્વરૂપ છે."

આ અનાલંબન યોગ મુખ્યતયા ક્ષપકશ્રેણિમાં આરૂઢ થયેલા મુનિને અપૂર્વકરણ ગુણસ્થાનકે હોય છે, તેની પહેલાં સાતમા ગુણસ્થાનકમાં પણ પિંડસ્થાદિ ચાર અવસ્થાઓ-માંથી જ્યારે રૂપાતીત અવસ્થાનું ભાવન–ધ્યાન થાય છે ત્યારે ધ્યેયરૂપ સિદ્ધ પરમાત્માના અરૂપીગુણો હોય છે. આ અરૂપી ગુણોનું ધ્યાન એ આંશિક શુક્લધ્યાનરૂપ હોવાથી અપ્રમત્ત મુનિઓને પણ અનાલંબન યોગ (સામર્થ્યયોગ) અનુભવસિદ્ધ[૯] છે.

વર્તમાનકાળમાં પણ અપ્રમત્ત ભૂમિકા સુધીનું અનાલંબન ધ્યાન સિદ્ધ કરી શકાય છે, જે ભવાંતરમાં ઉત્તરોત્તર શ્રેણિગત વિશિષ્ટ ધ્યાનની પ્રાપ્તિમાં સહાયભૂત બને છે.

ધર્મધ્યાનમાં પિંડસ્થ આદિ ચાર પ્રકારમાંનો અંતિમ પ્રકાર–રૂપાતીત ધ્યાન છે, જેમાં સિદ્ધ પરમાત્માના અરૂપી ગુણોનું ચિંતન હોય છે. આ રૂપાતીતધ્યાનના પ્રભાવે

* સમાપત્તિઃ–ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતા.

૯ गत एवावस्थात्रयभावने रूपातीतसिद्धगुणप्रणिधानवेलायामप्रमत्ताना शुक्लध्यानांशो निरालंबनेऽनुभवसिद्ध एव योगविंशिका ; श्लो. ११ नी वृत्ति.

નિશ્ચયનયથી સિદ્ધ સ્વરૂપી આત્માના આંશિક રસાસ્વાદનો અનુભવ થાય છે–આ મતલબનો સ્પષ્ટ નિર્દેશ 'યોગપ્રદીપ'માં છે, તે આ પ્રમાણેઃ–

"આ શુક્લધ્યાનથી મુક્તિરૂપ લક્ષ્મીનો પરમ આનંદ પ્રાપ્ત કરવા માટે યોગીએ સદૈવ રૂપાતીત તથા નિરાકાર એવું (આત્મા) ધ્યાન ધ્યાવવું."*

**રૂપાતીતધ્યાનઃ**–નિરંજન, નિરાકાર, ચિદાનંદ સ્વરૂપ સિદ્ધ પરમાત્માનું ધ્યાન તે રૂપાતીત ધ્યાન છે.

નિરંજન (સર્વકર્મરહિત) સિદ્ધ સ્વરૂપના આલંબન દ્વારા નિરંતર તેમનું ધ્યાન કરનાર યોગી, ગ્રાહ્ય-ગ્રાહકભાવ અર્થાત્ 'પરમાત્મા એ ધ્યેય અને હું ધ્યાતા' આ ભેદભાવની દીવાલને દૂર કરીને તન્મયતા પામે છે અર્થાત્ ધ્યાતા, ધ્યેય–સિદ્ધ પરમાત્મામાં લય પામી જાય છે, એટલે કે ધ્યાતા સ્વયં ધ્યેયરૂપ બની જાય છે.

સિદ્ધ પરમાત્મા સાથેની આ એકાકારતા એ જ 'સમરસીભાવ' છે. પરમયોગ–સામ્રાજ્યના સમ્રાટો અહુર્નિશ આ ભાવમાં ઝીલતા હોય છે.

'યોગ'ને ઉલટાવતાં 'ગયો' થાય. 'ગયો' તો ક્યાં ગયો ? તો કે રાગ–દ્વેષરૂપ પરઘરમાંથી વીતરાગ–વીતદ્વેષરૂપ સ્વઘરમાં. આ યોગ–પ્રયોગના સતત અભ્યાસ પછી પરમાત્મા–મિલનની કળામાં કુશળતા પ્રાપ્ત થાય છે.

## પરમાત્મ–મિલનની કળા

જ્યારે સિદ્ધ પરમાત્માના શુદ્ધ–સ્વરૂપના ચિંતનમાં ધ્યાતાની ચિત્તવૃત્તિ એકાકાર બને છે ત્યારે તેમનું ગુહ્ય–ગુપ્તસ્વરૂપ અનુભવમાં આવે છે. પરમાત્મા કેવળજ્ઞાન ગુણ વડે સર્વવ્યાપી છે એટલે અનંત સિદ્ધ ભગવંતો અને કેવળજ્ઞાની ભગવંતો પોતાના કેવળજ્ઞાન ગુણ વડે ધ્યાતાના પ્રત્યેક પ્રદેશે વ્યાપીને રહેલા છે અને તેમના ગુણચિંતનમાં તદાકાર બનેલો સાધક પણ તે સિદ્ધ ભગવંતો અને કેવળી ભગવંતોના કેવળજ્ઞાનરૂપ દર્પણમાં પ્રતિબિંબિત થયેલો છે.

આ રીતે ધ્યાતા અનંત સિદ્ધ સ્વરૂપ ધ્યેયભાવને અનુભવી પરમ આત્મસ્વરૂપની પ્રતીતિ કરી, પરમાનંદનો અનુભવ કરે છે–આ જ સાચું પરમાત્મ-મિલન છે, પરમાત્મ-સાક્ષાત્કાર છે.

જ્યારે આપણી યોગ્યતા પરિપૂર્ણરૂપે ખીલે છે ત્યારે પરમાત્માના પરમ ગુપ્ત સ્વરૂપ સાથે તદાકારતા સધાય છે; પછી હું પરમાત્મા છું એ સત્ય અસ્થિ-મજ્જાવત્ બની જાય છે.

---

* मुक्ति श्रीपरमानंदध्यानेनानेन योगिना । रूपातीतं निराकारं ध्यानं ध्येयं ततोऽनिशम् ॥

—योगप्रदीप, श्लो. १०७

કાળે પણ શુક્લધ્યાનની આંશિક અનુભૂતિ હોઈ શકે છે, એવો મહત્ત્વપૂર્ણ ગર્ભિત નિર્દેશ મળે છે.

ગુરુકુલવાસમાં રહી, ગુરુની સેવામાં તત્પર રહેતા મુનિ સંયમાદિ ક્રિયાઓનું વિધિપૂર્વક પાલન કરવા સાથે દ્રવ્યાનુયોગના અધ્યયન, મનન, ચિંતન અને નિદિધ્યાસનમાં સતત મગ્ન રહે છે, તો તેને અનુક્રમે ધર્મધ્યાન અને શુક્લધ્યાન કરવાનું સામર્થ્ય અવશ્ય પ્રાપ્ત થાય છે.

પૂર્વધર મહર્ષિઓ આત્માની દ્રવ્ય, ગુણ અને પર્યાયરૂપે ભેદનયથી ચિંતા–વિચારણા કરવા દ્વારા શુક્લધ્યાનનો પ્રથમ ભેદ 'પૃથક્ત્વ–વિતર્ક-સવિચાર' સિદ્ધ કરી શકતા હતા અને દ્રવ્ય–ગુણ–પર્યાયથી અભેદરૂપે આત્માનું ચિંતન કરીને શુક્લધ્યાનનો બીજો ભેદ અપૃથક્ત્વ–સવિતર્ક–અવિચાર'ની કક્ષા પ્રાપ્ત કરી શકતા હતા પણ જેમને 'પૂર્વ'નું જ્ઞાન નથી એવા મુનિઓ પણ શુદ્ધ દ્રવ્ય–ગુણ–પર્યાયની ભાવના વડે સિદ્ધ ભગવંતો સાથે *'સમાપત્તિ'–ધ્યાનદ્વારા એકતા સિદ્ધ કરીને શુક્લધ્યાનનું ફળ પ્રાપ્ત કરી શકે છે.

આ વાત પૂ૦ મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજે જેમ પોતાના દ્રવ્ય–ગુણ–પર્યાયના રાસના ટબામાં કહી છે, તેમ 'યોગવિંશિકા'ની સ્વરચિત વૃત્તિમાં પણ 'અનાલંબનયોગ'માં શુક્લધ્યાનનો અંશ અર્થાત્ આંશિક સ્વાદ હોવાના પ્રતિપાદન દ્વારા ફરમાવી છે.

"અપ્રમત્ત ગુણસ્થાનને પામેલા મુનિઓને નિર્વિકલ્પ દશામાં ચિન્માત્ર સમાધિના અનુભવ વખતે નિરાલંબન ધ્યાન હોય છે અને તે સામર્થ્યયોગ સ્વરૂપ છે."

આ અનાલંબન યોગ મુખ્યતયા ક્ષપકશ્રેણિમાં આરૂઢ થયેલા મુનિને અપૂર્વકરણ ગુણસ્થાનકે હોય છે, તેની પહેલાં સાતમા ગુણસ્થાનકમાં પણ પિંડસ્થાદિ ચાર અવસ્થાઓમાંથી જ્યારે રૂપાતીત અવસ્થાનું ભાવન–ધ્યાન થાય છે ત્યારે ધ્યેયરૂપ સિદ્ધ પરમાત્માના અરૂપીગુણો હોય છે. આ અરૂપી ગુણોનું ધ્યાન એ આંશિક શુક્લધ્યાનરૂપ હોવાથી અપ્રમત્ત મુનિઓને પણ અનાલંબન યોગ (સામર્થ્યયોગ) અનુભવસિદ્ધ[૯] છે.

વર્તમાનકાળમાં પણ અપ્રમત્ત ભૂમિકા સુધીનું અનાલંબન ધ્યાન સિદ્ધ કરી શકાય છે, જે ભવાંતરમાં ઉત્તરોત્તર શ્રેણિગત વિશિષ્ટ ધ્યાનની પ્રાપ્તિમાં સહાયભૂત બને છે.

ધર્મધ્યાનમાં પિંડસ્થ આદિ ચાર પ્રકારમાંનો અંતિમ પ્રકાર–રૂપાતીત ધ્યાન છે, જેમાં સિદ્ધ પરમાત્માના અરૂપી ગુણોનું ચિંતન હોય છે. આ રૂપાતીતધ્યાનના પ્રભાવે

* સમાપત્તિઃ–ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતા.

૯ गत एवावस्थात्रयभावने रूपातीतसिद्धगुणप्रणिधानवेलायामप्रमत्ताना शुक्लध्यानांशो निरालंबनेऽनुभवसिद्ध एव योगविंशिका ; શ્લો. ૧૧ ની વૃત્તિ.

નિશ્ચયનયથી સિદ્ધ સ્વરૂપી આત્માના આંશિક રસાસ્વાદનો અનુભવ થાય છે–આ મતલબનો સ્પષ્ટ નિર્દેશ 'યોગપ્રદીપ'માં છે, તે આ પ્રમાણેઃ–

"આ શુક્લધ્યાનથી મુક્તિરૂપ લક્ષ્મીનો પરમ આનંદ પ્રાપ્ત કરવા માટે યોગીએ સદૈવ રૂપાતીત તથા નિરાકાર એવું (આત્મા) ધ્યાન ધ્યાવવું."*

**રૂપાતીતધ્યાનઃ**–નિરંજન, નિરાકાર, ચિદાનંદ સ્વરૂપ સિદ્ધ પરમાત્માનું ધ્યાન તે રૂપાતીત ધ્યાન છે.

નિરંજન (સર્વકર્મરહિત) સિદ્ધ સ્વરૂપના આલંબન દ્વારા નિરંતર તેમનું ધ્યાન કરનાર યોગી, ગ્રાહ્ય-ગ્રાહકભાવ અર્થાત્ 'પરમાત્મા એ ધ્યેય અને હું ધ્યાતા' આ ભેદભાવની દીવાલને દૂર કરીને તન્મયતા પામે છે અર્થાત્ ધ્યાતા, ધ્યેય–સિદ્ધ પરમાત્મામાં લય પામી જાય છે, એટલે કે ધ્યાતા સ્વયં ધ્યેયરૂપ બની જાય છે.

સિદ્ધ પરમાત્મા સાથેની આ એકાકારતા એ જ 'સમરસીભાવ' છે. પરમયોગ–સામ્રાજ્યના સમ્રાટો અહર્નિશ આ ભાવમાં ઝીલતા હોય છે.

'યોગ'ને ઉલટાવતાં 'ગયો' થાય. 'ગયો' તો ક્યાં ગયો ? તો કે રાગ–દ્વેષરૂપ પરઘરમાંથી વીતરાગ–વીતદ્વેષરૂપ સ્વઘરમાં. આ યોગ–પ્રયોગના સતત અભ્યાસ પછી પરમાત્મા–મિલનની કળામાં કુશળતા પ્રાપ્ત થાય છે.

## પરમાત્મ–મિલનની કળા

જ્યારે સિદ્ધ પરમાત્માના શુદ્ધ–સ્વરૂપના ચિંતનમાં ધ્યાતાની ચિત્તવૃત્તિ એકાકાર બને છે ત્યારે તેમનું ગુહ્ય–ગુપ્તસ્વરૂપ અનુભવમાં આવે છે. પરમાત્મા કેવળજ્ઞાન ગુણ વડે સર્વવ્યાપી છે એટલે અનંત સિદ્ધ ભગવંતો અને કેવળજ્ઞાની ભગવંતો પોતાના કેવળજ્ઞાન ગુણ વડે ધ્યાતાના પ્રત્યેક પ્રદેશે વ્યાપીને રહેલા છે અને તેમના ગુણચિંતનમાં તદાકાર બનેલો સાધક પણ તે સિદ્ધ ભગવંતો અને કેવળી ભગવંતોના કેવળજ્ઞાનરૂપ દર્પણમાં પ્રતિબિંબિત થયેલો છે.

આ રીતે ધ્યાતા અનંત સિદ્ધ સ્વરૂપ ધ્યેયભાવને અનુભવી પરમ આત્મસ્વરૂપની પ્રતીતિ કરી. પરમાનંદનો અનુભવ કરે છે–આ જ સાચું પરમાત્મ-મિલન છે, પરમાત્મ-સાક્ષાત્કાર છે.

જ્યારે આપણી યોગ્યતા પરિપૂર્ણરૂપે ખીલે છે ત્યારે પરમાત્માના પરમ ગુપ્ત સ્વરૂપ સાથે તદાકારતા સધાય છે ; પછી હું પરમાત્મા છું એ સત્ય અસ્થિ-મજ્જાવત્ બની જાય છે.

---

* मुक्ति श्रीपरमानंदध्यानेनानेन योगिना । रूपातीतं निराकारं ध्यानं ध्येयं ततोऽनिशम् ॥

–योगप्रदीप, श्लो. १०७

આ હકીકત પૂ શ્રીસિદ્ધસેન દિવાકર સૂરીશ્વરજી મહારાજના અનુભૂત શબ્દોમાં જોઈએ:—

"जिनो दाता जिनो भोक्ता, जिनः सर्वमिदं जगत् ।
जिनो जयति सर्वत्र, यो जिनः सोऽहमेव च ॥" –शक्रस्तव, श्लो. ३.

**અર્થ**:—જિનેશ્વર પરમાત્મા જ દાતા છે, ભોક્તા છે. આ સમસ્ત વિશ્વના સર્વ જીવો પણ સ્વરૂપથી જિન છે, એથી જિનેશ્વર પરમાત્મા સર્વત્ર જય પામે છે. જે 'જિન' છે તે જ 'હું' છું.

**ભાવાર્થ**:—આ નક્કર વિધાન નક્કર જિન-ભક્તિજન્ય છે, એની દૃઢ પ્રતીતિ તેના શબ્દોમાં ઝળકતી જિનમતિ કરાવે છે.

નિજત્વ નિરપેક્ષ અવસ્થાને પામેલા યોગીવર્યો આવા વિધાન દ્વારા જીવમાં પ્રચ્છન્ન શિવત્વને પરમ સ્નેહે સાધવાનું સૂચવતા હોય છે.

આત્મા સિવાયના 'હું'ને સર્વથા વોસીરાવી દીધા પછી જ આત્મામાં જિન દેખાય છે, જિનમાં આત્મા દેખાય છે અને આ અવસ્થામાં જ યુક્ત પ્રકારના અભેદાત્મક ઉદ્ગારો સહજ બને છે.

માટે જ શાસ્ત્રો ફરમાવે છે કે-ધ્યાતા જેટલો સમય જિનેશ્વર પરમાત્માના ધ્યાનમાં—ઉપયોગમાં રહે છે તેટલો સમય એ નોઆગમથી ભાવજિનરૂપ બને છે.

જિનેશ્વર પરમાત્માના ઉપયોગમાં રહેવું એટલે પોતાની સમગ્રતાના કોઈ એક અંશનો ઉપયોગ જિનેશ્વર પરમાત્મા સિવાય અન્ય કોઈને ન કરવા દેવો અર્થાત્ જિનેશ્વર પરમાત્માના આત્મદ્રવ્ય–ગુણ–પર્યાયમાં પોતાની સમગ્રતા તે ઢાળી દેવી–ઓગાળી દેવી

આ રીતે પરમાત્માની પૂર્ણ કૃપાથી ચિત્ત નિર્મળ થતાં સ્વાત્માના પરમાત્મા સ્વરૂપની અપૂર્વ અનુભૂતિ થાય છે, તે જ પરમાત્મ–દર્શન છે અને પરમાત્મ-મિલન પણ તે જ છે.

જેમણે પોતાના સંયમ–જીવનમાં અષ્ટ પ્રવચનમાતાની સુસેવા દ્વારા સમાપત્તિ ધ્યાનની પાત્રતા પ્રગટ કરીને જિનેશ્વર પરમાત્મા સાથે એકાકારતા સિદ્ધ કરવાની દિશામાં અનુપમ પ્રગતિ સાધી છે એવા અનુભવ–યોગી પુરુષના ઉદ્ગારો ખરેખર રોમાંચકારી છે, હૃદય–વીણાના તારને ઝંકૃત કરનારા છે.

જો આપણો માંહ્યલો—આતમરામ જાગે એમ કહેવાને બદલે આપણે પરમાત્માના પરમભક્ત–સેવક બની જઈએ તો આપણને પણ તેના પરમ સામર્થ્ય, ઐશ્વર્ય તેમજ પરમ આનંદનો અવશ્ય અનુભવ થાય અને પરમાત્મા નિકટતમ હોવાના શાસ્ત્ર-સત્યનો સાક્ષાત્કાર થાય–એ નિર્વિવાદ હકીકત છે.

**શુક્લધ્યાનના અધિકારી :-**

પ્રથમ સંઘયણવાળા પૂર્વધર (પૂર્વના જ્ઞાનના જાણકાર) સમર્થ મહાપુરુષો જ આ શુક્લધ્યાનના પ્રધાન અધિકારી છે કારણ કે અલ્પ સત્ત્વવાળા જીવોનું મન કોઈ પણ રીતે આ શુક્લધ્યાનમાં નિશ્ચલતા પ્રાપ્ત કરી શકતું નથી.

શુક્લધ્યાન માટે વિશિષ્ટ સત્ત્વ અને વિશિષ્ટ શ્રુતજ્ઞાન અપેક્ષિત છે.

વિશિષ્ટ સત્ત્વ વડે સર્વ પ્રકારના ઉપસર્ગાદિ સામે અણનમ-અડગ-અડોલ રહી શકાય છે.

વિશિષ્ટ શ્રુતાભ્યાસના બળે મન નિસ્તરંગ બને છે, સર્વે કુવિકલ્પો શમી જાય છે.

માટે જ ઉપરોક્ત લક્ષણવાળા સત્ત્વશાળી પૂર્વધર મહર્ષિઓ જ શુક્લધ્યાનના સાચા અધિકારી છે.

'માસ-તુષ' મુનિવર તથા મરુદેવા માતા વગેરે 'પૂર્વ'ના જ્ઞાતા ન હોવા છતાં તેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ ધર્મધ્યાનના પ્રકર્ષથી થયેલ શુક્લધ્યાનથી થઈ હોવાનું સ્પષ્ટ વિધાન છે.

ધર્મધ્યાનમાં પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થ ધ્યાનનો પણ અંતર્ભાવ છે અને આ ત્રણે ભેદો રૂપાતીતધ્યાનને (જે શુક્લધ્યાનરૂપ છે તેને) પ્રાપ્ત કરવા માટે ત્રણ પગથિયાં છે; * શુક્લધ્યાનરૂપ ઊંચા મહેલમાં પહોંચવા માટેની સોપાનપંક્તિ છે. પિંડસ્થ આદિ ચારે પ્રકારોનો સમાવેશ આગળના ધ્યાન-પ્રકારોમાં ગ્રંથકારે પોતે જ કર્યો છે.

પ્રથમ ધ્યાન-માર્ગમાં બતાવેલા આજ્ઞાવિચય આદિ તથા પિંડસ્થ આદિ સર્વપ્રકારોની યથાયોગ્ય, અભ્યાસથી સાધકમાં 'પરમધ્યાન'રૂપ શુક્લધ્યાનને ધ્યાવવાની શક્તિનો ઉઘાડ થાય છે.

જ્યારે ચિત્ત પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થધ્યાનથી નિવૃત્ત થઈને ઉન્મનીભાવને પામે છે ત્યારે તે નિરાકાર મહાસૂક્ષ્મ-ધ્યાન કહેવાય છે અને તે શુક્લધ્યાનનો અંશ છે, આ મહાસૂક્ષ્મ-ધ્યાનના અભ્યાસથી શુક્લધ્યાન પ્રાપ્ત થાય છે.×

---

* पिंडस्थपदरूपभेदाः शुक्लध्यानस्य ये पुरा
उक्तास्तस्यैव रोहार्थं प्रासादं पदिवं, यथा । -योगप्रदीप; श्लो. ६४

× न किञ्चिच्चिंतयेच्चित्तमुन्मनीभावसंगतम् ।
निराकारं महासूक्ष्मं महाध्यानं तदुच्यते ॥ -योगप्रदीप; श्लो. ६३

## શૂન્યધ્યાન

મૂળપાઠ :–शून्यं–चिन्ताया उपरमः । द्रव्यशून्यं क्षिप्तचित्तादिना द्वादशधा–

खित्तेदित्तुम्मत्ते राग-सिणेहाइभयमहङव्वत्ते ।
निद्दाइ-पंचगेणं वारसहा दव्वसुन्नँ ति ॥
भावतो व्यापारयोग्यस्यापि चेतसः सर्वथा व्यापारोपरमः ॥

**અર્થ** :–જેમાં 'ચિંતા'નો ઉપરમ (અભાવ) હોય તેને શૂન્ય કહેવામાં આવે છે. તેના બે ભેદ છે : (૧) દ્રવ્યશૂન્ય તથા (૨) ભાવશૂન્ય.

તેમાં 'દ્રવ્યશૂન્યના 'ક્ષિપ્તચિત્ત' વગેરે આ પ્રમાણે બાર ભેદો છે :–(૧) ક્ષિપ્ત, (૨) દીપ્ત, (૩) ઉન્મત્ત, (૪) રાગ, (૫) સ્નેહ, (૬) અતિભય, (૭) અવ્યક્ત, (૮) નિદ્રા, (૯) નિદ્રા-નિદ્રા, (૧૦) પ્રચલા, (૧૧) પ્રચલા-પ્રચલા અને (૧૨) સ્ત્યાનર્દ્ધિ.

**ભાવશૂન્ય** :– ચિત્ત (શુભાશુભ વિચારાદિરૂપ) વ્યાપારને યોગ્ય હોવા છતાં તેના તેના વ્યાપારનો સર્વથા ઉપરમ કરવામાં આવે તે 'ભાવશૂન્ય' કહેવાય છે [અર્થાત્ ચિત્ત-વૃત્તિઓની સર્વથા નિવૃત્તિ થવી તે 'ભાવશૂન્ય' ધ્યાન કહેવાય છે].

**વિવેચન** :– લાકડીના ભાર કરતાં અશુભ વિચારનો ભાર માણસને અધિક બેહાલ બનાવે છે.

પોતાના તન, વચન અને મનને શુભ વ્યાપારમાં જોડ્યા પછી શુદ્ધમાં લઈ જવા માટે એ ત્રણેને શાન્ત-મૌન કરવાં પડે છે.

આમ કરવાથી સાચો-પૂરો 'વિરામ' માણવા મળે છે.

આવો વિરામ સર્વ શુભાશુભ વિચારોથી સર્વથા વિરમેલા પૂર્ણ પરમાત્માના ચરણકમળમાં મળે છે કારણ કે તેઓશ્રી રાગદ્વેષથી સર્વથા મુક્ત છે.

માટે આત્મસ્વભાવમાં રમણતા કરવા સર્વ પ્રથમ સર્વથા શુદ્ધ-પૂર્ણ પરમાત્માના ચારે નિક્ષેપાઓની અનન્યભાવે આરાધના કરવાની શાસ્ત્રાજ્ઞા છે. જેનો આપણે પ્રથમ ધ્યાનભેદમાં સારી રીતે વિચાર કર્યો છે. તે આરાધનાનો અભ્યાસ વધતાં આરાધક પોતે આરાધ્ય આત્મસ્વરૂપે પોતાને જોતો, જાણતો તેમજ માણતો થાય છે. તે જ ભાવશૂન્ય (વિકલ્પરહિત) દશા છે.

ભાવશૂન્ય-ધ્યાનમાં ચિત્તના ચિંતન–વ્યાપાર સર્વથા શાન્ત થઈ જાય છે ચિત્ત ચિંતન–વ્યાપાર માટે સમર્થ હોય છે ત્યારે તેને આત્મવીર્ય–આત્મશક્તિની પ્રબળતા વડે સંકલ્પ–વિકલ્પ રહિત બનાવવું એને જ 'ભાવશૂન્ય' ધ્યાન કહે છે.

અમનસ્કયોગ, ઉન્મનીભાવ, નિર્વિકલ્પ અવસ્થા કે પરમૌદાસીન્ય વગેરે 'ભાવશૂન્ય' અવસ્થાના સૂચક પર્યાયવાચી નામો છે.

સર્વ પ્રકારના સવિકલ્પ ધ્યાનોનું અંતિમ ફળ નિર્વિકલ્પ દશાનો યોગ છે અને તે જ શુદ્ધ આત્મ-સ્વભાવનો સુયોગ છે. આ અવસ્થાને પામેલો ધ્યાતા–આત્માનો જે સ્વભાવ છે તેમાં જ મગ્ન રહે છે અર્થાત્ દેહાદિ પર પદાર્થોના ધર્મથી સર્વથા પર બની જાય છે.

સર્વ સંજોગોમા–સર્વ પ્રકારની અવસ્થાઓ અશુભ–વિકલ્પો હેય-ત્યાજ્ય છે જ, પણ પરમધ્યાન–ગિરિના ચરમ શિખરે આરોહણ કરવામાં શુભ–વિકલ્પો પણ ભારરૂપ (બાધક) નીવડે છે, જેમ હિમ-ગિરિના ઉત્તુંગ શિખરે ચઢનારાને પોતાનાં વસ્ત્રો પણ ભારરૂપ લાગે છે.

આ મુદ્દાની વધુ સ્પષ્ટતા ચાલણગાડીના દાખલાથી થઈ જાય છે બાળક માટે તે હિતસાધક ખરી, પણ પુખ્તવયના માણસની ચાલમાં સહાયક બનવાને બદલે અવરોધક બને છે.

આથી એ સમજાય છે કે બાળ-કક્ષાના આરાધક જીવો માટે ઉપકારક શુભ-વિકલ્પોને પ્રૌઢ આરાધકોએ વિવેકપૂર્વક છોડવા જોઈએ.

પાણીમાં જે શક્તિ હોય છે તેના કરતાં વધુ શક્તિ તે જ પાણીમાંથી પ્રગટેલી વરાળમાં હોય છે, તેમ શુભ-વિકલ્પમાં જે શક્તિ હોય છે તેના કરતાં અત્યંત અધિક શક્તિ શુદ્ધ-આત્મસ્વભાવમાં હોય છે. તન્મયતા અર્થાત્ તદ્રૂપતા સાધવા માટે શુભ-વિકલ્પોના ત્યાગનું ફરમાન તે કક્ષાના જ આત્માઓ માટે પરમોપકારી મહર્ષિઓએ કર્યું છે

નય, ગમ, ભંગ દ્વારા તત્ત્વોનું ચિંતન કરતાં કરતાં પૂર્વધર મહર્ષિઓ એ ચિંતનના સુફળરૂપે નિર્વિકલ્પ-દશાને પામી આત્માનુભવના દિવ્ય-મંડલમાં ઝૂલે છે. ×

આવી અનુભવ દશા પ્રાપ્ત કરવા માટે 'યોગપ્રદીપ'માં અનુભવસિદ્ધ પ્રયોગ જોવા મળે છે.

આપણા મનને સર્વ પ્રથમ ભ્રૂભાગ-બિંદુસ્થાન ઉપર સ્થિર બનાવીને પરતું અવલોકન-પરમાત્માના સ્વરૂપનું ધ્યાન-કરવું. ત્યાર પછી પરથી પર એવા સૂક્ષ્મ સ્વ-આત્મતત્ત્વનું અવલોકન કરવું, જેથી નિરંજન એવા આત્માનું દર્શન થાય.

મારો આત્મા આનંદમય છે, શાન્ત-દાન્ત છે. એવા શુદ્ધ આત્મ-સ્વરૂપનું જે સમયે ધ્યાન થાય છે ત્યારે અઢળક કર્મોની નિર્જરા થાય છે.

આ રીતે આત્માનું ભાવન કરી ધ્યાન કરવાથી વિચારોની સીમા બહાર રહેલા આત્માનંદનો અપૂર્વ અનુભવ થશે; જેથી ભવની ભ્રાન્તિનો સંપૂર્ણ ત્યાગ થઈ જશે.

વિચાર પરાયા છે, જ્ઞાનનો અગ્નિ આપણો પોતાનો છે વિચાર આપણી સીમા છે, ઇન્દ્રિયો આપણી સીમા છે-આથી એ બધા વડે જે જાણી શકાય તે સીમાવાળું જ હોય છે. અસીમને-અનંતને જાણવા માટે એનાથી ઉપર ઊઠવું પડશે. ઇન્દ્રિયોથી પર ચિત્તની વિચારશૂન્ય અવસ્થામાં જેનો સાક્ષાત્કાર થાય છે, તે જ અનંત-અસીમ અનાદિ આત્મા છે.

આત્માને જાણવાની આંખ અનોખી જ છે. તે જ સમાધિ છે અને તે જ યોગ છે. ચિત્તવૃત્તિઓના વિસર્જનથી એ બંધ આંખો ખૂલે છે અને આખુયે જીવન અમૃત-પ્રકાશથી આલોકિત અને રૂપાંતરિત થઈ જાય છે-ત્યાં વિચાર નથી, દર્શન છે.

જ્યાં વિચારવૃત્તિઓ અને ચિત્ત નથી, ત્યાં દર્શન છે. શૂન્ય વડે દર્શન થાય છે. 'માત્ર જોવું'-એ બિંદુ પર સ્થિરત્વ આવતા જ વિચાર ક્રમશઃ વિલીન થવા પામે છે.

પૂર્ણ થવાની જેને લગની લાગી છે તે ભૌતિકતાથી રિક્ત અને શૂન્ય બની જાય છે. જે શૂન્ય બને છે તે પૂર્ણને પામે છે અને આધ્યાત્મિક રીતે પૂર્ણતા સિદ્ધ કરે છે. તે સમયે ધ્યાતા અને ધ્યાન પ્રત્યયનો અભાવ થવાથી ધ્યેય સાથે આત્માની એકતાનો અનુભવ થાય છે. તેને જ 'સમરસીભાવ' કહે છે. *

આ ગ્રંથમાં જ આગળ ઉન્મનીકરણ અને ઉન્મનીભવન આદિ કરણો (જે નિર્વિકલ્પ સમાધિરૂપ) છે તેનું વર્ણન થયું છે, તે ભાવશૂન્ય આદિ ધ્યાનના દીર્ઘકાલીન અભ્યાસથી સાધ્ય છે અર્થાત્ ચિત્તની નિર્વિકલ્પ-અવસ્થા સિદ્ધ કરવા માટે 'ભાવશૂન્યધ્યાન' એ પૂર્વાભ્યાસ છે.

× નય અરૂ ભંગ નિક્ષેપ વિચાર પૂર્વધર થાકે ગુણ હેરી
વિકલ્પ કરત તાગ નહિ પાયે નિર્વિકલ્પ તે હેત ભયી રી.

— પૂ. ચિદાનંદજી મહારાજ.

* योगप्रदीप; श्लो. ५८ थी ६५.

આત્મિક-શુદ્ધિ અને સ્થિરતાના લક્ષ્ય વિના કેવળ વિચારોથી, મનને શૂન્ય બનાવવાની પ્રક્રિયા દ્વારા, ભાવશૂન્ય-ધ્યાનનો આનંદ અનુભવી શકાતો નથી.

ચિત્તની ક્ષિપ્ત આદિ બાર અવસ્થાઓ જે આગળ બતાવી છે, તેમાં તેવા પ્રકારનાં કારણોને લઈને ચિત્ત વિચાર-શૂન્ય બને છે. તેને દ્રવ્ય-શૂન્યધ્યાન કહે છે. પણ તેને દ્રવ્યશૂન્ય-ધ્યાન સાથે સરખાવી ન જ શકાય. ઉન્મનીભાવ સ્વરૂપ શૂન્ય ધ્યાન (૨૪ ધ્યાનમાંનો ત્રીજો પ્રકાર) એ ધ્યાન અને પરમધ્યાન પારંગત પુરુષ જ કરી શકે છે-આ નિયમ અફર છે.

## ચિત્તની બાર અવસ્થાઓનું વર્ણન

૧. **ક્ષિપ્ત**-એટલે પોતાનું ધન વગેરે ચોરાઈ જવાથી જેના ચિત્તમાં વિભ્રમ ઉત્પન્ન થાય તે ચિત્તની ક્ષિપ્ત અવસ્થા છે.

૨. **દીપ્ત**-એટલે શત્રુ પર વારંવાર વિજય મેળવવા વગેરે કારણોસર પ્રાપ્ત થયેલા ઉત્કર્ષનો અપચો તેને ચિત્તની દીપ્ત અવસ્થા કહે છે.

૩. **મત્ત**-મદિરાપાનથી ઉન્મત્ત થયેલા ચિત્તને મત્ત કહે છે.

૪. **રાગ**-પૌદ્ગલિક પદાર્થો પ્રત્યેનો પ્રેમ, વૈષયિક-સુખોની આસક્તિ.

૫. **સ્નેહ**- પુત્ર, પરિવાર આદિ પ્રત્યેનો પ્રેમ

૬. **અતિભય**-સાત પ્રકારના મોટા ભય *

૭. **અવ્યક્ત**-સમજણ વિનાના ચિત્તને અવ્યક્ત કહેવાય છે.

૮. **નિદ્રા**-સુખપૂર્વક શીઘ્ર જાગી શકાય તેવી ઊંઘ.

૯. **નિદ્રા-નિદ્રા**-કષ્ટપૂર્વક જાગી શકાય તેવી ગાઢ ઊંઘ.

૧૦. **પ્રચલા**-બેઠા બેઠા ઊંઘ આવે તે.

૧૧. **પ્રચલા-પ્રચલા**—ચાલતાં ચાલતાં ઊંઘ આવે તે.

૧૨. **સ્ત્યાનર્દ્ધિ**-દિવસે ચિંતવેલું કાર્ય રાત્રે ઊંઘમાં કરી શકે તેવી અતિગાઢ ઊંઘ.

આ બાર પ્રકારની અવસ્થાઓ સંજ્ઞી-પંચેન્દ્રિય જીવોને હોઈ શકે છે.

પ્રગટ મન વગરના એકેન્દ્રિય આદિ જીવો તથા અસંજ્ઞી-પંચેન્દ્રિય જીવોને દ્રવ્યશૂન્ય અવસ્થા સહજરૂપે હોય છે.

---

* **સાત મહાભયઃ**-

(૧) **ઇહલોકભય**-મનુષ્યને સજાતીય મનુષ્ય આદિનો (પરસ્પરનો) ભય.
(૨) **પરલોકભય**-પર=વિજાતીય પશુ આદિ તરફથી મનુષ્યને ભય
(૩) **આદાનભય**-ચોર આદિ દ્વારા ઉત્પન્ન થતો ભય.
(૪) **અકસ્માતભય**-કોઈ બાહ્ય-નિમિત્ત વિના જ અચાનક મનમા ઉત્પન્ન થતો ભય.
(૫) **આજીવિકાભય**-જીવન-નિભાવના સાધન અંગેનો ભય.
(૬) **મૃત્યુભય**-મરણનો ભય.
(૭) **અશ્લાઘાભય**-અપકીર્તિ, બદનામીનો ભય.

પુણ્યોદયે પોતાને મળેલી ઉત્તમ સામગ્રીનો સત્કાર્યમાં ત્યાગ કરવો એ જ તેની સાર્થકતા છે, તેમ અથાગ પુણ્યના ઉદયે મળેલ મન પરમાત્માને સમર્પિત કરવામાં તેની સાર્થકતા છે. શૂન્ય થઈને પૂર્ણને પામવાની તે ચાવી છે.

ભાવશૂન્ય-ધ્યાનનું આ સ્વરૂપ ખરેખર પુનઃપુનઃ મનનીય છે.

## (૪) પરમશૂન્યધ્યાન

**મૂળપાઠઃ**-परमशून्यं-त्रिभुवनविषयव्यापि चेतो विधाय
एकवस्तुविषयतया संकोच्य ततस्तस्मादप्यपनीयते ॥४॥

**અર્થ**:-ચિત્તને પ્રથમ ત્રણ ભુવનરૂપી વિષયમાં વ્યાપક કરીને, પછી તેમાંથી એક વસ્તુમાં સંકોચી લઈને, પછી તે એક વસ્તુમાંથી પણ ચિત્તને ખસેડી લેવામાં આવે તે 'પરમશૂન્ય' કહેવાય છે.

**વિવેચન**-આ પરમ શૂન્યધ્યાનમાં ચિત્તની એકાગ્રતા પ્રકર્ષને પામે છે. ત્રિભુવનવ્યાપી બનેલા મનને ક્રમશઃ સંકોચીને એક પરમાણુ ઉપર સ્થાપિત કરવામાં આવે છે.

'ધ્યાનશતક'માં શુક્લધ્યાનનો ક્રમ બતાવતાં કહ્યું છે કેઃ-"* ત્રિભુવનવિષયવ્યાપી ચિંતનનો ક્રમે-ક્રમે સંક્ષેપ કરીને અંતે એક આત્મતત્ત્વ કે પરમાણુના વિષયવાળું બનાવે અને પછી તેના ઉપરથી પણ મનને ખસેડી લેવામાં આવે છે ત્યારે મનરહિત અવસ્થા પ્રાપ્ત થાય છે ×

ત્રિભુવનવ્યાપી ચિત્ત ક્રમશઃ અલ્પ વિષયવાળું બને છે અને જ્યારે ચિત્ત કોઈ એક આત્મા વગેરે વસ્તુના એક જ પર્યાયના ચિંતનમાં સુનિશ્ચલ બને છે ત્યારે શુક્લધ્યાનનો બીજો પ્રકાર 'એકત્વ-વિતર્ક-સવિચાર' હોય છે. એમ બીજા પ્રકારનાં લક્ષણો ઉપરથી ફલિત થાય છે. તે લક્ષણો આ પ્રમાણે છેઃ-

શ્રુતજ્ઞાનના સુદૃઢ અભ્યાસ અને તજ્જન્ય પરિણતિના પ્રભાવે એક પદાર્થના ચિંતન પછી તરત અન્ય પદાર્થનું ચિંતન કરે તેમજ એક શબ્દથી શબ્દાંતરનું ચિંતન કરે અથવા એક યોગથી અન્ય યોગનું આલંબન લે-એ રીતે નાના અર્થોના ચિંતનમાં દૃઢ અભ્યાસ થવાથી આત્મગુણનો આવિર્ભાવ થતાં સાધક જ્યારે એકત્વ ચિંતન માટે યોગ્ય બને ત્યારે એક જ યોગના આલંબન વડે ઉત્પાદાદિ એક જ પર્યાયનું ધ્યાન કરે છે.

## (૫) કલા ધ્યાન

**મૂળપાઠ**:-कला-द्रव्यतो मल्लादिभिर्नाडीचम्पनेन या चटाप्यते, भावतस्तु अत्यन्ताभ्यासतः स्वयमेव देश-काल-करणाद्यनपेक्ष्य या समारोहति, अन्येन त्ववतार्यते, यथा पुष्पभूतेराचार्यस्य पुष्प(ष्य)मित्रेण कलाजागरणं कृतम् ॥५॥

* ત્રિભુવનવિષયતા-જેમકે કેવળી ભગવાન કેવળી સમુદ્દ્ઘાત કરતી વખતે ચોથા સમયે પોતાના આત્મ-પ્રદેશોને સર્વલોકવ્યાપી બનાવે છે તે અવસ્થાનું ધ્યાન કરવાથી આપણા ચિત્તનો વિષય સમગ્ર લોક બની શકે છે.

× तिहुयण-विसयं कमसो संखिविउ मणो अणुमि छउमत्थो ।
झायइ सुनिप्पकंपो झाणं अमणो जिणो होइ ॥
—ध्यानशतक, गाथा-७०

**અર્થ:**-'કલા'ના બે પ્રકાર છે: (૧) દ્રવ્યકલા અને (૨) ભાવકલા. મલ્લ વગેરે લોકો નાડી દબાવીને ઊતરી ગયેલા અંગને ચડાવે છે તે દ્રવ્યકલા છે પરંતુ અત્યંત અભ્યાસના કારણે દેશ, કાલ તથા કરણ આદિની અપેક્ષા વિના પોતાની મેળે જ ચડે અને બીજા વડે ઉતારાય તે ભાવકલા છે.

જેમ આચાર્ય પુષ્પભૂતિની કલાને (સમાધિને) મુનિ પુષ્યમિત્રે જાગૃત કરી હતી, ઉતારી હતી. આ કથા-પ્રસંગ માટે જુઓ : પરિશિષ્ટ (૨)

**વિવેચન:**-દ્રવ્ય-કલાની વાત એટલા માટે રજૂ કરવામાં આવી છે કે ધ્યાનમાર્ગના અભ્યાસીને ભાવ-કલાનું સ્વરૂપ સમજવામાં સુગમતા રહે.

પહેલવાન તેમજ કુશળ હાડવૈદ્ય આદિ બાહ્ય પ્રયત્નથી માનવ આદિનાં ઊતરી ગયેલાં અંગોપાંગને ફરી તેના યોગ્ય સ્થાને યથાવત્ ગોઠવી દે છે તે કલાને દ્રવ્ય-કલા કહેવાય છે. આ કલા આત્મિક-ઉત્થાનની દિશામાં હેતુભૂત બનતી નથી.

ભાવ-કલા તેને કહેવાય છે કે જેમાં કુંડલિનીનું ઊર્ધ્વગમન થવાથી અન્ય કોઈની પણ સહાય વિના 'સમાધિ' પ્રાપ્ત થાય છે.

ધ્યાન યોગના સતત અભ્યાસથી કુંડલિની-પ્રાણશક્તિ ઊર્ધ્વગામી બને છે તેમાં કોઈ દેશ, કાળ, કારણ કે આસન વગેરે સાધનોની ખાસ અપેક્ષા રહેતી નથી. ધ્યાનમાં તથા-પ્રકારની પ્રબળતા આવતાં તે સહજ રીતે સ્ફુરિત થાય છે અને તે સમયે અપૂર્વ 'સમાધિ'નો અનુભવ ધ્યાતાને થાય છે.

આ સમાધિ-અવસ્થામાં લાંબા કાળ સુધી મગ્ન રહી શકાય છે પણ જ્યારે તેમાંથી પુનઃ પાછા ફરવાનું હોય છે ત્યારે વ્યોમમાં ઊડતા વાયુયાનને નીચે ઊતરવા માટે મજબૂત હવાઈપટ્ટીની આવશ્યકતા પડે છે તેમ દૃઢ સાધના બળવાળા ઉત્તર-સાધકની આવશ્યકતા રહે છે.

આ હકીકતના પુરાવારૂપે આવશ્યક-સૂત્રની બૃહદ્વૃત્તિમાં પૂ. શ્રી હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજનો જે પ્રસંગ ટાંકયો છે તે ઘણો મહત્ત્વનો છે. તેઓશ્રીએ જણાવ્યુ છે કે:-આચાર્ય પુષ્પભૂતિ મહારાજની ઊર્ધ્વગામી બનેલી કલા-કુંડલિનીનું પુનઃ અવતરણ મુનિ પુષ્યમિત્રે તેમના અંગૂઠાના સ્પર્શ દ્વારા કર્યું હતું.

કુંડલિની-શક્તિનું ઉત્થાન થવાથી સાધકને જે અલૌકિક અનુભવ-પ્રકાશની પ્રાપ્તિ થાય છે, તેનું સ્વરૂપ વર્ણન પૂ૦ શ્રી ચિદાનંદજી મહારાજે સ્વરચિત એક આધ્યાત્મિક પદમાં કર્યું છે, તે આ છે:-

"સોહં સોહં સોહં સોહં સોહં સોહં રટના લગીરી......
ઇંગલા પિંગલા સુષુમના સાધકે, અરુણપતિથી પ્રેમ પગીરી.. ...
વંકનાલ ષટ્ચક્ર ભેદકે, દશમ-દ્વાર શુભ જ્યોતિ જગીરી......
ખુલત કપાટ ઘાટ નિજ પાયો, જનમ જરા ભય ભીતિ ભગીરી . ...
કાચ શકલ તજ ચિંતામણિ લઈ, કુમતિ કુટિલકું સહજ ઠગીરી .....
વ્યાપક સકલ સ્વરૂપ લખ્યો ઇમ, જિમ ન ભમે મગ લહત ખગીરી......
ચિદાનંદ આનંદ મુરતિ નિરખ પ્રેમભર બુદ્ધિ થગીરી......

**ભાવાર્થ:**—'અર્હં' આદિ મંત્ર-પદોના દીર્ઘકાલીન ધ્યાનાભ્યાસથી જ્યારે ધ્યાતાના આત્મામાં અક્ષરના સ્થાને અનક્ષર ધ્વનિરૂપ ધ્યાનની ધારા વહે છે ત્યારે 'સોઽહં, સોઽહં'નો નાદ અક્ષરાત્મક મટી ધ્વન્યાત્મક બને છે.

તે નાદને ધ્યાતાનો આત્મા જ સાંભળે છે. તે નાદના સહજ પ્રભાવે પ્રાણશક્તિ ઈંગલા, પિંગલાના માર્ગને ત્યજીને સુષુમ્ણામાં પ્રવેશ પામે છે. ત્યારે ધ્યાતા સ્વાત્મરાજના દર્શન કાજે ધ્યેય-સ્વરૂપને પામવા માટે તલપાપડ બને છે. તેને લઈને તેની પ્રાણશક્તિ વક્રનાલ (વાંસાના કરોડનો ભાગ) અને ષટ્ચક્રોનું ભેદન કરીને દશમા દ્વાર – બ્રહ્મરંધ્રમાં પહોંચી જાય છે. ત્યાં અનુભવ-જ્યોતિ પ્રકાશિત થાય છે. આત્મ-મંદિરના દરવાજા ઊઘડી જાય છે અર્થાત્ વાદળ ખસતાં સૂર્યનો ઉઘાડ થાય છે. તેમ તેવા પ્રકારનાં કર્મનાં આવરણો દૂર થઈ જતા સ્વાત્મ-રવિનાં દર્શન થાય છે, જેમાં આત્મા, આત્માને આત્મારૂપે અનુભવતો હોય છે. આ જ સ્વાત્માનુભૂતિ છે. પછી જેને જન્મ-મરણ નથી તે આત્માનું જ સામ્રાજ્ય બધે સ્થપાય છે એટલે જન્મ-મરણના ભય નામશેષ થઈ જાય છે. 'અબ હમ અમર ભયે'– એ સત્ય જીવાય છે. કુટિલ એવી કુમતિને ઠગીને ધ્યાતા ચિંતામણિ તુલ્ય સ્વાત્મ-દર્શનને પામે છે અને વ્યોમ-વિહારી પંખીની જેમ આત્માના ચરાચર વ્યાપક સ્વરૂપને અસ્થિ-મજ્જાવત્ ચિદાનંદમય સ્વરૂપમાં જ સ્થિરત્વ પામે છે.

## કુંડલિનીનું સ્વરૂપ

જૈન-ગ્રન્થોમાં કુંડલિની-શક્તિનો નિર્દેશ ઘણે ઠેકાણે જોવા મળે છે. તેમના કેટલાક નિર્દેશો અહીં નોંધવામાં આવે છે, તે આ પ્રમાણે છેઃ—

(૧) જે યોગીશ્વરોએ ધ્યાનના અભ્યાસની પરાકાષ્ઠાથી પવનસહિત ચિત્તનો નિરોધ કરીને અને એ રીતે માનસિક વિક્ષેપોને દૂર કરીને, સહજ રીતે નિરુપમ એવા આનંદથી ભરપૂર રસવાળા સ્વાનુભવરૂપ પ્રબોધને પ્રાપ્ત કરેલ છે, તેઓ વડે સ્વાધીન પવનથી બ્રહ્મરન્ધ્રને પૂરીને, જેમાં જેના સ્વરૂપનું ધ્યાન કુંડલિનીમાં કરાય છે, તે અચિન્ત્ય મહિમાવાળા સર્વજ્ઞ પરમ પુરુષ પરમાત્મા જય પામે છે.

આ રીતે કુંડલિનીનો સ્પષ્ટ ઉલ્લેખ 'સર્વજ્ઞાષ્ટક'માં પૂ શ્રી મુનિસુંદરસૂરીશ્વરજી મહારાજે સર્વજ્ઞ પરમાત્માની સ્તુતિમાં કરેલો છે.

(૨) શ્રી સિદ્ધસેનસૂરીકૃત 'સિદ્ધમાતૃકાભિધ ધર્મપ્રકરણ'માં કુંડલિની અંગે આ રીતે નિર્દેશ છેઃ—

લોકને નવ તત્ત્વ (જ્ઞાનરૂપે) આપે છે, નવ પ્રકારના જીવોની અસ્તિતા – સત્તાને સમજાવે છે, નવ પ્રકારનાં પાપકારણોના સમૂહનો નાશ કરે છે, તેથી આ કુંડલિની-શક્તિને ગુણવાન પુરુષો 'ભલિ' કહે છે

સર્વ બીજાંકુર અને વિદ્યુતની આકૃતિથી જાણે પાતાલલોક મર્ત્યલોક અને સ્વર્ગ-લોકને ધારણ કરતી હોય તેવી આ પરાશક્તિ કુંડલિની જણાય છે, તે 'ભલિ' –આ નામથી બાળકો વડે બારાખડીની પહેલાં વારંવાર લખાય છે.

હે ભલે ! ભલે ! કુંડલિની ! જ્યારે તું જડતારૂપ અંધકારનો નાશ કરે છે, ત્યારે તું તારી અદ્‌ભુત એવી મહાભૂતાના ગુણરૂપ લક્ષ્મી આપે છે અને સાથે સાથે સનાતન એવું જ્ઞાનધન પણ આપે છે.

(૩) શ્રી વિનયચંદ્રસૂરિરચિત 'કાવ્યશિક્ષા'માં મળતો કુંડલિનીનો નિર્દેશઃ—

'ભલિ' નામથી પ્રખ્યાત જે પરાશક્તિ છે, તે આદ્યશક્તિ છે. પરા ભાગવતી છે, કુબ્જાકૃતિને ધારણ કરનાર છે. તેનું રેખા અથવા કુંડલિનીરૂપે વર્ણન કરવામાં આવે છે. તે દ્વાદશાંત સુધીના સમગ્ર મધ્યમ માર્ગની વિદ્યોતિની (પ્રકાશિકા) છે. તેનું પુસ્તકોના અથવા બારાખડીના પ્રારંભમાં આલેખન કરવામાં આવે છે. કાવ્યોમાં મંગલાચરણમાં તેની સ્તુતિ સંભળાય છે. તે દેવતા છે, બ્રહ્મમયી છે, તે સિદ્ધિ છે, તે તમને પવિત્ર કરો.

(૪) 'ધ્યાનદંડકસ્તુતિમાં'માં કુંડલિનીનો નિર્દેશ :—

જેના ઉપર જિનેશ્વર ભગવાન પ્રસન્ન થાય છે, તે અગ્નિ સમાન બ્રહ્મરન્ધ્રને સંકોચીને અને બિસતંતુ સમાન સૂક્ષ્મરૂપવાળી પ્રાણશક્તિનું ઊર્ધ્વગમન કરી શકે એટલે કે મૂલાધારથી ઉત્થાપિત કરીને તે હૃદયકોશમાં (અનાહત-ચક્રમાં) ધારણ કરીને પછી ગળામાં (વિશુદ્ધ-ચક્રમાં), પછી તાળવામાં (ઘંટિકા-ચક્રમાં) ધારણ કરીને તે પ્રાણશક્તિને શૂન્યાતિશૂન્ય એવી ખગતિમાં (આજ્ઞા-ચક્રથી દ્વાદશાંત સુધીના પ્રદેશમાં) લઈ જઈને સર્વ બાજુઓથી લોકાલોકને અવલોકનારી દેદીપ્યમાન કલાને (કેવળજ્ઞાનને) પ્રાપ્ત કરે છે.

(૫) 'અધ્યાત્મ-માતૃકા'માં કુંડલિનીનો ઉલ્લેખ :—

યોગી પુરુષો કુંડલિની-શક્તિને 'ભલે' અથવા 'ભલિ' નામથી ઓળખે છે. એ શક્તિનું વર્ણન વેદો, પુરાણો તેમજ આગમોથી પ્રમાણિત છે.

નાભિના મૂળ પાસે વરુણ-ચક્ર અને અગ્નિ-ચક્રની વચ્ચે એક અત્યંત સુંદર એવી નાગિણી છે, તેનુ નામ કુંડલિની-શક્તિ છે.

સ્થિર આકુંચન (મૂલ-બંધ) કરવાથી અને ઉડ્ડીયાન-બંધ કરવાથી તે યોગિની (કુંડલિની-શક્તિ) જાગે છે. જગતમાં સૂર્યની જેમ તે ઉદિત થાય છે. કુંડલિની-શક્તિ તે દૈવી શક્તિ છે, તેનું સ્થાન દીપક સમાન ઉદ્યોતિત છે.

(૬) 'શારદા-સ્તવ'માં કુંડલિનીનો નિર્દેશ :—

તે અનિર્વચનીય પ્રભાવશાળી કુંડલિની-શક્તિ યોગીઓને સુવિહિત છે અને તેઓ વડે વિવિધ રીતે સ્તવાયેલી છે. તે નાભિકંદથી સમ્યક્ રીતે ઉદ્‌ગત થઈને (મધ્યમ-માર્ગ વડે ઊર્ધ્વગતિને પ્રાપ્ત કરીને) બ્રહ્મરન્ધ્રમાં લય પામે છે.

બ્રહ્મરન્ધ્રમાં લય પામતી તે કુંડલિની-શક્તિ સતત પ્રવિકસ્વર, ઉપાધિ રહિત અને પરમોત્કૃષ્ટ એવા પરમ આનંદરૂપ અમૃતને સ્રવનારી (ઝરનારી) છે. આવી કુંડલિની-શક્તિને

જ્યારે કવિવરો સ્મૃતિપથમાં લાવે છે ત્યારે તે કાવ્યરૂપ ફળોના સમૂહને જન્મ આપે છે.

કુંડલિની પ્રસુપ્ત ભુજગાકાર છે, સ્વયં ઉચ્ચરણશીલ અનરક (સ્વર વિનાની) 'હ'કારરૂપ છે. એ 'હ'કારને જ પરમ બીજ પણ કહે છે.

મહાશક્તિ સ્વરૂપ કુંડલિની જ્યારે પ્રબુદ્ધ થાય છે ત્યારે પ્રાણ બ્રહ્મરન્ધ્રમાં લય+ પામે છે.

(૭) 'યોગશાસ્ત્ર'માં કુંડલિનીનો ઉલ્લેખ :-

अथ तस्यान्तरात्मान प्लाव्यमानं विचिन्तयेत् ।
विन्दुतप्तकलानिर्यत्-क्षीरगौरामृतोर्मिभिः ॥

—योगशास्त्र; प्रकाश-८-श्लो. ११

'અર્હં'ના ધ્યાનમાં તન્મય બનેલો યોગી તે મૂલાધાર-સ્થાનમાં રહેલા અષ્ટદલ-કમલની કર્ણિકામાં બિરાજમાન પોતાના આત્માને બિન્દુ અને તપ્તકલા(કુંડલિની)માંથી ઝરતી દૂધ જેવી ઉજ્જવલ અમૃતની ઊર્મિઓ (ધારા) વડે તરબોળ થયો હોય એમ ચિંતવે. અહીં 'બિન્દુ'નો અર્થ છે સહસ્રદલ-કમલરૂપ બ્રહ્મરન્ધ્રમાં બિરાજમાન પરમાત્મપદ રૂપ 'પરમતત્ત્વ' અને 'કલા'નું તાત્પર્ય છે પૂર્વોક્ત ઉત્થાપન અને ગ્રન્થિવિદારણની પ્રક્રિયા વડે જાગ્રત થઇને બ્રહ્મરન્ધ્રમાં પ્રવેશ પામેલી કુંડલિની(પ્રાણ)શક્તિ.

(૮) 'ઉપદેશપદ'માં જે સાડા ત્રણ કલાઓનું ધ્યાન બતાવેલું છે તે કુંડલિનીનું સૂચક છે.

આ રીતે કુંડલિનીનું ધ્યાન તે ભાવકલા છે અને નાડી વગેરેના દબાણથી થતું કુંડલિનીનું ઉત્થાન તે દ્રવ્યકલા છે.

**કલાધ્યાનની પ્રક્રિયા :-**

'ઉપદેશપદ' ગ્રન્થમાં વર્ણવેલી કલા-કુંડલિનીના ધ્યાન અંગેની પ્રક્રિયામાં જણાવવામાં આવ્યું છે કેઃ-

ધ્યાનમાર્ગના અભિલાષી સાધકોએ હૃદયમાં સમવસરણસ્થિત તીર્થંકર પરમાત્માના સ્વરૂપની કલ્પના કરીને, ઇન્દ્રાદિ દેવોની જેમ તેમની નિકટ સુધી પ્રવેશ કરવો. તે પછી સાડા ત્રણ કલા સહિત તે પરમાત્માનું ધ્યાન કરવું.

**સાડા ત્રણ કલાનું રહસ્ય :-**

"જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મરૂપ આઠ કલા છે. તે સામાન્યતઃ પ્રત્યેક સંસારી જીવને હોય છે તે આઠ કલામાંથી ચાર ઘાતીકર્મરૂપ *ચાર કલા અને આયુષ્યકર્મનો કેટલોક ભાગ (અડધા જેટલો) ભાગ ક્ષય થઈ જવાથી શેષ રહેલી સાડા ત્રણ કલા [અત્યંત

+ જુઓઃ યોગશાસ્ત્ર 'અષ્ટમ પ્રકાશ' પૃષ્ઠ-૨૦૮ થી ૨૧૧-જૈન સાહિત્ય વિકાસ મંડળ પ્રકાશિત.

* જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય આ ચાર કર્મો ઘાતીકર્મો કહેવાય છે.

પ્રશસ્ત નામરૂપાદિ, ઉચ્ચગોત્ર, શાતાવેદનીય આ ત્રણ કર્મરૂપ ત્રણ કલા અને શેષ આયુષ્યની અડધી કલા] કેવલી ભગવંતોને જીવન પર્યંત અનુસરે છે, એથી આ સાડા ત્રણ કલાયુક્ત કેવલી ભગવંતોનું ધ્યાન કરવું જોઈએ. *

"અર્હં-અક્ષરતત્ત્વસ્તવમાં કલા સંબંધી બીજી રીતે પણ ધ્યાન નિરૂપણ જોવા મળે છે તે આ પ્રમાણે છે :-

આ 'અર્હં'નો આશ્રય લઈને અન્ય દર્શનકારોએ સાડા ત્રણ માત્રાવાળી કલા-નાદ-બિંદુ અને લય-યોગનું નિરૂપણ કર્યું છે, અર્થાત્ પરદર્શનમાં પ્રસિદ્ધ કુંડલિનીયોગ, નાદાનુસંધાનયોગ, લયયોગ વગેરે 'અર્હં'ની ધ્યાનપ્રક્રિયાના અંગભૂત હોવાથી તે તેમાંથી ઉદ્ભવેલા છે. ×

'યોગશાસ્ત્ર', અષ્ટમ-પ્રકાશમાં નિર્દિષ્ટ 'અર્હં'ની ધ્યાનપ્રક્રિયામાં નાદ, બિન્દુ, કલા વગેરેની વિશેષ માહિતી આપેલી છે.

## (૬) પરમકલા ધ્યાન

**મૂળપાઠઃ-परमकला-या सुनिष्पन्नत्वादभ्यासस्य स्वयमेव जागर्ति, यथा चतुर्दश-पूर्विणां महाप्राण-ध्याने ॥६॥**

**અર્થઃ**-અભ્યાસ સુનિષ્પન્ન (સિદ્ધ) થવાથી જે સમાધિ પોતાની મેળે જ જાગૃત થાય છે, તેમ જ ઊતરી જાય છે, જેમ ચૌદ પૂર્વધરોને મહાપ્રાણ-ધ્યાનમાં થાય છે તે 'પરમ-કલા' છે.

**વિવેચન**:-ધ્યાનના સતત અભ્યાસ દ્વારા કળા-ધ્યાનની સિદ્ધિ પ્રાપ્ત થઈ ગયા પછી જ્યારે તેનું જાગરણ તેમજ અવતરણ અન્ય કોઈની પણ સહાય વિના આપોઆપ થવા લાગે છે, ત્યારે તે કલા સર્વોચ્ચ કોટિએ પહોંચે છે.

કલા-ધ્યાન પણ સમાધિરૂપ હોવાથી દીર્ઘકાળના ધ્યાનાભ્યાસથી તે સિદ્ધ થાય છે અને તેના ફળરૂપે આ 'પરમકલા' રૂપ પરમ સમાધિ દશા પ્રગટે છે; તેથી ધ્યાનની એક મહાન સિદ્ધિ તરીકે તેનો નિર્દેશ અહીં કર્યો છે.

**'કલા'** પ્રાણશક્તિરૂપ છે અને **'પરમકલા'** મહાપ્રાણ શક્તિરૂપ છે.

ચૌદ પૂર્વધર મહાયોગી ભદ્રબાહુ સ્વામીજીએ મહાપ્રાણ ધ્યાનની સિદ્ધિ પ્રાપ્ત કરી હતી એવો ઉલ્લેખ 'ઉત્તરાધ્યયન' આદિ સૂત્રોની ટીકામાં જોવા મળે છે. તેઓશ્રીએ નેપાળ દેશમાં સ્થિરતા કરીને બાર વર્ષની દીર્ઘ સાધનાને અંતે આ મહાન ધ્યાનસિદ્ધિ મેળવી હતી.

---

* 'ઉપદેશપદ'; ગાથા-૮૯૦ થી ૮૯૮ સુધી.

× एतदेव समाश्रित्य, कला-ह्यर्धचतुर्थिका ।
नाद-बिन्दु-लयश्चेति, कीर्तिता परवादिभिः ॥

—'अर्हं अक्षरतत्त्वस्तव'-श्लो० २१

(જુઓ: 'नमस्कार-स्वाध्याय', संस्कृत-विभाग; पृष्ठ-२४)

આ મહાન ધ્યાન-સિદ્ધિના પ્રભાવે હજારો હાથી પ્રમાણ શાહીથી લખી શકાય એવાં વિશાળકાય 'ચૌદ પૂર્વો'નો સ્વાધ્યાય પણ માત્ર અંતર્મુહૂર્ત-બેઘડી જેટલા અલ્પ સમયમાં કરી શકાય તેવો અદ્ભુત ક્ષયોપશમ ઊઘડે છે, એટલું જ નહીં પણ સિદ્ધિ અને સમાધિની સર્વોચ્ચ કક્ષાઓ પણ આ કલા અને પરમકલાના દીર્ઘકાલીન અભ્યાસથી સહજમાં પ્રાપ્ત થાય છે.

'હઠયોગ પ્રદીપિકા' આદિ ગ્રન્થોમાં બતાવેલી હઠયોગની આસન, પ્રાણાયામાદિ પ્રક્રિયાઓ દ્વારા ષટ્ચક્રોનું ભેદન થવાથી કુંડલિનીનું ઉત્થાન થાય છે. કલા એ કુંડલિનીરૂપ હોવાથી કલા-ધ્યાન સાથે તેનો સંબંધ છે કેમકે કલાધ્યાન અને તેની સિદ્ધિ, ષટ્ચક્રભેદન અને કુંડલિનીના ઉત્થાન (પ્રાણવાયુના ઊર્ધ્વગમન) વિના થતી નથી.

રાજયોગની જે પદ્ધતિ છે તે હઠયોગની પદ્ધતિ કરતાં સાધક માટે અનેક અપેક્ષાએ સરળ છે.

રાજયોગમાં ભક્તિ, જ્ઞાન અને કર્મયોગ દ્વારા સમાધિ પ્રાપ્ત થાય છે, જ્યારે હઠયોગમાં શારીરિક શ્રમ વિશેષ કરવો પડે છે

રાજયોગની પદ્ધતિ પ્રમાણે ઇશ્વર-પ્રણિધાન, જાપ અને સૂત્ર સ્વાધ્યાય દ્વારા પ્રાણશક્તિ ઉપર સહજ રીતે કાબૂ આવે છે, જ્યારે હઠયોગમાં પ્રાણાયામ કે આસનાદિ દ્વારા પ્રાણ-નિયમન કરવાનું વિધાન છે. આ પ્રક્રિયા દ્વારા મન વશવર્તી બનવાને બદલે ચંચળ અને સંક્લિષ્ટ બની જાય એવી શક્યતા વિશેષ પ્રમાણમાં છે.

જ્યારે રાજયોગની પ્રક્રિયામાં પ્રાણ-નિયમન કરતાં મનોજય તરફ લક્ષ્ય વિશેષ હોવાથી તેમાં શારીરિક શ્રમ અલ્પ હોય છે અને મનને સ્થિર તેમજ નિર્મળ બનાવવા માટે ઈશ્વર-પ્રણિધાન, જાપ આદિના સરળ ઉપાયો વિશેષપણે આદરવામાં આવે છે, જેથી મન ધીમે ધીમે નિર્મળ અને શાન્ત બનતું જાય છે.

જ્યાં મન જાય ત્યાં પ્રાણ જાય, જ્યા પ્રાણ જાય ત્યાં મન જાય-આવો અભિન્ન સંબંધ મન અને પ્રાણ વચ્ચે છે, એટલે એકને જીતવાથી બીજો સહજ રીતે જીતાઈ જાય છે. માટે જ સાચા મુમુક્ષુ સાધકો હઠયોગની સાધના કરતાં રાજયોગની સાધનાને જ પોતાના જીવનમાં અધિકતર માન અને સ્થાન આપે છે.

'ગુણસ્થાન ક્રમારોહ'માં કહ્યું છે કે – ઉપરોક્ત રીતે 'ક્ષપક શ્રેણિ' ઉપર આરોહણ કરતી વખતે જે પ્રાણાયામનું વર્ણન કરવામાં આવ્યું છે. તે રૂઢિમાત્ર છે. મુખ્યતયા તો ક્ષપક-સાધકનો સુવિશુદ્ધ-ભાવ એ જ 'ક્ષપક-શ્રેણિ'નો મૂળભૂત હેતુ છે.[૧] અર્થાત્ પ્રાણાયામ આદિ હઠયોગની પ્રક્રિયાઓનો આશ્રય લીધા વિના પણ વિશુદ્ધ અને પ્રબળ ધ્યાન-શક્તિનો પ્રાદુર્ભાવ ક્ષપક-શ્રેણિવાળા સાધકને થઈ શકે છે.

આગળ બતાવવામાં આવશે તે નાદ, પરમનાદ, બિન્દુ, પરમબિન્દુ વગેરે ધ્યાન પણ પ્રાણશક્તિની વિશિષ્ટ અવસ્થાઓ છે. નાદ, બિન્દુ અને કળા-એ ત્રણે પ્રાણશક્તિ(આત્મવીર્ય)ની વિકસિત ભૂમિકાઓ છે. આત્મવીર્યના તારતમ્યને લઈને ધ્યાનની જુદી-જુદી કક્ષાઓ પડે છે

---

१ प्राणायामक्रम-प्रौढी, अत्र रूढ्यैव दर्शिता ।
क्षपकस्य यतेः श्रेण्यारोहे भावो हि कारणम् ॥

—गुणस्थान क्रमारोह : श्लो. ५९.

## જ્યોતિ ધ્યાન

**મૂળપાઠ :–** ज्योतिः–चन्द्र–सूर्य–मणि–प्रदीप–विद्युदादि द्रव्यतः, भावतोऽभ्यासादनुलीनमनसो भूत–भवद्–भविष्यद् बहिर्वस्तुसूचा विषय–प्रकाशः ॥७॥

**અર્થ:–** જ્યોતિના બે પ્રકાર છે : (૧) દ્રવ્યજ્યોતિ અને (૨) ભાવજ્યોતિ.

**દ્રવ્યજ્યોતિ**–ચન્દ્ર, સૂર્ય, મણિ, દીપક તથા વીજળી વગેરે દ્રવ્યથી જ્યોતિ છે.

**ભાવજ્યોતિ**–ધ્યાનાભ્યાસથી જેનું મન લીન થયું છે તેવા મનુષ્યોને ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ સંબંધી બાહ્ય–વસ્તુઓને સૂચવનારો જે વિષય–પ્રકાશ ઉત્પન્ન થાય છે તે ભાવથી જ્યોતિ છે.

**વિવેચન :–**જ્યોતિનું ધ્યાન પણ અત્યંત મહત્ત્વપૂર્ણ રોમાંચક અને રહસ્યમય છે. જ્યોતિના સ્વરૂપનું જ્ઞાન થવાથી તેના ચિંતન અને ભાવનાના અભ્યાસી સાધકને આપમેળે તેનો અપૂર્વ સુખદ–અનુભવ થાય છે.

દ્રવ્યજ્યોતિનું ધ્યાન પણ ભાવજ્યોતિના ધ્યાનમાં આલંબનભૂત બને છે.

આ હકીકતના સમર્થનમાં રાજર્ષિ પ્રસન્નચંદ્રનું દૃષ્ટાન્ત શાસ્ત્ર–પ્રસિદ્ધ છે. પહેલાં તેમણે સૂર્ય–સન્મુખ દૃષ્ટિ રાખીને દ્રવ્યધ્યાન કર્યું હતું અને તેના આલંબને ભાવજ્યોતિના ધ્યાનમાં એકાકાર થઈને ક્ષપકશ્રેણિ માંડી હતી.

ધ્યાનના અભ્યાસ વડે મન, આત્માદિ તત્ત્વના ચિંતનમાં સુલીન બને છે, ત્યારે ભૂત, ભાવિ અને વર્તમાનકાલીન બાહ્ય–વસ્તુઓને જણાવનારો જે જ્ઞાન–પ્રકાશ સાધકના હૃદયમાં પ્રગટે છે તે 'ભાવ-જ્યોતિ' છે. આ ધ્યાન યોગીઓને અનુભવગમ્ય હોય છે.

આ સંદર્ભમાં પૂ. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ ફરમાવે છે કે :—

"પ્રશસ્ત આલંબન ધ્યાનનો વારંવાર અભ્યાસ કર્યા પછી મનને ક્ષણવાર નિરાલંબન કરવું. એમ વારંવાર અભ્યાસ કરવાથી નિરાલંબન ધ્યાન પરિપક્વ બની જશે. પછી કોઈ પણ એક પદાર્થનું આલંબન લઈ, બીજા બધા જ વિચારો–વિકલ્પો છોડી દઈએ ત્યારે ઇંધન વિનાના અગ્નિની જેમ ચિત્ત શાન્ત બની જાય છે. ચિત્ત શાંત બની જવાથી આત્માની સહજ પ્રશાન્ત જ્યોતિ પ્રગટે છે અને અનાદિ–અવિદ્યાનો અંધકાર નાશ પામે છે, મોહ વિલય પામે છે. ×

### આત્મજ્યોતિ અને અનુભવ-જ્ઞાન:—

શ્રુતજ્ઞાન અને શુભધ્યાનના સતત અભ્યાસથી તેના ફળરૂપે પ્રગટેલી આત્મ-જ્યોતિ, આત્માનો અનુભવ કરાવનારી હોવાથી 'અનુભવ-જ્ઞાન' સ્વરૂપ છે.

કહ્યું પણ છે :–જ્ઞાનાવરણીયાદિ કર્મ અને શરીરાદિ નોકર્મજનિત ભાવોને વિષે સાક્ષીરૂપે પ્રવૃત્તિ કરનારો અજ્ઞાનથી અનાવૃત્ત 'આત્મપ્રભુ' આત્મ–જ્યોતિ વડે સ્વયં સ્ફુરાયમાન થાય છે અર્થાત્ પોતાની જ્ઞાન-જ્યોતિ વડે આત્મા સ્વયં પોતાનો અનુભવ કરે છે.

× अध्यात्मसार; अनुभवस्वरूप–श्लो. १५ थी १९.

'ભગવતી-સૂત્ર' વગેરે આગમ-ગ્રન્થોમાં* ચારિત્રસંપન્ન મુનિને ચારિત્ર-પર્યાયની વૃદ્ધિ સાથે તેજોલેશ્યા અર્થાત્ આત્મિક નિર્મળ સુખની અભિવૃદ્ધિ થાય છે. તે સુખ એક માસ બે માસના ક્રમથી વ્યંતર, ભવનપતિ વગેરે દેવોના સુખને ઓળંગી જઈને બાર માસનો ચારિત્ર-પર્યાય થતાં સર્વાર્થસિદ્ધ વિમાનવાસી દેવોના અનુત્તર સુખને પણ ઓળંગી જાય છે-એમ જણાવ્યું છે.[૧૦]

આત્મમગ્ન મુનિના આ વર્ધમાન આત્મિક-સુખની અનુભૂતિ એ ધ્યાનજનિત 'દિવ્ય-જ્યોતિ' સ્વરૂપ છે એવો સ્પષ્ટ નિર્દેશ પૂ. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજરચિત 'પરમજ્યોતિ પંચવિંશતિકા'માં પ્રાપ્ત થાય છે.[૧૧]

'યોગદૃષ્ટિ સમુચ્ચય'માં યોગની આઠ દૃષ્ટિઓ પૈકી સમ્યક્ત્વપ્રાપ્તિ પૂર્વેની મિત્રાદિ ચાર દૃષ્ટિઓમાં પણ અનુક્રમે તૃણાગ્નિ, છાણાગ્નિ, કાષ્ઠાગ્નિ અને દીપકના જેવી પ્રકાશમાન 'જ્ઞાનજ્યોતિ' ઉત્પન્ન થાય છે અને સમ્યક્ત્વ-પ્રાપ્તિ પછીની સ્થિરાદિ ચાર દૃષ્ટિઓમાં સ્થિર અને અત્યંત નિર્મળ 'જ્યોતિ' પ્રગટે છે; તે અનુક્રમે રત્ન, તારા, સૂર્ય અને ચન્દ્રની કાન્તિ જેવી પ્રકાશમાન હોય છે અને તે રત્નત્રય સ્વરૂપ-છે, એમ જણાવ્યું છે.×

આત્મ-જ્યોતિ સ્વ-પર પ્રકાશક છે, તેથી તેના બળે સાધકને આત્મિક-આનંદના અનુભવ સાથે બાહ્ય-પદાર્થોનો પણ સ્પષ્ટતર બોધ થાય છે. ભૂતકાળમાં બનેલા, ભાવિ-કાળમાં બનનારા અને વર્તમાનકાળમાં બનતા બનાવોનો પણ સ્પષ્ટ ખ્યાલ જ્યોતિના વિકાસ મુજબ સાધકને અવશ્ય આવે છે.

ઉઘાડી આંખે આપણને જેમ સામે રહેલા બાહ્ય-પદાર્થોનું પ્રત્યક્ષ-દર્શન થાય છે, તેમ આત્મ-જ્યોતિ એ આંતરચક્ષુ હોવાથી તેના ઉઘાડથી સાધકને બાહ્ય અને આંતરભાવોનું પ્રત્યક્ષ-દર્શન પરિમિત માત્રામાં તેના ક્ષયોપશમ મુજબ અવશ્ય થાય છે.

અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન આદિ અનેક પ્રકારની લબ્ધિઓ પણ ધ્યાનજન્ય 'જ્યોતિ'નું જ ફળ છે.

---

* शतक-१४, उ १.

१०. तेजोलेश्या विवृद्धिर्या, साधोः पर्यायवृद्धितः । भाषिता भगवत्यादौ, सेत्थं भूतस्य युज्यते ॥
—ज्ञानसार ; मग्नताष्टक श्लो. ५.

११. श्रामण्ये वर्षपर्यायात्, प्राप्ते परमशुक्लताम् । सर्वार्थसिद्धिदेवेभ्योऽप्यधिकं ज्योतिरुल्लसेत् ॥
—परमज्योति पञ्चविंशतिका, श्लो. १३.

× પહેલી ચઉ દિટ્ઠી જ્ઞાનાધારે, રત્નત્રયાધારે ચાર રે,
અડકર્મક્ષયે ઉપશમે વિચિત્રા, ઓઘદૃષ્ટિ બહુ પ્રકાર રે.
—પૂ. લક્ષ્મીસૂરિકૃત-વીશસ્થાનકની પૂજા, ઢાળ-૧૩.

જેમ જેમ આત્મિક-ગુણોનો ક્રમિક વિકાસ થતો જાય છે તેમ તેમ આત્મ-જ્યોતિ આંતરિક જ્ઞાન-પ્રકાશ ક્રમે ક્રમે વધતો જાય છે. શાસ્ત્રકારો તેને દિવ્યદૃષ્ટિ, જ્યોતિ, અનુભવ, સાક્ષાત્કાર આદિ જુદાં જુદાં નામોથી ઓળખાવે છે.

સૌ પ્રથમ ધર્મધ્યાનના સતત અભ્યાસથી ચિત્ત ચિંતન-વ્યાપાર-રહિત થાય છે, પછી પ્રાણશક્તિરૂપ કુંડલિની-કલા જાગૃત થાય છે, ત્યાર બાદ વિશિષ્ટ ધ્યાનાભ્યાસ દ્વારા આત્મ-જ્યોતિનું પ્રગટીકરણ થાય છે.

ધ્યાનના ચોવીસ ભેદોમાંથી પ્રથમ ધ્યાન-ભેદના જે રીતે ૧૮૪૩૨ જેટલા પ્રભેદો થાય છે – જેનો નિર્દેશ આગળ કરવામાં આવશે. તે રીતે 'જ્યોતિ' ધ્યાનમાં પણ તેટલા જ પ્રભેદો પડી શકે છે.

યોગ અને ઉપયોગરૂપ આત્મ-શક્તિની શુદ્ધિના તારતમ્યને લઈને દરેક ધ્યાનની ચડ-ઊતર (ભિન્ન-ભિન્ન) કક્ષાઓ હોય છે. કારણના ભેદથી કાર્યનો ભેદ પણ અવશ્ય થાય છે.

## (૮) પરમજ્યોતિ ધ્યાન

**મૂળપાઠઃ**-परमज्योतिः- येन सदाऽप्ययत्नेनाऽपि समाहितावस्थायां पूर्वस्मात् चिरकालभाविप्रकाशो जन्यते ॥ ८ ॥

**અર્થ**:- ઉપર કહેલ 'જ્યોતિ' કરતાં ચિરકાળ સુધી ટકનારો પ્રકાશ હંમેશાં પ્રયત્ન વિના સમાધિ અવસ્થામાં જે ધ્યાનથી ઉત્પન્ન થાય છે તે, **પરમજ્યોતિ** કહેવાય છે.

**વિવેચન** :- જ્યોતિધ્યાનના દીર્ઘકાલીન અભ્યાસના ફળ રૂપે આત્મામાં **પરમજ્યોતિનુ** પ્રગટીકરણ થાય છે. અનુભવ-જ્ઞાનનો દિવ્ય-પ્રકાશ ઝળહળી ઊઠે છે. જે પ્રકાશ પૂર્વના જ્યોતિ ધ્યાનના પ્રકાશ કરતાં વધુ નિર્મળતર અને દીર્ઘકાળભાવી હોય છે. પ્રયત્ન વિના જ સહજભાવે સમાધિદશામા જેનો અનુભવ યોગીપુરુષો કરે છે.

**પરમજ્યોતિનું સ્વરૂપ** :- આત્માની આ પરમજ્યોતિ બાહ્ય સર્વપ્રકારની જ્યોતિ કરતાં નિરાળી અને નિરુપમ છે. જેને નથી કોઈ બાહ્ય આલંબન કે આકાર, નથી કોઈ વિકલ્પ કે વિકાર અર્થાત્ સર્વપ્રકારની ઉપાધિથી રહિત નિરંજન અને નિર્મળ આ પરમજ્યોતિ છે.

આ પરમજ્યોતિનો મહિમા ગાતાં પૂ. મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ કહે છે કે:- "જેનો અંશમાત્ર પણ પ્રાપ્ત થવાથી નવનિધાન પણ સદા સમીપમાં રહે છે, તે નિરુપાધિક આત્માની પરમજ્યોતિની અમે વારંવાર સ્તુતિ કરીએ છીએ."[૧૨]

---

૧૨ ऐन्द्रं तत् परमं ज्योति-रुपाधिरहितं स्तुमः ।
उदिते स्युर्यशोऽपि सन्निधौ निधयो नव ॥ –परमज्योतिष्पञ्चविंशतिका श्लोक १.

ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્રાદિની જ્યોતિ તો પરિમિત ક્ષેત્રને જ પ્રકાશિત કરે છે પરંતુ આત્માની પરમજ્યોતિ તો લોક અને અલોક, ચેતન અને જડ ઉભયને પ્રકાશિત કરનારી હોય છે.

નવ નિધાન અને ચૌદ રત્નના સ્વામી ચક્રવર્તીને પણ જે તેજ પ્રાપ્ત થતું નથી તે તેજ **પરજ્યોતિ**ના ધારક મહાત્માને સ્વાધીન હોય છે અર્થાત્ પરમાત્મધ્યાન-મગ્ન મહાત્માઓ ઇન્દ્ર અને ચક્રવર્તીઓ કરતાં પણ અધિક તેજસ્વી હોય છે. વિશેષ પ્રભાવ-શાળી હોય છે. ઇન્દ્રો અને નરેન્દ્રો પણ તેમના ચરણમાં મસ્તક નમાવતા હોય છે.

સહજ અને વિરાટ પરમજ્યોતિ વડે પ્રકાશિત અંત:કરણવાળા જીવન-મુક્ત મહાત્માઓ પરમ નિઃસ્પૃહ અને મમતારહિત હોય છે. મોક્ષની પણ અભિલાષા તેમના મનમાં રહેતી નથી.

સૂર્યનો ઉદય થવાથી જેમ અંધકારનું સામ્રાજ્ય હટી જાય છે અને સૂર્યનાં પ્રતાપી તેજ-કિરણો વડે વિશ્વ અને દૃશ્યમાન પદાર્થો દૃષ્ટિગોચર બને છે તેમ આત્મામાં પરમજ્યોતિનો ઉદય થતાં મોહ અને અજ્ઞાનરૂપ અંધકાર ભાગવા માંડે છે. દેહ અને આત્માનું ભેદજ્ઞાન પ્રગટે છે. આત્મા, પરમાત્મા અને સમસ્ત જીવરાશિ સાથેની એકતાનો અનુભવ થાય છે. ચિત્તના ક્રોધાદિ વિકારો નષ્ટ થઈ જાય છે. સર્વત્ર સર્વ પરિસ્થિતિમાં સમાધિભાવ અખંડ બને છે અને આત્મામાં જ રહેલા જ્ઞાનાદિ ગુણસંપત્તિરૂપ અખૂટ ઐશ્વર્યની પ્રતીતિ દૃઢ બનતી જાય છે.

સમતાના અમૃત-કુંડમાં નિરંતર મગ્ન બનેલા અને એ સમતાના પ્રભાવે પાપમળથી મુક્ત થયેલા મહાત્માઓને 'શુદ્ધ રત્નત્રય સ્વરૂપ' પરમજ્યોતિના પ્રભાવે જ તીર્થંકર ભગવંતો, ગણધર ભગવંતો અને લબ્ધિવંત મુનિઓ ત્રિભુવનવંદ્ય જગજ્જ્યોતિર્ધર બને છે. આવી અદ્ભુત અદ્વિતીય પરમજ્યોતિનું સ્વરૂપ જાણી, પ્રવર્ધમાન ભાવોલ્લાસ-પૂર્વક વૈખરી-વાણી વડે તેની સ્તુતિ-સ્તવના કરી, મધ્યમા-વાણી દ્વારા એટલે કે મનોગત ચિંતન વડે સ્થિરતાપૂર્વક તેનું ધ્યાન કરનાર સાધકને, પશ્યન્તી અને પરા-વાણી દ્વારા **પરમજ્યોતિ**નો સાક્ષાત્કાર થાય છે.

ચતુર્વિંશતિ (ચોવીસ) જિનસ્તવરૂપ 'લોગસ્સ-સૂત્ર'ને 'ઉજ્જોઅગર' પણ કહે છે. કાર્યોત્સર્ગમાં 'લોકસ્ય-ઉદ્યોતકર સૂત્ર' વડે ક્ષાયિક ભાવની 'પરમજ્યોતિ'ના સ્વરૂપને પરિપૂર્ણપણે પામેલા ચોવીસ જિનેશ્વર પરમાત્માઓનું જ ધ્યાન થતું હોવાથી, તે પરમજ્યોતિનું જ ધ્યાન કહેવાય છે.

'લોગસ્સ-સૂત્ર'ની છેલ્લી ગાથામાં પરમાત્માના પરમજ્યોતિર્મય સ્વરૂપનો નિર્દેશ કરીને, તે **પરમજ્યોતિ** અમારામાં પણ પ્રગટો, એવી ઉચ્ચતમ માગણી મુમુક્ષુ સાધક કરે છે.

એ ગાથા અને તેનો અર્થ નીચે મુજબ છેઃ-

चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।
सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ।। ७ ।।

'અસંખ્ય ચન્દ્રો કરતાં પણ અધિક નિર્મળતમ, અસંખ્ય સૂર્યો કરતાં પણ અધિક પ્રકાશમય અને અગાધ સાગરથી પણ અધિક ગંભીર શ્રીઅરિહંત અને સિદ્ધ ભગવંતો મને પણ તેવી પરમજ્યોતિની સિદ્ધિ આપો.'

આ સૂત્ર, ગણધર ભગવંતકૃત હોવાથી તે અનંત અર્થ અને ગમ યુક્ત છે. તેમાં 'પરમજ્યોતિ'ની પ્રાપ્તિની અનેક કળાઓ, રહસ્યો ગૂઢ રીતે સમાયેલાં છે. તેનો ભેદ તો તેવા પ્રકારની ઊંચી ભૂમિકાએ પહોંચેલા મહાયોગી પુરુષો જ પામી શકે. નાનું બાળક ઊંચા ઝાડને સ્પર્શી શકતું નથી, તેમ નીચલા ગુણસ્થાનકે રહેલા જીવો આ ભેદને ઉકેલી શકતા નથી.

પરંતુ જિનદર્શનમાં બતાવેલી સામાયિકની (ઇષ્ટ-અનિષ્ટના પ્રસંગોમાં રાગ અને દ્વેષથી પર રહી પૂર્ણ સમતાભાવમાં ઝીલવાની) સાધના વડે પરમ ઔદાસીન્યભાવને પ્રાપ્ત કરવા પૂર્વક લોગસ્સ-સૂત્રનું ધ્યાન કરનાર મુમુક્ષુ સાધક અવશ્ય તે 'પરમજ્યોતિ'ને પ્રાપ્ત કરે છે.

'આવશ્યક નિર્યુક્તિ'માં ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામીજી મહારાજ ફરમાવે છે + કેઃ—

જ્ઞાન તે 'ભાવ-ઉદ્યોત' છે. જ્ઞાન આત્માનો જ મુખ્ય ગુણ હોવાથી તે જ્ઞાનનો ઉપયોગ જ્યારે આત્મા માટે જ અર્થાત્ આત્મ-સ્વભાવના લાભ* અર્થે જ થાય છે, ત્યારે જ જ્ઞાનની ભાવ ઉદ્યોતતા ચરિતાર્થ થાય છે.

ભાવ-જ્યોતિ અને ભાવ-ઉદ્યોત બંને એકાર્થક શબ્દ છે-એક જ અર્થના દ્યોતક છે.

આત્મા પોતાના જ્ઞાન વડે જ્યારે પોતાને જાણે છે, અનુભવે છે, ત્યારે જ એ જ્ઞાન, જ્યોતિસ્વરૂપ બને છે.

પછી જ્યોતિસ્વરૂપ એ જ્ઞાન દ્વારા ત્રણે કાળના અને ત્રણે લોકના પદાર્થોને યથાર્થ રીતે જાણી શકાય છે. તેમાં પૂર્ણજ્ઞાની ભગવંતો કેવળજ્ઞાનરૂપી પરમજ્યોતિ વડે લોકાલોકને પ્રત્યક્ષ રીતે જાણી જોઈ શકે છે.

+ नाणं भावुज्जोयो, जह भणियं सव्वभाव दंसीहिं ।
तस्स उवओगकरणे, भावुज्जोअं वियाणाहि ।।
—आवश्यक-निर्युक्ति; कायोत्सर्ग-अधिकार, गाथा १०६०.

* स्वभावलाभसंस्कारकारणं ज्ञानमिष्यते ।।
—'ज्ञानसार; ज्ञानाष्टक': श्लो. ३.

તીર્થંકર ભગવંતો 'લોક ઉદ્યોતકર' કહેવાય છે. તેઓશ્રી પોતાને પ્રગટ થયેલા કેવળ જ્ઞાન દ્વારા જે રીતે લોકાલોકના યથાર્થ સ્વરૂપને જાણે છે, તે રીતે જ તેનું કથન કરી સમસ્ત લોક અને અલોકના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન જગતને આપે છે; માટે જ શ્રી તીર્થંકર પરમાત્માને લોકાલોક-પ્રકાશક કહીને કવિઓએ બિરદાવ્યા છે.

'પરમજ્યોતિ' એ સાધ્ય છે અને તેના પ્રગટીકરણનું સાધન-લોકમાં ઉદ્યોત કરનારા **પરમજ્યોતિર્મય** તીર્થંકર ભગવંતોનું વંદન-પૂજન-સ્મરણ અને ધ્યાન છે.

જે મેળવવું છે, તેનું તથા તેના ધારકનું ધ્યાન કરવું ખાસ જરૂરી છે, એના સિવાય કોઈ સિદ્ધિ થતી નથી.

તીર્થંકર, ગણધરાદિ ઉત્તમ પદોનો મૂળભૂત હેતુ-આ રત્નત્રયમયી 'પરમજ્યોતિ' છે. અષ્ટ મહાસિદ્ધિ, નવનિધિ અને અનેક પ્રકારની લબ્ધિઓ પણ તેના પ્રભાવે જ પ્રાપ્ત થાય છે.

'યોગશાસ્ત્ર'ના આઠમા પ્રકાશમાં મંત્રાધિરાજ 'અર્હં'ના ધ્યાનની પ્રક્રિયાઓ દર્શાવતાં ગ્રન્થકાર શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ 'પરમજ્યોતિ'નો નિર્દેશ કરતાં ફરમાવે છે કેઃ—

'તે જ અનાહતને અનુક્રમે વાળના અગ્રભાગ જેવો સૂક્ષ્મ ચિંતવવો, પછી થોડો સમય આખું જગત અવ્યક્ત-નિરાકાર જ્યોતિર્મય છે એમ જોવું. પછી મનને લક્ષ્યમાંથી (ધીમે ધીમે) ખસેડીને અલક્ષ્યમાં સ્થિર બનાવવાથી અક્ષય અને અતીન્દ્રિય આંતર્-જ્યોતિ પ્રગટે છે.[૧૩]

તાત્પર્ય કે મન ચિંતન-વ્યાપારથી રહિત બની અલક્ષ્યમાં સ્થિર થવાથી પરમ-જ્યોતિ પ્રગટે છે.

'ચિંતામણિ મન્ત્રરાજ કલ્પ'માં કહ્યું છે કે :—

'નાદ, બિન્દુ અને કલાના અભ્યાસથી આંતર્-જ્યોતિ ઉત્પન્ન થાય છે અને તેના પ્રભાવે મનુષ્યોને પરમપદ પ્રાપ્ત થાય છે.' માટે 'પરમજ્યોતિ'ના આ સ્વરૂપને સમ્યક્ પ્રકારે સમજી, પરમજ્યોતિર્મય પરમાત્માના સ્મરણ-મનન-પૂજન-સ્તવન અને ધ્યાનમાં એકરૂપતા સાધવાનું સત્ત્વ મુમુક્ષુ સાધકોએ પ્રગટાવવું જોઈએ.

---

१३. तदेव च क्रमात् सूक्ष्मं ध्यायेत् वालाग्रसन्निभम् ।
क्षणमव्यक्तमीक्षेत जगज्ज्योतिर्मयं ततः ॥२६॥
प्रच्याव्य मानसं लक्ष्यादलक्ष्ये दधतः स्थिरम् ।
ज्योतिरक्षयमत्यक्षमंतरुन्मीलति क्रमात् ॥२७॥
—योगशास्त्र; प्रकाश. ८.

## (૯) બિન્દુ ધ્યાન

**મૂળપાઠ :–** बिन्दुः––द्रव्यतो जलादेः, भावतो येन परिणामविशेषेण जीवात् कर्म गलति ॥ ९ ॥

**અર્થ :–** જળ વગેરેનું બિંદુ તે દ્રવ્યથી 'બિન્દુ' છે અને જે પરિણામ-વિશેષથી આત્મા ઉપરથી કર્મ ઝરી જાય-ખરી પડે તેને ભાવથી 'બિન્દુ' કહેવાય છે.

**વિવેચન :–** (૧) દ્રવ્ય-બિન્દુ:– પાણીનું ટીપું અથવા પ્રવાહી ઘી, તેલ આદિ પદાર્થોનાં બિન્દુ અને શૂન્યાકારે (૦) લખવામાં આવતું બિન્દુ વગેરે 'બિન્દુ' કહેવાય છે. તેનું ચિંતન એ દ્રવ્યથી બિન્દુનું ચિંતન-ધ્યાન કરી શકાય છે અથવા ભાવથી બિન્દુ-ધ્યાનમાં નિમિત્ત-કારણરૂપ બનનાર બિન્દુને પણ દ્રવ્ય-બિન્દુ-ધ્યાન કહી શકાય છે.

(૨) ભાવ-બિન્દુ :– જે સ્થિર પરિણામ વડે આત્મા ઉપર ચોંટેલાં કર્મો ખરી પડે, તે સ્થિર પરિણામ (અધ્યવસાય)ને ભાવથી 'બિન્દુ-ધ્યાન' કહેવાય છે.

આ બિન્દુ-ધ્યાન, એ પૂર્વકથિત ધ્યાન, શૂન્ય, કલા અને જ્યોતિ-ધ્યાનના સતત અભ્યાસ દ્વારા સિદ્ધ થતાં જ્યારે આત્માનાં પરિણામ સુસ્થિર અને શાન્ત બને છે, ત્યારે જ આત્માના અસંખ્ય પ્રદેશો સાથે અનાદિ કાળથી ઘનીભૂત થઈને રહેલાં 'જ્ઞાનાવરણીય' આદિ કર્મો ઢીલાં પડતાં-પાકેલા ફળની જેમ-ખરી પડે છે.

લોખંડના ગોળાના પ્રત્યેક અણુમાં વ્યાપ્ત થઈને રહેલા અગ્નિની જેમ અથવા દૂધમાં મળી ગયેલા પાણીની જેમ નિબિડ અને પ્રગાઢ રીતે આત્માના પ્રત્યેક પ્રદેશમાં મળી ગયેલાં કર્મો, આ ધ્યાનના અચિન્ત્ય પ્રભાવથી ઢીલાં-પોચાં અને શિથિલ બનવાથી તરત ઉદયમાં આવી ભોગવવા યોગ્ય બને છે. લાંબા કાળે ઉદયમાં આવી પોતાનું ફળ આપનારાં કર્મો પણ આ ધ્યાનાગ્નિના પ્રબળ તાપથી થીજેલા ઘીની જેમ પીગળવા માંડે છે અને અલ્પકાળમાં જ જળબિન્દુની જેમ પ્રવાહી-તરલ બની ઓગળવા માંડે છે.

જે શુભ અને સ્થિર પરિણામ વિશેષથી ઘનીભૂત કર્મો ઓગળી જાય છે, તે સ્થિર પરિણામને જ 'ભાવબિન્દુ-ધ્યાન' તરીકે ઓળખવામા આવે છે.

એક મલ્લ(પહેલવાન)ને લોખંડની સાંકળથી જકડવામાં આવ્યો, પણ તે હતો મલ્લ, એટલે તેણે બીજી જ મિનિટે પોતાના સમગ્ર શરીરને સંકોચીને તે સાંકળથી મુક્ત થઈ ગયો.

શરીર-સંકોચની આ પ્રક્રિયા દ્વારા મલ્લનું શરીર સાંકળથી મુક્ત થયું, તેમ દ્રવ્ય અને ભાવ-સંકોચ દ્વારા કર્મગ્રસ્ત આત્મા કર્મમુક્ત થાય છે.

ભાવ-સંકોચની કળામાં કુશળતા પ્રાપ્ત કરવા માટે બિન્દુ-ધ્યાન પર્યાપ્ત બળ પૂરું પાડે છે.

**મંત્રની દૃષ્ટિએ બિન્દુનું મહત્ત્વ:—**

મંત્રશાસ્ત્રોમાં 'બિન્દુ'નું અત્યંત મહત્ત્વ બતાવવામાં આવ્યું છે.

કોઈ પણ મંત્ર પ્રથમ વિકલ્પરૂપતા(વિચારરૂપતા)ને પામે છે, પછી તે વિકલ્પ સંજલ્પતાને (પુનઃપુનઃ આંતર્ જલ્પરૂપ અવસ્થાને) પામે છે અને સંજલ્પના યોગથી તે વિકલ્પ અંતે વિમર્શરૂપતાને અર્થાત્ પરામર્શરૂપતાને-નિર્વિકલ્પરૂપતાને પામે છે. વિમર્શ એ જ તાત્ત્વિક મંત્ર છે.

સંજલ્પ (પુનઃ પુનઃ મંત્રોચ્ચાર) અર્થ–ભાવનાપૂર્વક જ થાય છે. સંજલ્પથી ભાવ્યમાન વસ્તુ સ્પષ્ટ થાય છે.

જ્યારે મંત્રનું અભેદ–પ્રણિધાન પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે સંજલ્પ આપમેળે વિલય પામે છે અને ભાવ્યમાન વસ્તુનો–ધ્યેયનો સાક્ષાત્કાર થાય છે એટલે કે ભાવ્યમાન વસ્તુનું નિર્વિકલ્પ–જ્ઞાન પ્રાપ્ત થાય છે.

સંજલ્પનો અભ્યાસી સાધક ભલે મંત્રનું માનસિક રટણ કરતો હોય, તો પણ સંજલ્પથી સ્વાભાવિક રીતે અર્થનું જ્ઞાન થાય છે. અર્થના સાક્ષાત્કારનો આધાર નિર્વિકલ્પદશા ઉપર છે અને તે સંજલ્પથી સહજ રીતે પ્રાપ્ત થાય છે. પ્રશસ્ત વિકલ્પને ફરી ફરી ઉત્પન્ન કરવા રૂપ સંજલ્પના અભ્યાસથી વિકલ્પો ક્ષીણ થતાં અંતે નિર્વિકલ્પ–દશા પ્રાપ્ત થઈ જાય છે.

નિર્વિકલ્પ સંવિત્ પશ્યન્તી અવસ્થામાં જ હોય છે અને એ અવસ્થા બિન્દુસ્થાન-(આજ્ઞાચક્ર, ભ્રૂમધ્ય)માં પ્રાપ્ત થાય છે એટલે કે મંત્ર જ્યારે આજ્ઞાચક્રના સ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે તે પદમયી દેવતાના તાત્ત્વિકરૂપને ધારણ કરે છે.

મંત્રની નિર્ગુણ, નિષ્કલ, સૂક્ષ્મ વગેરે અવસ્થાઓનો પ્રારંભ બિન્દુસ્થાનથી જ થાય છે.

તાત્ત્વિક–મંત્ર તો તેને જ કહેવામાં આવે છે કે જે વિમર્શ (અવિકલ્પક સંવિત્ ) સ્વરૂપ હોવાથી દેવતા સ્વરૂપ હોય અને તેમાં ઇષ્ટ દેવતા (પરમાત્મા) સાથે અભેદ સધાયો હોય.

મંત્રમય દેવતાને જ્યોતિરૂપ કહેવામાં આવે છે. મંત્રની શબ્દરૂપ (ઉચ્ચારણ કાળની માત્રારૂપ) જે હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત અવસ્થાઓ છે તેનાથી પર એવી જ્યોતિ–અવસ્થા છે. એ અવસ્થા પણ બિન્દુસ્થાન(આજ્ઞાચક્ર)માં જ પ્રાપ્ત થાય છે.

બિન્દુસ્થાનમાં મંત્રનો પ્રવેશ થતાં સાધકના રાગ–દ્વેષ ઓછા થઇ જાય છે, ચિત્ત–પ્રસાદ વધે છે અને મંત્રની જ્યોતિરૂપતા પ્રગટ થાય છે, તેથી મંત્ર એ દેવતાના સ્વરૂપને ધારણ કરે છે અને યોગ તથા ક્ષેમ કરનારો થાય છે.

'અર્હં'–અક્ષર–સ્તવ'માં બિન્દુની વિશાળતા દર્શાવતાં કહ્યું છે કેઃ—

"બિન્દુ પ્રાણીમાત્રના નાસાગ્ર ભાગ ઉપર વિદ્યમાન હોય છે, તેમજ સર્વ વર્ણોના મસ્તક ઉપર પણ વ્યવસ્થિત રહે છે."

ૐ હ્રીઁ. अर्हं આદિ મૂળમંત્રોમાં પણ હકારાદિ અક્ષરો ઉપર જળબિન્દુ સદૃશ બિન્દુ વર્તુળાકારે સ્થિત હોય છે. તે બિન્દુનું ધ્યાન યોગી પુરુષો કરતા હોય છે. સર્વ

પ્રાણીઓને આ બિન્દુનું ધ્યાન, અનુક્રમે મોક્ષફળ આપનાર થાય છે.[૧૪]

મંત્રોચ્ચાર વખતે અનુસ્વાર—પ્લુતના ઉચ્ચારણ પછી જે અનંતર ધ્વનિ ઉત્પન્ન થાય છે તે 'બિન્દુ' કહેવાય છે અર્થાત્ બિન્દુનું ઉચ્ચારણ રણકાર સ્વરૂપ છે. 'म्' આદિ પ્લુત અક્ષરોના ઉચ્ચારણ પછી તેનો પ્રારંભ થાય છે.

જે મંત્રનું આલેખન આભ્યંતર પરિકર (નાદ, બિન્દુ, કલા) સહિત કરવામાં આવે છે ત્યારે તે બીજાક્ષર ઉદ્દીપ્ત થાય છે અને ઇષ્ટ—ક્રિયાનું સાધક બને છે. બિન્દુ અને નાદના સંયોગ વિના મંત્ર માત્ર વર્ણનો સમૂહ જ બની રહે છે.

નમસ્કાર મહામંત્ર, લોગસ્સ, નમુત્થુણં વગેરે સૂત્રોમાં વ્યવસ્થિત રીતે બિન્દુઓ રહેલાં છે તેથી આ સૂત્રો માત્ર વર્ણાત્મક—અક્ષર સમૂહરૂપ ન રહેતાં પરમ—શક્તિના વાહક મહામંત્ર અને મહાસૂત્ર સ્વરૂપ બન્યાં છે.

## બિન્દુની દૃષ્ટિએ નમસ્કાર—મહામંત્રનું મહત્ત્વ

'अरिहाणथुत्त'માં નમસ્કાર—મહામંત્રના પ્રથમ પાંચ પરમેષ્ઠી પદોના સોળ અક્ષરો કે તેમાંના કોઈ એક અક્ષરનું પણ બિન્દુ સહિત (अँ रिँ हँ तँ सिँ द्धँ आँ यँ रिँ यँ उँ वँ ज्झाँ यँ साँ हूँ) ધ્યાન કરવાથી, સાધકના લાખો ભવ—જન્મમરણ ટળી જાય છે એમ જણાવ્યું છે, તે (ભાવથી) બિન્દુ—ધ્યાનના મહત્ત્વને સમજવામાં સહાયક થાય છે.[૧૫]

---

१४. सर्वेषामपि सत्त्वानां नासाग्रोपरिसंस्थितम् ।
बिन्दुकं सर्ववर्णानां शिरसि सुव्यवस्थितम् ॥
हकारोपरि यो बिन्दुर्वर्तुलो जलबिन्दुवत् ।
योगिभिश्चिंतितस्तस्थौ मोक्षदः सर्वदेहिनाम् ॥

—धर्मोपदेशमाला–अर्हं-अक्षर-तत्त्वस्तव ; श्लो. १८–१९

१५. विज्जुव्व पज्जलंति सव्वेसु वि अक्खरेसु मत्ताओ ।
पंचनमुक्कारपए इक्किक्के उवरिमा जाव ॥
ससिधवल सलिलनिम्मल आयारसहं च वण्णियं बिंदु ।
जोयणसयप्पमाणं जालासयसहस्स दिप्पंतं ॥

અર્થ:–પંચ–નમસ્કાર પદના સર્વ અક્ષરોમાં (अँ रिँ हँ तँ सिँ द्धिँ आँ यँ रिँ यँ उँ वँ ज्झाँ यँ साँ हुँ –એ સોળ અક્ષરોમાં) પણ દરેક અક્ષર પર રહેલી માત્રાઓ વીજળી જેવી જાજ્વલ્યમાન છે અને પ્રત્યેક અક્ષર ઉપર ચન્દ્રમા જેવું ઉજ્જવળ, જળ જેવું નિર્મળ, હજારો આકારવાળું વર્ણયુક્ત, સેંકડો યોજન પ્રમાણ, લાખો જ્વાળાઓથી દીપતું બિન્દુ છે.

सोलससु अक्खरेसुं इक्किक्कं अक्खरं जगुज्जोयं ।
भवसय सहस्समहणो जम्मि ठिओ पंचनवकारो ॥

અર્થ:–સોળ અક્ષરોમાંનો એકે એક અક્ષર જગતને પ્રકાશ કરનારો છે અને જે(અક્ષરો)મા આ પંચ–નમસ્કાર સ્થિત છે, તે લાખો ભવ(જન્મ–મરણ)નો નાશ કરે છે.

—'अरिहाणं थुत्तं' ગાથા ; ૨૫થી ૨૭ નમસ્કાર-સ્વાધ્યાય ; પ્રાકૃત-વિભાગ અંતર્ગત (પૃષ્ઠ ૨૦૪)

મંત્રાક્ષરો ઉપર ન્યાસ કરવામાં આવતાં કલા, બિન્દુ અને નાદમાંથી બિન્દુ વિશેષનું ધ્યાન કરવાથી સાધકના ચિત્તમાં એવી વિશિષ્ટ પ્રકારની નિશ્ચળતા આવે છે કે જેનાથી આત્માના પ્રદેશે-પ્રદેશે ઘનીભૂત થયેલાં કર્મો ગળવા માંડે છે, દ્રવિત થઈને એવી રીતે ખરવા લાગે છે-જેવી રીતે અગ્નિનો તાપ લાગતાં એકદમ થીજેલું ઘી પીગળવા માંડે.

આ વિધાનથી એ ફલિત થાય છે કે બિન્દુ રહિત મંત્રાક્ષરો કરતાં બિન્દુ સહિત મંત્રાક્ષરોનું ધ્યાન સાધકને, અપૂર્વ વિશુદ્ધિના અનુભવ સાથે વિશિષ્ટ ફળ-પ્રદાયક નીવડે છે.

યોગી પુરુષો જ્યારે ૐકારનું ધ્યાન બિન્દુ-પર્યંત કરે છે, ત્યારે તે ધ્યાન તેમને ઈચ્છિત ફળ અને મોક્ષ આપનાર બને છે.

બિન્દુ અર્ધમાત્રા છે. માત્રામાંથી અમાત્રામાં, વ્યક્તમાંથી અવ્યક્તમાં લઈ જનાર 'બિન્દુ'-એ એક મહાન સેતુ-પુલનું કામ કરે છે.

ૐ કારમાં સાડા ત્રણ માત્રા રહેલી છે. તેમાં अ, उ અને म् રૂપ ત્રણ માત્રા છે, તેનાથી ૐકારનુ વ્યક્ત સ્વરૂપ ગ્રાહ્ય બને છે; પરંતુ તેનુ પરમ અવ્યક્ત સ્વરૂપ તો આત્મા છે, તે માત્રાતીત છે. તે બન્નેના મધ્યમાં અર્ધ માત્રા 'બિન્દુ' છે. તેના માધ્યમ-આલંબન દ્વારા વ્યક્તમાંથી અવ્યક્તમાં જવાય છે, જ્યાં જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એકાકાર થઈ જાય છે.

ૐકાર રૂપ પરમાત્માના વ્યક્ત અને અવ્યક્ત સ્વરૂપનો સંયોગ કરાવનાર હોવાથી અર્ધમાત્રાને 'સેતુ' કહે છે. તેનો પ્રારંભ બિન્દુથી થાય છે અને અંત નાદ-અનાહતના અંતમાં થાય છે.

આ રીતે બિન્દુ અને નાદરૂપ અર્ધમાત્રામાં બિન્દુ-નવકનો પણ અંતર્ભાવ થયેલો છે, તેનું વિભાગીકરણ નીચે મુજબ જોવા મળે છે :-

**બિન્દુમાં**-બિન્દુ, અર્ધચન્દ્ર, નિરોધિકા.

**નાદમાં**-નાદ, નાદાંત, શક્તિ, વ્યાપિની, સમના અને ઉન્મના.

કેટલાકના મતે આ બિન્દુ આદિ નવે અંશોનો સમાવેશ બિન્દુમાં થાય છે - તેને 'બિન્દુ-નવક' કહે છે.

પ્રસ્તુતમાં, બિન્દુ-પર્યંત ૐકારનું ધ્યાન કરવાનું જે વિધાન છે, તે 'બિન્દુ-નવક'માં ધ્વનિ રૂપે કરવાનું હોય છે અને અંતે તે 'ઉન્મના' અવસ્થા સુધી કરવાથી માત્રાતીત આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે.

બિન્દુ આદિ નવે અંશો પણ અનુક્રમે સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ કાળ વડે ઉચ્ચાર્યમાન વિશેષ ધ્વનિઓ (વર્ણો) છે.

બિન્દુ-નવકનાં સ્થાનો :-

બિન્દુ જ્યોતિ સ્વરૂપ છે. બિન્દુથી સમના પર્યંતનો કાળ અર્ધમાત્રાનો છે, તેથી તેને અર્ધમાત્ર અવસ્થા કહે છે. સમનામાં માત્રાનો અત્યંત સૂક્ષ્મ અંશ બાકી રહે છે, તેનો લય થતાં જ મનનો સંબંધ છૂટી જાય છે. ત્યાર પછી ઉન્મના અવસ્થા આવે છે.

બિન્દુ-ગ્રન્થિનું સ્થાન ભ્રૂમધ્ય છે.

ભ્રૂમધ્યથી બ્રહ્મરંધ્ર અગિયાર આંગળ દૂર છે. તેમાં અર્ધચન્દ્રાદિ આઠે ગ્રન્થિઓ રહેલી છે. લલાટના અગ્રભાગ ઉપર અર્ધચન્દ્ર ગ્રન્થિ છે, મધ્યભાગે નિરોધિકા અને અંતભાગે નાદગ્રન્થિ છે. તેના પછી શક્તિ, વ્યાપિની, સમના અને ઉન્મના ગ્રન્થિઓ અનુક્રમે રહેલી છે.

સુષુમ્ણાનો અંત બ્રહ્મરંધ્રમાં થાય છે. મૂલાધાર ચક્ર-સ્થાનના મધ્યભાગથી સુષુમ્ણાનો પ્રારંભ થાય છે ત્યાંથી તે નાડી નાભિકંદ, હૃદય, ઘંટિકા અને ભ્રૂમધ્ય (બિન્દુ-ગ્રન્થિ)માં થઈને બ્રહ્મરંધ્ર સુધી જાય છે.

મંત્રરાજ 'અર્હં'ના બિન્દુ અંશના અનુસ્વારાત્મક ઉચ્ચારણ વડે સૂક્ષ્મ ધ્વનિરૂપ નાદ ક્રમશઃ અર્ધચન્દ્રાદિ ગ્રન્થિઓને ભેદે છે. છેલ્લી ઉન્મના ગ્રન્થિના ભેદનથી પરમ તત્ત્વની પ્રાપ્તિ થાય છે.

'અર્હં'ના-અ, ર્હ, મ્, કલા અને બિન્દુ-આ પાંચ અંશો સુસૂક્ષ્મ ધ્વનિ વડે મધ્યમાર્ગ-સુષુમ્ણામાં પ્રવેશ કરીને નાભિ આદિ ગ્રન્થિઓનું ક્રમશઃ ભેદન કરતા હોય એ રીતે ચિંતવવાનું 'યોગશાસ્ત્ર'માં બતાવ્યું છે.[16]

આ રીતે અર્ધ માત્રારૂપ 'બિન્દુ'-એ સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ ધ્વનિ કે મનનો વ્યાપાર હોવાથી મલિન વાસનાઓનો ક્ષય થતાં તેના પ્રભાવે 'જ્ઞાન-જ્યોતિ' આત્મ-શુદ્ધિ વિશેષ વૃદ્ધિ પામે છે.

બિન્દુ-ધ્યાનમાં પણ આત્મ-પરિણામની વિશુદ્ધિ થવાથી કર્મોનો મોટા પ્રમાણમાં નાશ થાય છે. આમ બંનેનું કાર્ય સદૃશ જણાય છે અર્થાત્ અર્ધમાત્રા કે બિન્દુ-એ અમાત્ર એવા આત્માના સાક્ષાત્કારનો શ્રેષ્ઠ ઉપાય છે.

બિન્દુનું ધ્યાન પરાકાષ્ઠાએ પહોંચે છે, ત્યારે 'પરમ-બિન્દુ' ધ્યાનનો પ્રારંભ થાય છે.

જિનાગમોમાં બતાવેલી ૧૧ ગુણશ્રેણિઓમાંથી 'પરમ-બિન્દુ' ધ્યાનમાં નવ પ્રકારની ગુણશ્રેણિઓનું ગ્રહણ કર્યું છે. તેનું સ્વરૂપ પણ અત્યંત મહત્ત્વપૂર્ણ છે.

---

૧૬. ग्रन्थीन् विदारयन् नाभिकन्द-हृद्-घण्टिकादिकान् ।
सुसूक्ष्म-ध्वनिना मध्यमार्गयायि स्मरेत्ततः ॥

—योगशास्त्र, प्रकाशो.-८, श्लो१०

## (૧૦) પરમ-બિન્દુ ધ્યાન

મૂળપાઠઃ—परम बिन्दुः- सम्यक्त्व-देशविरति-सर्वविरति-अनंतानुबंधिविसंयोजन-सप्तकक्षय-उपशामकावस्था-उपशममोहावस्था-मोहक्षपकावस्था- क्षीणमोहावस्थाभाविगुणश्रेणयः, उपरितने तु द्वे गुणश्रेणी केवलिन एव भवतः, इदं तु छद्मस्थस्यैव निरूप्यते। गुणश्रेणिर्नाम बहूपरितनकालवेद्यस्य दलिकस्याधः स्वल्पकालेनैव वेदनम्। उक्तं च- "उवरिमठिईदलियं हेट्ठिमठाणम्मि कुणइ गुणसेढी ॥ १० ॥

**અર્થ** :- સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિ, અનંતાનુબંધિ (ક્રોધ-માન-માયા-લોભ)ની વિસંયોજના, દર્શન-સપ્તકનો ક્ષય, ઉપશામક અવસ્થા, ઉપશાન્તમોહ અવસ્થા, મોહક્ષપક અવસ્થા તથા ક્ષીણમોહ અવસ્થા પ્રાપ્ત થતી વખતે જે ગુણશ્રેણિઓ પ્રાપ્ત થાય છે, તેને 'પરમ-બિન્દુ' કહેવાય છે. ત્યાર પછીની બે ગુણશ્રેણિઓ કેવળી ભગવાનને જ હોય છે અને અહીં તો છદ્મસ્થના ધ્યાનનું જ નિરૂપણ કરેલું છે, એટલે તે બે ગુણશ્રેણિઓ 'પરમ-બિન્દુ'માં ગણી નથી.

કર્મના જે દલિકોનું ઘણા લાંબા સમયે વેદન થવાનું હોય, તેને નીચેની સ્થિતિમાં નાખી દઈને, અલ્પ સમયમાં જ જે વેદન કરવામાં આવે, તેને ગુણશ્રેણિ કહેવામાં આવે છે.

કહ્યું છે કે :-"ઉપરની સ્થિતિના કર્મ-દલિકને નીચેના સ્થાનમાં નાખવામાં આવે તે 'ગુણશ્રેણિ' કહેવાય છે."

**વિવેચન** :-આગમ શાસ્ત્રોમાં અને કર્મ-સાહિત્યમાં જીવની આધ્યાત્મિક-વિકાસની ભૂમિકાઓનો નિર્દેશ 'ચૌદ ગુણસ્થાનક' રૂપે અને 'અગિયાર ગુણ શ્રેણિ' રૂપે કરવામાં આવ્યો છે.

'ગુણ શ્રેણિ'-એ મોક્ષ-સાધનાની સોપાન-પંક્તિ છે. એક વાર પણ તેની ઉપર આરૂઢ થયા પછી જીવનો અવશ્ય મોક્ષ થાય છે.

### ગુણસ્થાનક અને ગુણશ્રેણિનું સ્વરૂપ

**ગુણ સ્થાનક** :- આત્માની જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય આદિ શક્તિઓનું સ્થાન એટલે તે શક્તિઓની શુદ્ધતાની તરતમ ભાવવાળી અવસ્થાઓ.

જ્ઞાનાદિ આત્માના સહજ ગુણો છે. સંસારી અવસ્થામાં તે વિવિધ પ્રકારનાં આવરણોથી ઢંકાયેલા હોય છે. જેમ જેમ એ આવરણો ઘટતાં જાય છે, નષ્ટ થતાં જાય છે, તેમ તેમ ગુણોની વિશેષ શુદ્ધિ થતી જાય છે.

આત્મગુણોની શુદ્ધિના પ્રકર્ષ અને અપકર્ષના અસંખ્યાત પ્રકારો સંભવે છે, પણ સંક્ષેપમાં તેને ચૌદ વિભાગમાં વહેંચી આત્મિક-ઉત્થાનનો વિકાસ-ક્રમ બનાવવામાં આવ્યો છે. તેનું વિશેષ વર્ણન 'કર્મગ્રન્થ', 'ગુણસ્થાન ક્રમારોહ' આદિ ગ્રન્થોથી જાણી લેવું.

**ગુણશ્રેણિ** :- કર્માવૃત્ત આત્મિક-ગુણોનું ઉત્તરોત્તર અધિકાધિક શુદ્ધીકરણ (અસંખ્યાત ગુણ)-નિર્જરા-તેનું નામ ગુણશ્રેણિ છે. જે આત્માનાં જ પરિણામ (જ્ઞાન-

(૫) ધર્મનું માહાત્મ્ય જાણવા મળતાં 'સમ્યગ્દર્શન' પ્રાપ્ત કરવાની ઈચ્છા થાય તે પાંચમી.

(૬) 'સમ્યગ્દર્શન'ના પ્રગટીકરણની અપૂર્વ ક્ષણ તે છઠ્ઠી.

અને (૭) તેની પ્રાપ્તિ થયા પછી તદ્ અવસ્થામાં પણ થતો ઉત્તરોત્તર-વિકાસ તે સાતમી.

આ સાતે કક્ષાઓમાંથી પસાર થતી વખતે ક્રમશઃ અસંખ્યાત ગુણી નિર્જરા થાય છે, તેથી આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્ર આદિ સદ્ગુણો પણ ઉત્તરોત્તર અધિક પ્રકર્ષ-વૃદ્ધિ પામતા હોય છે.

**દ્વિતીયગુણ શ્રેણિ**માં અવાન્તર ત્રણ ગુણશ્રેણિઓ હોય છે :-

(૧) દેશવિરતિ-ધર્મને પ્રાપ્ત કરવાની ઈચ્છા.

(૨) દેશવિરતિ-ધર્મની પ્રાપ્તિ.

(૩) દેશવિરતિ-ધર્મની પ્રાપ્તિ પછીની અવસ્થા.

એ જ રીતે **તૃતીય ગુણશ્રેણિ**માં પણ અવાન્તર ત્રણ ગુણશ્રેણિઓ હોય છે :-

(૧) સર્વવિરતિ ધર્મ પ્રાપ્ત કરવાની ઈચ્છા,

(૨) તેની પ્રાપ્તિ

અને (૩) તદ્ અવસ્થા.

**ચતુર્થ ગુણશ્રેણિ**માં અવાન્તર અવસ્થાઓ :-

(૧) અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભની વિસંયોજના (ક્ષય) કરવાની ઈચ્છા,

(૨) તેનો ક્ષય,

અને (૩) ક્ષય પછીની અવસ્થા.

**પાંચમી ગુણશ્રેણિ**માં અવાન્તર અવસ્થાઓ :-

(૧) દર્શન મોહ-દર્શનત્રિકને ખપાવવાની ઈચ્છા,

(૨) તેનું ક્ષપણ

અને (૩) ક્ષય પછીની અવસ્થા.

**છઠ્ઠી ગુણશ્રેણિ**માં શેષ મોહનીય-કર્મની ૨૧ પ્રકૃતિઓના ઉપશમનો પ્રારંભ થાય છે. તેને 'મોહ-ઉપશામક' અવસ્થા કહે છે.

**સાતમી ગુણશ્રેણિ**માં ઉપર મુજબની મોહનીય-કર્મની ૨૧ પ્રકૃતિઓ ઉપશાન્ત થાય છે, તેને 'ઉપશાન્ત મોહ' અવસ્થા કહે છે.

**આઠમી ગુણશ્રેણિમાં** શેષ મોહનીય કર્મની ૨૧ પ્રકૃતિના ક્ષયનો પ્રારંભ થાય છે, તેને 'મોહ-ક્ષપક' અવસ્થા કહે છે.

**નવમી ગુણશ્રેણિમાં**–એ જ શેષ મોહનીયકર્મની પ્રકૃતિઓનો અર્થાત્ મોહનો સર્વથા ક્ષય થાય છે, તેને 'ક્ષીણ-મોહ' અવસ્થા કહે છે.

આ પ્રમાણે છદ્મસ્થ-અવસ્થામાં એટલે કે કેવળજ્ઞાન પ્રાપ્તિની પહેલાં પ્રત્યેક આત્માએ ઉપરોક્ત ગુણશ્રેણિઓ– નિશ્ચલ-ધ્યાનની ઊંચી-ઊંચી ભૂમિકાઓ –અવશ્ય પ્રાપ્ત કરવી પડે છે અને તેમાં પ્રથમ ભૂમિકામાં આવવા માટે પૂર્વોક્ત સાત અવાન્તર ગુણશ્રેણીઓ–ધ્યાનની ભૂમિકાઓ પણ અવશ્ય સિદ્ધ કરવી પડે છે.

ધ્યાનની નિશ્ચલતા કેળવવા માટે કે નિશ્ચલ-ધ્યાનની સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે પૂર્વે બતાવેલાં ધ્યાન, પરમ-ધ્યાન, શૂન્ય, પરમ-શૂન્ય આદિ ધ્યાનોનો સતત અભ્યાસ કરવો જરૂરી છે.

ગુણશ્રેણિમાં કર્મ-ક્ષયને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. તેથી જે કર્મદલિકો-સ્કંધો લાંબા કાળે ઉદયમાં આવવાનાં હોય છે તે નીચેની-ભોગવાતી ચાલુ સ્થિતિમાં પ્રક્ષેપ કરીને અલ્પકાળમાં ભોગવી લેવામાં આવે તેને 'ગુણશ્રેણિ' કહે છે

ગુણશ્રેણિ વિશુદ્ધ અને પ્રબળ-ધ્યાનની પવિત્ર-પ્રક્રિયા છે. ધ્યાનની નિશ્ચલતા અને વિશુદ્ધિ વિના-અલ્પ કાળમાં અધિક કર્મોનો ક્ષય થઇ શકતો નથી. તેમાં પણ છઠ્ઠી-સાતમી ગુણશ્રેણિ, ઉપશમ શ્રેણિવાળા પુણ્યાત્માને અને આઠમી-નવમી ગુણશ્રેણિ ક્ષપક-શ્રેણિગત યોગી-મહાત્માઓને મોહનીય-કર્મનો ક્ષય કરતી વખતે હોય છે. છઠ્ઠીથી-નવમી સુધીની ચાર ગુણશ્રેણિઓ અત્યંત નિશ્ચલ-ધ્યાન સ્વરૂપ છે અને તે કલા, બિન્દુ રહિત એવા આત્મ-તત્ત્વનો સાક્ષાત્કાર 'કરાવનાર હોવાથી તેને 'પરમ-બિન્દુ' કહે છે.

## (૧૧-૧૨) નાદ-પરમનાદ ધ્યાન

**મૂળપાઠ** :– नादः–द्रव्यतो बुभुक्षातुराणामङ्गुलीस्थगितकर्णानां घुमत्कारः। भावतः स्वशरीरोत्थ एव तुर्यनिर्घोष इव स्वयं श्रूयते ॥११॥

परमनादः– पृथग् वाद्यमानवादित्रशब्दा इव विभिन्ना व्यक्ताः श्रूयन्ते ॥ १२ ॥

**અર્થ**:— **નાદ**:– ભૂખથી પીડાતા મનુષ્યો કાનમાં આંગળી નાખીને જે સૂસકારો કરે છે, તે 'દ્રવ્યથી નાદ' છે.

પોતાના શરીરમાં જ ઉત્પન્ન થયેલો જે નિર્ઘોષ (નાદ) વાજિંત્રના અવાજની જેમ સ્વયં સંભળાય છે. તે 'ભાવથી નાદ' છે.

**પરમનાદ**:–જુદાં જુદાં વાગતાં વાજિંત્રોના શબ્દોની જેમ—વિભિન્ન અને વ્યક્ત શબ્દો (ધ્વનિઓ) સંભળાય, તે 'પરમનાદ' કહેવાય છે.

-ક્રિયાત્મક-અધ્યવસાય) વિશેષથી થાય છે. ઉદય ક્ષણથી આરંભી પ્રતિસમય અસંખ્યગુણ અધિકાધિક કર્મદલિકોની રચના કરવી તે 'ગુણશ્રેણિ' છે. તે સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિ વગેરે ગુણવાળા જીવો અનુક્રમે અસંખ્યગુણ-અસંખ્યગુણ નિર્જરા કરે છે.[17]

કર્મોના દલિકોનુ વેદન કર્યા વિના તેની નિર્જરા થઈ શકતી નથી. જો કે સ્થિતિ અને રસનો ઘાત, વેદન વિના પણ શુભ-પરિણામ આદિ દ્વારા થઈ શકે છે, પરંતુ દલિકોની નિર્જરા વેદન વિના શકય નથી.

આમ તો જીવ પ્રતિસમય કર્મ-દલિકોનો અનુભવ કરે છે. એથી ભોગજન્ય નિર્જરા કે જેને સોપક્રમિક યા સવિપાક-નિર્જરા પણ કહે છે, તે પ્રતિસમય ચાલુ હોય છે; પરંતુ આ રીતની નિર્જરામાં એક તો પરિમિત કર્મ-દલિકોની નિર્જરા થાય છે અને બીજું ભોગજન્ય નિર્જરા પુનઃ નવા કર્મબંધનું પણ કારણ બને છે એટલે તેનાથી કોઈ જીવ કર્મબંધનથી મુક્ત બની શકતો નથી.

કર્મ-મુક્તિ માટે તો અલ્પ-સમયમાં ઢગલાબંધ કર્મ-પરમાણુઓનું ક્ષપણ જરૂરી છે અને તે ઉત્તરોત્તર કર્મ-નિર્જરાનું પ્રમાણ વધે તો જ શકય બને.

આવી ઉત્તરોત્તર વર્ધમાન કર્મની નિર્જરાને 'ગુણ શ્રેણિ' કહે છે અને તે ત્યારે જ થાય છે જ્યારે આત્માના ભાવો ઉત્તરોત્તર વધુ ને વધુ વિશુદ્ધ બનતા જાય, જીવ ઉત્તરોત્તર વિશુદ્ધ સ્થાનો ઉપર આરોહણ કરતો જાય. આ વિશુદ્ધ-સ્થાનો એ વિપુલ નિર્જરા અથવા ગુણશ્રેણિ-રચનાનાં કારણ હોવાથી તેને પણ ગુણશ્રેણિ કહેવાય છે.

એવી ગુણશ્રેણિના અગિયાર પ્રકાર છે. તેમાંથી નવ ગુણશ્રેણિ જ પ્રસ્તુત વિષયમાં ઉપયોગી હોવાથી તેનું ટૂંક સ્વરૂપ વિચારીશું :-

જીવ પ્રથમ સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે અપૂર્વકરણ વગેરે કરતી વખતે પ્રતિસમય અસંખ્યાતગુણ-અસંખ્યાતગુણ કર્મ-નિર્જરા કરે છે તથા સમ્યક્ત્વની પ્રાપ્તિ પછી અંતર્મુહૂર્ત કાળ સુધી તે જ ક્રમ ચાલુ રહે છે.

આ 'સમ્યક્ત્વ' નામક પ્રથમ ગુણશ્રેણિ છે. આગળની અન્ય ગુણશ્રેણિઓની અપેક્ષાએ આ ગુણશ્રેણિમાં મંદ-વિશુદ્ધિ હોય છે. આથી આ ગુણશ્રેણિમાં અલ્પ-કર્મ-દલિકોની રચના હોય છે અને તેને વેદવાનો કાળ વધુ હોય છે.

સમ્યક્ત્વની પ્રાપ્તિ પછી જીવ જ્યારે વિરતિનું દેશથી પાલન કરે છે ત્યારે 'દેશ વિરતિ' નામક બીજી ગુણશ્રેણિ હોય છે. આમાં પ્રથમ ગુણશ્રેણિ કરતાં કર્મ-દલિકોની

---

१७. गुणसेढी दलरयणाऽणुसमयमुदयादसंखगुणणाए ।
एवगुणा पुण कमसो, असंखगुणा निज्जरा जीवा ॥

—पंचम-कर्मग्रन्थ, गाथा-८२

રચના અસંખ્યાતગુણ અધિક હોય છે અને તેનો વેદન-કાળ, તેના કરતાં સંખ્યાતગુણ હીન હોય છે.

સંપૂર્ણ સર્વવિરતિનું પાલન કરતી વખતે ત્રીજી ગુણશ્રેણિ હોય છે.

જીવ જ્યારે અનંતાનુબંધી કષાયની વિસંયોજના કરે છે અર્થાત્ અનંતાનુબંધી કષાયના સમસ્ત કર્મ-દલિકોને અન્ય કષાય રૂપે પરિણમાવે છે ત્યારે ચોથી ગુણશ્રેણિ હોય છે.

દર્શન-મોહનીયની ત્રણે પ્રકૃતિઓનો ક્ષય કરતી વખતે પાંચમી ગુણશ્રેણિ હોય છે.

આઠમા નવમા અને દશમા ગુણઠાણે ચારિત્ર-મોહનીયનો ઉપશમ કરતી વખતે છટ્ઠી ગુણશ્રેણિ હોય છે.

ઉપશાન્તમોહ નામના અગિયારમા ગુણઠાણે સાતમી ગુણશ્રેણિ હોય છે.

આઠમી ગુણશ્રેણિ ક્ષપકશ્રેણિમાં ચારિત્ર-મોહનીયનો ક્ષય કરતી વખતે હોય છે અને નવમી ગુણશ્રેણિ ક્ષીણમોહ નામના બારમા ગુણઠાણે હોય છે.

આ નવે ગુણશ્રેણિઓમાં ઉત્તરોત્તર અસંખ્યાતગુણ અધિક કર્મ-દલિકોની નિર્જરા થાય છે, પણ તેમાં સમય ઉત્તરોત્તર સંખ્યાતગુણ-સંખ્યાતગુણહીન લાગે છે અર્થાત્ થોડા સમયમાં અધિક-અધિક કર્મ-દલિકોને ખપાવે છે માટે આ નવે સ્થાનોને 'ગુણ શ્રેણિ' કહેવાય છે.

ગુણ સ્થાનક સાધ્ય છે, ગુણશ્રેણિ સાધન છે. કર્મ-માલિન્યના અપગમ વિના કોઈ પણ ગુણની-ગુણસ્થાનકની પ્રાપ્તિ થતી નથી.

અપુનર્બંધક અવસ્થા, મંદ-મિથ્યાત્વપણું પણ ગુણશ્રેણિ વડે થતી કર્મ-નિર્જરા દ્વારા પ્રાપ્ત થાય છે.

મુખ્યતયા ગુણશ્રેણિઓના ૧૧ પ્રકાર છે, તેમાંથી છદ્માવસ્થામાં સમ્યક્ત્વાદિ નવ ગુણશ્રેણિઓ હોય છે. પ્રથમ ગુણશ્રેણિ સમ્યક્ત્વપ્રાપ્તિ સમયે હોય છે અને તેની પૂર્વે મિથ્યાત્વ અવસ્થામાં પણ અવાન્તર ગુણશ્રેણિઓ હોય છે.

'અધ્યાત્મસાર'માં **પ્રથમ ગુણશ્રેણિમાં** સાત પ્રકારની અવાન્તર ગુણશ્રેણિઓ (આધ્યાત્મિક-ક્રિયા રૂપે) પણ બતાવી છે, તે નીચે મુજબ છે :-

(૧) **ધર્મ સંબંધી જિજ્ઞાસા-**: ધર્મ શું છે ? -એવી સંજ્ઞા-જાણવાની ઈચ્છા માત્ર ઉત્પન્ન થાય તે પહેલી અવાન્તર ગુણશ્રેણિ છે.

(૨) તેનું સ્વરૂપ પૂછવાનુ મન થાય તે બીજી.

(૩) પૂછવા માટે સદ્ગુરુ-મહાત્મા પાસે જવાની ઈચ્છા થાય તે ત્રીજી.

(૪) ઔચિત્ય, વિનય અને વિધિના આચરણપૂર્વક ધર્મનું સ્વરૂપ પૂછવું તે ચોથી.

(૫) ધર્મનું માહાત્મ્ય જાણવા મળતાં 'સમ્યગ્દર્શન' પ્રાપ્ત કરવાની ઈચ્છા થાય તે પાંચમી.

(૬) 'સમ્યગ્દર્શન'ના પ્રગટીકરણની અપૂર્વ ક્ષણ તે છઠ્ઠી.

અને (૭) તેની પ્રાપ્તિ થયા પછી તદ્દ અવસ્થામાં પણ થતો ઉત્તરોત્તર-વિકાસ તે સાતમી.

આ સાતે કક્ષાઓમાંથી પસાર થતી વખતે ક્રમશઃ અસંખ્યાત ગુણી નિર્જરા થાય છે, તેથી આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્ર આદિ સદ્દગુણો પણ ઉત્તરોત્તર અધિક પ્રકર્ષ-વૃદ્ધિ પામતા હોય છે.

**દ્વિતીયગુણ શ્રેણિમાં** અવાન્તર ત્રણ ગુણશ્રેણિઓ હોય છે :-

(૧) દેશવિરતિ-ધર્મને પ્રાપ્ત કરવાની ઈચ્છા.

(૨) દેશવિરતિ-ધર્મની પ્રાપ્તિ.

(૩) દેશવિરતિ-ધર્મની પ્રાપ્તિ પછીની અવસ્થા.

એ જ રીતે **તૃતીય ગુણશ્રેણિમાં** પણ અવાન્તર ત્રણ ગુણશ્રેણિઓ હોય છે :-

(૧) સર્વવિરતિ ધર્મ પ્રાપ્ત કરવાની ઈચ્છા,

(૨) તેની પ્રાપ્તિ

અને (૩) તદ્દ અવસ્થા.

**ચતુર્થ ગુણશ્રેણિમાં** અવાન્તર અવસ્થાઓ :-

(૧) અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભની વિસંયોજના (ક્ષય) કરવાની ઈચ્છા,

(૨) તેનો ક્ષય,

અને (૩) ક્ષય પછીની અવસ્થા.

**પાંચમી ગુણશ્રેણિમાં** અવાન્તર અવસ્થાઓ :-

(૧) દર્શન મોહ-દર્શનત્રિકને ખપાવવાની ઈચ્છા,

(૨) તેનું ક્ષપણ

અને (૩) ક્ષય પછીની અવસ્થા.

**છઠ્ઠી ગુણશ્રેણિમાં** શેષ મોહનીય-કર્મની ૨૧ પ્રકૃતિઓના ઉપશમનો પ્રારંભ થાય છે. તેને 'મોહ-ઉપશામક' અવસ્થા કહે છે.

**સાતમી ગુણશ્રેણિમાં** ઉપર મુજબની મોહનીય-કર્મની ૨૧ પ્રકૃતિઓ ઉપશાન્ત થાય છે, તેને 'ઉપશાન્ત મોહ' અવસ્થા કહે છે.

**આઠમી ગુણશ્રેણિમાં** શેષ મોહનીય કર્મની ૨૧ પ્રકૃતિના ક્ષયનો પ્રારંભ થાય છે, તેને 'મોહ–ક્ષપક' અવસ્થા કહે છે.

**નવમી ગુણશ્રેણિમાં**–એ જ શેષ મોહનીયકર્મની પ્રકૃતિઓનો અર્થાત્ મોહનો સર્વથા ક્ષય થાય છે, તેને 'ક્ષીણ–મોહ' અવસ્થા કહે છે.

આ પ્રમાણે છદ્મસ્થ–અવસ્થામાં એટલે કે કેવળજ્ઞાન પ્રાપ્તિની પહેલાં પ્રત્યેક આત્માએ ઉપરોક્ત ગુણશ્રેણિઓ– નિશ્ચલ-ધ્યાનની ઊંચી-ઊંચી ભૂમિકાઓ –અવશ્ય પ્રાપ્ત કરવી પડે છે અને તેમાં પ્રથમ ભૂમિકામાં આવવા માટે પૂર્વોક્ત સાત અવાન્તર ગુણશ્રેણીઓ–ધ્યાનની ભૂમિકાઓ પણ અવશ્ય સિદ્ધ કરવી પડે છે.

ધ્યાનની નિશ્ચલતા કેળવવા માટે કે નિશ્ચલ-ધ્યાનની સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે પૂર્વે બતાવેલાં ધ્યાન, પરમ–ધ્યાન, શૂન્ય, પરમ–શૂન્ય આદિ ધ્યાનોનો સતત અભ્યાસ કરવો જરૂરી છે.

ગુણશ્રેણિમાં કર્મ-ક્ષયને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. તેથી જે કર્મદલિકો–સ્કંધો લાંબા કાળે ઉદયમાં આવવાનાં હોય છે તે નીચેની–ભોગવાતી ચાલુ સ્થિતિમાં પ્રક્ષેપ કરીને અલ્પકાળમાં ભોગવી લેવામાં આવે તેને 'ગુણશ્રેણિ' કહે છે

ગુણશ્રેણિ વિશુદ્ધ અને પ્રબળ–ધ્યાનની પવિત્ર–પ્રક્રિયા છે. ધ્યાનની નિશ્ચલતા અને વિશુદ્ધિ વિના–અલ્પ કાળમાં અધિક કર્મોનો ક્ષય થઈ શકતો નથી તેમાં પણ છઠ્ઠી–સાતમી ગુણશ્રેણિ, ઉપશમ શ્રેણિવાળા પુણ્યાત્માને અને આઠમી–નવમી ગુણશ્રેણિ ક્ષપક–શ્રેણિગત યોગી–મહાત્માઓને મોહનીય–કર્મનો ક્ષય કરતી વખતે હોય છે. છઠ્ઠીથી-નવમી સુધીની ચાર ગુણશ્રેણિઓ અત્યંત નિશ્ચલ–ધ્યાન સ્વરૂપ છે અને તે કલા, બિન્દુ રહિત એવા આત્મ–તત્ત્વનો સાક્ષાત્કાર 'કરાવનાર હોવાથી તેને 'પરમ–બિન્દુ' કહે છે.

## (૧૧–૧૨) નાદ–પરમનાદ ધ્યાન

**મૂળપાઠ** :– नादः–द्रव्यतो बुभुक्षातुराणामङ्गुलीस्थगितकर्णानां सुसूत्कारः । भावतः स्वशरीरोत्थ एव तुर्यनिर्घोष इव स्वयं श्रूयते ॥११॥

परमनादः– पृथग् वाद्यमानवादित्रशब्दा इव विभिन्ना व्यक्ताः श्रूयन्ते ॥ १२ ॥

**અર્થ**:— **નાદ**:– ભૂખથી પીડાતા મનુષ્યો કાનમાં આંગળી નાખીને જે સૂસકારો કરે છે, તે 'દ્રવ્યથી નાદ' છે.

પોતાના શરીરમાં જ ઉત્પન્ન થયેલો જે નિર્ઘોષ (નાદ) વાજિંત્રના અવાજની જેમ સ્વયં સંભળાય છે, તે 'ભાવથી નાદ' છે

**પરમનાદ**:–જુદાં જુદા વાગતાં વાજિંત્રોના શબ્દોની જેમ—વિભિન્ન અને વ્યક્ત શબ્દો (ધ્વનિઓ) સંભળાય, તે 'પરમનાદ' કહેવાય છે.

**વિવેચન** :-મંત્ર-સાધનામાં કે પદસ્થ-ધ્યાનની સાધનામાં નાદાનુસંધાનનું સ્થાન મોખરે છે. તેનું કારણ એ છે કે નાદાનુસંધાનના અભ્યાસથી નિર્વિકલ્પ-દશાની પ્રાપ્તિ સરળતાપૂર્વક થાય છે.

આત્માની આમર્શન (પ્રાણ) શક્તિનું મૂળ પણ નાદ છે. એને જ 'પરા-વાક્' પણ કહેવામાં આવે છે. એમાંથી જ સ્વરો અને વ્યંજનોની ઉત્પત્તિ થાય છે.

**નાદ અને પ્રાણનો સંબંધ** :-

પ્રાણ અને મનના લય વિના સમાધિ સિદ્ધ થતી નથી. પ્રાણનો લય પણ અવશ્ય થાય છે.

કહ્યું પણ છે કે— "ઇન્દ્રિયોનો સ્વામી મન છે, મનનો સ્વામી પવન છે, પવનનો સ્વામી લય છે અને લય નાદ સાપેક્ષ છે."×

પ્રાણ ઉચ્ચારણાત્મક છે એટલે કે ઉચ્ચાર એ તેનો સ્વાભાવિક ધર્મ છે.

પ્રાણવૃત્તિ (વીર્ય-શક્તિ)ના બે પ્રકાર છે : (૧) સામાન્ય એટલે સ્પંદનાત્મક પ્રાણવૃત્તિ અને (૨) વિશિષ્ટ પ્રાણવૃત્તિ.

વિશિષ્ટ પ્રાણવૃત્તિ પાંચ પ્રકારે છે : (૧) પ્રાણ, (૨) અપાન, (૩) ઉદાન, (૪) વ્યાન અને (૫) સમાન.

સામાન્ય સ્પંદનાત્મક પ્રાણવૃત્તિ (વીર્ય-શક્તિ)માંથી જ વિશેષ પ્રાણવૃત્તિ ઉત્પન્ન થાય છે.

આ પ્રાણાત્મક ઉચ્ચારણથી એક અવ્યક્ત-ધ્વનિ નિરંતર સ્ફુરાયમાન થાય છે, તેને જ નાદ કહે છે. આ રીતે પ્રાણ અને નાદનો સંબંધ છે.

આ નાદ પ્રત્યેક પ્રાણીના હૃદયમાં સ્વાભાવિક રીતે નિરંતર ચાલ્યા કરે છે એને કોઈ રોકી શકતું નથી.

વાણી અને મનના ચિંતન-વ્યાપારમાં પણ પ્રાણ (વીર્ય) શક્તિનો સહકાર અવશ્ય હોય છે.

કહ્યું પણ છે કે-"દૃશ્ય અને અદૃશ્ય પુદ્ગલોની વર્ગણાઓથી આ જગત, કાજળથી પૂર્ણ ભરેલી દાબડીની જેમ ખીચોખીચ ભરેલું છે. એ પુદ્ગલ વર્ગણાઓ એક, બે, ત્રણથી આરંભી સંખ્યાતા, અસંખ્યાતા, અનંતા અને અનંતાનંત પ્રદેશવાળી છે. તેમાં અનંતાનંત પ્રદેશવાળી કેટલીક વર્ગણાઓ વર્ણ-પરિણામને યોગ્ય હોય છે, તે ભાષા-વર્ગણાઓ કહેવાય

---

× इन्द्रियाणां मनो नाथो मनोनाथस्तु मारुतः ।
मारुतस्य लयो नाथः स लयो नादमाश्रितः ॥

—योगतारावलि श्लो. २९.

છે. એ વર્ગણાઓમાંથી વર્ણ-પરિણામને યોગ્ય અનંતાનંત પ્રદેશવાળા પુદ્ગલોને આ આત્મા 'યોગ' નામના વીર્ય વડે ગ્રહણ કરે છે."*

આ યોગવીર્ય તે આત્માનું પરિણામ છે. અનાદિ કર્મ-સંતાન-જનિત ભવ-પરંપરામાં આ આત્માને વીર્યાંતરાય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ લબ્ધિ, તે આ યોગવીર્યનું મૂળ કારણ છે.

એ યોગવીર્યરૂપ આત્મપરિણામ મન, વચન અને કાયાના સંબંધથી પ્રગટ થાય છે. તેમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવને લઈને વિચિત્રતા આવે છે. એ યોગવીર્ય પુદ્ગલોનાં પરિણમન, આલંબન અને ગ્રહણ વગેરેનું સાધક છે.

આવા યોગવીર્ય વડે લોકમાંથી વર્ણ-પરિણામ યોગ્ય અનંત પ્રદેશાત્મક પુદ્ગલોને આ ગ્રહણ કરે છે ગ્રહણ કરીને તે તે સ્થાનમાં તે તે વર્ણરૂપે પરિણમાવે છે, પરિણમાવીને તેનું આલંબન લે છે, આલંબન લઈને તેનું વિસર્જન કરે છે, આને જ વાણી (શબ્દ) કહેવામાં આવે છે.

**વાણીનો સૃષ્ટિક્રમ અને નાદ :-**

ચારે પ્રકારની વાણીનું મૂળ પણ પ્રાણવૃત્તિરૂપ નાદ છે.

વૈખરી, મધ્યમા, પશ્યન્તી અને પરા-એ વાણીના ચાર પ્રકાર છે.

વૈખરી, મધ્યમા, પશ્યન્તી અને પરાવાણીની ઉત્પત્તિ ઉત્ક્રમથી થાય છે અર્થાત્ 'પરા'માંથી 'પશ્યન્તી', 'પશ્યન્તી'માંથી 'મધ્યમા' અને 'મધ્યમા'માંથી "વૈખરીમાં" જતાં અષ્ટવર્ગ અને તેમાંથી સર્વ માતૃકાઓ ઉત્પન્ન થાય છે. વાણીનો આ સૃષ્ટિ (સર્જન) ક્રમ છે.

બધા વર્ણો અવિભક્તરૂપે નાદમાં વિદ્યમાન હોય છે. તેથી જ નાદને વર્ણોત્પત્તિનું મૂળ કારણ કહે છે અને કારણમાં કાર્યનો ઉપચાર કરીને આ નાદને જ વર્ણ પણ કહેવામાં આવે છે.

**સાધના-ક્રમ અને નાદ :-**

સાધના-ક્રમમાં શબ્દની સંહારાત્મક ગતિ છે એટલે કે વૈખરીથી પરા તરફની ગતિ છે. 'વૈખરી'માંથી 'મધ્યમા'માં, 'મધ્યમા'માંથી 'પશ્યન્તી'માં અને 'પશ્યન્તી'માંથી 'પરા'માં પહોંચવું પડે છે. 'વૈખરી'થી 'પરા' તરફની ગતિને પ્રત્યાહાર પણ કહેવામાં આવે છે.

મુખથી ઉચ્ચારણ અને કાનથી શ્રવણ થઈ શકે, તે શબ્દની 'વૈખરી' અવસ્થા છે. શબ્દ-જાપ વૈખરી દ્વારા થાય છે. મંત્ર-સાધનાનો પ્રારંભ વૈખરીથી જ થાય છે. તેના

* श्री सिद्धहेमचन्द्र-शब्दानुशासन પૃષ્ઠ ૨૪.

દીર્ઘકાલીન અભ્યાસ વડે જાપની એવી અવસ્થા પ્રાપ્ત થાય છે કે ઉચ્ચારણ વિના જ સ્વયં મંત્રનો જાપ હૃદયમાં ચાલ્યા કરે છે. તે સમયે સાધક સ્વયં મંત્રનો ધ્વનિ સાંભળી શકે છે. તેને મંત્ર-ચૈતન્યનો પૂર્વાભ્યાસ કહી શકાય.

સામાન્ય રીતે જીવોના પ્રાણ વક્ર-ગતિવાળા હોય છે એટલે કે ઈડા અને પિંગલા નાડીમાં વહેતા હોય છે. તે વખતે પ્રાણ અને અપાન વાયુની ગતિ વિરુદ્ધ હોય છે, પરંતુ સાધના દ્વારા જ્યારે પ્રાણ અને અપાન વાયુનું સામ્ય પ્રાપ્ત થાય છે, ત્યારે સુપ્ત-કુંડલિની જાગૃત થવાથી પ્રાણ અને મન બન્ને નિર્મળ બને છે. મન અને વાયુના ઊર્ધ્વમુખી ગમનથી પ્રાણશક્તિ-કુંડલિની અનાહત નાદરૂપે ઊર્ધ્વ ગતિ કરે છે.

નાદનું અધિષ્ઠાન સુષુમ્ણા છે. નાદરૂપને પ્રાપ્ત થયેલી કુંડલિની-પ્રાણશક્તિ સુષુમ્ણામાં પ્રવેશી નાભિ આદિ ગ્રન્થિઓને ભેદીને ઉપર જાય છે અને અંતે બ્રહ્મરન્ધ્રમાં લીન બને છે. આ નાદને અવ્યક્ત-સુસૂક્ષ્મ ધ્વનિ કે 'અક્ષર' કહેવામાં આવે છે.

નાદ એ સૂક્ષ્મ (આભ્યંતર) અને અવ્યક્ત ધ્વનિ હોવાથી બુદ્ધિમાન પુરુષો જ તેને જાણી શકે છે. વૈખરી-અવસ્થા એ નાદની સ્થૂલ અવસ્થા છે.

વૈખરીને વ્યક્તવાણી, મધ્યમાને વ્યક્તાવ્યક્તવાણી, પશ્યન્તીને અવ્યક્ત-વાણી અને પરાને પરમ અવ્યક્ત-વાણી કહેવામાં આવે છે.

વૈખરીમાં મંત્રાત્મક-શબ્દ અને તેના અર્થની વચ્ચે પરસ્પર ભેદ રહે છે, મધ્યમામાં તે બે વચ્ચે ભેદ અને અભેદ બન્ને રહે છે, પરંતુ પશ્યન્તીમાં શબ્દ અને અર્થની વચ્ચે ભેદ મુદ્દલ રહેતો નથી. અર્થાત્ આ અવસ્થામાં મંત્રાત્મક-શબ્દ અને તેનો અર્થ-એ બન્ને અભિન્ન થઈ જાય છે; એને જ મંત્ર-સાક્ષાત્કાર કહેવામાં આવે છે. તે પછી સર્વ વિકલ્પોનો ઉપશમ થાય છે. તે પછી પરા-વાણીની પ્રાપ્તિ થાય છે. તેમાં આત્માની સર્વ શક્તિઓનો આવિર્ભાવ થાય છે. ત્યાર બાદ આત્મા, પરમાત્મભાવને પામે છે.

ચિત્તની વિક્ષિપ્ત, ક્ષિપ્ત અને મૂઢ અવસ્થામાં નાદ સંભળાતો નથી, પરંતુ એકાગ્ર અવસ્થામાં જ સંભળાય છે અને જ્યારે નાદ-શ્રવણ સ્થગિત થઈ જાય, ત્યારે તે ચિત્તની નિરુદ્ધ અવસ્થા જાણવી.

નાદ વડે મનનો લય સરળતાથી થાય છે, તેથી મનોલયનાં સર્વ સાધનોમાં નાદાનુસંધાન-એ સર્વ શ્રેષ્ઠ સાધન છે.

આ 'અનાહત-નાદ'ની સ્પષ્ટ અભિવ્યક્તિ આ રીતે મંત્ર કે ધ્યાન-સાધનાદિ દ્વારા ક્રમે-ક્રમે થાય છે. તેની પૂર્વે ધ્યાનાભ્યાસના કાળમાં પણ જેમ જેમ ઇડા અને પિંગલાની ગતિ મંદ થતી જાય છે, તેમ તેમ વિવિધ પ્રકારના મધુર ધ્વનિઓ શરીરમાં સંભળાય છે. તે ધ્યાનજન્ય હોવાથી તેને પણ 'અનાહત-નાદ' કહી શકાય છે.

### અનાહત શું છે ? :-

'અનાહત-નાદ' એ મંત્ર-જાપ કે પ્રશસ્ત-ધ્યાનના સતત અભ્યાસ દ્વારા પ્રગટતી એક મહાન શક્તિ છે અને તે આત્મ-સાક્ષાત્કારની દ્યોતક છે.

'અનાહત-નાદ'ના પ્રારંભથી સાધકને આત્મ-દર્શન થવાની પૂર્ણ શ્રદ્ધા પ્રગટે છે. તેનો પ્રારંભ સવિકલ્પ-ધ્યાનના સતત અભ્યાસથી થાય છે અને તે વખતે ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની એકતા સિદ્ધ થાય છે. અનાહતના મધુર ધ્વનિના શ્રવણથી સાધકનો આત્મા અનુપમ આનંદ અનુભવે છે.*

પરમાનંદના સ્થાનરૂપ, અત્યંત સૂક્ષ્મ, સ્વાનુભવગમ્ય અને અનુપમ એવા 'અનાહત-નાદ'નું ધ્યાન-હંમેશાં બ્રહ્મરંધ્રની નીચે કરવું જોઈએ.

અવિચ્છિન્ન તેલની ધારા જેવા, મોટા ઘંટના રણકાર જેવા, 'પ્રણવ નાદ' ('અનાહત-નાદ')ના લયને જે જાણે છે, તે યોગનો સાચો જાણકાર છે-એમ શાસ્ત્રો ફરમાવે છે.

'અનાહત-નાદ'ને ઘંટનાદની ઉપમા અને તેની સાથે સરખાવવાનું કારણ એ જ છે કે ઘંટનાદ ધીમે ધીમે શાન્ત થઇને અંતે અત્યંત મધુર બને છે, તેમ 'અનાહત-નાદ' પણ ધીમે ધીમે શાન્ત થતો છેવટે અત્યંત મધુર બનીને આત્માને અમૃત-રસનો આસ્વાદ કરાવે છે. ×

### યંત્રની દષ્ટિએ અનાહત :-

યંત્રની દૃષ્ટિએ અનાહતનું ભિન્ન ભિન્ન આકારોમાં આલેખન જોવા મળે છે. ૐ ઘટિત, હ્રીઁ ઘટિત, શુદ્ધ ગોળાકાર રેખાદ્વય, લંબ ગોળાકાર રેખાદ્વય, ચતુષ્કોણાકાર રેખાદ્વય, અનેક રેખારૂપ અને અર્ધ-ચન્દ્રાકાર વગેરે આકારો રૂપે અનાહત ભિન્ન ભિન્ન યંત્રોમાં આલેખિત થયેલો છે.

મહાપ્રભાવી-સિદ્ધચક્ર યંત્રમાં પણ ત્રણ સ્થળે અનાહતનું આલેખન કરવામાં આવ્યું છે.

(૧) પ્રથમ વલયની કર્ણિકાના કેન્દ્ર-સ્થાને રહેલા 'અર્હં'ની ચારે બાજુ 'ૐ હ્રીઁ' સહિત વર્તુળાકારે અનાહતનું વેષ્ટન છે.

(૨) દ્વિતીય વલયમાં સ્વરાદિ આઠ વર્ગો અનાહતથી વેષ્ટિત છે.

---

* १. परमानन्दास्पदं सूक्ष्मं लक्ष्यं स्वानुभवात् परम् ।
अधस्तात् द्वादशांतस्य ध्यायेन्नादमनाहतम् ॥

—योगप्रदीप, श्लो. ११५.

× घंटनादो यथा प्रांते प्रशाम्यन्मधुरो भवेत् ।
अनाहतोऽपि नादोऽथ तथा शांतो विभाव्यताम् ॥

—योगप्रदीप; श्लो. ११७.

(૩) તૃતીય વલયમાં ૐ સહિત આઠ અનાહતોની સ્વતંત્ર સ્થાપના કરી, તેને આરાધ્ય દેવરૂપ માની પૂજન કરવાનું વિધાન છે.

આ રીતે યંત્રના કેન્દ્ર-સ્થાને રહેલા અર્હં અને સ્વરાદિ વર્ણ-માતૃકાઓના ધ્યાનથી 'અનાહત નાદ' પ્રગટે છે-એમ સૂચિત થાય છે.

**અનાહતનો ઉદ્‌ગમ :-**

શબ્દ-ધ્વનિથી રહિત, વિકલ્પ-તરંગ વિનાનું અને સમભાવમાં સ્થિર થયેલું ચિત્ત જ્યારે સહજ અવસ્થાને પ્રાપ્ત થાય છે, ત્યારે 'અનાહત-નાદ'નો પ્રારંભ થાય છે.

પિંડસ્થ, પદસ્થ કે રૂપસ્થ ધ્યાનમાં અક્ષર કે આકૃતિનું આલંબન લેવું પડે છે, તેથી તેને આલંબન-ધ્યાન કહેવાય છે. આલંબન-ધ્યાનમાં સવિકલ્પ-દશા હોય છે અને તે અનેક પ્રકારની હોઈ શકે છે.

'યોગશાસ્ત્ર'માં બતાવેલા આલંબન-ધ્યાનના પ્રકારોમાંથી કોઈ પણ એક જ પ્રકારનો સતત અભ્યાસ કરવામાં આવે તો સાલંબન-ધ્યાનની પરિપકવ અવસ્થામાં તેના ફળ રૂપે 'અનાહત-નાદ'નો પ્રારંભ થાય છે. અક્ષરમાંથી 'અનાહત-નાદ'રૂપ અનક્ષરતા પ્રગટે છે.

પ્રાથમિક અવસ્થામાં સ્થૂલ-આલંબન દ્વારા ધ્યાનાભ્યાસનો પ્રારંભ કરવો જોઇએ. તે સિદ્ધ થતાં સૂક્ષ્મ-સૂક્ષ્મતર આલંબન લેવું જોઈએ. તેના સતત અભ્યાસથી 'અનાહત-નાદ'નો આવિર્ભાવ થાય છે અને 'અનાહત-નાદ'ની સિદ્ધિ થતા દ્વાદશાન્ત બ્રહ્મ-રન્ધ્રમાં પ્રવેશ સુલભ બની જાય છે.

**'અનાહત-નાદ'થી બાહ્યગ્રન્થિઓનો ભેદ :-**

'અર્હં' અને સ્વરાદિ માતૃકાઓના ધ્યાનથી 'અનાહત-નાદ' પ્રગટે છે અને તે નાભિ, હૃદય, કંઠ આદિ સ્થાનગત ગ્રન્થિઓને ભેદતો ભેદતો તે સ્થાનોના મધ્યમાંથી પસાર થઈ ઊર્ધ્વગામી બને છે.

'અર્હં' આદિને અનાહતથી વેષ્ટિત કરવાનું તાત્પર્ય એ જ જણાય છે કે 'અર્હં' આદિનું ધ્યાન, જ્યાં સુધી 'અનાહત-નાદ' ન પ્રગટે, ત્યાં સુધી નિત્ય, નિયમિત ધૈર્યપૂર્વક કરતા રહેવું જોઈએ; પરંતુ જ્યારે 'અનાહત-નાદ'નો પ્રારંભ થઈ ગયો હોય, ત્યારે 'અર્હં' આદિ અક્ષરોના ધ્યાનની આવશ્યક્તા રહેતી નથી કેમ કે અક્ષર-ધ્યાન કરતાં 'અનાહત-નાદ'ની શક્તિ અનેક ગણી વધારે છે.

**'અનાહત-નાદ'થી આંતર (કાર્મણ) ગ્રન્થિઓનો ભેદ :-**

બ્રહ્મરન્ધ્રમાં આત્માનો ઉપયોગ સ્થિર થવાથી, આત્મ-સાક્ષાત્કારમાં પ્રતિબંધક કર્મરૂપ કપાટ-દ્વાર ઊઘડી જાય છે અને ત્યારે અ-પૂર્વ આનંદનો અનુભવ થતો હોવાથી જન્મ, જરા અને મરણની ભીતિ દૂર ભાગી જાય છે. સમગ્ર શરીરમાં આનંદમય

સ્વરૂપે વ્યાપીને રહેલો આત્મા પ્રત્યક્ષ થાય છે! સચ્ચિદાનંદ મૂર્તિનાં દર્શન કરીને ચેતના, આત્મા સાથે લયલીન બની જાય છે.

તૈલ-ધારાની જેમ અવિચ્છિન્ન ગતિએ ચાલતા 'અનાહત-નાદ'ના પ્રવાહ વડે અનેક કર્મ-વર્ગણાઓનો અને તજ્જન્ય રાગ-દ્વેષાદિ ગ્રન્થિઓનો ભેદ થઈ જવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે.

'અનાહત-શબ્દ'ના પ્રકારો અને તેનું ફળ :-

પૂર્વે બતાવેલા 'બિન્દુ-નવક'માં નાદ, નાદાંત, શક્તિ, વ્યાપિની, સમના અને ઉન્મના-આ છ યે નાદના જ પ્રકારો છે અને તે 'અનાહત-નાદ'ની ક્રમે ક્રમે થતી સૂક્ષ્મતા અને મધુરતાના જ સૂચક છે.

'અનાહત-શબ્દ'ના અનુભવને 'अमृतोपमप्रत्ययः' અર્થાત્ અમૃત તુલ્ય આત્માનંદનો શીઘ્ર અનુભવ કરાવનારો કહ્યો છે.

'અનાહત-શબ્દ'ના દશ પ્રકાર નીચે પ્રમાણે છે :-

(૧) ચિણી-શબ્દ, (૨) ચિંચિણી-શબ્દ, (૩) ચિરિ-શબ્દ, (૪) શંખ-ધ્વનિ, (૫) તંત્રી-નિર્ઘોષ, (૬) વંશ-રવ, (૭) કાંસ્ય-ધ્વનિ, (૮) મેઘ-ધ્વનિ, (૯) વાદ્ય-નિર્ઘોષ અને (૧૦) દુંદુભિ-સ્વન.

આ બધા પ્રકારો, તેનાં ભિન્ન ભિન્ન સ્થાનો અને તેનાં ફળો વગેરેનું વિસ્તૃત વર્ણન જુદાં જુદાં મંત્ર-શાસ્ત્રોમાં મળે છે.

આ દશે પ્રકારોમાં નવ નાદોનો ક્રમશઃ ત્યાગ કરી, દશમા દુંદુભિ-સ્વન અર્થાત્ દુંદુભિ-ધ્વનિ તુલ્ય નાદનું ધ્યાન કરવાથી આત્મ-સાક્ષાત્કાર થાય છે અને નાદનો ધ્વનિ સ્થગિત થતાં સહજ-સમાધિ-દશા પ્રાપ્ત થાય છે, જે મોક્ષદાયક નીવડે છે.

આ નાદ સૂક્ષ્મ અને અવ્યક્ત-ધ્વનિ રૂપ હોવાથી ધ્યાન-ગમ્ય છે.

સામાન્ય જીવો કે જેમની ઇન્દ્રિયો અને મન બહિર્મુખ હોય છે, તેઓને આ નાદ સંભળાતો નથી, પરંતુ કોઇ ઉત્તમ પુરુષને ગુરુ-કૃપાએ ધ્યાનાભ્યાસ કે મંત્ર-સાધનાના પ્રભાવે જ પ્રાણ અને મનની નિર્મળતા અને સ્થિરતા થવાથી 'અનાહત-નાદ' રૂપ સૂક્ષ્મ-ધ્વનિનું શ્રવણ થાય છે અને પછી તે ધ્વનિનું ધ્યાન કરતાં કરતાં ચિત્ત અત્યંત શાન્ત અને નિર્મળ બને છે.

મનની પરમ સ્થિરતા-નિશ્ચલતા પ્રાપ્ત થયા પછી આ નાદનું શ્રવણ થતું નથી. પરંતુ 'અનાહત-સમતા' અને 'સમાધિ' પ્રગટે છે; અગમ. અગોચર આત્મ-તત્ત્વનો અનુભવ થાય છે.

## (૧૩-૧૪) તારા અને પરમ-તારા ધ્યાન

**મૂળપાઠ:**-तारा-द्रव्यतो विवाहादौ वधू-वरयोस्तारामेलकः; भावतः कायोत्सर्ग-व्यवस्थितस्य निश्चला दृष्टिः ॥१३॥

परमतारा :-द्वादश्यां प्रतिमायामिवानिमेषा शुष्कपुद्गलन्यस्ता दृष्टिः ॥१४॥

**અર્થ** :- તારા :- વિવાહ આદિ પ્રસંગોમાં વધૂ અને વરનું પરસ્પર જે તારામૈત્રક (આંખની કીકીઓનું મિલન) થાય છે, તે દ્રવ્યથી તારા છે.

કાયોત્સર્ગમાં રહેલા સાધકની જે નિશ્ચલ-દૃષ્ટિ, તે ભાવથી તારા છે.

(૧૪) પરમતારા :-બારમી *પ્રતિમાની જેમ શુષ્ક-પુદ્ગલ ઉપર જે અનિમેષ દૃષ્ટિ સ્થાપવામાં આવે છે, તે પરમતારા છે.

**વિવેચન** :-બિન્દુ અને નાદ-ધ્યાન પછી 'તારા'નો થયેલો નિર્દેશ એમ સૂચવે છે કે બિન્દુ અને નાદ-ધ્યાનના બળે દૃષ્ટિ અત્યંત સ્થિર-નિશ્ચલ બને છે.

લગ્ન આદિ કાર્યોમાં વર-વધૂની આંખોનું પરસ્પર મિલન એ દ્રવ્ય-તારા છે.

કાયોત્સર્ગ-મુદ્રામાં સ્થિત સાધકની દૃષ્ટિ આંખની કીકીઓ, જિન-પ્રતિમા, સ્થાપનાચાર્ય કે નાસિકાના અગ્ર ભાગ ઉપર સુસ્થિર હોય છે, તે 'તારા-ધ્યાન' કહેવાય છે.

'ષડ્-આવશ્યક'માં કાયોત્સર્ગ એ પાંચમું આવશ્યક છે અને તે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘને નિત્ય, નિયમિત અવશ્ય કરવા યોગ્ય હોવાથી 'આવશ્યક' કહેવાય છે.

'કાયોત્સર્ગ'માં કાયાને તદ્દન શિથિલ અને સ્થિર રાખી, વાણીના વ્યાપારને રોકી, શ્વાસની ગતિ સાથે ચિત્તને શાન્ત થવા દેવામાં આવે છે.

કાયા, વાણી અને મનની સ્થિરતાપૂર્વકના આ 'કાયોત્સર્ગ'માં જૈન-દર્શનને માન્ય કાયિક, વાચિક અને માનસિક-ત્રણે પ્રકારનાં ધ્યાન અંતર્ભૂત છે.

'કાયોત્સર્ગ'ના પ્રતિજ્ઞા-સૂત્રરૂપ 'અન્નત્થ'-સૂત્રમાં પ્રયુક્ત-'ठाणेणं, मोणेणं, झाणेणं'-આ ત્રણે પદો કાયિક, વાચિક અને માનસિક ધ્યાનનાં સૂચક છે અર્થાત્ કાયોત્સર્ગમાં કાયાને જિન-મુદ્રાએ સ્થિર રાખવાથી કાયિક-ધ્યાન, વાણીના વ્યાપારનો નિરોધ થવાથી વાચિક-ધ્યાન અને મનને શુભ ધ્યાનમાં એકાગ્ર કરવાથી માનસિક-ધ્યાન થાય છે.[૧૮]

આમ કાયોત્સર્ગ-દેહાધ્યાસના વિસર્જન સાથે આત્મા અને પરમાત્મા વચ્ચેના અંતરને તોડી પરમાત્મા સાથે તન્મય બનાવે છે; તેથી એ સમાપત્તિ-ધ્યાનરૂપ છે.

છ પ્રકારના આભ્યંતર-તપમાં સૌથી શ્રેષ્ઠ અને છેલ્લું 'કાયોત્સર્ગ-તપ' છે. પૂર્વના પાંચે પ્રકારના આભ્યંતર-તપ કરતાં 'કાયોત્સર્ગ-તપનું' સામર્થ્ય વિશિષ્ટ છે.

---

* વિશિષ્ટ પ્રકારના ઉગ્ર પ્રતિજ્ઞા, વ્રત પાલનને 'પ્રતિમા' કહેવામાં આવે છે. સાધુની આવી બાર પ્રતિમાઓ છે, જેમ કે-(૧) એકમાસિકી, (૨) દ્વિમાસિકી, (૩) ત્રિમાસિકી, (૪) ચાતુર્માસિકી, (૫) પંચમાસિકી, (૭) ષણ્માસિકી, (૭) સપ્તમાસિકી, (૮) સપ્તરાત્રિકી, (૯) સપ્તરાત્રિકી, (૧૦) સપ્તરાત્રિકી, (૧૧) અહોરાત્રિકી અને (૧૨) એકરાત્રિકી-આ સર્વ પ્રતિમાઓનું વિશેષ સ્વરૂપ 'આવશ્યક-વૃત્તિ' આદિ ગ્રન્થોમાં વર્ણવેલું છે. તેમાં બારમી પ્રતિમામાં અટ્ઠમનું તપ કરીને ગામ બહાર જઈને, અનિમેષ નયને એક પરમાણુ ઉપર દૃષ્ટિ સ્થાપીને 'કાયોત્સર્ગધ્યાન'માં ઊભા રહેવાનું હોય છે.

**'કાયોત્સર્ગ'ના ઉદ્દેશો-નિમિત્તો :-**

જિનાગમોમાં 'કાયોત્સર્ગ' કરવા માટેના જુદા જુદા ઉદ્દેશો બતાવવામાં આવ્યા છે. તે જોતાં કાયોત્સર્ગની કાર્ય-શક્તિ કેટલી વિરાટ અને સૂક્ષ્મ છે, તેનો સ્પષ્ટ ખ્યાલ આવે છે.

(૧) પાપનો ક્ષય, (૨) સમ્યગ્દૃષ્ટિ દેવતાઓનાં સ્મરણ તથા (૩) ત્રણે લોકમાં રહેલ જિનેશ્વર ભગવંતોની પાવનકારી પ્રતિમાના આલંબન દ્વારા તેમનાં વંદન, (૪) પૂજન, (૫) સત્કાર, (૬) સન્માન વગેરે દ્વારા પુણ્ય, સંવર અને નિર્જરારૂપ મહાન લાભ પ્રાપ્ત કરવો તેમજ (૭) બોધિલાભ અને નિરુપસર્ગ મોક્ષપદની પ્રાપ્તિ – એ કાયોત્સર્ગના ઉદ્દેશો છે. ×

ચૈત્યવંદનાદિ કોઈ પણ ધાર્મિક-ક્રિયા કરતા પહેલાં ઈરિયાવહિયા પ્રતિક્રમવાના હોય છે.

આ કાયોત્સર્ગ-ચૈત્યવંદનાદિ ક્રિયા કરતા પહેલાં સાધકનાં મન, વચન અને કાયાની શુદ્ધિ માટે અર્થાત્ પાપકર્મોના નાશ માટે થાય છે. *

તથા 'વંદન' આદિ પ્રયોજનથી જે કાયોત્સર્ગ થાય છે, + તેમાં ચિત્ત-સમાધિજનક જિન-પ્રતિમાઓની વંદનાદિરૂપ દ્રવ્ય-ભાવપૂજા દ્વારા પુણ્યાનુબંધી પુણ્ય, સંવર અને નિર્જરાનો જે મહાન લાભ થાય છે, તેને સાધક આભ્યંતર-તપરૂપ આ કાયોત્સર્ગ દ્વારા મેળવે છે અર્થાત્ કાયોત્સર્ગથી પણ આ વંદનાદિ છ, પુણ્ય-પ્રવૃત્તિનાં અમાપ ફળ મળે છે.

એ જ રીતે કાયોત્સર્ગ-ધ્યાનના પ્રભાવે સમ્યગ્દૃષ્ટિ દેવો, અધિષ્ઠાયકો જાગૃત થાય છે અને શાસન-પ્રભાવનાદિ કાર્યોમાં તેમની સહાય મેળવી શકાય છે.

આ જન્મમાં કરેલી જિનધર્મની આરાધના, બીજા જન્મોમાં પણ જ્યાં સુધી મોક્ષપ્રાપ્તિ ન થાય, ત્યાં સુધી પ્રાપ્ત થતી રહે અને તે આરાધના દ્વારા ક્રમશઃ સર્વ

---

१८. कायविय अज्झणं वायाइ मणस्स चेव जह होइ।
कायवयमणोजुत्तं तिविहं अज्झप्पमाहसु ॥
अधि-आत्मनि वर्तते इति अध्यातमं ध्यानम् ।

—आवश्यक-सूत्र निर्युक्ति.

× पावखवणत्थ-इरियाइ, वंदण वत्तियाइ छ निमित्ता ।
पवयण सुर-सरणत्थं, उस्सग्गो इय 'निमित्तट्ठ ॥

—चैत्यवंदन-भाष्य; गाथा-५३.

* पावाणं कम्माणं निग्घायणट्ठाए ठामि काउस्सग्गं ।
+ अरिहंत-चेइयाणं करेमि काउस्सग्गं वंदण-वत्तियाए०

—પ્રતિક્રમણ-સૂત્ર.

પ્રકારના ઉપસર્ગ, ઉપદ્રવોથી રહિત એવું મોક્ષપદ પ્રાપ્ત થાય એ માટે પણ કાયોત્સર્ગ-ધ્યાન કરવાનું શાસ્ત્રીય વિધાન—એ તેના અનુપમ સામર્થ્યનું દ્યોતક છે.

આમ પ્રત્યેક કાયોત્સર્ગ કોઈક ચોક્કસ સંકલ્પપૂર્વકનો હોય છે: 'અરિહંત ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગ"ને 'સુખદેવયા એ કરેમિ કાઉસ્સગ્ગ' થી માંડીને 'કુસુમિણ દુસુમિણ ઉહ્રાવણાર્થ" અને 'દુઃક્ખક્ખઓ કમ્મક્ખઓ નિમિત્ત" તથા 'પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ', 'ક્ષુદ્રોપદ્રવ ઉહ્રાવણાર્થ" ઇત્યાદિ સંકલ્પપૂર્વક કાયોત્સર્ગ-ધ્યાન કરવામાં આવે છે. કાયોત્સર્ગ દ્વારા સંકલ્પ કાર્યશીલ બને છે.

સંકટમાં સપડાએલાં દ્રૌપદીજી કાઉસ્સગ્ગ કરે છે અને ઉપરથી પસાર થતું ઇન્દ્રનું વિમાન અદ્ધર થંભી જાય છે.

સુદર્શન શેઠને શૂળી પર લઈ જવાતા જોઈ મહાસતી મનોરમા કાયોત્સર્ગ કરે છે અને શાસનદેવી હાજર થાય છે, શૂળીને સિંહાસનમાં પલટી નાખે છે.

આવા અનેક પ્રસંગો આપણા કથા-સાહિત્યમાં નોંધાએલા છે, જે કાયોત્સર્ગ દ્વારા સંકલ્પ-શક્તિને મળતાં સમર્થનને ધ્વનિત કરે છે.

ધાર્મિક-પ્રવૃત્તિઓમાં પ્રાથમિક કર્તવ્ય રૂપ પ્રભુ દર્શન-પૂજન અને ચૈત્યવંદન આદિ અનુષ્ઠાનો કરવામાં શાસ્ત્રીય-વિધિનું પાલન અત્યંત આવશ્યક છે.

અવિધિએ સોયમાં દોરો પણ નથી પરોવી શકાતો, તો અવિધિએ મન પ્રભુજીમાં ન પરોવાય તે સ્વાભાવિક છે.

માટે અનુષ્ઠાનોમાં બતાવેલ વિધિ-નિષેધોના પાલનથી સાધકનાં મન, વચન અને કાયા નિર્મળ તથા નિશ્ચલ બને છે અને જ્ઞાનાદિ રત્નત્રયીની આરાધનાને લગતી વિવિધ યોગ-ક્રિયાઓનો સુંદર અભ્યાસ થતાં, તે આરાધનાના પ્રભાવે અપૂર્વ આત્મિક આનંદ અનુભવી શકાય છે.

શ્રી જિનપ્રણીત પ્રત્યેક અનુષ્ઠાન પ્રણિધાનપૂર્વક કરવાથી તેની સિદ્ધિ થાય છે.
મન, વચન અને કાયાની એકાગ્રતા એ પ્રણિધાન છે.

કાયાની ચપળતા ઉપર કાબૂ મેળવવા ઇન્દ્રિયોના વ્યાપારને નિયંત્રિત કરવો જરૂરી છે.

નિયંત્રિત કરવો એટલે સ્વવશવર્તી કરવો.

મનની જેમ આંખ પણ અત્યંત ચપળ ઇન્દ્રિય છે એટલે મન સ્થિર બનાવવા માટે દૃષ્ટિની સ્થિરતા જરૂરી છે. દૃષ્ટિને અપલક યા નિર્નિમેષ બનાવવી એ પણ શુદ્ધીકરણની એક ક્રિયા છે, જેને હઠયોગની પરિભાષામાં 'ત્રાટક' કહે છે. દૃષ્ટિની નિર્નિમેષતા-એકાગ્રતા વધે છે, તેમ તેમ મનના વિક્ષેપોનો નાશ થાય છે, સંકલ્પ-શક્તિ વિકસે છે. ચિંતન અને ધ્યાનની ભૂમિકામાં સ્થિરતા અને પ્રગતિ થતી જાય છે.

'ચૈત્યવંદન'ની વિધિમાં વીતરાગ પરમાત્માનાં દર્શન-વંદન-પૂજન-કીર્તન આદિ કરતી વેળાએ સાધકે પોતાની દૃષ્ટિને પ્રભુ-સન્મુખ સ્થિર રાખવાની છે. પ્રભુની મુખમુદ્રાને સન્મુખ દિશા સિવાય બીજી કોઈ દિશા તરફ ન જોવું, એ 'ત્રિદિશિ નિરીક્ષણ ત્યાગ' નામની દશ ત્રિકમાંની એક ત્રિક છે.[१९]

જિનેશ્વર પરમાત્માના મુખ-કમલ ઉપર દૃષ્ટિને સ્થિર રાખવાથી મન પ્રભુના ઉપયોગમાં-ધ્યાનમાં સરળતાથી એકાગ્ર બની શકે છે. બીજા સર્વ વિકલ્પોને છોડી દઈને મનને પ્રભુના દર્શનમાં જ જોડી દેવાથી અપૂર્વ માનસિક શાન્તિ અને પ્રસન્નતાનો તત્કાળ અનુભવ થાય છે.

ચૈત્યવંદનાદિ ધાર્મિક અનુષ્ઠાનોમાં દૃષ્ટિની સ્થિરતા-નિર્નિમેષતાનો અભ્યાસ સાધકને કાયોત્સર્ગમાં નિર્નિમેષતાથી દૃષ્ટિરૂપ 'તારા ધ્યાન' સિદ્ધ કરવામાં ખૂબ જ સહાયક બને છે.

**અપ્રમત્ત અવસ્થામાં ધ્યાનઃ-**

"નિશ્ચલ અને દૃઢ પર્યંકાસન કરીને, નાસિકાના અગ્રભાગ પર (બિન્દુ-ગ્રન્થિ ઉપર) નેત્રોને સ્થાપિત કરીને, કંઈક ખુલ્લાં અર્ધ નયનવાળા, કલ્પના-જાળથી રહિત મનવાળા, સંસાર-પરિભ્રમણને ટાળવા માટે અત્યંત ઉત્સુક બનેલા મુનિ, નિશ્ચલ-ધ્યાન કરવાનો પ્રારંભ કરે છે.[२०]

ઉપરોક્ત ધ્યાન-પ્રક્રિયામાં પણ અર્ધ ખુલ્લાં નેત્રોને નાસિકાગ્રસ્થાને સ્થાપિત કરવાનું સૂચવ્યું છે, તેથી સિદ્ધ થાય છે કે દૃષ્ટિની નિશ્ચલતા કાયોત્સર્ગ-ધ્યાનમાં અત્યંત જરૂરી છે. કાયોત્સર્ગસ્થિત સાધકની દૃષ્ટિ સ્થિર બનવાથી તેનો 'લય-ધ્યાન'માં પ્રવેશ થાય છે, તેથી **'તારા ધ્યાન'** એ 'લય-ધ્યાન'નો સેતુ (પુલ) બની રહે છે.

'તારા ધ્યાન' કાયોત્સર્ગ-મુદ્રાએ થતું હોવાથી તત્ત્વતઃ એ કાયોત્સર્ગ-સ્વરૂપ છે.

કાયોત્સર્ગમાં લય-યોગને સિદ્ધ કરવાની ગૂઢ-શક્તિ રહેલી છે, એ તો નિર્વિવાદ સિદ્ધાન્ત છે કેમકે શ્રી તીર્થંકર, ગણધર ભગવંત આદિ ઉત્તમ પુરુષો કાયોત્સર્ગ-મુદ્રાએ ધ્યાનમાં રહીને કેવળજ્ઞાન અને મુક્તિ-સુખ પ્રાપ્ત કરે છે.

---

१९ उड्ढाहोतिरिआणं ति-दिसाण निरिक्खणं चइज्जहवा ।
पच्छिम-दाहिण-वामाण जिणमुहन्नत्थदिट्ठिजुओ ॥
—चैत्यवंदनभाष्य, गाथा-१३.

२०. निष्प्रकम्पं विधायाथ दृढं पर्यंकमासनम् ।
नासाग्रदत्त-सन्नेत्रः किंचिदुन्मीलितेक्षणः ॥
विकल्पवागुराजालाद्दुरोत्सारितमानसः ।
संसारोच्छेदनोत्साहो योगीन्द्रो ध्यातुमर्हति ॥
—गुणस्थानक्रमारोह; श्लो० ५२-५३.

પ્રસ્તુત પ્રકરણમાં 'તારા' ધ્યાન પછી 'લય'નો નિર્દેશ થયો છે, તે કાયોત્સર્ગના પ્રભાવે પ્રગટ થતા 'લય'નો સૂચક છે.

અન્ય યોગ-દર્શનોમાં પ્રસિદ્ધ 'શાંભવી-મુદ્રા'નો સમાવેશ પણ 'તારા ધ્યાન'માં થયેલો છે. મૂલાધારાદિ કોઈ પણ ચક્રમાં અંતઃકરણની વૃત્તિને સ્થાપિત કરી શરીરના બાહ્ય-પ્રદેશમાં જે નાસાગ્રાદિ સ્થાનો છે, તેમાંથી કોઈ સ્થાનને વિષે ચક્ષુનો નિમેષ-ઉન્મેષ રહિતપણે ન્યાસ કરી, સ્થિર થવું, તે 'શાંભવી-મુદ્રા' કહેવાય છે.×

તારા કાયોત્સર્ગ-ધ્યાનમાં પણ આંતરદૃષ્ટિ-વર્ણ, અર્થ અને આલંબન યોગમાં સ્થિર હોય છે અને બાહ્ય-દૃષ્ટિ નાસિકાના અગ્રભાગે સ્થિર હોય છે તે 'સ્થાન-યોગ' કહેવાય છે.

સ્થાનાદિ ચારે યોગના સતત અભ્યાસથી 'અનાલંબન-યોગ' પ્રગટ થાય છે, તે 'લય' સ્વરૂપ છે.

આ રીતે કાયોત્સર્ગમાં સ્થાનાદિ પાંચે યોગોનો પ્રયોગ થાય છે તેવો ઉલ્લેખ 'શ્રી આવશ્યક-નિર્યુક્તિ'ના કાયોત્સર્ગ-અધ્યયનમાં મળે છે.[૨૧]

'પરમ તારા' ધ્યાનમાં અનિમેષ દૃષ્ટિએ ધ્યાન કરવાનું વિધાન છે. કહ્યું પણ છે કે-બારમી પ્રતિમામાં મુનિ અટ્ઠમનો તપ કરી, ગામ બહાર એકાંતમાં કોઈ શુષ્ક-પુદ્ગલ ઉપર અનિમેષ-દૃષ્ટિ સ્થાપિત કરી, આખી રાત કાયોત્સર્ગ-ધ્યાનમાં ઊભા રહે છે.

'પરમ તારા' ધ્યાનમાં પણ કાયોત્સર્ગની જ પ્રધાનતા છે.

મુનિની બારમી પ્રતિમા તુલ્ય અનિમેષ દૃષ્ટિને 'પરમ તારા' ધ્યાન કહ્યું છે. શેષ પ્રતિમાઓમાં પણ વિશિષ્ટ તપ સાથે (ક્રમશઃ એક મહિનાથી સત્તર મહિના સુધી) કાયોત્સર્ગનો અભ્યાસ કરવાનું વિધાન છે.

---

× अन्तर्लक्ष्यं वहिर्दृष्टिर्निमेषोन्मेषवर्जिता ।
एषा सा शाम्भवी-मुद्रा वेदशास्त्रेषु गोपिता ॥

—हठयोग प्रदीपिका ; उपदेश-४, श्लो. ३६.

અર્થ:-આ 'શાંભવી-મુદ્રા' અંતર્લક્ષ્યવાળી, બહિર્દૃષ્ટિવાળી અને નિમેષ-ઉન્મેષથી રહિત છે અર્થાત્ 'શાંભવી-મુદ્રા'માં બહિર્દૃષ્ટિ હોવા છતાં, અંતર્લક્ષ્ય હોય છે અને દૃષ્ટિમાં નિમેષ-ઉન્મેષ થતા નથીઃ આ (મુદ્રા) વેદ આદિ શાસ્ત્રોમાં છુપાયેલી છે.

૨૧. संवरियासवदारा, अव्वाबाहे अकंटए देसे ।
काऊण थिरंठाणं, ठिओ निसन्नो निवन्नो वा ॥
चेयणमचेयणं वा वत्थुं अवलंविऊं घणं मणसा ।
झायइ सुअमत्थं वा दवियं तप्पज्जएवावि ॥

—'आवश्यक-सूत्र-निर्युक्ति' अंतर्गत कायोत्सर्ग-अध्ययन गाथा-१४६५-१४६६.

बारसहिं भिक्खु पडिमाहिं-'आवश्यक-सूत्र'-श्रमणसूत्र वृत्ति.

જેમ જેમ કાયોત્સર્ગનો અભ્યાસ વધતો જાય છે, તેમ તેમ ધ્યેયમાં આંતર્ અને બાહ્ય દૃષ્ટિની નિશ્ચલતા-અનિમેષતા વધતી જાય છે અને બારમી પ્રતિમા સુધી પહોંચતા સુધીમાં તો એક રાત્રિ એટલે કે બાર કલાક સુધી માત્ર એક શુષ્ક-પુદ્ગલ ઉપર અનિમેષ દૃષ્ટિએ કાયોત્સર્ગ કરવાની ક્ષમતા પ્રાપ્ત થાય છે.

આ રીતે 'તારા અને પરમ તારા' ધ્યાન, એ કાયોત્સર્ગમાં ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી નિશ્ચલતા અને અનિમેષ-દૃષ્ટિનું તારતમ્ય બતાવે છે.

'કાયોત્સર્ગ'-સૂત્ર અને 'ચૈત્યસ્તવ'માં કાયોત્સર્ગનું સ્વરૂપ, નિમિત્તો અને હેતુઓ વગેરેનો ઉલ્લેખ થયેલો છે તેમાં ઉત્તરોત્તર વધતી જતી શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા અને અનુપ્રેક્ષાપૂર્વક કાયોત્સર્ગ કરવાનું વિધાન છે.

શ્રદ્ધાદિ પાચેની વૃદ્ધિથી કાયોત્સર્ગમાં નિશ્ચલ-દૃષ્ટિ અને અનિમેષ-દૃષ્ટિ વિકાસ પામે છે. બાહ્ય-દૃષ્ટિની નિશ્ચલતા આદિ આંતર્દૃષ્ટિની નિશ્ચલતાની દ્યોતક છે.



## (૧૫-૧૬) લય-પરમલય ધ્યાન

**મૂળપાઠ :-** लयः – वज्रलेपादिद्रव्येण संश्लेषो द्रव्यतः ।
भावतोऽर्हदादिचतुःशरणरूपश्चेतसो निवेशः ॥१५॥
परमलयः – आत्मन्येवात्मानं लीनं पश्यतीत्येवंरूपः ॥१६॥

**અર્થ :-** લય-વજ્રલેપ આદિ દ્રવ્યથી વસ્તુઓનો જે પરસ્પર ગાઢ સંયોગ, તે દ્રવ્યથી લય છે.

અરિહંત, સિદ્ધ, સાધુ તથા કેવળી-પ્રરૂપિત ધર્મ-આ ચારનું શરણ અંગીકાર કરવા રૂપ જે ચિત્તનો નિવેશ, તે ભાવથી લય છે.

**પરમલય :-**આત્મામાં જ આત્માને લીન થયેલો જોવો તે પરમલય છે.

**વિવેચનઃ-**કાયોત્સર્ગમાં સ્થિત સાધકની બાહ્ય-દૃષ્ટિની નિશ્ચલતા અને અનિમેષતાનું તારતમ્ય 'તારા અને પરમતારા' ધ્યાન દ્વારા બતાવવામાં આવ્યુ છે. તે સમયે સાધકની આંતર્દૃષ્ટિ-અરિહંતાદિ કયા ધ્યેયના ચિંતનમાં લીન હોય છે-તે આંતર્લક્ષ્યનું સ્વરૂપ પ્રસ્તુત 'લય અને પરમલય' ધ્યાન દ્વારા બતાવવામાં આવે છે.

'લય' ધ્યાનમાં મુખ્યતયા ધ્યેય રૂપે અરિહંત, સિદ્ધ, સાધુ અને સર્વજ્ઞપ્રણીત ધર્મની સંપૂર્ણ શરણાગતિનો ભાવ હોય છે અર્થાત્ ધ્યાતાનું ચિત્ત અરિહંતાદિના સ્મરણમાં કે ગુણ-ચિંતનમાં લીન હોય છે.

'ચઉશરણ પયન્ના'માં તેમજ 'પંચસૂત્ર'માં અરિહંતાદિ ચારેયનું શરણ પરમ ભક્તિપૂર્ણ હૈયે, ઉલ્લસિત - રોમાંચિંત દેહે, વિકસિત નયને, મસ્તકે અંજલિ જોડીને સ્વીકારવાનું કહ્યું છે.

"અરિહંત પરમાત્મા, સિદ્ધ ભગવંતો, સાધુ મહાત્માઓ અને કેવળીકથિત સુખદાયી ધર્મ—આ ચારે ચારગતિનાં દુઃખ હરનારા છે. ધન્ય પુરુષો જ તેઓનું શરણ અંગીકાર કરીને નિર્ભય બને છે.[૨૨]

ચતુઃશરણ ગમનમાં પાંચ પરમેષ્ઠીઓ અને શાશ્વત નવપદોની ઉપાસનાનો અંતર્ભાવ થયેલો છે.

પ્રથમ અને દ્વિતીય શરણમાં અરિહંત અને સિદ્ધ—આ બે પરમેષ્ઠી ભગવંતોની ભક્તિ થાય છે.

તૃતીય શરણમાં આચાર્ય, ઉપાધ્યાય અને સાધુપદની ઉપાસના રહેલી છે.

ચતુર્થ શરણ—કેવળીકથિત ધર્મમાં સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપપદની ઉપાસના રહેલી છે.

બિનશરતી સમર્પણ એ શરણાગતિ છે. વિશિષ્ટ ગુણી મહાપુરુષોના શરણે જવાથી આપણું રક્ષણ થાય છે.

(૧) અરિહંત પરમાત્મા, (૨) સિદ્ધ ભગવંતો, (૩) સાધુ મહાત્માઓ અને (૪) કેવળીકથિત ધર્મ—એ સર્વોત્તમ છે. સર્વ વિઘ્નવિદારક છે, સર્વ સિદ્ધિપ્રદાયક છે, કલ્પનાતીત સુખના પ્રદાતા છે, પરમ મંગલ-સ્વરૂપ છે, સકલ જીવલોકના યોગ અને ક્ષેમના કારક છે.

માટે આ ચારેયના શરણે આવેલાની સર્વ પ્રકારે રક્ષા થાય છે.

ચક્રવર્તીના શરણે આવેલાને ખંડિયા રાજા કાંઈ કરી શકતા નથી, તેમ આ ચારના શરણમાં રહેલાને ચક્રવર્તી કે દેવેન્દ્ર પણ કાંઈ કરી શકતા નથી—એટલું જ નહિ પણ તેઓનો આદર કરે છે.

પૂ. હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે પોતાના 'યોગશતક' ગ્રંથમાં ફરમાવ્યું છે કે—"અરિહંતાદિ ચારે ગુણાધિક હોવાથી તેમનું સ્મરણ, શરણ અને ધ્યાન વગેરે કરનાર સાધકનું અવશ્ય રક્ષણ થાય છે."

આ ચારે તત્ત્વોનો એવો વિશિષ્ટ સ્વભાવ છે કે જે કોઈ સાધક તેમનું સ્તવન, કીર્તન, શરણ અને ધ્યાન કરે, તેનાં ક્લિષ્ટ-કર્મો અને સકળ વિઘ્નો નાશ પામી જાય છે અને તેને પરમ શાન્તિ મળે છે.[૨૩]

'પંચસૂત્ર'માં ચતુઃશરણાદિકને પાપના પ્રતિઘાતનું અને ગુણના બીજાધાનનું પ્રધાન કારણ ગણ્યું છે. એનો હેતુ એ છે કે શરણાગતિભાવ એ પરમ ભક્તિયોગ છે અને ભક્તિયોગ એ સર્વ યોગોનું પરમ બીજ છે. સહજ સમાધિરૂપ લય અવસ્થાનું પ્રધાન સાધન છે.

'શક્રસ્તવ'માં સિદ્ધસેનસૂરીશ્વરજી મહારાજ અનન્ય શરણ્ય શ્રીઅરિહંત પરમાત્મા પ્રત્યેના શરણાગતભાવને વ્યક્ત કરતાં કહે છે :—

"હે પ્રભો ! આપ જ સર્વ લોકમાં ઉત્તમ છો, આપની સરખામણીમાં આવી શકે એવી કોઈ વ્યક્તિ આ વિશ્વમાં નથી, એથી જ આપ અદ્વિતીય છો, નિરુપમ છો, આપ જ શાશ્વત મંગલ સ્વરૂપ છો. સિદ્ધ, સાધુ અને સદ્ધર્મમય આપ જ છો, માટે હું આપનું જ શરણ સ્વીકારું છું."[૨૪]

---

२२. अह सो जिणभत्तिभरुच्छरंत रोमंच कंचुअ-करालो ।
पहरिस पणउम्मीसं सीसंमि कयंजलि भणइ ॥
अरिहंत सिद्ध साहु केवली—कहिओ सुहावहो धम्मो ।
एए चउरो चउगइ—हरणा सरणं लहइ धन्नो ॥

—चउसरणपयन्ना; गाथा–११.

२३. न ह्यो अतश्चतुष्टयादन्यच्छरण्यमस्ति, गुणाधिकस्य शरणत्वात्; गुणाधिकत्वेनैव ततो रक्षोपपत्तेः, रक्षा चेह तत्तत्स्वभावतया एवाभिध्यानतः क्लिष्टकर्मविगमेन शान्तिरिति ।

—योगशतक स्वोपज्ञवृत्ति; गाथा–५०.

२४. लोकोत्तमो निष्प्रतिमस्त्वमेव, त्वं शाश्वतं मंगलमप्यधीश ।
त्वामेकमर्हन् । शरणं प्रपद्ये, सिद्धर्षिसद्धर्ममयस्त्वमेव ॥ —शक्रस्तव; श्लो.–१.

જેઓ ખરેખર શરણ્ય છે 'સરણદયાણ' છે, તેઓનું જેઓ ત્રિવિધે અંતઃકરણપૂર્વક શરણ અંગીકાર કરે છે, તેઓને શરણ્ય તે પરમાત્મા, પૂર્ણતયા નિર્ભય-નિશ્ચિંત યાને સ્વતુલ્ય બનાવે છે.

સાધકચિત્તનો પરમાત્મામાં લય થવો એ જ સર્વોત્કૃષ્ટ શરણભાવ છે, શરણાગતિ છે.

જગતના તમામ જીવોના દુઃખનું વારણ અને સુખનું કારણ સ્વભાવતઃ અભયકર અરિહંત પરમાત્માનું શરણ છે.[૨૫]

શરણ્ય પ્રતિની શરણાગતિનો ભાવ ક્રમશઃ પરાકાષ્ઠાએ પહોંચે છે, ત્યારે સાધકનું ચિત્ત શરણ્ય-અરિહંતાદિમાં લીન થઈ જાય છે અને શરણ્યમાં શરણાગતની લીનતા એ લયધ્યાન છે.

કાયોત્સર્ગમાં પણ ઉપરોક્ત તત્ત્વો-પદો જ ધ્યેયરૂપ હોય છે. પ્રતિક્રમણાદિ આવશ્યક-ક્રિયાઓમાં કાયોત્સર્ગ કરતી વખતે 'લોગસ્સ અને નવકારમંત્ર' ગણવાનું વિધાન છે.

'લોગસ્સ'-સૂત્રમાં અરિહંત અને સિદ્ધ પરમાત્માના નામનું સ્મરણ થાય છે અને નવકારમંત્રમાં પંચ પરમેષ્ઠી ભગવંતોનું સ્મરણ થાય છે.

'લોગસ્સ'-સૂત્ર 'ઉદ્યોતકર' અને 'નામસ્તવ'-આ બે નામથી ઓળખાય છે. તેના અવલંબનથી લય ઉત્પન્ન થાય છે.

પરમાત્માનું નામ-સ્મરણ એ શરણગમન સ્વરૂપ જ છે. કાયોત્સર્ગમાં 'લોગસ્સ'-સૂત્ર કે નવકાર-મંત્રના સ્મરણ અને ધ્યાન દ્વારા પરમાત્માની સંપૂર્ણ શુદ્ધતાનું જ સ્મરણ અને ધ્યાન થાય છે અને જેમનામાં સંપૂર્ણ શુદ્ધતા પ્રગટેલી છે, તેમનાં સ્મરણ અને ધ્યાન વડે જ ધ્યાતાને પોતાના આત્માની સંપૂર્ણ શુદ્ધતાનું સ્મરણ અને ધ્યાન થાય છે.

આત્મા, આત્મા વડે આત્મામાં-આત્મસ્વભાવમાં લીન બને છે તેને જ પરમ લય કહે છે; પરંતુ તેની ભૂમિકાની પ્રાપ્તિ ચતુઃશરણ-ગમનના પ્રકૃષ્ટ પરિણામથી જ થાય છે.

અરિહંતાદિના સ્મરણ-શરણથી તેમનામાં રહેલા શુદ્ધધર્મનું આદર-બહુમાન થાય છે. તેથી શરણાગત-સાધકમાં પણ તેવો જ શુદ્ધ-ધર્મ પ્રગટે છે, પરંતુ અરિહંતાદિના આલંબન સિવાય કોઈ પણ આત્મા પોતાના શુદ્ધધર્મને-શુદ્ધસ્વરૂપને પ્રાપ્ત કરી શકતો નથી.

કહ્યું પણ છે કે-"પરમાત્માના સ્વરૂપને જાણ્યા વિના આત્મતત્ત્વમાં સ્થિતિ-(સ્થિરતા) થતી નથી અને પરમાત્મ-સ્વરૂપને જાણીને મુનિઓ તેના જ વિરાટ વૈભવને પ્રાપ્ત કરે છે."[૨૬] માટે મુમુક્ષુ-સાધકોએ પરમાત્માના સ્વરૂપને જ સૌ પ્રથમ જાણવું જોઈએ અને અન્યનું શરણ-આલંબન છોડી, તેમનામાં જ અંતરાત્માને સ્થાપિત કરી, તેમનું જ ધ્યાન કરતા રહેવું જોઈએ.

### પરમાત્મા સ્વરૂપનું ચિંતનઃ-

જે વાણીને અગોચર છે, અવ્યક્ત, અનંત, અજર, જન્મ-મરણના ભ્રમણથી રહિત, શબ્દાતીત અને નિર્વિકલ્પ છે તેવા પરમાત્માનું જ ચિંતન કરવું જોઈએ.

---

૨૫. पुरिसा ! जइ दुक्ख-वारणं, जइ य विमग्गह सुक्ख-कारणं ।
अजिअं संतिं च भावओ, अभयकरे सरणं पवज्जहा ॥

—अजित-शान्ति-स्तव; गाथा-६.

જેમના કેવળ જ્ઞાનના અનંતમા ભાગ માત્રમાં પણ અનંત દ્રવ્ય-પર્યાયથી પરિપૂર્ણ એવો સમગ્ર લોક અને અલોક અવસ્થિત છે, પ્રતિબિંબિત છે, તે પરમાત્મા જ ત્રણે લોકના ગુરુ છે.[૨૭]

સુરો, અસુરો તેમજ માનવીઓના અધિપતિથી પૂજિત છે, સમસ્ત જગતનું હિત કરનાર છે અને સર્વદોષથી સંપૂર્ણપણે મુક્ત છે–તે દેવાધિદેવ પરમાત્મા તરીકે પ્રસિદ્ધ છે.

તે દેવાધિદેવ પરમાત્મા નિરાકાર (આકાર રહિત), નિરાભાસ (મુખથી જેનું વર્ણન ન થઈ શકે એવા), નિષ્પ્રપંચ(કપટ રહિત), નિરંજન(કર્મરૂપી અંજનથી રહિત), સદા આનંદમય, સિદ્ધ, બુદ્ધ અને નિરામય (કર્મરૂપ વિકારથી રહિત) છે.

તે પરમાત્મા અનંત, કેવળ, નિત્ય, વ્યોમરૂપ (આકાશની જેમ જ્ઞાનથી વિભુ), સનાતન (અનાદિ અનંત, પરબ્રહ્મસ્વરૂપ), વિશ્વાત્મા સ્વરૂપ, વિશ્વવ્યાપી અને પુરાતન છે.

સર્વ કર્મ અને કલાથી અતીત, કલાવાન છતાં કલાવિહીન, પરમ આત્મા, પરમ જ્યોતિ, પરમ બ્રહ્મ અને પરથી પણ પર છે. જેઓ શાંત, સર્વજ્ઞ અને સુખદાયી છે, જગતના નાથ છે. ક્રિયાતીત અને ગુણાતીત (સત્ત્વ, રજસ્ અને તમસ્–આ ત્રણ ગુણોથી પૂર્ણ મુક્ત) છે અને જગતનાં સર્વ તેજોમાં વિલક્ષણ તેજવાળા છે, લોકના ગુરુ છે.*

આ રીતે પરમાત્માના ગુણોની સ્તવના કરવાથી પ્રસન્નતાને પ્રાપ્ત થયેલા સાધકનું ચિત્ત, પરમાત્મ-સ્વરૂપના ચિંતનમાં સ્થિર બને છે. પરમાત્મ-સ્વરૂપમાં સ્થિર બનેલું ચિત્ત તન્મયતા પ્રાપ્ત કરે છે.

તીર્થંકર પરમાત્માની શાન્તરસ પૂર્ણ પ્રતિમાનું ધ્યાન નિર્નિમેષ-દૃષ્ટિએ કરનાર સાધક રૂપસ્થ-ધ્યાનના અભ્યાસના બળે તેમના ધ્યાનમાં તન્મય બનેલા પોતાના આત્માને પણ સર્વજ્ઞરૂપે જુએ છે, ત્યાર પછી અમૂર્ત, ચિદાનંદ-સ્વરૂપ, નિરંજન, સિદ્ધ પરમાત્માનું ધ્યાન કરે છે. એમ નિરંતર ધ્યાનાભ્યાસ કરતો યોગી સિદ્ધ સ્વરૂપના આલંબનથી ગ્રાહ્ય-ગ્રાહકભાવથી રહિત બનીને આત્મ-સ્વરૂપમાં તન્મય બને છે.

---

२६. यत्स्वरूपापरिज्ञानात्–नात्मतत्त्वेस्थितिर्भवेत् ।
यज्ज्ञात्वा मुनिभिः साक्षात् प्राप्तं तस्यैव वैभवम् ॥
—ज्ञानार्णव; અ०-૩૧, શ્લો०-૩૧.

२७. अवाग्गोचरमव्यक्तमनंतं शब्दवर्जितम् ।
अजं जन्मभ्रमातीतं निर्विकल्पं विचिन्तयेत् ॥
यद् बोधानंतभागेऽपि द्रव्य-पर्यायसंभृतम् ।
लोकालोकं स्थितिं धत्ते स स्याल्लोकत्रयीगुरुः ॥
—ज्ञानार्णव; અ०-૩૧, શ્લો० ૩૩-૩૪.

* योगप्रदीप; श्लो. २५, २७, २८, २९, ३४, ३९.

સિદ્ધ પરમાત્માનું અનન્ય શરણુ સ્વીકારી સાધક તેમના સ્વરૂપમાં એવી અપૂર્વ લીનતા પ્રાપ્ત કરે છે કે જેથી ધ્યાન અને ધ્યાતા-ભાવનો વિલય થાય છે અને સાધક ધ્યેય સાથે એકતાને પામે છે. અર્થાત્ જ્યારે આત્મા, ભેદનો છેદ કરી, અભેદપણે પરમાત્મ-ધ્યાનમાં લીન બને છે, તેને જ સમરસીભાવ અથવા એકીકરણુ કહેવાય છે અર્થાત્ તે જ 'લયધ્યાન' છે.

લક્ષ્યના સંબંધથી અલક્ષ્યનું, સ્થૂલથી સૂક્ષ્મનું અને આલંબનથી નિરાલંબનનું ચિંતન કરનારા તત્ત્વજ્ઞાની યોગી પુરુષો શીઘ્ર આત્મતત્ત્વનો સાક્ષાત્કાર પામે છે યાને આત્મ-સ્વભાવમાં જ પોતાને લીન થયેલો જુએ છે. આ જ **'પરમ લય ધ્યાન'** છે.

'લય'માં સંભેદ-પ્રણિધાન અને 'પરમ લય'માં અભેદ-પ્રણિધાનનો અંતર્ભાવ થયેલો છે.

અહીં શરણુ એ પ્રણિધાન સ્વરૂપ છે* અને પ્રણિધાન એ વજ્રલેપ સદૃશ છે. જેમ વજ્રલેપના સંયોગથી મકાન, મૂર્તિ વગેરે પદાર્થોની સ્થિતિ લાખો, કરોડો વર્ષ જેટલી દીર્ઘ અને ટકાઉ બની જાય છે,[૨૮] તેવી રીતે અરિહંતાદિના અનન્ય શરણુરૂપ ચિત્ત-

* 'પ્રણિધાન' એટલે ધ્યેય પ્રત્યેની એકાગ્રતા, અટલ શ્રદ્ધા, અત્યંત પ્રેમ અને વિશ્વાસ-યુક્ત શરણુ-આશ્રય.

૨૮. મંદિર, મકાન આદિ અધિક મજબૂત કરવાને માટે પ્રાચીન જમાનામાં ભીંત આદિની ઉપર જે લેપ કરવામાં આવતો હતો, તે 'બૃહત્સંહિતા'માં વજ્રલેપના નામથી નીચે પ્રમાણે પ્રસિદ્ધ છે:-

आमं तिन्दुकमामं कपित्थकं पुष्पमपि च शाल्मल्याः ।
बीजानि शल्लकीनां धन्वनवल्को वचा चेति ॥ १ ॥
एतैः सलिलद्रोणः क्वाथयितव्योऽष्टभागशेषश्च ।
अवतार्योऽस्य च कल्को द्रव्यैरेतैः समनुयोज्यः ॥ २ ॥
श्रीवासक-रस-गुग्गुल-भल्लातक-कुन्दुरुक-सर्जरसैः ।
अतसी-बिल्वैश्च युतः कल्कोऽयं वज्रलेपाख्यः ॥ ३ ॥
प्रासाद-हर्म्य-वलभी-लिङ्ग-प्रतिमासु कुड्यकूपेषु ।
सन्तप्तो दातव्यो वर्षसहस्रायुतस्थायी ॥ ४ ॥

અર્થ:- કાચાં ટીમરુ, કાચાં કોઠાં, શીમળાનાં ફૂલ, સારફળ (સાલેડો, ધૂપેડો)નાં બીજ, ધામણુ વૃક્ષની છાલ અને ઘોડાવજ-એ ઔષધો બરાબર સરખા વજન પ્રમાણે લઈ પછી તેને એક દ્રોણુ અર્થાત્ ૨૫૬ તલ=૧૦૨૪ તોલા પાણીમાં નાખીને ઉકાળો કરવો. જ્યારે પાણીનો આઠમો ભાગ રહે ત્યારે નીચે ઉતારી, તેમાં સરવૃક્ષોનો ગુંદર(બેરજો), હીરાબોળ, ગુગળ, ભીલામા, દેવદારનો ગુંદ (કુંદુર), રાળ, અળસી અને બીલીફળ-એ ઔષધોનું ચૂર્ણ નાખવું, જેથી વજ્રલેપ તૈયાર થાય છે. (૧-૨-૩)

ઉપર કહેલ વજ્રલેપ દેવમંદિર, મકાન, ઝરૂખો, શિવલિંગ, પ્રતિમા(મૂર્તિ), ભીંત અને કૂવા વગેરે ઠેકાણે બહુ ગરમ ગરમ લગાવે તો તે મકાન આદિની સ્થિતિ કરોડ વર્ષની થાય છે. (૪)

—વાસ્તુસાર, પરિશિષ્ટ-A, પૃ. ૧૪૭.

પ્રણિધાનથી ધ્યાતાનો આત્મા પણ અરિહંત પરમાત્મા સાથે લય પામી, દીર્ઘકાળ સુધી એકતાનો અનુભવ કરી શકે છે અને તજ્જન્ય 'અભેદ-પ્રણિધાન'ના યોગે પોતાના આત્મ-સ્વભાવમાં સહજ રીતે લયલીન બની શકે છે.

(૧) 'સંભેદ-પ્રણિધાન' એટલે 'અર્હં' આદિ ધ્યેય સાથે ધ્યાતાનો સર્વતઃ ભેદ સંબંધ હોવો.

(૨) 'અભેદ-પ્રણિધાનનો અર્થ છે—પરમ જ્યોતિ સ્વરૂપ પરમાત્માનું આત્મા સાથે અભેદરૂપે ધ્યાન કરવું. 'स्वयं देवो भूत्वा देवं ध्यायेत्'—સ્વયં દેવરૂપે ભાવિત થઈ દેવનું – પરમાત્માનું ધ્યાન કરો.

**યોગની દૃષ્ટિએ લય-પરમલય :-**

યોગની દૃષ્ટિએ 'લય' એ 'સમાપત્તિ-સમાધિ' સ્વરૂપ છે.

'લય'માં **'તાત્સ્થ્ય'** અને 'પરમલય'માં **'તદંજનતા'** સમાપત્તિનો અંતર્ભાવ થયેલો છે.

ઉત્તમ મણિની જેમ ક્ષીણવૃત્તિવાળા સાધકને, પરમાત્માના ગુણોના 'સંસર્ગારોપ'થી અને પરમાત્માના 'અભેદારોપ'થી નિઃસંશય 'સમાપત્તિ' કહી છે.[૨૯]

અહીં **'તાત્સ્થ્ય'** એટલે અંતરાત્માને વિષે પરમાત્માના ગુણોનો 'સંસર્ગારોપ' અને **'તદંજનત્વ'** એટલે અંતરાત્મામાં પરમાત્માનો 'અભેદારોપ'.

આ ધ્યાનનું ફળ સમાધિ છે અને તે અત્યંત વિશુદ્ધ છે. તે સમાપત્તિથી પ્રકૃષ્ટ પુણ્યપ્રકૃતિરૂપ તીર્થંકર નામકર્મનો બંધ થાય છે અને પછી તીર્થંકરના ભવમાં ચ્યવન, જન્મ આદિ કલ્યાણકો પ્રસંગે ક્રમશઃ તે તીર્થંકર નામકર્મની અભિવ્યક્તિ અર્થાત્ જિન-નામકર્મનો ઉદય થાય છે.[૩૦]

જેમ નિર્મળ સ્ફટિકમાં પ્રથમ બાહ્ય-પદાર્થનું પ્રતિબિંબ પડે છે અને પછી સ્ફટિક તે વર્ણાદિવાળો બની જાય છે, તેમ અહીં નિર્મળ આત્મામાં પ્રથમ પરમાત્મ-સ્વરૂપ, ધ્યાન દ્વારા ઉપસ્થિત થાય છે અને પછી તે આત્મા જ પરમાત્મ-સ્વરૂપ થઈ જાય છે. આમાં પ્રથમની સ્થિતિને 'તત્સ્થતા-સમાપત્તિ' અને બીજી સ્થિતિને 'તદંજનતા-સમાપત્તિ'

---

२९. मणेरिवाभिजातस्य क्षीणवृत्तेरसंशयम् ।
तात्स्थ्यात्तदञ्जनत्वाच्च समापत्तिः प्रकीर्तिता ॥

—द्वात्रिंशद्द्वात्रिंशिका-योगावतार द्वात्रिंशिका ; श्लो.-१०.

३०. आपत्तिश्च ततः पुण्यतीर्थकृत्कर्मबन्धतः ।
तद्भावाभिमुखत्वेन संपत्तिश्च क्रमात् भवेत् ॥

—ज्ञानसार-ध्यानाष्टक ; श्लो -४.

કહેવામાં આવે છે. તે સમાપત્તિ વૈજ્ઞાનિક સંબંધ વિશેષ છે અને તે સંબંધ વિશેષ, ધ્યાન સમયે ભાસિત થાય છે.

તે ધ્યાનનો આકાર – પ્રથમ 'मयि तद्रूपता' 'મારામાં તે પરમાત્મરૂપ છે' અને પછી 'स एव अहम्' 'તે જ હું છું'–એવો હોય છે. 'मयि तद्रूपता' એ 'તત્સ્થતા–સમાપત્તિ' છે અને 'स एव अहम्' એ 'તદંજનતા–સમાપત્તિ છે.

**આગમિક દૃષ્ટિએ લય–પરમલય :–**

આગમની દૃષ્ટિએ 'લય'માં અરિહંત પરમાત્માના શુદ્ધ–દ્રવ્ય–ગુણ–પર્યાયનું ધ્યાન થાય છે અને 'પરમલય'માં તેમના ધ્યાનાવેશના પ્રભાવે સ્વ–દ્રવ્ય–ગુણ–પર્યાયનું ધ્યાન થાય છે.

અરિહંત પરમાત્માના શુદ્ધ સ્ફટિક સમાન નિર્મળ સ્વરૂપના ધ્યાનથી પ્રથમ પરમાત્મામાં અને પછી ધ્યાતામાં નિશ્ચયથી દ્રવ્ય, ગુણ, પર્યાયની સાદૃશ્યતાનું જ્ઞાન થાય છે. તે પછી પરમાત્મા અને ધ્યાતાના આત્માનો અભેદ છે–એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

કહ્યુ છે કે–'જે (આત્મા) અરિહંત પરમાત્માને દ્રવ્ય, ગુણ, પર્યાયથી જાણે છે, તે આત્માને જાણે છે અને તેનો મોહ ખરેખર નાશ પામે છે; કારણ કે બંને આત્માઓમાં નિશ્ચયથી કોઈ તફાવત નથી.'[31]

અરિહંત પરમાત્માનું સ્વરૂપ, છેલ્લા તાપને પામેલા સુવર્ણના સ્વરૂપની માફક સર્વ પ્રકારે શુદ્ધ અને સ્પષ્ટ હોય છે, તેથી તેનું જ્ઞાન થતાં સર્વ આત્માનું જ્ઞાન થાય છે.

**દ્રવ્ય–ગુણ–પર્યાયનું સ્વરૂપ :–**

ગુણ અને પર્યાયોના આધારને 'દ્રવ્ય' કહે છે તથા 'દ્રવ્ય'ના જ્ઞાનાદિ વિશેષણોને 'ગુણ' કહે છે અને એક સમય માત્ર કાળના પ્રમાણથી ચૈતન્ય આદિની પરિણતિના ભેદોને 'પર્યાય' કહે છે.

સર્વતઃ વિશુદ્ધ એવા તે અરિહંત પરમાત્માના સ્વરૂપમાં લીન થયેલો ધ્યાતા દ્રવ્ય–ગુણ–પર્યાયમય નિજ આત્માને પોતાના મનથી જાણી લે છે, તે આ પ્રમાણે :—

'આ ચેતન (આત્મા) છે–એવો જે અન્વય તે 'દ્રવ્ય' છે. અન્વયને આશ્રિત રહેલું 'ચૈતન્ય' એવું જે વિશેષણ તે 'ગુણ' છે અને એક સમય માત્રની મર્યાદાવાળું જેનું કાળ–પરિણામ હોવાથી પરસ્પર પરાવૃત્ત એવા જે અન્વય અને વ્યતિરેકો, તે 'પર્યાયો' છે કે જેઓ ચિદ્–વિવર્તનની (આત્માના પરિણમનની) ગ્રન્થિઓ છે.

---

३१. जो जाणदि अरहंते दव्वत्त-गुणत्त-पज्जवत्तेहिं ।
सो जाणदि अप्पाण मोहो खलु जादि तस्स लयं ॥

—प्रवचनसार; गाथा-८०.

હવે એ રીતે ત્રિકાલિક આત્માને પણ એક કાળે કળી-જાણી લે તો તે ધ્યાતાનો જીવ ચિહ્ન-વિવર્તોને (જ્ઞાનાદિ ગુણોના પર્યાયોને) ચેતન-તત્ત્વમાં સંક્ષેપીને-સમાવીને ચૈતન્ય (વિશેષણ) ને પણ આત્મામાં અંતર્હિત કરી, કેવળ 'આત્મા' (ત્રિકાલિક પર્યાય યુક્ત) નો અનુભવ કરે છે.

આ રીતે આત્માને જાણવાથી ધ્યાતા નિર્વિકલ્પ ચિન્માત્ર સમાધિભાવને પામે છે અને તેથી મોહાદિ શત્રુઓનો નાશ થવાથી નિર્ભયતાનો અનુભવ કરે છે.



## (૧૭-૧૮) લવ-પરમ લવ ધ્યાન

**મૂળપાઠ** :-लवः- द्रव्यतो दात्रादिभिः शस्यादेर्लवनम् ।
भावतः कर्मणां शुभध्यानानुष्ठानैर्लवनम् ॥१७॥
परमलवः- उपशमश्रेणि-क्षपकश्रेणी ॥१८॥

**અર્થ** :- લવ-દાતરડા વગેરેથી ઘાસ આદિનું જે કાપવું તે 'દ્રવ્યથી લવ' છે.

શુભધ્યાનરૂપ અનુષ્ઠાન વડે કર્મોને છેદવાં તે 'ભાવથી લવ' છે.

**પરમલવ**-ઉપશમ-શ્રેણિ તથા ક્ષપક-શ્રેણિ એ 'પરમલવ' છે.

**વિવેચનઃ**-'લવધ્યાન' એ કર્મોને કાપવાની પ્રક્રિયા છે. જેમ દાતરડા વડે ઘાસ વગેરે કપાય છે તેમ શુભધ્યાનરૂપ સદનુષ્ઠાનો વડે અશુભકર્મોરૂપ ઘાસ કપાય છે.

પૂર્વોક્ત ધ્યાનો તથા સંયમાદિ અનુષ્ઠાનોની વિશેષ શુદ્ધિ થવાથી પુષ્કળ પ્રમાણમા કર્મોનો જે ઉપશમ અથવા ક્ષય - મૂળથી ઉચ્છેદ થાય છે તે અવસ્થાને 'લવ' અને 'પરમલવ' દ્વારા બતાવવામાં આવે છે.

આ ધ્યાનોમાં વીર્યશક્તિનું અત્યંત પ્રાબલ્ય હોય છે તેના તારતમ્ય પ્રમાણે ઉત્તરોત્તર આત્મ-શુદ્ધિમાં તારતમ્ય આવે છે. તેનો સ્પષ્ટ ખ્યાલ ઉપશમશ્રેણિ અને ક્ષપકશ્રેણિ દ્વારા 'કર્મ-પ્રકૃતિ' આદિ ગ્રન્થોમાં આપવામાં આવ્યો છે અને તેનો સંક્ષિપ્ત સાર નીચે મુજબ છેઃ-

કર્મના મુખ્ય આઠ પ્રકાર છે. તેમાં મોહનીયકર્મ મુખ્ય છે. તેનું જોર-પ્રભાવ ઘટાડયા વિના આત્માનો યથાર્થ વિકાસ થઈ શકતો જ નથી.

મોહનીયકર્મના પેટા ભેદો ૨૮ છે, તેની વિશેષ માહિતી 'કર્મ-ગ્રન્થ' આદિ ગ્રન્થો દ્વારા સમજી લેવી. અહીં તો કર્મનો ક્ષય અને ઉપશમ (એટલે કે ઉદયમાં આવેલા કર્મદલિકોનો ક્ષય અને સત્તામાં રહેલા કર્મદલિકોનો ઉપશમ) કયા ક્રમે થાય છે, તે જણાવવા દ્વારા આત્મવિશુદ્ધિના તારતમ્યનો ખ્યાલ આપવાનો છે, જેથી 'લવ' અને 'પરમલવ' ધ્યાનનું કાર્ય-જે કર્મનો લવ - વિચ્છેદ છે, તેનો સ્પષ્ટ રીતે બોધ થાય.

જ્ઞાનાવરણીયાદિ મુખ્ય આઠ પ્રકારનાં કર્મોમાંથી ઉપશમ, માત્ર મોહનીયકર્મનો જ થાય છે.

મોહનીયકર્મની ઉત્તર-પ્રકૃતિઓ (પેટા ભેદો) ૨૮ પ્રકારની હોવાથી તેના ઉપશમક્રમને - એક પછી એક-ક્રમિક રીતે થતા ઉપશમને 'ઉપશમશ્રેણિ' કહેવાય છે.

**ઉપશમ-શ્રેણિ** :– જેના દ્વારા આત્મા, મોહનીય કર્મને સર્વથા શાન્ત કરે, એવી ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી વિશુદ્ધ–પરિણામની ધારાને ઉપશમ-શ્રેણિ કહે છે.

આ ઉપશમ–શ્રેણિનો પ્રારંભક અપ્રમત્ત મુનિ જ હોય છે.

શ્રેણિના બે અંશ છે : (૧) ઉપશમ-ભાવનું સમ્યક્ત્વ અને (૨) ઉપશમ–ભાવનું ચારિત્ર.

ચારિત્રમોહનીયની ઉપશમતા કરતા પહેલાં ઉપશમ-ભાવનું સમ્યક્ત્વ સાતમે ગુણ-સ્થાનકે જ પ્રાપ્ત થાય છે કેમકે દર્શન–મોહનીયની સાતે પ્રકૃતિઓ સાતમે ગુણ-સ્થાનકે જ ઉપશમાવે છે, માટે ઉપશમ–શ્રેણિનો પ્રસ્થાપક અપ્રમત્ત મુનિ છે.

કેટલાક અન્ય આચાર્યો આ પ્રમાણે કહે છે :–

અવિરત સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત કે અપ્રમત્ત ગુણ-સ્થાનકમાં વર્તતો કોઈ પણ જીવ અનંતાનુબંધી–કષાયને ઉપશમાવે છે. આ અભિપ્રાયે ચોથા ગુણસ્થાનકથી ઉપશમ–શ્રેણિના પ્રારંભક કહી શકાય છે.

તેમાં પ્રથમ અનંતાનુબંધી ઉપશમાવે છે, ત્યાર પછી અંતર્મુહૂર્ત રહી દર્શન-ત્રિક ઉપશમાવે છે. દર્શન-ત્રિકની ઉપશમના થયા બાદ પ્રમત્ત–અપ્રમત્ત ગુણઠાણે સેંકડો વાર પરાવર્તન કરીને અપૂર્વકરણ નામના (આઠમા) ગુણઠાણે જાય છે. ત્યાં અંતર્મુહૂર્ત પર્યંત સ્થિતિઘાતાદિ ( સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ, ગુણ–સંક્રમ અને અપૂર્વ–સ્થિતિ-બંધ – એમ પાંચ પદાર્થ ) વડે ઘણી સ્થિતિ અને ઘણો રસ ઓછો કરી, અનિવૃત્તિ–બાદર સંપરાય નામના નવમા ગુણઠાણે જાય છે. અહીં પણ સ્થિતિઘાતાદિ વડે ઘણી સ્થિતિ અને ઘણો રસ ઓછો કરે છે. આ ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય અને એક ભાગ શેષ રહે ત્યારે ચારિત્ર–મોહનીયની ૨૧ પ્રકૃતિનું 'અંતરકરણ' કરે છે. ×

ત્યાર પછી પહેલાં 'નપુસકવેદ' ઉપશમાવે છે, ત્યાર પછી સ્ત્રીવેદ ; ત્યાર પછી એકી સાથે હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક અને જુગુપ્સા રૂપ 'હાસ્ય–ષટ્ક' ઉપશમાવે છે.

ત્યાર પછી 'પુરુષ વેદ', ત્યાર પછી એક સાથે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાના-વરણ ક્રોધ, ત્યાર પછી સંજ્વલન ક્રોધ, ત્યાર પછી એક સાથે અપ્રત્યાખ્યાનાવરણ માન, અને પ્રત્યાખ્યાનાવરણ માન, ત્યાર પછી સંજ્વલન માન, ત્યાર પછી એક સાથે અપ્રત્યાખ્યાનાવરણ માયા, અને પ્રત્યાખ્યાનાવરણ માયા, ત્યાર પછી સંજ્વલન માયા, ત્યાર પછી એક સાથે અપ્રત્યાખ્યાનાવરણ લોભ, અને પ્રત્યાખ્યાનાવરણ લોભ ઉપશમાવે છે.

×'અંતરકરણ' એટલે અંતર્મુહૂર્તમાં ભોગવાય તેટલા સ્થાનકોના દલિકોને ત્યાંથી ખસેડી, દલિક વિનાની શુદ્ધભૂમિકા કરવી તે–જો કે તે શુદ્ધભૂમિનું નામ જ 'અંતરકરણ' છે; પરંતુ ત્યાંથી દલિકો ખસ્યા વગર શુદ્ધભૂમિ થતી નથી. તેથી કારણમાં કાર્યનો આરોપ કરીને, 'અંતરકરણ' ક્રિયા–કાળને પણ 'અંતરકરણ' કહેવામાં આવે છે.

ત્યાર પછી આત્મા દશમા સૂક્ષ્મ-સંપરાય-ગુણ-સ્થાનકમાં પ્રવેશ કરે છે. સંજ્વલન લોભની કીટ્ટીઓને* ઉદય–ઉદીરણાથી ભોગવીને તે ગુણ-સ્થાનકના ચરમ-સમયે સંજ્વલન લોભને સર્વથા શાન્ત કરે છે.

ત્યાર પછીના સમયે આત્મા ઉપશાન્ત–મોહ નામના અગિયારમા ગુણ-સ્થાનકમાં પ્રવેશ કરે છે.

આ ગુણ-સ્થાનકે મોહનીય–કર્મની એક એક પ્રકૃતિ સંપૂર્ણ ઉપશાન્ત થયેલ હોવાથી તે પ્રકૃતિઓમાં સંક્રમણ, ઉદ્વર્તના, અપવર્તના, નિધત્તિ, નિકાચના અને ઉદીરણા કરણો પ્રવર્તતાં નથી. તેમજ તે પ્રકૃતિઓનો ઉદય પણ થતો નથી. આ સમયમાં આત્મા વીતરાગ-દશાનો અનુભવ કરે છે.

આ ઉપશાન્ત–મોહ ગુણઠાણે આત્મા જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત માત્ર રહે છે. તે પછી તે અવશ્ય પતન પામે છે કારણ કે મોહનીય–કર્મના અસ્તિત્વનો સમૂળ ઉચ્છેદ થયો ન હોવાથી અંતર્મુહૂર્ત પછી ઉપશાન્ત થયેલા કષાયો ફરી ઉદયમાં આવે છે.

પ્રતિપાત બે રીતે થાય છે : (૧) ભવક્ષય વડે અને (૨) અદ્ધાક્ષય વડે.

(૧) **ભવક્ષય** :– આયુષ્ય પૂર્ણ થવાથી મૃત્યુ પામે તો તે અવશ્ય અનુત્તર દેવલોકમાં જાય અને ત્યાં ઉત્પત્તિના પ્રથમ સમયે જ ચોથું ગુણ-સ્થાનક પ્રાપ્ત થાય છે.

(૨) **અદ્ધાક્ષય** :- ઉપશાન્ત–મોહ નામના ગુણ-સ્થાનકનો કાળ પૂર્ણ થવાથી પડે તો જે ક્રમે ચડયો હોય એ જ ક્રમે પડે છે. પડતાં અનુક્રમે સાતમા અને છઠ્ઠા સુધી તો આવે જ છે; ત્યાં જો સ્થિર ન થાય તો કોઈ પાંચમે અને ચોથે ગુણઠાણે પણ આવે છે, તો કોઈ ત્રીજેથી પડી પહેલે અને કોઇ બીજે થઈ પહેલે ગુણઠાણે આવી ઊભો રહે છે અને અત્યાર સુધી કરેલા પ્રબળ પુરુષાર્થનું ફળ હારી જાય છે.

**ક્ષપકશ્રેણિ** :– ક્રમશઃ ચડતાં જે અધ્યવસાય દ્વારા આત્મા દર્શન–મોહનીયનો અને ત્યાર પછી ચારિત્ર–મોહનીયનો સર્વથા ક્ષય કરે, તે ક્ષપક–શ્રેણિ કહેવાય છે. તેના બે અંશ છે : (૧) ક્ષાયિક–ભાવનું સમ્યક્ત્વ અને (૨) ક્ષાયિક–ભાવનું ચારિત્ર.

ક્ષપક–શ્રેણિનો આરંભ કરનાર મનુષ્ય જ હોય છે અને તે આઠ વર્ષથી અધિક આયુવાળો, પ્રથમ સંઘયણવાળો, શુદ્ધધ્યાનયુક્ત મનવાળો, અવિરત સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત કે અપ્રમત્ત કોઈ પણ ગુણ-સ્થાનકે વર્તમાન અને ક્ષયોપશમ સમ્યક્ત્વી હોય છે.

---

*તીવ્ર વિશુદ્ધિના બળથી લોભની વર્ગણાઓમાં એટલો બધો રસ ઘટાડી નાખવો કે જેને લઈને ચડતા–ચડતા રસાણુવાળી વર્ગણાનો ક્રમ તૂટી જાય અને વર્ગણા–વર્ગણાઓની વચ્ચે મોટું અંતર પડી જાય, તે 'કીટ્ટી' કહેવાય છે.

ઉપશમ-શ્રેણિમાં મોહનીયની પ્રકૃતિઓના ઉદયને શાન્ત કરવામાં આવે છે, પણ એની સત્તા તો કાયમ રહે છે. પણ તે સત્તા માત્ર અંતર્મુહૂર્ત સુધી પોતાનું બળ, ફળ વગેરે દેખાડી નથી શકતી. જ્યારે ક્ષપક-શ્રેણિમાં તો મોહનીય આદિ કર્મોની પ્રકૃતિઓનો મૂળથી નાશ કરવામાં આવે છે, તેમની સત્તા જ ઉખેડી દેવામાં આવે છે; જેથી તેમનો ફરીને ઉદય થવાનો ભય જ રહેતો નથી. આ કારણથી જ ક્ષપક-શ્રેણિમાં પતનની સંભાવના નથી.

ક્ષપક-શ્રેણિમાં જે જે પ્રકૃતિઓનો ક્ષય થાય છે, તેનાં નામ અને ક્રમ આ પ્રમાણે છે :-

યથાપ્રવૃત્ત આદિ ત્રણ કરણ વડે સૌથી પ્રથમ અનંતાનુબંધી ચારે કષાયોનો સમકાળે ક્ષય કરે છે.

પછી મિથ્યાત્વ, મિશ્ર અને સમ્યક્ત્વ-એ દર્શન-મોહનીય-ત્રિકનો ક્રમશઃ ક્ષય કરે છે. કોઈક બદ્ધાયુ જીવ ઉપરોક્ત દર્શનસપ્તકનો ક્ષય કરી અટકી જાય છે. આગળ ચારિત્ર-મોહનીયનો ક્ષય કરવા માટે પ્રયત્ન નથી કરતો; પરંતુ અબદ્ધાયુ જીવ તે શ્રેણિને સમાપ્ત કરીને કેવળજ્ઞાન અને અનુક્રમે મોક્ષને પ્રાપ્ત કરે છે.

સમગ્ર શ્રેણિને સમાપ્ત કરનાર ક્ષપકને ત્રણ આયુષ્ય (દેવ-નારક-તિર્યંચાયુ) નો અભાવ, સ્વતઃ હોય છે અને પૂર્વોક્ત અનંતાનુબંધી અને દર્શન-ત્રિકનો ક્ષય ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા ગુણ-સ્થાનક સુધી અવશ્ય કરી દે છે.

ત્યાર પછી અપ્રત્યાખ્યાનીય અને પ્રત્યાખ્યાનીય-એ આઠ કષાયનો ક્ષય કરવાનો પ્રારંભ કરે છે. ત્યાર બાદ તેનો પૂર્ણ ક્ષય ન થાય તે પહેલાં એટલે વચગાળામાં એકેન્દ્રિય અને વિકલેન્દ્રિય-એ ચાર જાતિ, થીણદ્ધિ-ત્રિક, ઉદ્યોત, તિર્યંચ-દ્વિક, નરક-દ્વિક, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ અને આતપ — એ સોળ કર્મ-પ્રકૃતિઓનો ક્ષય કરે છે. ત્યાર પછી અવશેષ આઠ કષાયોને ખપાવે છે. અંતર્મુહૂર્ત કાળમાં જ આ સર્વ પ્રકૃતિઓનો ક્ષય કરે છે.

તે પછી નપુંસકવેદનો અને પછી સ્ત્રીવેદનો ક્ષય કરે છે. ત્યાર પછી હાસ્ય-ષટ્કનો, પુંવેદનો અને સંજ્વલન ક્રોધ-માન-માયાનો નવમા ગુણ-સ્થાનક સુધી અંત કરે છે અને તે પછી દશમા ગુણઠાણે સંજ્વલન લોભનો ક્ષય કરે છે અને બારમે ગુણઠાણે નિદ્રા-દ્વિક, અંતરાય-પંચક તેમજ નવ આવરણોનો ક્ષય કરે છે એટલે ત્યાં કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે. આત્મામાં પૂર્ણ પ્રકાશ ઝળહળી ઊઠે છે.

શેષ કર્મ-પ્રકૃતિઓનો ક્ષય ચૌદમા ગુણઠાણે 'શૈલેશીકરણ' દ્વારા કરીને આત્મા, પરમ-પદને પ્રાપ્ત કરે છે.

પોતાના આત્માનું ધ્યાન કરતો યોગી, સર્વ કર્મ-મલને દૂર કરી પરમાત્મપણાને પામે છે."[32]

ધ્યાતા જે ધ્યેયનું વારંવાર ધ્યાન કરે છે, તે ધ્યેય રૂપે તે પોતાને પણ અનુભવે છે અર્થાત્ સતત ધ્યાનાભ્યાસના પરિણામે ધ્યાતા સ્વયં તે ધ્યેય સ્વરૂપને પામે છે.

ધ્યાતા જો વીતરાગનું ધ્યાન કરે તો વીતરાગ બને છે, સરાગીનું ધ્યાન કરે તો સરાગી બને છે – આ નિયમ સર્વ સામાન્ય છે.

માટે જ ઉપકારી મહર્ષિઓએ ફરમાવ્યું છે કે–કૌતુક માત્રથી પણ અશુભ તત્ત્વોનું ચિંતન અને ધ્યાન ન થઈ જાય તે માટે તેવા પ્રકારનાં અશુભ આલંબનો–નિમિત્તોથી સદા દૂર રહેવું જોઈએ.

અંગારાને અડવાથી શરીર દાઝે છે, તેમ અશુભ તત્ત્વોનું ચિંતન કરવાથી મન દાઝે છે–બગડે છે, જીવન બગડે છે અને દેવદુર્લભ માનવ–ભવ હારી જવાય છે.

તાત્પર્ય કે અશુભ તત્ત્વોનાં સંસર્ગ–પરિચય અને આલંબન શુભ-ધ્યાનમાં વિઘ્નરૂપ બને છે. તેથી શુભ-ધ્યાન માટે અશુભ તત્ત્વોના સંસર્ગનો ત્યાગ કરીને શુભ તત્ત્વોનું આલંબન (લેવું) અનિવાર્ય છે, તો જ શુભ-ધ્યાનની સિદ્ધિ શીઘ્ર થાય છે.

'માત્રા ધ્યાન'માં સર્વોત્કૃષ્ટ પુણ્યના પુંજ, ત્રિભુવન-ગુરુ અને ધર્મ-દેશના રૂપ સર્વોત્કૃષ્ટ પરોપકારને કરનારા એવા સમવસરણસ્થિત ભાવ–તીર્થંકર પરમાત્માનું પરમોચ્ચ શુભ આલંબન હોવાથી સાધકના સર્વ મનોવાંછા અવશ્ય સિદ્ધ થાય છે.

## (૨૦) પરમમાત્રા ધ્યાન

મૂળપાઠ :–परममात्रा–चतुर्विंशत्या वलयैः परिवेष्टितमात्मानं ध्यायति ॥२०॥ तद् यथा–

(१) शुभाक्षरवलयम्–'आज्ञाविचयादिधर्मध्यानभेदाक्षर २३'–'पृथक्त्ववितर्कसविचारं' इत्यक्षराः १०–एवं ३३ (अक्षराः) न्यस्यन्ते यत्र ॥१॥

(२) अनक्षरवलयम्–"ऊससियं नीससियं०" इत्यादि–गाथाक्षराण्यनक्षर-श्रुतवाचकानि न्यस्यन्ते यत्र ॥२॥

---

३२. तद् ध्यानावेशतः सोऽहं सोऽहमित्यालपन् मुहुः ।
निःशंकमेकतां विद्यादात्मनः परमात्मना ॥
ततो नीरागमद्वेषममोहं सर्वदर्शिनम् ।
सुरार्च्यं समवसृतौ कुर्वाणं धर्मदेशनाम् ॥
ध्यायन्नात्मानमेवेत्थमभिन्नं परमात्मना ।
लभते परमात्मत्वं ध्यानी निर्धूतकल्मषः ॥
–योगशास्त्र; प्रकाश–८, श्लो. १५–१६–१७.

(३) परमाक्षरवलयम्- 'ॐ अर्हं अँ रिँ हँ तँ, सिँ द्धँ, आँ यँ रिँ यँ, उँ वँ ज्झाँ यँ, साँ हूँ नमः' इति (एकविंशति अक्षराः) न्यस्यन्ते यत्र ॥३॥

(४) अक्षरवलयम्-'अ आ' इत्यादीनि, ईषत्स्पृष्टतर 'य ल व' युतानि द्विपञ्चाशत्-मातृकाक्षराणि 'ह' पर्यन्तानि न्यस्यन्ते यत्र ॥४॥

(५) निरक्षरवलयम्-'ध्यान-परमध्यानयोः शुभाक्षरवलये प्रविष्टत्वात् शेषध्यानभेदाः २२ न्यस्यन्ते यत्र ॥५॥

અર્થ :- ચોવીસ વલયોથી વીંટાયેલા પોતાના આત્માનું ધ્યાન કરવું તે 'પરમમાત્રા' છે. તે ચોવીસ વલયોનું સ્વરૂપ નીચે મુજબ છે :-

(૧) 'શુભાક્ષરવલય'-એ પહેલું વલય છે.

જેમાં ધર્મ-ધ્યાનના ચાર ભેદોના આ ज्ञा वि च य, अ पा य वि च य, वि पा क वि च य, सं स्था न वि च य "-એ ત્રેવીસ(૨૩) અક્ષરો તથા શુકલ-ધ્યાનના પ્રથમ ભેદના पृ थ क्त्व वि त र्क स वि चा र -એ દસ (૧૦)અક્ષરો એમ બંને મળીને કુલ તેત્રીસ (૩૩) અક્ષરોનો ન્યાસ કરાય છે.

(૨) બીજું 'અનક્ષરવલય' છે.

જેમાં અનક્ષર શ્રુતવાચક નિમ્નોક્ત ગાથાનો એટલે કે તેના પાંત્રીસ(૩૫) અક્ષરોનો ન્યાસ કરવામાં આવે છે, તે ગાથા નીચે પ્રમાણે છે :—

"ऊससियं नीससिय निच्छूढ खासिअं च छीअँ च ।
निस्सिंघिअमणुसारं अणक्खर छेलिआईअं ॥"

(૩) ત્રીજું 'પરમાક્ષરવલય' છે.

જેમાં ॐ अर्हं' अँ रि हँ तं सिँ द्धँ आँ यँ रिँ यँ उँ वँ ज्झाँ यँ साँ हूँ नमः - આ એકવીસ(૨૧) અક્ષરોની સ્થાપના કરાય છે.

(૪) ચોથું 'અક્ષરવલય' છે.

જેમાં 'अ થી ह' સુધીના (૪૯) ઓગણપચાસ અક્ષરો તેમજ ઈષિત્ સ્પૃષ્ટતર 'य, ल, व'- આ ત્રણ(૩) અક્ષરો એમ કુલ બાવન (૫૨) માતૃકા-અક્ષરોનો ન્યાસ કરવામાં આવે છે.×

(૫) પાંચમું 'નિરક્ષરવલય' છે.

ધ્યાનના ચોવીસ ભેદોમાંથી પ્રથમના બે ભેદ 'ધ્યાન' અને 'પરમ ધ્યાન'નો નિર્દેશ

× ૫૨ (બાવન)-માતૃકા અક્ષરોઃ- ૧૬ (સોળ)-સ્વરો· अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः. ૩૩ (તેત્રીસ)-વ્યંજનોઃ-क् ख् ग् घ् ङ्, च् छ् ज् झ् ञ्, ट् ठ् ड् ढ् ण्, त् थ् द् ध् न्, प फ ब् भ् म्, य् र् ल् व्, श् ष् स् ह ૩ (ત્રણ) ઈષત્ સ્પૃષ્ટતરઃ-य ल् व

'લવ ધ્યાન'માં થતું કર્મોનું લવન – વિચ્છેદન અલ્પ પ્રમાણમાં હોય છે અને 'પરમ લવ ધ્યાન'માં ઉપશમ–શ્રેણિ દ્વારા થતું કર્મ-લવન–કર્મ-નિર્જરા વિપુલ પ્રમાણમાં હોય છે અને ક્ષપક–શ્રેણિમાં કર્મનો મૂળથી ક્ષય થાય છે.

ઉપશમમાં મોહનીયની પ્રકૃતિઓને ઉપશાન્ત કરવામાં એટલે કે થોડા સમય પૂરતી તદ્દન દબાવી દેવામાં આવે છે અને ક્ષયમાં આઠે કર્મની પ્રકૃતિઓનો મૂળથી નાશ કરવામાં આવે છે. જ્યારે ક્ષયોપશમમાં જ્ઞાનાવરણીય આદિ ચાર ઘાતીકર્મોનો ક્ષયોપશમ કરવામાં આવે છે અર્થાત્ ઉદિત કર્માંશનો ક્ષય અને અનુદિત કર્માંશનો ઉપશમ કરવામાં આવે છે.

ઉપશમ અને ક્ષયોપશમ–બંને વચ્ચે તફાવત એટલો જ છે કે ક્ષયોપશમમાં કર્મોનો પ્રદેશોદય ચાલુ હોય છે, જ્યારે ઉપશમમાં તે પણ ન હોવાથી, તેની વિશુદ્ધિ ક્ષયોપશમ કરતાં અધિક હોય છે.

આ રીતે આ લવ–પરમ લવ ધ્યાન કે તેની પૂર્વના કે પછીના ધ્યાનના સર્વ પ્રકારો એ કર્મોના ક્ષય-ક્ષયોપશમના કે આત્મ-વિશુદ્ધિના જ દ્યોતક બની રહે છે.

'લવ'માં ક્ષયોપશમ-ભાવને ઉત્પન્ન કરનારા ધ્યાનોનો સંગ્રહ થયેલો છે.

તે ધ્યાનોની વિશુદ્ધિ કે સામર્થ્ય આદિનું સ્વરૂપ, ગુણ-સ્થાનક વગેરેના ક્રમથી સમજવા માટે 'ગુણસ્થાન ક્રમારોહ' આદિ ગ્રન્થોનું ગુરુગમ દ્વારા અવગાહન કરવું જોઈએ.

## (૧૯) માત્રાધ્યાન

**મૂળપાઠઃ**–मात्रा–द्रव्यत उपकरणादि–परिच्छेदः ।

**भावतः समवसरणान्तर्गतं सिंहासनोपविष्टं देशनां कुर्वाणं तीर्थंकरममिवात्मानं पश्यति ॥ १९ ॥**

**અર્થઃ**–ઉપકરણાદિનો જે પરિચ્છેદ – મર્યાદા તે 'દ્રવ્યથી માત્રા' છે.

સમવસરણની અંદર સિંહાસન ઉપર બિરાજીને દેશના આપતા તીર્થંકર પરમાત્માની જેમ પોતાના આત્માને જોવો, તે 'ભાવથી માત્રા' છે.

**વિવેચનઃ**–'દ્રવ્ય માત્રા'માં ઉપકરણાદિનો પરિચ્છેદ એટલે કે ભોજન, પાણી, વસ્ત્ર વગેરેની મર્યાદા જાણવી. તે જાણવાથી પોતાને યોગ્ય–પ્રમાણોપેત આહારાદિ કરવાથી દ્રવ્ય અને ભાવ આરોગ્યની વૃદ્ધિ થાય છે. તેમજ મર્યાદિત ઉપકરણો રાખવાથી સંયમમાં સહાય મળે છે.

આ બધી મર્યાદા દ્રવ્ય અર્થાત્ બાહ્ય–વસ્તુને આશ્રયીને હોવાથી તેને 'દ્રવ્ય માત્રા' કહેવાય છે અને જ્યારે સાધક પોતાના આત્માને સમવસરણમાં રત્નજડિત સુવર્ણમય સિંહાસન ઉપર બિરાજમાન થઈને બાર પર્ષદા સમક્ષ ધર્મદેશના આપતા તીર્થંકર પરમાત્મા સદૃશ જુએ છે એટલે કે તત્ત્વ રૂપે પોતાના આત્માનું ધ્યાન કરે છે ત્યારે તે ધ્યાનને 'માત્રાધ્યાન' કહેવાય છે.

આ માત્રા ધ્યાનમાં તીર્થંકરવત્ સ્વ-આત્માને જોવાથી, ધ્યાવવાથી એક વિશિષ્ટ પ્રકારની માત્રા-મર્યાદા નિશ્ચિત થાય છે કે 'હું તીર્થંકર છું'; દેવ નારકી કે તિર્યંચ નહિ, સામાન્ય મનુષ્ય પણ નહિ.

આવી ભાવાત્મક મર્યાદાનો નિશ્ચય, આ ધ્યાનમાં થતો હોવાથી તેને 'માત્રાધ્યાન' કહેવામાં આવે છે એમ સમજી શકાય છે. તેમાં વિશુદ્ધધ્યાનની પ્રધાનતા હોવાથી તે 'ભાવથી માત્રા' છે.

ધ્યાનની આ ભૂમિકા 'રૂપસ્થ (સાલંબન) ધ્યાન'ના સતત અભ્યાસથી તેના ફળરૂપે પ્રાપ્ત થાય છે.

## 'રૂપસ્થ ધ્યાન' એ 'સાલંબન ધ્યાન' છે:-

'યોગશાસ્ત્ર'ના નવમા પ્રકાશમાં પ્રથમ તીર્થંકર પરમાત્માના અષ્ટમહાપ્રાતિહાર્ય આદિના ચિંતન દ્વારા, પરમાત્માની અચિન્ત્ય રૂપસંપત્તિને આશ્રયીને 'રૂપસ્થ ધ્યાન' બતાવ્યું છે. ત્યાર પછી આ ધ્યાનના સતત અભ્યાસથી પરમાત્મામાં તન્મય બનેલો સાધક પોતાના આત્માને પણ સર્વજ્ઞ રૂપે જુએ છે એટલે કે 'આ જે સર્વજ્ઞ ભગવાન છે, તે ખરેખર હું જ છું'- 'स एवाहं'- એવી તન્મયતાને અનુભવતો યોગી પોતાને સર્વજ્ઞ માને છે-એવી અભેદ-ભૂમિકાનો નિર્દેશ કર્યો છે.

સર્વ પ્રથમ સમવસરણસ્થિત સાતિશય તીર્થંકર પરમાત્માનું ધ્યાન વારંવાર કરવા પૂર્વક તેમાં તન્મયતા પ્રાપ્ત કરીને પછી સાધક પોતાને પણ અરિહંત પરમાત્મા સ્વરૂપે જુએ - ધ્યાવે, તો જ તેને ધ્યાનની વાસ્તવિક સિદ્ધિ મળે છે.

જ્યારે આપણો હંસ રૂપી અન્તરાત્મા પરમાત્મામાં ચિદ્રૂપ - તન્મય થાય છે, ત્યારે તે પરમહંસ સ્વરૂપ નિર્વાણ-પદને પામે છે.*

જો પરમાત્માને અર્થાત્ તેમના આલંબનને બાજુએ રાખી, સીધો જ 'હું શુદ્ધ, બુદ્ધ આત્મા છું'- એમ માની પોતાના આત્માનું જ ધ્યાન કરે છે, તો તે ઉભય-ભ્રષ્ટ થાય છે. શુદ્ધિ અને સિદ્ધિ બન્નેથી વંચિત રહે છે.

કહ્યું પણ છે કે—" નિર્મળ સ્ફટિક, રત્ન તુલ્ય શ્રી અરિહંત પરમાત્માના ધ્યાનાવેશથી વારંવાર 'सोऽहं' - 'सोऽहं' નો સહજ જાપ કરતો સાધક, પરમાત્મા સાથે પોતાના આત્માની એકતા અનુભવે. પછી નીરાગી, અદ્વેષી, સર્વજ્ઞ, સર્વદર્શી, દેવ-દેવેન્દ્રોથી પૂજિત, સમવસરણમાં ધર્મ-દેશના કરતા એવા પરમાત્મા સાથે અભેદ-ભાવને પામેલા

* स्वहंसमंतरात्मानं चिद्रूपं परमात्मनि ।
योजयेत् परमे हंसे निर्वाणपदमाश्रिते ॥

—योगप्रदीप; श्लो. ४८.

પોતાના આત્માનું ધ્યાન કરતો યોગી, સર્વ કર્મ-મલને દૂર કરી પરમાત્મપણાને પામે છે."[૩૨]

ધ્યાતા જે ધ્યેયનું વારંવાર ધ્યાન કરે છે, તે ધ્યેય રૂપે તે પોતાને પણ અનુભવે છે અર્થાત્ સતત ધ્યાનાભ્યાસના પરિણામે ધ્યાતા સ્વયં તે ધ્યેય સ્વરૂપને પામે છે.

ધ્યાતા જો વીતરાગનું ધ્યાન કરે તો વીતરાગ બને છે, સરાગીનું ધ્યાન કરે તો સરાગી બને છે – આ નિયમ સર્વ સામાન્ય છે.

માટે જ ઉપકારી મહર્ષિઓએ ફરમાવ્યું છે કે–કૌતુક માત્રથી પણ અશુભ તત્ત્વોનું ચિંતન અને ધ્યાન ન થઈ જાય તે માટે તેવા પ્રકારનાં અશુભ આલંબનો–નિમિત્તોથી સદા દૂર રહેવું જોઈએ.

અંગારાને અડવાથી શરીર દાઝે છે, તેમ અશુભ તત્ત્વોનું ચિંતન કરવાથી મન દાઝે છે–બગડે છે, જીવન બગડે છે અને દેવદુર્લભ માનવ–ભવ હારી જવાય છે.

તાત્પર્ય કે અશુભ તત્ત્વોનાં સંસર્ગ–પરિચય અને આલંબન શુભ-ધ્યાનમાં વિઘ્નરૂપ બને છે. તેથી શુભ-ધ્યાન માટે અશુભ તત્ત્વોના સંસર્ગનો ત્યાગ કરીને શુભ તત્ત્વોનું આલંબન (લેવું) અનિવાર્ય છે, તો જ શુભ-ધ્યાનની સિદ્ધિ શીઘ્ર થાય છે.

'માત્રા ધ્યાન'માં સર્વોત્કૃષ્ટ પુણ્યના પુંજ, ત્રિભુવન-ગુરુ અને ધર્મ-દેશના રૂપ સર્વોત્કૃષ્ટ પરોપકારને કરનારા એવા સમવસરણસ્થિત ભાવ–તીર્થંકર પરમાત્માનું પરમોચ્ચ શુભ આલંબન હોવાથી સાધકના સર્વ મનોવાંછા અવશ્ય સિદ્ધ થાય છે.

## (૨૦) પરમમાત્રા ધ્યાન

મૂળપાઠ :–परममात्रा–चतुर्विंशत्या वलयैः परिवेष्टितमात्मानं ध्यायति ॥२०॥ तद् यथा–

(१) शुभाक्षरवलयम्–'आज्ञाविचयादिधर्मध्यानभेदाक्षर २३'–'पृथक्त्ववितर्कसविचारं' इत्यक्षराः १०–एवं ३३ (अक्षराः) न्यस्यन्ते यत्र ॥१॥

(२) अनक्षरवलयम्–"ऊससियं नीससियं०" इत्यादि–गाथाक्षराण्यनक्षर-श्रुतवाचकानि न्यस्यन्ते यत्र ॥२॥

---

३२. तद् ध्यानावेशात. सोऽहं सोऽहमित्यालपन् मुहुः ।
निःशंकमेकतां विद्यादात्मनः परमात्मना ॥
ततो नीरागमद्वेषममोहं सर्वदर्शिनम् ।
सुरार्च्यं समवसृतौ कुर्वाणं धर्मदेशनाम् ॥
ध्यायन्नात्मानमेवेत्थमभिन्नं परमात्मना ।
लभते परमात्मत्वं ध्यानी निर्धूतकल्मषः ॥
–योगशास्त्र; प्रकाश–८, श्लो. १५–१६–१७.

(३) परमाक्षरवलयम्– 'ॐ अर्हं अँ रिँ हँ तँ, सिँ द्धँ, आँ यँ रिँ यँ, उँ वँ ज्झाँ यँ, साँ हूँ नमः' इति (एकविंशति अक्षराः) न्यस्यन्ते यत्र ॥३॥

(४) अक्षरवलयम्–'अ आ' इत्यादीनि, ईषत्स्पृष्टतर 'य ल व' युतानि द्विपञ्चाशत्-मातृकाक्षराणि 'ह' पर्यन्तानि न्यस्यन्ते यत्र ॥४॥

(५) निरक्षरवलयम्–'ध्यान–परमध्यानयोः शुभाक्षरवलये प्रविष्टत्वात् शेषध्यानभेदाः २२ न्यस्यन्ते यत्र ॥५॥

અર્થ :– ચોવીસ વલયોથી વીંટાયેલા પોતાના આત્માનું ધ્યાન કરવું તે 'પરમમાત્રા' છે. તે ચોવીસ વલયોનું સ્વરૂપ નીચે મુજબ છે :–

(૧) 'શુભાક્ષરવલય'–એ પહેલું વલય છે.

જેમાં ધર્મ–ધ્યાનના ચાર ભેદોના आ ज्ञा वि च य, अ पा य वि च य, वि पा क वि च य, सं स्था न वि च य "–એ ત્રેવીસ(૨૩) અક્ષરો તથા શુક્લ–ધ્યાનના પ્રથમ ભેદના पृ थ क्त्व वि त र्क स वि चा र –એ દસ (૧૦)અક્ષરો એમ બંને મળીને કુલ તેત્રીસ (૩૩) અક્ષરોનો ન્યાસ કરાય છે.

(૨) બીજું 'અનક્ષરવલય' છે.

જેમાં અનક્ષર શ્રુતવાચક નિમ્નોક્ત ગાથાનો એટલે કે તેના પાંત્રીસ(૩૫) અક્ષરોનો ન્યાસ કરવામાં આવે છે, તે ગાથા નીચે પ્રમાણે છે :—

"ऊससियं नीससियं निच्छूढं खासिअं च छीअँ च ।
निस्सिंघिअमणुसारं अणक्खर छेलिआईअं ॥"

(૩) ત્રીજું 'પરમાક્ષરવલય' છે.

જેમાં ॐ अर्हं अँ रि हँ तं सिँ द्धँ आँ यँ रिँ यँ उँ वँ ज्झाँ यँ साँ हूँ नमः – આ એકવીસ(૨૧) અક્ષરોની સ્થાપના કરાય છે.

(૪) ચોથું 'અક્ષરવલય' છે.

જેમાં 'अ થી ह' સુધીના (૪૯) ઓગણપચાસ અક્ષરો તેમજ ઈષત્ સ્પૃષ્ટતર 'य, ल, व'– આ ત્રણ(૩) અક્ષરો એમ કુલ બાવન (૫૨) માતૃકા–અક્ષરોનો ન્યાસ કરવામાં આવે છે.×

(૫) પાંચમું 'નિરક્ષરવલય' છે.

ધ્યાનના ચોવીસ ભેદોમાંથી પ્રથમના બે ભેદ 'ધ્યાન' અને 'પરમ ધ્યાન'નો નિર્દેશ

× ૫૨ (બાવન)–માતૃકા અક્ષરો:– ૧૬ (સોળ)–સ્વરો. अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः ૩૩ (તેત્રીસ)–વ્યંજનો:–क् ख् ग् घ् ङ्, च् छ् ज् झ् ञ्, ट् ठ् ड् ढ् ण्, त् थ् द् ध् न्, प् फ् ब् भ् म्, य् र् ल् व्, श् ष् स् ह ૩ (ત્રણ) ઈષત્ સ્પૃષ્ટતર:–य् ल् व.

પ્રથમ 'શુભાક્ષર વલય'માં થઈ ગયો હોવાથી ધ્યાનના શેષ બાવીસ ભેદોનો ન્યાસ આ પાંચમા વલયમાં કરવામાં આવે છે.

**વિવેચન**:–'માત્રા' ધ્યાનનો યથાર્થ અભ્યાસ થઈ ગયા પછી 'પરમમાત્રા'નું ધ્યાન સુગમ બને છે.

'માત્રા'માં સમવસરણસ્થિત તીર્થંકર પરમાત્મા સાથે અભેદભાવ પામેલા સ્વ–આત્માનું ધ્યાન કરવાનું કહ્યું છે, ત્યારે 'પરમમાત્રા'માં ચોવીસ વલયોના પરિવેષ્ટન દ્વારા તીર્થ સાથે અભેદભાવને પામેલ સ્વ–આત્માનું ધ્યાન કરવાનું હોય છે.

તીર્થના મુખ્ય ત્રણ અર્થો છે: (૧) દ્વાદશાંગી, (૨) ચતુર્વિધ સંઘ અને (૩) પ્રથમ ગણધર+ આ ત્રણે પ્રકારના તીર્થની ઉત્પત્તિ, તીર્થંકર પરમાત્માની ધર્મ– દેશનાથી જ થાય છે.

'પરમમાત્રા'માં નિર્દિષ્ટ ચોવીસે વલયોમાં મુખ્યતયા શ્રુતજ્ઞાન દ્વાદશાંગી, ચતુર્વિધ સંઘ, ગણધર ભગવંતો, તીર્થંકર ભગવંતો, તેમનાં માતાપિતા તથા તીર્થરક્ષક અધિષ્ઠાયક યક્ષયક્ષિણી. તીર્થંકર પરમાત્માના પંચ-કલ્યાણક આદિ પ્રસંગે અપૂર્વ ભક્તિ કરનારા ભક્તાત્મા ૬૪ ઇન્દ્રો, ૫૬ દિક્કુમારીઓ તથા સ્થાવર જંગમ તીર્થો વગેરેનો ન્યાસ (સ્થાપના), ચિંતન અને ધ્યાન કરવાનુ વિધાન છે અને તે બધાં જ જિનશાસનના અંગભૂત છે.

ધ્યાનની આ પ્રક્રિયાઓ જેટલી મહત્ત્વપૂર્ણ અને ઉપયોગી છે, તેટલી જ અર્થગંભીર પણ છે. ગીતાર્થ, અનુભવજ્ઞાની મહાપુરુષો જ એનાં વાસ્તવિક રહસ્યો ઉકેલી શકે તેમ છે, તેમ છતાં એ મહાપુરુષોના અનુગ્રહના પ્રભાવે, સ્વ-ક્ષયોપશમ અનુસાર તેને સમજવા આ સ્વલ્પ પ્રયાસ છે.

**અક્ષર ન્યાસની મહત્તા :–**

પ્રત્યેક ધ્યાન–પ્રક્રિયામાં 'અક્ષર-ન્યાસ'ની સર્વ પ્રથમ અગત્ય દર્શાવી છે, તે હેતુસર પ્રસ્તુતમાં પણ પ્રથમનાં પાંચ વલયોમાં 'અક્ષર-ન્યાસ'નું જ વિધાન કરવામાં આવ્યું છે.

(૧) પ્રથમ 'શુભાક્ષર–વલય' માં આજ્ઞાવિચય આદિ ચાર પ્રકારનાં ધર્મ–ધ્યાનનાં અને પ્રથમ શુક્લ-ધ્યાનના વાચક તેત્રીસ અક્ષરોનો ન્યાસ કરવાનું કહ્યું છે. તેના દ્વારા દ્વાદશાંગી (શ્રુતજ્ઞાન) રૂપ તીર્થનું સ્મરણ થાય છે.×

દ્વાદશાંગી એ જિનરાજની આજ્ઞા છે અને તેનો સાર ધ્યાન છે.

'આજ્ઞાવિચય' આદિ અક્ષરોના ન્યાસ દ્વારા આજ્ઞાનું સ્મરણ–ચિંતન થતું હોવાથી આપણા ઉપર તેના દ્વારા થયેલા અનહદ ઉપકારો પ્રતિ કૃતજ્ઞભાવ પ્રગટ થાય છે.

'આજ્ઞાવિચય' આદિ તેત્રીસ અક્ષરો–એ શુભ-ધ્યાનના વાચક હોવાથી શુભ હોય છે, તેથી તેને 'શુભાક્ષર' કહેવામાં આવે છે.

---

\+ तित्थं पुण चाउवण्णे समणसङ्घे पढमगणहरे वा । –'લલિતવિસ્તરા' પૃ. ૭૬.

तीर्यते संसारसमुद्र तेनेति तीर्थं, तच्च प्रवचनाऽऽधारः चतुर्विधः सङ्घः, प्रथमगणधरो वा ।

–પ્રવચનદ્વાદશાઙ્ગ.

× तस्मात् सर्वस्य सारोऽस्य द्वादशाङ्गस्य सुन्दरः ।
ध्यानयोगः परं शुद्धः स हि साध्यो मुमुक्षुणा ॥

–उपमितिभवप्रपञ्चाकथा ; प्र. ८ , श्लो. ७२९.

(૨) શુભાક્ષરવલય પછી અનક્ષર શ્રુતવાચક "ऊससियं नीससियं०" વગેરે પાંત્રીસ અક્ષરોનો ન્યાસ કરવાનું વિધાન છે–એ ધ્યાન-સાધના 'અક્ષર ધ્યાન' કરતાં 'અનક્ષર ધ્યાન'ની અત્યંત શ્રેષ્ઠતાને સૂચવે છે અને 'અક્ષર ધ્યાન'માંથી 'અનક્ષર–ધ્યાનમાં જવાની પ્રેરણા અર્પે છે કારણ કે તે પ્રત્યેક અક્ષર(વર્ણ)માં અનાહત નાદને ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે. તે નાદ જ વર્ણોનો આત્મા છે; વર્ણો–અક્ષરો તેનું બાહ્ય સ્વરૂપ છે. નાદને ઉત્પન્ન કરનાર પ્રાણ છે, જે શ્વાસોચ્છ્વાસ રૂપ છે.

આ રીતે 'અનક્ષર–શ્રુત' ધ્વન્યાત્મક છે. યોગશાસ્ત્રોમાં 'અનાહત' નાદથી ઓળખાતી આત્માની દિવ્ય શક્તિ પણ ધ્વનિ-સ્વરૂપ છે, નાદ રૂપ છે.

નાદાનુસંધાન દ્વારા આત્માનુસંધાનની સર્વ પ્રક્રિયાઓ પણ અનક્ષર ધ્વનિ રૂપ હોવાથી તે સર્વનો અન્તર્ભાવ 'અનક્ષરશ્રુત'માં થઈ જાય છે. 'હઠયોગ–પ્રદીપિકા'માં પણ લય પ્રાપ્તિના સવા કરોડ સાધનોમાં 'નાદાનુસંધાન'ને મુખ્ય સાધન તરીકે વર્ણવ્યું છે.

'ऊससिय नीससियं०'– આ ગાથામાં નિર્દિષ્ટ શ્વાસ–ઉચ્છ્વાસ આદિ વ્યવહારમાં પણ સહુ કોઈને 'અનક્ષર–શ્રુત' રૂપે અનુભવ સિદ્ધ છે.

કેટલીક વાર માણસ કોઈ પણ શબ્દનો પ્રયોગ કરવાનું ટાળીને બંધ મોંઢે ખોંખારો ખાઈને કે હુંકારો કરીને પોતાની હાજરી છે, એ હકીકતને વ્યક્ત કરે છે. આવું વર્તન 'અનક્ષર–શ્રુત'ના મહિમાને સૂચવે છે. 'અક્ષર' કરતાં વધુ શક્તિશાળી 'અનક્ષર' છે આ એ હકીકત પુરવાર કરે છે.

(૩) 'પરમાક્ષર વલય'માં 'ॐ अर्हं, ॲं रिँ हँ तँ ઈત્યાદિ' એકવીસ અક્ષરોના ન્યાસ દ્વારા પરમ-પદે પ્રતિષ્ઠિત થયેલા પાંચ પરમેષ્ઠી ભગવંતોનું સ્મરણ થાય છે

अ થી ह સુધીના બાવન અક્ષરોમાંથી નવકાર-મંત્રની સંયોજનામાં વપરાયેલા અડસઠ અક્ષરો, એ સર્વશ્રેષ્ઠ અને સર્વશ્રેયસ્કર અક્ષરો છે. જેમાં ચૌદ પૂર્વનો સાર સમાયેલો છે. સર્વ મંત્ર, તંત્ર, યંત્ર અને વિદ્યાના બીજાક્ષરો છુપાએલા છે.

વિશ્વમાં એવું કયું શુભ-તત્ત્વ છે કે જે નવકારમાં ન હોય ? અર્થાત્ નવકારમાં ત્રિભુવન-ક્ષેમંકર સર્વ શુભ-તત્ત્વો છે જ.

વર્ણ-માતૃકાના બાવન અક્ષરોના શ્રેષ્ઠ સંયોજન રૂપ નવકારના અડસઠ અક્ષરો છે અને તેના જ સંક્ષિપ્ત સાર રૂપે 'પરમાક્ષર-વલય'માં નિર્દિષ્ટ એકવીસ અક્ષરો છે.

વર્ણાવલીના સર્વ અક્ષરોમાં પરમ એટલે પ્રધાન–સર્વશ્રેષ્ઠ આ એકવીસ અક્ષરો છે કારણ કે તે પરમ-પદ-સ્થિત, લોકોત્તમ પંચ-પરમેષ્ઠિના વાચક છે. આ એકવીસ અક્ષરોની સંયોજનામાં એકાક્ષરી, દ્વયક્ષરી વગેરે અનેક પ્રકારના મહાપ્રભાવિક મંત્રો છુપાયેલા છે.

જેમકે–'ॐ' એકાક્ષરી-પરમેષ્ઠીનું બીજ છે. પ્રણવ મહામંત્ર છે.

'अर्हँ' દ્વયક્ષરી-પરમેષ્ઠી-રત્નત્રય-વર્ણમાતૃકા અને સિદ્ધ-ચક્રના બીજભૂત મહામંત્ર છે. 'સિદ્ધ' અને 'સાહુ' પણ દ્વયક્ષરી મંત્રો છે.

'ॐ अर्हँ' કે 'ॐ सिद्धम्' – એ ત્ર્યક્ષરી મંત્ર છે.

'अरिहंत', 'अर्हँ–સિદ્ધ' – એ ચતુરક્ષરી મંત્ર છે.

'अ सि आ उ सा', 'ॐ अर्हँ नमः' કે 'ॐ नमः सिद्धम्' – આ પંચાક્ષરી મંત્રો છે.

'अरिहंत–सिद्ध' અથવા 'अरिहंत–साहु' ઇત્યાદિ છ અક્ષરોવાળા મંત્રો છે.

તેમજ 'ગુરુ-પંચક' નામની ષોડશાક્ષરી વિદ્યા વગેરે અનેક વિદ્યાઓ પણ તેમાં રહેલી છે.

આ રીતે આ એકવીસ અક્ષરોનું જુદી જુદી રીતે સંયોજન કરવાથી અનેક પ્રકારના પ્રભાવિક મંત્રોની નિષ્પત્તિ થાય છે.×

'માતૃકા–પ્રકરણ–સંદર્ભ'માં પણ કહ્યું છે કે :—

वीजमूलशिखाकात्स्र्न्यमेकैक – त्रि-त्रि-पञ्चभिः ।
अक्षरैः ॐ नमः सिद्धम् जपानन्तफलैः क्रमात् ॥

'ॐ नमः सिद्धम्' – આ પંચાક્ષરી મંત્રમાં ત્રણ પદ છે. પહેલું પદ જે એકાક્ષર 'ॐ' છે, તે પ્રણવ છે અને તે મંત્રનું 'બીજ' છે.

પહેલું અને બીજું પદ 'ॐ नमः' ત્રણ અક્ષરવાળું છે. તે મંત્રનું 'મૂળ' છે અને ત્રીજું પદ 'ॐ सिद्धम्' પણ ત્રણ અક્ષરવાળું છે, તે મંત્રની 'શિખા' છે. આખો સળંગ મંત્ર 'ॐ नमः सिद्धम्' પંચાક્ષરનો છે.

આ પ્રમાણે અક્ષરના વિભાગથી અનુક્રમે જો ચાર પ્રકારે મંત્રનો જાપ થાય, તો તે અનંત ફળ આપનાર થાય છે.

'યોગશાસ્ત્ર'ના અષ્ટમ પ્રકાશમાં ॐ, अर्हँ, अ सि आ उ सा આદિ અનેક મંત્રપદોના ધ્યાનની વિસ્તૃત પ્રક્રિયાઓ બતાવી છે તે બધી 'પદસ્થ ધ્યાન' રૂપ હોવાથી તેનો અન્તર્ભાવ 'પરમાક્ષર વલય'માં ગર્ભિત રીતે થઈ જાય છે.

આ અને બીજા પણ એવા પંચપરમેષ્ઠીગર્ભિત અનેક પ્રકારના મંત્રો–આ એકવીસ અક્ષરોમાં અન્તર્ભૂત થયેલા છે.

'શુભાક્ષર વલય'માં પ્રભુની આજ્ઞાદિનું પ્રધાનતયા ચિંતન હોવાથી તે 'વિચારાત્મક ધ્યાન' છે.

---

× શ્રી સિંહનન્દિ વિરચિત 'पञ्चनमस्कृति दीपिका' નામના પ્રકરણમાં શ્રી નમસ્કાર–મંત્રના અક્ષરોની વિવિધ સંયોજના દ્વારા અનેક પ્રકારના મંત્રો બતાવેલા છે.

—नमस्कार–स्वाध्याय (संस्कृत–विभाग) पृ. १९९.

'અનક્ષર વલય'માં શુભ વિચારના આલંબન દ્વારા 'નિર્વિચાર-ધ્યાન'માં પ્રવેશ કરવાનું સૂચન છે. અને 'પરમાક્ષર વલય'માં પવિત્રપદો-મંત્રપદોના આલંબન દ્વારા ધ્યાન કરવાનું બતાવી સર્વ પ્રકારનાં 'પદસ્થ ધ્યાનો'ની મહત્તા સૂચવી છે.[33]

(૪) 'અક્ષર વલય'માં अ થી ह સુધીના બાવન અક્ષરોનો ન્યાસ કરવામાં આવે છે. આ બાવન અક્ષરોમાંથી अकार આદિ કોઈ એક અક્ષરના આલંબનથી પણ ધ્યાન કરી શકાય છે.

આ બાવન અક્ષરોને વર્ણ-માળા, વર્ણ-માતૃકા, સિદ્ધ-માતૃકા વગેરે નામોથી ઓળખવામાં આવે છે.

માતૃકાનો પ્રત્યેક અક્ષર મંત્રાક્ષર રૂપ છે, શ્રુતજ્ઞાન સ્વરૂપ છે. 'વાચ્ય' અને 'વાચક' ભાવથી રહિત છે. તેના આલંબનથી 'નાદાનુસંધાન'ની પ્રક્રિયા પણ અત્યંત સુગમ અને સરળ બની રહે છે.

આ વર્ણ-માતૃકા, વર્ણ-માળા અનાદિ સંસિદ્ધ અને સિદ્ધાન્ત-પ્રસિદ્ધ છે. અનાદિ સંસિદ્ધ છે, એટલે કે તેના બનાવનાર કોઈ નથી, તે શાશ્વત અને સ્વયંભૂ છે.

માતૃકા એ જ્ઞાન-શક્તિનો પ્રસાર છે, એટલે કે આત્માની જ્ઞાન-શક્તિ છે. આ દૃષ્ટિએ અક્ષરો (વર્ણો) એ માતૃકાનો દેહ છે અને માતૃકા (જ્ઞાન-શક્તિ) તે દેહમાં રહેલ અંતરાત્મા છે. માતૃકારૂપ જ્ઞાન-શક્તિનું ઉદ્બોધન કરનાર વૈખરી, મધ્યમા, પશ્યન્તી અને પરા-આ ચાર પ્રકારની વાણી છે. તેથી આ ચારે પ્રકારની વાણીને પણ ઉપચારથી માતૃકા કહેવાય છે. વૈખરી આદિ માતૃકાઓ પ્રવાહથી અનાદિ છે.

સ્પષ્ટોચ્ચારરૂપ વૈખરી, શ્રુતજ્ઞાનોપયોગરૂપ મધ્યમા અને શ્રુતજ્ઞાનના ક્ષયોપશમ-લબ્ધિરૂપ પશ્યન્તી—એ સર્વ અનિત્ય હોવા છતાં પ્રવાહની અપેક્ષાએ તે અનાદિ છે, એટલે કે વિવિધ જીવોમાં તે સદા વિદ્યમાન હોય છે.

મંત્રીવાદીઓ પણ માતૃકાવર્ણ-ન્યાસને ઘણું જ મહત્ત્વ આપે છે.

સર્વ પ્રકારની મંત્ર-જપાદિની સાધનામાં માતૃકા-લિપિના ન્યાસ વિના જે કાંઈ કરવામાં આવે, તે સર્વ નિષ્ફળ જાય છે, માટે સર્વ સાધકોએ મંત્ર-જપાદિમાં વર્ણ-માતૃકાનો ન્યાસ અવશ્ય કરવો જોઈએ.

---

३३. यत्पदानि पवित्राणि समालम्ब्य विधीयते ।
तत्पदस्थं समाख्यातं ध्यानं सिद्धान्तपारगैः ॥

જે ધ્યાન પવિત્ર-પદોનું (મંત્રાક્ષરોનું) આલંબન લઈને કરાય છે, તેને સિદ્ધાન્તના પારગામીઓએ 'પદસ્થ ધ્યાન' કહેલું છે.

—योगशास्त्र ; प्रकाश-८, श्लो.-१.

શ્રુતજ્ઞાનમાં અક્ષરની પ્રધાનતા છે. તે અક્ષર સંજ્ઞાક્ષર, વ્યંજનાક્ષર અને લબ્ધ્યક્ષર-એમ ત્રણ પ્રકારના છે. તેમાં સંજ્ઞાક્ષરને (બ્રાહ્મી–લિપિને) 'ભગવતી–સૂત્ર'માં પણ 'नमो बंभीए लिवीए' પદ દ્વારા નમસ્કાર કરવામાં આવેલ છે.

બ્રાહ્મી-લિપિ-વર્ણાવલી – એ દ્રવ્યશ્રુત છે અને તે ભાવશ્રુતનું કારણ છે. તીર્થંકર ભગવંતો, ગણધરો અને કેવળી ભગવંતો પણ આ વર્ણાવલી વડે જ ધર્મ–દેશના આપી સમગ્ર વિશ્વને પાવન કરે છે, ભવ્ય જીવોને મોક્ષનો માર્ગ બતાવે છે.

તીર્થંકર અને ગણધર ભગવંતોને પણ સ્તુત્ય અને નમનીય હોવાથી 'શ્રુત'–એ ઈષ્ટદેવતા છે[૩૪]

ધર્મ–કર્મનો સમગ્ર વ્યવહાર વર્ણમાળાના આધારે ચાલે છે. ધર્મની પ્રત્યેક સાધના—જાપ, ધ્યાન, સ્વાધ્યાય, સ્મરણ, સ્તુતિ, સ્તોત્ર, ચિંતન, મનન, અનુપ્રેક્ષા અને ભાવના આદિમાં પણ વર્ણમાળાનો જ પ્રયોગ થાય છે.

આ રીતે વર્ણ–માતૃકાની મહાનતા, વ્યાપકતા અને પૂજ્યતા હોવાથી, ધ્યાન–સાધનામાં પણ તેનું આગવું સ્થાન-માન છે.

(૫) 'પરમાક્ષર' અને 'અક્ષર' વલય પછી 'નિરક્ષર' વલયનું વિધાન એ સાધકને ચરમ અને પરમ ધ્યેય રૂપ નિરક્ષર આત્માના શુદ્ધ સ્વરૂપની અનુભૂતિ–પ્રાપ્તિ કરવાનું સૂચન કરે છે.

'ધ્યાન' અને 'પરમ ધ્યાન' સિવાયના શેષ બાવીસે પ્રકારનાં ધ્યાનોનો અન્તર્ભાવ આ વલયમાં કરવામાં આવ્યો છે.

'નિરક્ષર વલય'માં મુખ્યતયા વાણી (અક્ષર) અને મનથી અગોચર એવા આત્મા કે પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરવાનું હોય છે

'શૂન્ય' વગેરે બાવીસ ધ્યાનભેદોમાં પ્રધાનતાએ તેના અક્ષરોના આલંબન દ્વારા તેના વાચ્યમાં એટલે કે નિરક્ષર એવા આત્મા કે પરમાત્માના સ્વરૂપમાં લીનતા પ્રાપ્ત કરવાની હોય છે. તેથી જ જાણે તે ધ્યાનોનો ન્યાસ 'નિરક્ષર–વલય' માં કરવામાં આવ્યો છે એમ સમજાય છે.

---

३४. 'णमो सुअस्स'त्ति नमस्कारोऽस्तु श्रुताय द्वादशाङ्गीरूपाऽर्हत्प्रवचनाय–श्रुतमिष्टदेवतैव मर्हतां नमस्कारणीयत्वात्, सिद्धवत् नमस्कुर्वन्ति च श्रुतमर्हन्तः 'नमस्तीर्थाय' इति भणनात् तीर्थं च श्रुतं संसारसागरोत्तरणाऽसाधारणकारणत्वात् ।

**અર્થ** :– શ્રુતને નમસ્કાર હો. શ્રુતને–દ્વાદશાંગી રૂપ અર્હત્ પ્રવચનને નમસ્કાર થાઓ. શ્રુત ઈષ્ટદેવતા જ છે કારણ કે શ્રુત સિદ્ધની જેમ, અર્હન્તોને નમસ્કરણીય છે અને 'તીર્થને નમસ્કાર હો'–એ પ્રમાણે બોલીને અર્હન્તો શ્રુતને નમસ્કાર કરે છે. સંસાર સાગરને તરવામાં મુખ્ય કારણ હોવાથી શ્રુત–એ તીર્થ છે.

–श्री भगवतीसूत्र, शतक–१.

## (૬) સકલી કરણ વલય

મૂળપાઠઃ-सकलीकरण-वलयम्-पृथिव्यप्तेजो-वाय्वाकाशमण्डल-पञ्चकात्मकम् ॥६॥

**અર્થ** :- છઠ્ઠું 'સકલી કરણ વલય' પૃથ્વી મંડલ, અપ્ મંડલ, અગ્નિ મંડલ, વાયુ મંડલ અને આકાશ મંડલ — આ પાંચ મંડલસ્વરૂપ છે.

**વિવેચન** :-આ 'સકલીકરણ વલય'માં પિંડસ્થ-ધ્યાનનું સૂચન છે. 'યોગશાસ્ત્ર'ના સાતમા પ્રકાશમાં બતાવેલી પિંડસ્થ-ધ્યાનની પાંચે ધારણાઓનું સૂચન પણ આ વલયથી થાય છે. તેમજ ધ્યાનાદિ અનુષ્ઠાન પૂર્વે કરવામાં આવતી 'સકલીકરણ'ની પ્રક્રિયામાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ - આ પાંચ ભૂતોના દ્યોતક જુદા જુદા બીજાક્ષરોનો શરીરનાં વિવિધ અંગો પર ન્યાસ કરવામાં આવે છે.

પૃથ્વી આદિ પાંચ તત્ત્વોની વિષમતાને નિવારી તેમાં સમાનતા-સુસંવાદિતા લાવવા માટે 'क्षि-प-ॐ-स्वा-हा' વગેરે અક્ષરોનું ઉચ્ચારણ કરવાપૂર્વક આરોહ-અવરોહના ક્રમે જાનુ આદિ સ્થાનોમાં સ્પર્શ કરવામા આવે છે, તેને 'સકલીકરણ' કહે છે.

સૂરિમંત્ર, વર્ધમાનવિદ્યા અને સિદ્ધચક્રયંત્રની ઉપાસનામાં પૂર્વસેવારૂપે 'સકલીકરણ'ની પ્રક્રિયા કરવામાં આવે છે.

તથા 'अर्हं'ના પ્લુત ઉચ્ચારણથી પણ પાંચે તત્ત્વોનું ઊર્ધ્વીકરણ થાય છે. अर्+हं=अर्हं તેમાં 'र्' અગ્નિબીજ છે. તેમા પૃથ્વી તત્ત્વ અને જળ તત્ત્વ સમાયેલાં છે. 'ह' આકાશબીજ છે, તેમાં વાયુ તત્ત્વ રહેલ છે.

આ 'अर्हं' આદિ બીજાક્ષરોના ન્યાસથી-ધ્યાનથી માર્મિક રીતે હું 'अहं' નહિ પણ 'अर्हं' છું અર્થાત્ 'હું પાંચ ભૂતમય દેહ નહિ, પણ સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા છું'-એવો બોધ થાય છે અથવા 'આત્મા સત્ય છે' અને 'બાકી બધું મિથ્યા છે'-એવો બોધ 'સકલીકરણ'ના ન્યાસમાં રહેલા બીજાક્ષરો દ્વારા થાય છે.

પૃથ્વી મંડલ આદિ પાંચે ભૂતોના વર્ણો, પંચપરમેષ્ઠીના પ્રતીકરૂપ હોવાથી તેના ચિંતન વડે પંચપરમેષ્ઠીઓનું ચિંતન પણ સહજ રીતે થાય છે. કહ્યું પણ છે કેઃ—

જળ તત્ત્વ અરિહંતનું, અગ્નિ તત્ત્વ સિદ્ધનું, પૃથ્વી તત્ત્વ આચાર્યનું, વાયુ તત્ત્વ ઉપાધ્યાયનું અને આકાશ તત્ત્વ એ સાધુનું પ્રતીક હોવાથી-આ પાંચે તત્ત્વોના વર્ણોને અનુરૂપ પંચપરમેષ્ઠીઓનું ધ્યાન કરવાનું હોય છે. [૩૫]

---

૩૫. मर्हन्नमः सिद्धस्तेजः सूरिः क्षितिः परे वायु ।
साधुर्व्योमित्यन्तर्मण्डलतत्त्वानुजं सदृग् ध्यानम् ॥
—मंत्रराज-रहस्य; श्लो. ३६०.

## (૭) તીર્થંકર માતૃવલય

**મૂળપાઠઃ—परस्परावलोकन-व्यग्रवामजानुन्यस्ततीर्थंकरमातृ [२४] वलयम् ॥७॥**

**અર્થ** :- જેઓ પરસ્પર અવલોકન કરવામાં વ્યગ્ર છે, તેમજ જેમણે ડાબા ઢીંચણ ઉપર પોતાનાં બાળકો–તીર્થંકરોને બેસાડેલા છે, તેવી ચોવીસ તીર્થંકરોની માતાઓ (આકૃતિઓ)ની સ્થાપના સાતમા વલયમાં કરવામાં આવે છે.

**વિવેચનઃ**-સાતમા વલયમાં ચોવીસ તીર્થંકરની માતાઓ તીર્થંકર સ્વરૂપ પોતાના પુત્રને ખોળામાં–ડાબા ઢીંચણ ઉપર બેસાડીને પરસ્પર એકબીજા સામે–દૃષ્ટિમાં દૃષ્ટિ મેળવીને, અવલોકન કરતા એવા ચોવીસ તીર્થંકર પરમાત્માઓ અને તેમની માતાઓની સ્થાપના કરવામાં આવી છે.

આ વલય 'રૂપસ્થ–ધ્યાન'નું દ્યોતક છે. તેમાં જગતના સર્વશ્રેષ્ઠ પુરુષરત્નને જન્મ આપનાર માતા અને લોકમાં ઉત્તમોત્તમ એવા પુરુષ-રત્નના ધ્યાનનું પરમ રહસ્ય બતાવવામાં આવ્યું છે

માતા અને પુત્ર બંનેના પરસ્પર–અવલોકનની મુદ્રાએ તેમનું ધ્યાન કરવાનું સૂચન અત્યંત મહત્ત્વપૂર્ણ જણાય છે.

ત્રણે જગતમાં માતાને પુત્ર પ્રતિ અજોડ વાત્સલ્ય અને પુત્રને માતા તરફ અવિહડ પ્રેમ – પરમભક્તિ : તે બન્નેની પરાકાષ્ઠા દર્શાવવા માટે જ જાણે આવી મુદ્રાનું ધ્યાન બતાવવામાં આવ્યું હોય એમ લાગે છે.

ધ્યાતાના હૃદયમાં જગતના સર્વ જીવો પ્રત્યે વાત્સલ્યભાવ અને ગુણી પુરુષો પ્રત્યે ભક્તિભાવ, પ્રમોદભાવ પ્રગટાવવા માટે આ ધ્યાન પ્રકૃષ્ટ સાધન છે.

જેવા પ્રકારનું ધ્યેય હોય છે, તેના ધ્યાનથી ધ્યાતા પણ તે જ સ્વરૂપને પામે છે *

પ્રસ્તુતમાં ધ્યેયરૂપે પરમ વાત્સલ્યને ધરનારી જગન્માતા સ્વરૂપ તીર્થંકરની માતા છે. અને તેમના પ્રતિ અવિહડ ભક્તિ ધરનાર સાક્ષાત્ તીર્થંકર પરમાત્મા છે. પરસ્પરનાં અપૂર્વ વાત્સલ્ય અને ભક્તિભાવને અભિવ્યક્ત કરતી આ મુદ્રાના ધ્યાનથી સાધકનાં હૃદયમાં પણ વાત્સલ્ય અને ભક્તિગુણનું પ્રગટીકરણ સહજ રીતે અવશ્ય થાય છે.

**માતાની પ્રધાનતા** :- "જગતમાં સેંકડો સ્ત્રીઓ સેંકડો પુત્રોને જન્મ આપે છે, પણ તીર્થંકર જેવા નિરુપમ પુત્ર-રત્નને જન્મ આપનારી શ્રી તીર્થંકર દેવની માતા તુલ્ય બીજી કોઈ માતા જગતમાં હોતી નથી. ગ્રહ, નક્ષત્ર અને તારાઓ બધી દિશાઓમાં ઊગે

* ઉક્ત મુદ્રાએ નાભિકમળ ઉપર નજર ઠરે છે એટલે સમગ્ર દેહમાં અપૂર્વ આહ્લાદ લહેરરૂપે ફેલાય છે, જે માતાના અમાપ વાત્સલ્યનું પરિણામ છે.


परस्परावलोकनव्यग्रवाम- -जानुन्यस्ततीर्थङ्करमातर ॥

છે, પણ પોતાનાં જ તેજ–કિરણોથી સમગ્ર વિશ્વને પ્રકાશથી ભરી દેતા સૂર્યને તો પૂર્વદિશા જ જન્મ આપે છે.× (આ જ વિશિષ્ટપણું તીર્થંકર પરમાત્માની માતા ધરાવે છે.)*

લૌકિક વ્યવહારમાં પણ ઉપકારની દૃષ્ટિએ પિતા કરતાં માતાનું સ્થાન-માન અધિક અને અગ્રિમ હોય છે; તેમાં પણ તીર્થંકર પરમાત્માઓની માતાઓનું સ્થાન ઘણું ઊંચું હોય છે. દેવ–દેવેન્દ્રો પણ તેમને નમે છે. તીર્થંકર પરમાત્માની માતાને શાસ્ત્રકારો 'જગન્માતા' કહીને સંબોધે છે. દરેક માતા પોતાના સંતાનની જ માતા કહેવાય છે, જ્યારે તીર્થંકર પરમાત્માની માતાને 'જગન્માતા' કહેવાનું તાત્પર્ય એ છે કે 'તે વિશ્વને એવા પુત્રરત્નની ભેટ આપે છે, જે સમગ્ર વિશ્વનું હિત કરે છે, રક્ષણ કરે છે'.

એટલે તો શક્રેન્દ્રને ઉદ્‌ઘોષણા કરવી પડે છે કે – 'જિન-જનની શું જેહ ધરે એહ, તસ મસ્તક થાશે છેહ.' (સ્નાત્ર–પૂજા—પૂ. વીર વિજયજી મહારાજ સાહેબ.)

આ પંક્તિમાં ભારોભાર વિશ્વવાત્સલ્ય છે.

આ પંક્તિ જિનેશ્વર દેવની દ્રવ્યમાતાની સાથોસાથ ભાવમાતાનું પણ હાર્દિક બહુમાન કરવાનું સૂચવે છે.

લૌકિક વ્યવહારમાં પુત્રો માત્ર પોતાનાં માતા–પિતા, કુટુંબ આદિનું પાલન-રક્ષણ વગેરે કરતા હોય છે, માટે તેઓની માતા, માત્ર પોતાના જ પુત્રની જ માતા કહેવાય છે; જ્યારે તીર્થંકર પરમાત્મા જ એક એવા લોકોત્તર પુરુષ છે કે જે સર્વનું હિત કરે છે, પાલન કરે છે, રક્ષણ કરે છે, માટે તેમની માતા 'જગન્માતા' કહેવાય છે.

બાળકને પિતાની ઓળખ માતાથી થાય છે, માટે પણ માતાનું સ્થાન પિતા કરતાં આગળ છે.

'પિતૃ વલય'થી પ્રથમ 'માતૃ વલય'નું વિધાન પણ 'માતૃપદ'ની પ્રધાનતાને જ સૂચવે છે.

---

× स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्
नान्या सुत त्वदुपमं जननी प्रसूता ।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं
प्राच्येव दिग् जनयति स्फुरदंशुजालम् ॥ —भक्तामर स्तोत्र; श्लो.-२२

* ચોવીસ તીર્થંકર ભગવંતોની માતાઓનાં નામ : (૧) મરુદેવા, (૨) વિજયા, (૩) સેના, (૪) સિદ્ધાર્થા, (૫) મંગલા, (૬) સુસીમા, (૭) પૃથ્વી, (૮) લક્ષ્મણા, (૯) રામા, (૧૦) નંદા, (૧૧) વિષ્ણુ, (૧૨) જયા, (૧૩) શ્યામા, (૧૪) સુયશા, (૧૫) સુવ્રતા, (૧૬) અચિરા, (૧૭) શ્રી. (૧૮) દેવી, (૧૯) પ્રભાવતી, (૨૦) પદ્મા, (૨૧) વપ્રા, (૨૨) શિવા, (૨૩) વામા, (૨૪) ત્રિશલા.

'મનુ સ્મૃતિ'માં પણ 'માતા'ને હજાર પિતા બરાબર કહી છે, તેથી પણ અધિક (હજાર પિતા કરતાં પણ) વધુ ઉપકારિણી ગણાવી છે.*

તીર્થંકર-માતા અને પુત્રની પરસ્પર અવલોકન યુક્ત આ મુદ્રાને સૂચિત કરતાં કેટલાંક શિલ્પો, મૂર્તિઓ અને ચિત્રપટો શંખેશ્વરજી, શત્રુંજય-ગિરનારજી, તારંગાજી, આબુજી (દેલવાડા), રાણકપુરજી જેવાં શિલ્પ-સમૃદ્ધ જિનાલયોમાં અને પ્રાચીન હસ્ત-પ્રતોમાં આજે પણ જોવા મળે છે. તેથી એ સાબિત થાય છે કે આ ધ્યાન-પ્રક્રિયા અત્યંત ઉપકારક તેમજ ઉપયોગી હતી અને છે.

સાક્ષાત્ તીર્થંકર દેવોનાં ન્યાસ-સ્મરણ પહેલાં તેમનાં માતા-પિતાનાં ન્યાસ-સ્મરણ કરવાનું વિધાન પણ મહત્ત્વભર્યું છે. ધ્યાન-સાધનામાં બીજાં અનેક ઉપયોગી અંગો સાથે માતા-પિતાની ભક્તિ પણ ઉપયોગી અંગ છે.

તીર્થંકર પરમાત્મા જેવા પરમ લોકોત્તર પુરુષો પણ પોતાનાં માતા-પિતાનો પરમ વિનય કરતા હોય છે તો સામાન્ય મનુષ્ય આવો વિનય કરે તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. આસન્ન ઉપકારી માતા-પિતા પ્રત્યે 'કૃતજ્ઞભાવ' વ્યક્ત કરવો એ આત્મ-સાધક મુમુક્ષુનું પ્રથમ કર્તવ્ય છે. ત્યાંથી જ યથાર્થ વિકાસનો પ્રારંભ થાય છે.

પોતાનાં માતા-પિતાને નહિ નમનારો આત્મા, દેવ-ગુરુને નમવાની યોગ્યતા ભાગ્યે જ પ્રગટાવી શકે છે.

આ ધ્યાન-પ્રક્રિયાના ફળરૂપે વાત્સલ્ય અને ભક્તિ એ બે મહાન ગુણની પ્રાપ્તિ સાથે સાધક પુરુષને સ્ત્રીજાતિ પ્રત્યે પુત્રવત્ ભાવની લાગણી સહજ સિદ્ધ થાય છે. તેમજ કામરૂપી શત્રુ ઉપર સરળતાથી વિજય મેળવી શકાય છે. જીવરાશિ પ્રત્યે સ્નેહભાવ અને ગુણીજનો પ્રત્યે પ્રમોદભાવ સહજ રીતે ઉત્પન્ન થાય છે.

## (૮) તીર્થંકર પિતૃવલય

**મૂળપાઠ** :- तीर्थंकरपितृ [२४] वलयम् ॥८॥

**અર્થ**:-આ આઠમું વલય, ચોવીસ તીર્થંકર પરમાત્માઓના પિતાઓનું છે.×

---

* उपाध्याया दशाचार्यो, आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितुर्माता गौरवेणाऽतिरिच्यते ॥ —मनुस्मृति

× ચોવીસ તીર્થંકર પરમાત્માઓનાં પિતાઓના નામ :-

(૧) નાભિરાજા, (૨) જિતશત્રુ, (૩) જિતારિ, (૪) સંવર, (૫) મેઘ, (૬) ધર, (૭) પ્રતિષ્ઠ, (૮) મહાસેન, (૯) સુગ્રીવ, (૧૦) દઢરથ, (૧૧) વિષ્ણુ, (૧૨) વસુપૂજ્ય, (૧૩) કૃતવર્મા, (૧૪) સિંહસેન, (૧૫) ભાનુ, (૧૬) વિશ્વસેન, (૧૭) સૂર. (૧૮) સુદર્શન, (૧૯) કુંભ, (૨૦) સુમિત્ર, (૨૧) વિજય, (૨૨) સમુદ્ર વિજય, (૨૩) અશ્વસેન, (૨૪) સિદ્ધાર્થ.

**વિવેચન :–** આ વલયમાં ચોવીસ તીર્થંકર ભગવંતોના પિતાના નામાક્ષરોનો ન્યાસ કરવામાં આવ્યો છે. તીર્થંકર પરમાત્મા ત્રણે લોકને વંદનીય-પૂજનીય હોવાથી તેમનાં માતા-પિતા પણ ત્રણે લોકને વંદનીય હોય છે.

તીર્થંકર ભગવંતોની જન્મ-ભૂમિ, દીક્ષા-ભૂમિ, કેવળજ્ઞાન-ભૂમિ અને નિર્વાણ-ભૂમિ પણ તીર્થ-સ્વરૂપ બનીને દેવ, દાનવ, માનવ સહુને આદર્શરૂપ અને આલંબનભૂત બને છે તો આવા પુરુષ-રત્નની જગતને ભેટ આપનાર માતા-પિતા સહુને વંદનીય કેમ ન બને ? અર્થાત્ બને જ.

સંતાનની ઓળખ કરાવવામાં માતા-પિતાનાં નામ પણ અગત્યનો ભાગ ભજવે છે. આદિનાથ, પાર્શ્વનાથ, મહાવીર સ્વામી - આ નામોની જેમ જ 'નાભિપુત્ર', વામાનંદન', 'સિદ્ધાર્થનંદન', 'ત્રિશલાસુનુ' વગેરે શબ્દો પણ જગતને તે તે તીર્થંકર પરમાત્માની ઓળખ કરાવે છે અને તેવા શબ્દ-પ્રયોગો શાસ્ત્રોમાં, સ્તોત્ર-સ્તવનોમાં અને વ્યવહારમાં પણ પ્રસિદ્ધ છે.

આ સર્વ નામો પણ ત્રણે લોકના જીવાત્માઓને આનંદ-મંગળ આપનાર થાય છે. તેમજ સર્વ પાપોનો નાશ કરવામાં વિઘ્નોની વેલીઓને ઉચ્છેદવામાં અને સંપત્તિની પ્રાપ્તિમાં હેતુ બને છે.

ત્રણે જગતને અને ગૃહસ્થ જીવનમાં તીર્થંકર પરમાત્માને પણ વંદનીય એવા તેમના પિતાઓનું સ્મરણ-ચિંતન પણ મંગળકારી હોવાથી પ્રસ્તુત વલયમાં તેમના નામાક્ષરોના ન્યાસનું વિધાન છે.

## (૯) તીર્થંકર નામાક્ષર વલય

**મૂળપાઠ:**–अतीता–ऽनागत–वर्तमानभावतीर्थंकर–नामाक्षरवलयम् ॥९॥

**અર્થ:**– નવમા વલયમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની ચોવીસીઓના ભાવ-તીર્થંકરોના નામોની-નામાક્ષરોની × સ્થાપના કરવામાં આવી છે.

---

× ભૂતકાળના ચોવીસ તીર્થંકર પરમાત્માઓનાં નામ:–

(૧) કેવળજ્ઞાની (૨) નિર્વાણી, (૩) સાગર, (૪) મહાયશ, (૫) વિમલ, (૬) સર્વાનુભૂતિ, (૭) શ્રીધર, (૮) દત્ત, (૯) દામોદર, (૧૦) સુતેજ, (૧૧) સ્વામી, (૧૨) મુનિસુવ્રત, (૧૩) સુમતિ, (૧૪) શિવગતિ, (૧૫) અસ્તાગ, (૧૬) નમીશ્વર, (૧૭) અનિલ, (૧૮) યશોધર, (૧૯) કૃતાર્થ (૨૦) જિનેશ્વર, (૨૧) શુદ્ધમતિ, (૨૨) શિવંકર, (૨૩) સ્યન્દન, (૨૪) સંપ્રતિ.

ભવિષ્યકાળના ચોવીસ તીર્થંકર પરમાત્માઓનાં નામ:–

(૧) પદ્મનાભ, (૨) શૂરદેવ, (૩) સુપાર્શ્વ, (૪) સ્વયંપ્રભ, (૫) સર્વાનુભૂતિ, (૬) દેવશ્રુત, (૭) ઉદય, (૮) પેઢાલ, (૯) પોટ્ટિલ, (૧૦) શતકીર્તિ, (૧૧) સુવ્રત (૧૨) અમમ, (૧૩) નિષ્કષાય, (૧૪) નિષ્પુલાક, (૧૫) નિર્મમ, (૧૬) ચિત્રગુપ્ત, (૧૭) સમાધિ, (૧૮) સંવર, (૧૯) યશોધર, (૨૦) વિજય, (૨૧) મલ્લ, (૨૨) દેવ, (૨૩) અનંતવીર્ય, (૨૪) ભદ્રકૃત.

વર્તમાનકાળના ચોવીસ તીર્થંકર પરમાત્માઓનાં નામ:–

(૧) ઋષભ, (૨) અજિત, (૩) સંભવ, (૪) અભિનંદન, (૫) સુમતિ, (૬) પદ્મપ્રભ, (૭) સુપાર્શ્વ, (૮) ચન્દ્રપ્રભ, (૯) સુવિધિ, (૧૦) શીતલ, (૧૧) શ્રેયાંસ, (૧૨) વાસુપૂજ્ય, (૧૩) વિમલ, (૧૪) અનંત, (૧૫) ધર્મ, (૧૬) શાન્તિ, (૧૭) કુંથુ, (૧૮) અર, (૧૯) મલ્લિ, (૨૦) મુનિસુવ્રત. (૨૧) નમિ, (૨૨) નેમિ, (૨૨) પાર્શ્વ, (૨૪) મહાવીર.

**વિવેચન :-** પ્રથમના અક્ષર-વલયોમા વિશેષ (વ્યક્તિગત) નામ વિના સામાન્ય-પે અક્ષર, શુભાક્ષર વગેરેના ન્યાસનું વિધાન કરવામાં આવ્યું છે. જ્યારે અહી ભાવ-તીર્થંકર પરમાત્માઓનાં (વ્યક્તિગત વિશેષરૂપથી તેમનાં) નામોલ્લેખપૂર્વક અક્ષરોનો ન્યાસ કરવાનું વિધાન છે અને તે પ્રભુના નામ-મંત્રનો અપૂર્વ મહિમા બતાવવા માટે છે.

પ્રભુ નામના સ્મરણ-મનનનો કલ્પનાતીત પ્રભાવ બતાવવા માટે જ 'લોગસ્સ-સૂત્ર'માં ચોવીસ તીર્થંકર ભગવંતોની નામ-ગ્રહણપૂર્વક ભાવપૂર્ણ સ્તુતિ કરવામાં આવી છે. પાપ-ક્ષય અને બોધિ - સમાધિના હેતુથી કરવામાં આવતા 'કાયોત્સર્ગ'માં પણ 'લોગસ્સ-સૂત્ર'નું સ્મરણ-મનન કરવામાં આવે છે, તેનું બીજું નામ 'નામ-સ્તવ' છે.

પ્રભુના નામ-મંત્ર દ્વારા સાધકને પ્રભુનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય છે કારણ કે નામ અને નામી વચ્ચે કથંચિત્-અભેદ (સંબંધ) હોય છે.

આ અપેક્ષાએ 'નામ'ને નિત્ય અને અવિનાશી માન્યું છે કારણ કે નામનો સંબંધ દ્રવ્ય સાથે છે, દ્રવ્યનો સંબંધ ગુણ-પર્યાય સાથે છે અને દ્રવ્ય શાશ્વત હોય છે. નામ વડે પ્રભુના શુદ્ધ આત્મદ્રવ્યનું સ્મરણ થાય છે. તે દ્રવ્ય-અનંત ગુણ અને પર્યાયનું ધામ છે, નિષ્કલંક અને નિરાવરણ છે.

જિનેશ્વર પરમાત્માઓનાં નામ-એ ચારે અનુયોગમાં મુખ્ય એવો 'દ્રવ્યાનુયોગ' છે. પ્રભુના નામોચ્ચારની સાથે જ સાધકના હૃદયમાં પ્રભુની સાક્ષાત્ ઉપસ્થિતિનો અનુભવ થાય છે.

વસ્તુતઃ દેહરૂપે પરમાત્મા વિદ્યમાન ન હોવા છતાં તે સમયે બોધ રૂપે (ઉપયોગ રૂપે) તો ધ્યાતાને તેમનુ સાન્નિધ્ય પ્રાપ્ત થાય છે.

પરમાત્માનાં નામો પરમ પાવનકારી પદો હોવાથી તેના સમાલંબન ધ્યાન વડે ધ્યાતાને અનુક્રમે ચિત્ત-પ્રસાદ, બોધિ અને સમાધિ પ્રાપ્ત થાય છે.

મંત્રાત્મક-દેવતાવાદની પ્રથામાં મંત્ર અને દેવતાનો અભેદ માનવામાં આવે છે, એ દૃષ્ટિએ પણ પ્રભુનું નામ મંત્ર-સ્વરૂપ હોવાથી પ્રભુ સાથે કથંચિત્ અભેદ ધરાવે છે.

જિનાગમોમાં પણ નામાદિ-નિક્ષેપે અરિહંત પરમાત્માના ચાર પ્રકાર બતાવ્યા છે. તેમાં નામ એ પ્રથમ પ્રકાર છે. નામ એ વસ્તુનો જ પર્યાય છે.

નામ સિવાય ન તો વ્યવહાર ચાલી શકે અને વ્યવહાર સિવાય નિશ્ચય દૃષ્ટિનો ઉઘાડ પણ શક્ય ન બને.

પરમાત્માના નામ મંત્રની ઉપાસના-એ પદસ્થ-ધ્યાન છે. તેના દ્વારા પરમાત્મા સાથે ઐક્ય સાધી શકાય છે.

પદના બે પ્રકાર છે : (૧) સ્થૂલ અને (૨) સૂક્ષ્મ.

પદ જ્યારે સ્થૂલ અવસ્થામાથી સૂક્ષ્મ અવસ્થાને પ્રાપ્ત થાય છે, ત્યારે તે દેવતા એટલે જ્યોતિ-સ્વરૂપને પામે છે.

'પદસ્થ ધ્યાન'માં પ્રથમ સ્થૂલ-પદ એટલે કે વૈખરી-અવસ્થાગત પદ અને મધ્યમા-અવસ્થાગત પદનું આલંબન લીધા પછી સૂક્ષ્મ-પદ એટલે કે પશ્યન્તી અને પરાગત પદનું આલંબન લેવાનું હોય છે.

વૈખરી-વાણીમાં વાચક-પદનું આલંબન હોય છે. મધ્યમામાં વૈકલ્પિક પદનું (મનોગત વિકલ્પનું) આલંબન હોય છે અને તે આલંબન દ્વારા પશ્યન્તી અને પરા અવસ્થા પ્રગટે છે ત્યારે નિર્વિકલ્પ ચિન્માત્ર સમાધિનો અનુભવ થાય છે

'લોગસ્સ-સૂત્ર'માં ચોવીસ તીર્થંકર પરમાત્માના નામોનો નિર્દેશ છે તેમ આ વલયમાં ત્રણે ચોવીસીના તીર્થંકર પરમાત્માઓના નામાક્ષરોનો ન્યાસ કરવાનું વિધાન છે.

પૂર્વના વલયોમાં અક્ષર-ન્યાસનું વિધાન હતું તેમ અહીં પણ પરમાત્માના નામાક્ષરોનો ન્યાસ કરવાનું સૂચન છે, તે 'પદસ્થ-ધ્યાન'ના મહત્ત્વને દર્શાવે છે.

'પદસ્થ-ધ્યાન'માં અક્ષર-ન્યાસનું મહત્ત્વ પ્રસિદ્ધ છે, જ્યારે તીર્થંકર પરમાત્માઓનાં નામોનો વિધિપૂર્વક વલયાકારે કે નાભિ આદિ સ્થાનોમાં ન્યાસ કરી, માનસિક સ્મરણ-ચિંતન કરી તેને મધ્યમામાંથી પશ્યન્તી-વાણી રૂપે અતિસૂક્ષ્મ બનાવવામાં આવે છે ત્યારે તે 'નિર્વિકલ્પ સમાધિ' સુધી પહોંચાડે છે.

**પ્રભુના-નામનો મહિમા :-**

પરમાત્મા નામાક્ષરોમાં અનેક મંત્રો અને વિદ્યાઓના બીજાક્ષરો છૂપાયેલા હોય છે. સર્વોચ્ચ શ્રદ્ધા અને ભાવપૂર્વક તેનું સ્મરણ કરવા માત્રથી જ સર્વ પ્રકારના ભયોનું અને રોગોનું શમન થઈ જાય છે. ભૂત, પ્રેત અને પિશાચ આદિના સર્વ ઉપદ્રવો ટળી જાય છે. ભયાનક વિષધરોનાં વિષ ઊતરી જાય છે અને હિંસક પ્રાણીઓના આઘાતો તથા ભવભ્રમણના ફેરા ટળી જાય છે.

પ્રભુના નામનું કીર્તન આત્માને અશુભમાંથી શુભ તરફ લઈ જાય છે, અંધારામાંથી બહાર કાઢીને દિવ્ય પ્રકાશ તરફ લઇ જાય છે, ક્ષુદ્ર સ્વાર્થના કુંડાળામાંથી બહાર કાઢીને ઉત્તમ પરમાર્થના પાવનકારી પંથે દોરી જાય છે અને પુદ્ગલના રાગમાંથી છોડાવીને ચેતનાના રાગ તરફ લઈ જાય છે.

પ્રભુ-નામના જાપથી સર્વ પ્રકારનાં પાપોનો નાશ થાય છે સૂર્ય પ્રગટતાં પલાયન થતા અંધકારની જેમ પ્રભુ-નામના જાપના પ્રભાવથી પ્રાણોમાં પવિત્રતા પથરાય છે. મનના પ્રદેશોમાં પ્રભુતા પ્રતિષ્ઠિત થાય છે.

સિદ્ધ-મંત્ર સ્વરૂપ પરમાત્માના નામથી જીવો ગૌરવશાળી બને છે, એટલું જ નહિ પણ અજરામર મોક્ષ સ્થાનના અધિકારી બને છે.

પ્રભુજીનાં બધાં જ નામો 'મહામંત્ર સ્વરૂપ' છે, માટે તેનાં સ્મરણ-મનન-ધ્યાનથી સર્વ પ્રકારની બાહ્ય આપત્તિઓ અને રાગદ્વેષાદિ આંતરિક દોષોનો પણ ક્ષય થઇ જાય છે.

મહાપ્રાભાવિક 'ઉવસગ્ગહર" સ્તોત્રમાં પ્રભુના નામ-મંત્રનો અદ્ભુત મહિમા ચૌદ પૂર્વધર ભદ્રબાહુ સ્વામીજીએ વર્ણવ્યો છે. પુરુષાદાનીય પાર્શ્વનાથ પ્રભુજીના નામ-મંત્રનું

શબ્દબ્રહ્મનું સાન્નિધ્ય માત્ર પણ 'ઉપસર્ગ'ને હરનારું છે. નિગ્રહ અને અનુગ્રહ કરવાની અમાપ શક્તિ તેમાં રહેલી છે.

ભક્તામર-સ્તોત્ર, કલ્યાણ-મંદિર સ્તોત્ર વગેરે સ્તોત્રોમાં પણ તીર્થંકર પરમાત્માના નામ-મંત્રનો અચિન્ત્ય પ્રભાવ વર્ણવવામાં આવ્યો છે.

દર્દને દૂર કરનારી દવાને દર્દી જે ભાવપૂર્વક ગ્રહણ કરે છે, તેના કરતાં ઘણા ઊંચા ભાવથી પ્રભુજીનું નામ ગ્રહણ કરવાથી દ્રવ્ય-રોગની સાથે ભાવ-રોગ પણ નાબૂદ થઈ જાય છે.

પ્રભુજીના નામને ગ્રહણ કરવાથી તેમનું સ્વરૂપ કે તેમની દિવ્ય આકૃતિ(મૂર્તિ) હૃદયપટે પ્રતિષ્ઠિત થાય છે અને તેના પ્રભાવે જીવનમાં સર્વમંગળકારી ધર્મ પ્રતિષ્ઠિત થઈને સર્વ અશુભ બળોનો ધ્વંસ કરે છે.

પરમાત્મા અનંત ગુણના ધામ છે. નિશ્ચય-દૃષ્ટિએ તેઓ વચનાતીત હોવા છતાં તેમનાં અનેક નામો તેમનામાં રહેલા એક એક ગુણની ઓળખાણ પણ આપે છે.

લૌકિક અને લોકોત્તર કાર્યને સિદ્ધ કરનાર મહાપ્રાભાવિક નામ મંત્ર રૂપ શબ્દ-બ્રહ્મના સામર્થ્યને સમજવા માટે મંત્ર-વિજ્ઞાન પણ સહાયક બને છે.

## (૧૦) સોળ વિદ્યાદેવીઓનું વલય

**મૂળપાઠઃ**-रोहिण्यादि-षोडशविद्या-देवतावलयम् ॥१०॥

**અર્થઃ**- દશમું વલય રોહિણી આદિ સોળ વિદ્યાદેવીઓનું * છે.

## (૧૧) અઠ્ઠાવીસ નક્ષત્રોનું વલય

**મૂળપાઠઃ**- अष्टाविंशति-नक्षत्र-नामाक्षरवलयम् ॥११॥

**અર્થઃ**- અગિયારમા વલયમાં અઠ્ઠાવીસ નક્ષત્રોનાં નામાક્ષરોની સ્થાપના છે. ×

---

* **સોળ વિદ્યાદેવીઓનાં નામ :** (૧) રોહિણી, (૨) પ્રજ્ઞપ્તિ, (૩) વજ્રશૃંખલા, (૪) વજ્રાંકુશી, (૫) અપ્રતિચક્રા, (૬) પુરુષદત્તા, (૭) કાલી, (૮) મહાકાલી, (૯) ગૌરી, (૧૦) ગાન્ધારી, (૧૧) જ્વાલામાલિની, (૧૨) માનવી, (૧૩) વૈરોટયા, (૧૪) અચ્છુપ્તા, (૧૫) માનસી, (૧૬) મહામાનસી

× **અઠ્ઠાવીસ નક્ષત્રોનાં નામઃ** (૧) અશ્વિની, (૨) ભરણી, (૩) કૃતિકા, (૪) રોહિણી, (૫) મૃગશીર્ષ, (૬) આર્દ્રા, (૭) પુનર્વસુ, (૮) પુષ્ય, (૯) આશ્લેષા, (૧૦) મઘા (૧૧) પૂર્વાફાલ્ગુની, (૧૨) ઉત્તરાફાલ્ગુની, (૧૩) હસ્ત, (૧૪) ચિત્રા, (૧૫) સ્વાતિ, (૧૬) વિશાખા, (૧૭) અનુરાધા, (૧૮) જ્યેષ્ઠા, (૧૯) મૂલ, (૨૦) પૂર્વાષાઢા, (૨૧) ઉત્તરાષાઢા, (૨૨) અભિજિત્, (૨૩) શ્રવણ, (૨૪) ધનિષ્ઠા, (૨૫) શતભિષા, (૨૬) પૂર્વાભાદ્રપદ, (૨૭) ઉત્તરાભાદ્રપદ, (૨૮) રેવતી,

## (૧૨) અઠયાસી ગ્રહોનું વલય

**મૂળપાઠઃ**— अष्टाशीति-ग्रहवलयम् ॥१२॥

**અર્થ**:— બારમા વલયમાં અઠ્યાસી ગ્રહોની સ્થાપના કરવામાં આવે છે. ×

## (૧૩) છપ્પન દિક્કુમારીનું વલય

**મૂળપાઠઃ**—५६ दिक्कुमारी वलयम् ॥१३॥

**અર્થ** :— તેરમા વલયમાં છપ્પન દિક્કુમારીઓની સ્થાપના કરવામાં આવે છે. *

## (૧૪) ચોસઠ ઇન્દ્રોનું વલય

**મૂળપાઠઃ**—इन्द्र ६४ वलयम् ॥१४॥

**અર્થ** :— ચૌદમા વલયમાં ચોસઠ ઇન્દ્રોની સ્થાપના કરવામાં આવે છે.•

---

× **અઠ્યાસી ગ્રહોનાં નામઃ** (૧) અંગારક, (૨) વિકાલક, (૩) લોહિત્યક, (૪) શનૈશ્ચર, (૫) આધુનિક, (૬) પ્રાધુનિક, (૭) કણ, (૮) કણક, (૯) કણકણક, (૧૦) કણવિતાનક, (૧૧) કણસંતાનક, (૧૨) સોમ, (૧૩) સહિત, (૧૪) આશ્વાસેન, (૧૫) કાર્યોપગ, (૧૬) કર્બટક, (૧૭) અજકરક, (૧૮) દુંદુભક, (૧૯) શંખ, (૨૦) શંખનાભ, (૨૧) શંખવર્ણાભ, (૨૨) કંસ, (૨૩) કંસનાભ, (૨૪) કંસવર્ણાભ, (૨૫) નીલ, (૨૬) નીલાવભાસ, (૨૭) રૂપી, (૨૮) રૂપ્યાવભાસ, (૨૯) ભસ્મ, (૩૦) ભસ્મરાશિ, (૩૧) તિલ, (૩૨) તિલપુષ્પવર્ણ, (૩૩) દક, (૩૪) દકવર્ણ, (૩૫) કાય, (૩૬) વન્ધ્ય, (૩૭) ઇન્દ્રાગ્નિ, (૩૮) ધૂમકેતુ, (૩૯) હરિ, (૪૦) પિંગલ, (૪૧) બુધ, (૪૨) શુક્ર, (૪૩) બૃહસ્પતિ, (૪૪) રાહુ, (૪૫) અગસ્તિ, (૪૬) માણવક, (૪૭) કામસ્પર્શ, (૪૮) ધુર, (૪૯) પ્રમુખ, (૫૦) વિકટ, (૫૧) વિસંધિકલ્પ, (૫૨) પ્રકલ્પ, (૫૩) જટાલ, (૫૪) અરુણ, (૫૫) અગ્નિ, (૫૬) કાલ, (૫૭) મહાકાલ, (૫૮) સ્વસ્તિક, (૫૯) સૌવસ્તિક, (૬૦) વર્ધમાનક, (૬૧) પ્રલમ્બ, (૬૨) નિત્યાલોક, (૬૩) નિત્યોદ્યોત, (૬૪) સ્વયંપ્રભ, (૬૫) અવભાસ, (૬૬) શ્રેયસ્કર, (૬૭) ક્ષેમંકર, (૬૮) આભંકર, (૬૯) પ્રભંકર, (૭૦) અરજા, (૭૧) વિરજા, (૭૨) અશોક, (૭૩) વીતશોક, (૭૪) વિવર્ત, (૭૫) વિવસ્ત્ર, (૭૬) વિશાલ, (૭૭) શાલ, (૭૮) સુવ્રત, (૭૯) અનિવૃત્તિ, (૮૦) એકજટી, (૮૧) દ્વિજટી, (૮૨) કર, (૮૩) કરિક, (૮૪) રાજ, (૮૫) અર્ગલ, (૮૬) પુષ્પ, (૮૭) ભાવ, (૮૮) કેતુ.

—સૂર્યપ્રજ્ઞપ્તિવૃત્તિઃ; પૃ૦–૨૯૫, પ્રાભૃત–૨૦.

* **છપ્પન દિક્કુમારીઓનાં નામ :** (૧) ભોગંકરા, (૨) ભોગવતી, (૩) સુભોગા, (૪) ભોગમાલિની, (૫) સુવત્સા, (૬) વત્સમિત્રા, (૭) પુષ્પમાલા, (૮) અનિન્દિતા, (૯) મેઘંકરા, (૧૦) મેઘવતી, (૧૧) સુમેધા, (૧૨) મેઘમાલિની, (૧૩) તોયધારા (૧૪) વિચિત્રા, (૧૫) વારિષેણા, (૧૬) બલાહકા, (૧૭) નંદા, (૧૮) ઉત્તરાનંદા, (૧૯) આનંદા, (૨૦) નંદિવર્ધના (૨૧) વિજયા, (૨૨) વૈજયન્તી, (૨૩) જયન્તી, (૨૪) અપરાજિતા, (૨૫) સમાહારા, (૨૬) સુપ્રદત્તા, (૨૭) સુપ્રબુદ્ધા, (૨૮) યશોધરા (૨૯) લક્ષ્મીવતી, (૩૦) શેષવતી, (૩૧) ચિત્રગુપ્તા, (૩૨) વસુંધરા, (૩૩) ઇલાદેવી, (૩૪) સુરાદેવી, (૩૫) પૃથિવી, (૩૬) પદ્માવતી, (૩૭) એકનાસા, (૩૮) નવમિકા, (૩૯) ભદ્રા, (૪૦) શીતા, (૪૧) અલંબુસા, (૪૨) મિતકેશી, (૪૩) પુંડરિકા, (૪૪) વારુણી, (૪૫) હાસા, (૪૬) સર્વપ્રભા, (૪૭) શ્રી, (૪૮) હ્રી, (૪૯) ચિત્રા, (૫૦) ચિત્રકનકા, (૫૧) શતેરા, (૫૨) વસુદામિની, (૫૩) રૂપા, (૫૪) રૂપાસિકા, (૫૫) સુરૂપા, (૫૬) રૂપકાવતી. —कल्पसूत्र टीका; पञ्चमं व्याख्यानम्

## (૧૫) ચોવીસ યક્ષિણીઓનું વલય

**મૂળપાઠઃ-यक्षिणी २४ वलयम् ॥१५॥**

**અર્થ** :- પંદરમા વલયમાં ચોવીસ શાસન-દેવીઓની સ્થાપના કરવામાં આવે છે.※

## (૧૬) ચોવીસ યક્ષોનું વલય

**મૂળપાઠઃ-यक्ष २४ वलयम् ॥१६॥**

**અર્થ** :- સોળમા વલયમાં ચોવીસ શાસન-દેવો-યક્ષોની સ્થાપના કરવામાં આવે છે.*

**વિવેચનઃ**-રોહિણી આદિ ૧૬ વિદ્યાદેવીઓ, અશ્વિની આદિ ૨૮ નક્ષત્રો, અંગારક આદિ ૮૮ ગ્રહો, ભોગંકરા આદિ ૫૬ દિક્કુમારીઓ, સૌધર્મેન્દ્ર આદિ ૬૪ ઇન્દ્રો, અપ્રતિચક્રા આદિ ૨૪ શાસન-દેવીઓ તથા ગોમુખ આદિ ૨૪ યક્ષો (શાસન-દેવો)-આ બધાં જ તીર્થંકર પરમાત્માના પરિવારરૂપ હોવાથી જિન-શાસનના અંગભૂત અને તે તે વિશેષ શક્તિથી સંપન્ન છે. તેથી તેમનું સ્મરણચિંતન પણ સાધનામાં સહાયક બને છે.

---

● **ચોસઠ ઇન્દ્રોનાં નામ** : (૧) સૌધર્મેન્દ્ર, (૨) ઈશાનેન્દ્ર, (૩) સનત્કુમારેન્દ્ર, (૪) માહેન્દ્ર, (૫) બ્રહ્મેન્દ્ર (૬) લાન્તકેન્દ્ર, (૭) મહાશુક્રેન્દ્ર, (૮) સહસ્રારેન્દ્ર, (૯) પ્રાણતેન્દ્ર, (૧૦) અચ્યુતેન્દ્ર, (૧૧) ચમરેન્દ્ર, (૧૨) બલીન્દ્ર, (૧૩) ધરણેન્દ્ર, (૧૪) ભૂતાનન્દેન્દ્ર (૧૫) હરિકાન્તેન્દ્ર, (૧૬) હરિષહેન્દ્ર, (૧૭) વેણુદેવેન્દ્ર, (૧૮) વેણુદારીન્દ્ર, (૧૯) અગ્નિશિખેન્દ્ર, (૨૦) અગ્નિમાણવેન્દ્ર, (૨૧) વેલમ્બેન્દ્ર, (૨૨) પ્રભંજનેન્દ્ર, (૨૩) ઘોષેન્દ્ર (૨૪) મહાઘોષેન્દ્ર, (૨૫) જલકાંતેન્દ્ર, (૨૬) જલપ્રભેન્દ્ર, (૨૭) પૂર્ણેન્દ્ર (૨૮) અવશિષ્ટેન્દ્ર, (૨૯) અમિતગતીન્દ્ર, (૩૦) અમિતવાહનેન્દ્ર, (૩૧) કિન્નરેન્દ્ર, (૩૨) કિંપુરુષેન્દ્ર, (૩૩) સત્પુરુષેન્દ્ર, (૩૪) મહાપુરુષેન્દ્ર, (૩૫) અતિકાયેન્દ્ર, (૩૬) મહાકાયેન્દ્ર, (૩૭) ગીતરતીન્દ્ર, (૩૮) ગીતયશેન્દ્ર, (૩૯) પૂર્ણભદ્રેન્દ્ર, (૪૦) માણિભદ્રેન્દ્ર, (૪૧) ભીમેન્દ્ર, (૪૨) મહાભીમેન્દ્ર, (૪૩) સુરૂપેન્દ્ર, (૪૪) પ્રતિરૂપેન્દ્ર, (૪૫) કાલેન્દ્ર, (૪૬) મહાકાલેન્દ્ર, (૪૭) સંનિહિતેન્દ્ર, (૪૮) સામાનેન્દ્ર, (૪૯) ધાતા ઇન્દ્ર, (૫૦) વિધાતા ઇન્દ્ર, (૫૧) ઋષીન્દ્ર, (૫૨) ઋષિપાલેન્દ્ર, (૫૩) ઈશ્વરેન્દ્ર, (૫૪) મહેશ્વરેન્દ્ર, (૫૫) સુવત્સ ઇન્દ્ર, (૫૬) વિશાલેન્દ્ર, (૫૭) હાસ્યેન્દ્ર, (૫૮) હાસ્યરતીન્દ્ર, (૫૯) શ્વેતેન્દ્ર, (૬૦) મહાશ્વેતેન્દ્ર, (૬૧) પતંગેન્દ્ર (૬૨) પતંગપતીન્દ્ર (૬૩) ચન્દ્ર, (૬૪) સૂર્ય.

—त्रिषष्टिशलाका पुरुषचरित्र; चतुर्थ-पर्व.

※ **ચોવીસ યક્ષિણીઓનાં નામ** : (૧) (ચક્રેશ્વરી) અપ્રતિચક્રા, (૨) અજિતબલા, (૩) દુરિતારિ, (૪) કાલિકા, (૫) મહાકાલી, (૬) અચ્યુતા, (૭) શાંતા, (૮) ભૃકુટિ, (૯) સુતારા, (૧૦) અશોકા (૧૧) માનવી, (૧૨) ચંડા, (૧૩) વિદિતા, (૧૪) અંકુશા, (૧૫) કન્દર્પા, (૧૬) નિર્વાણી, (૧૭) બલાદેવી, (૧૮) ધારિણી, (૧૯) વૈરોટયા (ધરણપ્રિયા), (૨૦) નરદત્તા, (૨૧) ગાંધારી, (૨૨) કૂષ્માંડી (અંબિકા), (૨૩) પદ્માવતી, (૨૪) સિદ્ધાયિકા

* **ચોવીસ યક્ષોનાં નામ** : (૧) ગોમુખ, (૨) મહાયક્ષ, (૩) ત્રિમુખ, (૪) યક્ષેશ, (૫) તુંબરુ, (૬) કુસુમ, (૭) માતંગ, (૮) વિજય, (૯) અજિત, (૧૦) બ્રહ્મ, (૧૧) ઈશ્વર, (૧૨) કુમાર, (૧૩) ષણ્મુખ, (૧૪) પાતાલ, (૧૫) કિન્નર, (૧૬) ગરુડ, (૧૭) ગન્ધર્વ, (૧૮) યક્ષેન્દ્ર, (૧૯) કુબેર (૨૦) વરુણ, (૨૧) ભૃકુટિ, (૨૨) ગોમેધ, (૨૩) પાર્શ્વ, (૨૪) માતંગ (બ્રહ્મયક્ષ).

વલયાકારે તેમની સ્થાપના કરવા પાછળ વિશેષ હેતુ છે. તેનું રહસ્ય 'સૂરિમંત્ર–કલ્પ–સમુચ્ચય' વગેરે ગ્રન્થોના અભ્યાસથી સમજી શકાય છે.

'સૂરિમંત્ર' આદિના પટોમાં ઇન્દ્રાદિ દેવ–દેવીઓની સ્થાપના કરવામાં આવે છે.

## સમ્યગ્–દૃષ્ટિ દેવ–દેવીઓનાં નામ–સ્મરણનાં વિવિધ સ્થાનો :

દેવ–વંદન, પ્રતિક્રમણ આદિ આવશ્યક-ક્રિયાઓમાં પણ ચોથી થોય અને કાયોત્સર્ગ દ્વારા સમ્યગ્-દૃષ્ટિ દેવ-દેવીઓની સ્મૃતિ અને સ્તુતિ થાય છે.

તેમજ દીક્ષા, વ્રતોચ્ચારણ, ઉપધાન-માળા, તીર્થ-માળા આદિ મંગળ વિધિ-વિધાનોમાં તથા 'આચારાંગ' આદિ સૂત્રોની અનુજ્ઞા આપતી વખતે 'નંદી'ની ક્રિયામાં પણ શ્રુત-દેવતા, શાસન-દેવતા અને અન્ય સમસ્ત વૈયાવૃત્ય આદિ કરનારા સમ્યગ્ દૃષ્ટિ દેવોના સ્મરણ માટે કાયોત્સર્ગ અને સ્તુતિ કરવામાં આવે છે. તેમજ 'પરમેષ્ઠી સ્તવ'માં પણ દશ-દિક્પાલ, પાંચ લોકપાલ, નવ ગ્રહ, શ્રુત-દેવતા અને શાસન-દેવતા આદિનું સ્મરણ કરાય છે.

અંજન–શલાકા, પ્રતિષ્ઠા, બૃહત્–લઘુ શાન્તિ-સ્નાત્ર વખતે તેમજ અર્હદ્-મહાપૂજન, સિદ્ધ-ચક્ર તથા ઋષિ-મંડલ મહાપૂજન વગેરેમાં પણ શાસન–રક્ષક દેવો, નવ ગ્રહ, દશ દિક્પાલાદિનું વિધિપૂર્વક આહ્વાન વગેરે કરીને પૂજન કરવામાં આવે છે.

આ રીતે દેવ–દેવીઓનાં નામ-સ્મરણ, પૂજનાદિ કરવાથી તેમનું લક્ષ્ય–ધ્યાન કેન્દ્રિત કરવામાં આવે છે; જેથી ઉપરોક્ત શાસ્ત્રીય અનુષ્ઠાનાદિમાં તેમના દ્વારા જરૂરી સહાય-સંરક્ષણાદિ મળી રહે છે અને તે તે ધાર્મિક–કાર્યો નિર્વિઘ્ને પૂર્ણ થાય છે.

### સમ્યગ્–દૃષ્ટિ દેવ–દેવીઓનાં વિશિષ્ટ કાર્યો :

પૂ. આચાર્યદેવ શ્રી જિનપ્રભસૂરિજી વિરચિત 'સૂરિમંત્ર' વિવરણમાં કેટલાંક દેવ–દેવીઓનાં વિશિષ્ટ કાર્યો–કર્તવ્યોની માહિતી આપી છે તે નીચે પ્રમાણે છે :–

ફ્રિ–શાન્તિદેવી, ક્રિરી–અભયાદેવી, ગિરિ–નિવૃત્તિદેવી–આદિનાં જ્યારે સ્મરણ કે કાયોત્સર્ગ કરવામાં આવે છે, ત્યારે તેઓ ચૈત્ય, શ્રુત, તપ, સંઘ વગેરેનો મહિમા કરે છે, મહત્ત્વ અને ગૌરવ વધારે છે, તેમજ દુષ્ટ–દેવીઓનું નિરાકરણ કરે છે અથવા પર્વત કે ગામ–નગર–પત્તન આદિ સ્થાનોમાં ચૈત્ય(મંદિર)નું આરોપણ અને રક્ષણ કરે છે.

'શ્રી' અને 'હ્રી' દેવી મિથ્યાત્વી દેવતાથી અધિષ્ઠિત ચૈત્યનો ઉદ્ધાર અને શ્રુત, તપ તેમજ સંઘનો પણ સમુદ્ધાર કરે છે.

સૌધર્મેન્દ્ર આદિ ઇન્દ્રો તથા બીજા પણ ચાર નિકાયના સમ્યગ્–દૃષ્ટિ દેવો તીર્થંકર પરમાત્માના પાંચે કલ્યાણકોમાં અપૂર્વ ભાવોલ્લાસ સાથે મહામહિમા કરે છે અને અષ્ટ પ્રાતિહાર્યાદિ, ઓગણીસ અતિશયો, રત્ન-સુવર્ણની વૃષ્ટિ, સમવસરણની રચના,

તીર્થ-પ્રવૃત્તિ, ગણધર-પદનો અભિષેક, દુષ્ટ રાજા કે દેવતાદિકૃત ઉપસર્ગોનું નિવારણ, દુર્ભિક્ષ કે ભયાનક અટવીનું ઉલ્લંઘન, સંઘની શ્રી–શોભા–સંપાદન, સિદ્ધાન્તાર્થવેદન, મહાન તપનો નિર્વાહ, તીર્થ, શ્રુત કે શિષ્ય-સ્થાપના વગેરે કાર્યોમાં ચતુર્વિધ-સંઘની સહાય-સેવા હંમેશાં ભક્તિ-ભાવથી કરે છે.

જયવંતા જિન–શાસનમાં, શાસન–દેવોનું પણ વિશિષ્ટ સ્થાન-માન છે. જેઓ શાસન પ્રતિ અવિહડ ભક્તિવાળા હોય છે. સંકટ સમયે ઉપદ્રવોનું નિવારણ કરીને સંઘમાં શાન્તિ સ્થાપે છે. સંઘની રક્ષા અને શાસનની પ્રભાવનાનાં કાર્યોમાં સદા ઉદ્યત રહે છે.

આ રીતે શાસન–દેવોનું નામ-સ્મરણ–ન્યાસ કે પૂજનાદિ કરવામાં તેમના દ્વારા થતા ઉપકારો(સહાય) પ્રતિ કૃતજ્ઞભાવ વ્યક્ત કરવાપૂર્વક સંઘની સુરક્ષા તથા પ્રત્યેક શુભ–અનુષ્ઠાનની નિર્વિઘ્ન પૂર્ણાહુતિ આદિનો શુભ ઉદ્દેશ છે.

## (૧૭) સ્થાપના–ચૈત્ય વલય

**મૂળપાઠ :–असंख्यात – शाश्वतेतर – स्थापनार्हच्चैत्यवलयम् ॥१७॥**

**અર્થ :–** સત્તરમું વલય અસંખ્યાતા શાશ્વત અને અશાશ્વત સ્થાપના અરિહંતોના અર્થાત્ જિન-પ્રતિમાઓના ચૈત્યોનું છે.

**વિવેચન:–**જિન–શાસનમાં 'ચૈત્ય'ને અત્યંત મહત્ત્વભર્યું સ્થાન–માન આપવામાં આવ્યું છે. 'ચૈત્ય' શબ્દનો રૂઢાર્થ છે–જિન-પ્રતિમા, જિન-મંદિર અને વ્યુત્પત્તિ અર્થ છે–જેનાથી અંતઃકરણમાં (શુભ)ભાવ પેદા થાય છે.

અરિહંત પરમાત્માની સૌમ્ય–મૂર્તિ કે તેમનું શિલ્પકળા–સમૃદ્ધ જિનાલય આપણા ચિત્તમાં અપૂર્વ આહ્લાદ અર્થાત્ ઉત્તમ સમાધિરૂપ ભાવને ઉત્પન્ન કરે છે, તેથી તેને 'ચૈત્ય' કહેવાય છે અર્થાત્ ચિત્તને ઠરવાનું તે અજોડ સ્થાન છે જેવો બાળકને માતાનો ખોળો તેવું સાધકને જિન–ચૈત્ય.

પ્રસ્તુત વલયમાં ત્રણે લોકમાં રહેલાં અસંખ્ય શાશ્વત અને અશાશ્વત સ્થાપના અરિહંત અર્થાત્ જિન–મૂર્તિ અને જિન–મંદિરની સંખ્યાનો ન્યાસ કરવાનું સૂચન છે.

મૂળ પંક્તિમાં 'સંખ્યા'નો ઉલ્લેખ નથી થયો. છતાં સંખ્યાના નિર્દેશ વિના અસંખ્ય ચૈત્યોનો ન્યાસ વલયાકારે કરવાનું બીજી કોઇ રીતે શક્ય ન હોવાથી તથા આ પછીના ચારે વલયોમાં સંખ્યા-ન્યાસનો નિર્દેશ હોવાથી અહીં પણ ચૈત્ય–સંખ્યાનો ન્યાસ હોવો જોઇએ, એવું અનુમાન થાય છે.

**જિન–મૂર્તિનું માહાત્મ્ય :–**

આ વિષમ કાળમાં ભવ્યાત્માઓને જિન-બિંબ અને જિનાગમનો જ મુખ્ય આધાર છે. તેના આલંબનથી જ મોક્ષ–માર્ગની આરાધના થાય છે.

જિનેશ્વર પરમાત્માનાં સાક્ષાત્ દર્શન-વંદન જેટલો જ આનંદ અને લાભ જિન–મૂર્તિનાં દર્શન–વંદનથી ભક્તાત્માને થાય છે. જેમ પ્રભુના નામ-સ્મરણ દ્વારા મનમાં

પ્રભુનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય છે તેમ તેમનું રૂપ(મૂર્તિ) જોવાથી હૃદયમાં તેમનું પ્રતિબિંબ પડે છે અને તન, મન અને નયનાદિમાં પણ આનંદ તથા ભાવોલ્લાસ પ્રગટે છે.

'નામ' અને 'સ્થાપના' દ્વારા પરમાત્માની ભક્તિ-ઉપાસના થાય છે તેમાં નામ એ પ્રભુનો મંત્રાત્મક દેહ છે, તેના આલંબનથી 'પદસ્થ-ધ્યાન' થાય છે.

પ્રભુ-પ્રતિમા એ સાક્ષાત્ પરમાત્મા તુલ્ય છે, તેના આલંબનથી 'રૂપસ્થ-ધ્યાન' થાય છે અને તેના સતત અભ્યાસથી 'રૂપાતીત-ધ્યાન' સુધી પહોંચી શકાય છે.

મૂર્તિ એ પરમાત્માની સાકાર-મુદ્રા છે. સાકાર વડે નિરાકારનો બોધ થાય છે. નિરાકાર પોતાનો આત્મા છે, તેનો બોધ થવાથી અનાત્મ-તત્ત્વ અર્થાત્ જડ પદાર્થો તરફનું આકર્ષણ ઘટતું જાય છે. તેનું નામ 'વૈરાગ્ય' છે અને આત્મ-તત્ત્વ તરફનું આકર્ષણ વધતું જાય છે, તેનું નામ 'ભક્તિ' છે.

વૈરાગ્ય સંસારના પ્રવાહ તરફ વળતી ચિત્ત-વૃત્તિઓને રોકે છે અને 'ભક્તિ' એ કૈવલ્યના પ્રવાહ તરફ ચિત્ત-વૃત્તિને વાળે છે.

મૂર્તિના ધ્યાનથી ધ્યાતા ધ્યેયની સાથે એકતાનો અનુભવ કરે છે. 'ધ્યાતા' અંતરાત્મા છે. 'ધ્યેય' પરમાત્મા છે અને 'ધ્યાન' એટલે ચિત્ત-વૃત્તિનો ધ્યેયને વિષે અખંડ-પ્રવાહ, મૂર્તિ દ્વારા સધાય છે; તેથી જિન-મૂર્તિને 'પરમ-આલંબન' કહ્યું છે.

જિન-મૂર્તિનાં દર્શન-પૂજન-સ્તવનાદિથી આત્માના જ્ઞાન-દર્શનાદિ ગુણોની પ્રાપ્તિ અને શુદ્ધિ થાય છે.

પરમાત્મા તુલ્ય આપણો આત્મા છે – એ ભાવને મૂર્તિમાં મૂર્તસ્વરૂપ આપવામાં આવ્યું છે; તેથી તેનાં દર્શન-પૂજનથી આપણને આપણા આત્માનું જ વાસ્તવિક દર્શન-સ્પર્શન થાય છે.

હકીકતમાં પરમાત્માનું ધ્યાન એ પણ એક પ્રકારે પોતાના શુદ્ધાત્માનું જ ધ્યાન છે. આ ધ્યાન સિદ્ધ કરવા માટેનું ઉત્કૃષ્ટ આલંબન પરમાત્મા-મૂર્તિ છે.

આ રીતે 'ચૈત્ય'-'જિન-મૂર્તિ' એ આત્મ-વિકાસની સાધનાનું આગવું અંગ હોવાથી એની ઉપકારકતા અને ઉપયોગિતા અમાપ છે.

એ જ રીતે દેવાધિષ્ઠિત પ્રભાવશાળી જિન-મૂર્તિઓથી પ્રતિષ્ઠિત જિનાલયો અને તીર્થોની પણ આધ્યાત્મિક ક્ષેત્રે ઘણી જ મહત્તા અને ઉપકારકતા છે.

**ચૈત્યની ઉપાસના અને સંખ્યા-નિર્દેશ :**

ચતુર્વિધ-સંઘને પ્રતિદિન ઉભયકાલ અવશ્ય કર્તવ્ય રૂપ 'પ્રતિક્રમણ'નાં સૂત્રોમાં 'ચૈત્ય-સ્તવ' અર્થાત્ 'અરિહંત ચેઇયાણં' સૂત્ર દ્વારા 'અર્હચ્ચૈત્યો' એટલે કે અરિહંત પરમાત્માઓની પ્રતિમાઓનાં વંદન-પૂજન આદિ નિમિત્તે કાયોત્સર્ગ કરવાનું વિધાન છે.

'સવ્વલોએ' આ સૂત્ર દ્વારા ત્રણે લોકમાં રહેલી સર્વ જિન-પ્રતિમાઓ સમાધિકારક હોવાથી, તેમને વંદનાદિ નિમિત્તે કાયોત્સર્ગ કરવામાં આવે છે. તેમજ 'જાવંતિ

ચેઇયાઇં' સૂત્ર દ્વારા સાધક ત્રણ લોકમાં રહેલા સર્વ ચૈત્યોને વંદન કરે છે તથા 'જગચિંતામણિ'–સૂત્રની ત્રીજી ગાથામાં સૌ પ્રથમ શત્રુંજય, ગિરનાર, સાચોર, ભરૂચ આદિ મહાન તીર્થ ભૂમિઓમાં બિરાજમાન તીર્થાધિપતિ ઋષભદેવ, નેમિનાથ, મહાવીરદેવ તથા મુનિસુવ્રતસ્વામી વગેરે અરિહંત પરમાત્માઓની પ્રતિમાઓનું ભાવપૂર્વક સ્મરણ-વંદન કર્યા પછી મહાવિદેહ આદિ ક્ષેત્રોમાં, દિશા-વિદિશિઓમાં ભૂત, ભાવિ અને વર્તમાનકાળ વિષયક વિચરતા સર્વ તીર્થંકર ભગવંતોને વંદન કરવામાં આવે છે અને ત્યાર બાદ ચોથી અને પાંચમી ગાથામાં ત્રણે લોકમાં રહેલા આઠ કરોડ, સત્તાવન લાખ, બસો ને બ્યાસી (૮,૫૭,૦૦૨૮૨) શાશ્વત–જિન-ચૈત્યોને તથા પંદર અબજ, બેતાળીસ કરોડ, અઠ્ઠાવન લાખ, છત્રીસ હજાર ને એંસી (૧૫,૪૨,૫૮,૩૬૦૮૦) શાશ્વતા જિન-બિંબોને વંદન–પ્રણામ કરવામાં આવે છે.

એ જ રીતે પ્રાતઃકાળના પ્રતિક્રમણમાં છ આવશ્યક પૂરા થયા પછી જે 'સકલ તીથ'–સૂત્ર બોલવામાં આવે છે તેમાં પણ ત્રણે લોકમાં રહેલાં શાશ્વત ચૈત્યો અને શાશ્વત બિંબોની વિસ્તૃત રીતે સંખ્યાના નિર્દેશપૂર્વક સ્તુતિ–વંદના કરવામાં આવી છે; તે સંખ્યાનું કોષ્ટક આ પ્રમાણે છે :–

કોષ્ટક–૧

| સ્વર્ગ–લોક | પ્રાસાદ સંખ્યા | પ્રતિ પ્રાસાદ-સ્થિત બિંબ-સંખ્યા | કુલ બિંબો |
|---|---|---|---|
| પહેલા દેવલોકે | ૩૨૦૦૦૦૦ | ૧૮૦ | ૫૭૬૦૦૦૦૦૦ |
| બીજા ,, | ૨૮૦૦૦૦૦ | ૧૮૦ | ૫૦૪૦૦૦૦૦૦ |
| ત્રીજા ,, | ૧૨૦૦૦૦૦ | ૧૮૦ | ૨૧૬૦૦૦૦૦૦ |
| ચોથા ,, | ૮૦૦૦૦૦ | ૧૮૦ | ૧૪૪૦૦૦૦૦૦ |
| પાંચમા ,, | ૪૦૦૦૦૦ | ૧૮૦ | ૭૨૦૦૦૦૦૦ |
| છઠ્ઠા ,, | ૫૦૦૦૦ | ૧૮૦ | ૯૦૦૦૦૦૦ |
| સાતમા ,, | ૪૦૦૦ | ૧૮૦ | ૭૨૦૦૦૦૦ |
| આઠમા ,, | ૬૦૦૦ | ૧૮૦ | ૧૦૮૦૦૦૦ |
| નવમા ,, | }૪૦૦ | ૧૮૦ | ૭૨૦૦૦ |
| દસમા ,, | | ૧૮૦ | ૭૨૦૦૦ |
| અગિયારમા ,, | }૩૦૦ | ૧૮૦ | ૫૪૦૦૦ |
| બારમા ,, | | ૧૮૦ | ૫૪૦૦૦ |
| નવ ગ્રૈવેયકમાં | ૩૧૮ | ૧૨૦ | ૩૮૧૬૦ |
| પાંચ અનુત્તરમાં | ૫ | ૧૨૦ | ૬૦૦ |
| કુલ | ૮૪૯૭૦૨૩ | — | ૧૫૨૨૯૪૪૭૬૦ |

કોષ્ટક-૨

| પાતાલ લોક ભુવન પતિઓમાં | પ્રાસાદ સંખ્યા | પ્રતિ પ્રાસાદ-સ્થિત બિંબસંખ્યા | કુલ બિંબો |
|---|---|---|---|
| ૧. અસુર નિકાયમાં | ૬૪૦૦૦૦૦ | ૧૮૦ | ૧૧૫૨૦૦૦૦૦૦ |
| ૨. નાગ ,, | ૮૪૦૦૦૦૦ | ૧૮૦ | ૧૫૧૨૦૦૦૦૦૦ |
| ૩. સુપર્ણ ,, | ૭૨૦૦૦૦૦ | ૧૮૦ | ૧૨૯૬૦૦૦૦૦૦ |
| ૪. વિદ્યુત્ ,, | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૫. અગ્નિ ,, | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૬. દ્વીપ ,, | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૭. ઉદધિ ,, | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૮. દિક્ ,, | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૯. પવન ,, | ૯૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૭૨૮૦૦૦૦૦૦ |
| ૧૦. સ્તનિત ,, | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| કુલ | ૭૭૨૦૦૦૦૦ | — | ૧૩૮૯૬૦૦૦૦૦ |

કોષ્ટક-૩

## તિર્યગ્-લોકમાં શાશ્વત ચૈત્યોની સંખ્યા

તિર્યગ્-લોકમાં શાશ્વત ચત્યોની સખ્યા બત્રીસો ને ઓગણસાઠ (૩૨૫૯) માનવામાં આવી છે અને તેમાં રહેલા સર્વ જિન-બિંબોની સંખ્યા ત્રણ લાખ, એકાણુ હજાર, ત્રણસો ને વીસ (૩૯૧૩૨૦) ની થાય છે.

તથા જ્યોતિષ અને વ્યંતર નિકાયમાં પણ અસંખ્ય જિન-મંદિરો અને જિન-બિંબો છે. આ રીતે ત્રણે લોકમાં રહેલાં (નિશ્ચિત સંખ્યાવાળાં ૮૫૭૦૦૨૮૨ શાશ્વતા જિન-મંદિરો અને ૧૫૪૨૫૮૩૬૦૮૦ શાશ્વતા જિન-બિંબોને નમસ્કાર થાય છે.

આ પ્રમાણે ચતુર્વિધ-સંઘને પ્રતિદિન કરણીય અનુષ્ઠાનોમાં પણ શાશ્વતા અને અશાશ્વતા સર્વ અર્હચ્ચૈત્યોનું આલંબન લઇને ધ્યાન-દશામાં મગ્નતા-લીનતા કેળવવાની સમુચિત વિધિ બતાવવામાં આવી છે.

## (૧૮થી૨૧) સાધ્વાદિ વલય

મૂળપાઠઃ- ऋषभादिपरिवारभूतगणधरप्रभृतिसाधुसंख्यावलयम् ॥१८॥
महत्तरामुख्यसाध्वीसंख्यावलयम् ॥१९॥
श्रावक संख्यावलयम् ॥२०॥
श्राविका संख्यावलयम् ॥२१॥

નવમા વલય દ્વારા ત્રણે ચોવીસીના જિનેશ્વર પરમાત્માનાં મંગળ નામોનું સ્મરણ થાય છે.

દસથી સોળ વલયોમાં સમ્યગ્-દૃષ્ટિ ઇન્દ્રો, અધિષ્ઠાયક દેવો, દેવીઓ વગેરેનું સ્મરણ થાય છે.

સત્તરમા વલયમાં અસંખ્યાતા શાશ્વત અને અશાશ્વત ચૈત્યોનાં સ્મરણ દ્વારા સ્થાપના-તીર્થંકરનું ધ્યાન થાય છે.

ત્યાર પછી અઢારથી એકવીસ સુધીનાં ચાર વલયોમાં પ્રથમ ગણધર અને ચતુર્વિધ-સંઘ રૂપ તીર્થનું સ્મરણ થાય છે.

બાવીસથી ચોવીસ-આ ત્રણ વલયો દ્વારા ભવનયોગ, કરણયોગ અને કરણ રૂપ પ્રવૃત્તિ-નિવૃત્તિ રૂપ ચારિત્ર-ધર્મનું સ્વરૂપ ચિંતવાય છે.

### 'પરમમાત્રા ધ્યાન'ની ઉપયોગિતા :—

ધ્યાનના વિષયને સૂક્ષ્મ-સૂક્ષ્મતર બનાવવા માટે પ્રથમ ધ્યેયને વિશાળ-લોકવ્યાપી બનાવવું પડે છે અને તે 'પરમ માત્રા ધ્યાન' દ્વારા થઈ શકે છે. તેમાં ત્રિભુવનસ્થ પદાર્થોના સ્વરૂપનું ચિંતન કરવાનું હોય છે.

ચતુર્વિધ-સંઘને અવશ્ય કર્તવ્યં રૂપ દેવવંદન, ચૈત્યવંદન, પ્રતિક્રમણ આદિ અનુષ્ઠાનો તથા તેનાં સૂત્રો — એ ધ્યાન-યોગ વિષયક અનેક સાધના-સામગ્રીથી સભર છે. ઉપયોગપૂર્વક અનુષ્ઠાનો કરનારને પોતાની યોગ્યતાનુસાર તેનો લાભ અવશ્ય મળે છે.

'પરમ માત્રા ધ્યાન'ના ચોવીસ વલયોમાં બતાવેલા ધ્યાનના પદાર્થો આવશ્યક-સૂત્રોમાં પણ સમાએલા હોવાથી સર્વત્ર શુભ-ધ્યાનની ઉપયોગિતાને સૂચિત કરી સાધકને ધ્યાનમાર્ગની સાચી ઓળખાણ આપે છે.

દેવ-વંદનના બાર અધિકારોમા પ્રથમ 'ભાવ-જિન'ની સ્તુતિ કરવામાં આવે છે, તે 'માત્રા ધ્યાન'માં બતાવેલા ભાવ-તીર્થંકર પરમાત્માના ધ્યાનની દ્યોતક છે.

શેષ અધિકારોનો સંબંધ 'પરમ માત્રા ધ્યાન' સાથે સુસંગત છે.

'લોગસ્સ'-સૂત્રમાં નામ-જિનનું કીર્તન છે.

'અરિહંત ચેઇયાણું' દ્વારા સ્થાપના-જિનના વંદનાદિ માટે કાયોત્સર્ગ કરાય છે.

'જેઅ અહિયા સિદ્ધા' વડે દ્રવ્ય-જિન અને 'સવ્વલોએ અરિહંત'થી ત્રણે ભુવનનાં ચૈત્યોને વંદનાદિ થાય છે.

'પુક્ખરવર'માં વિહરમાન વીસ તીર્થંકર પરમાત્મા અને શ્રુત-ધર્મની સ્તુતિ છે અને 'ધમ્મો વડ્ઢઉ' પદથી ચારિત્ર-ધર્મની સ્તુતિ થાય છે,

**અર્થ**:-અઢારમું વલય ઋષભદેવ આદિ તીર્થંકરોના પરિવારભૂત ગણધર વગેરે સાધુઓની સંખ્યાનું છે. (જુઓ : પરિશિષ્ટ-૩)

(૧૯) ઓગણીસમા વલયમાં મહત્તરા મુખ્ય (એટલે સાધ્વીઓમાં મુખ્ય ચંદન-બાળા) વગેરે સાધ્વીઓની સંખ્યાનું છે. (જુઓ : પરિશિષ્ટ-૩)

(૨૦) વીસમા વલયમાં શ્રાવકોની સંખ્યા સ્થાપવામાં આવી છે. (જુઓ પરિશિષ્ટ-૩)

(૨૧) એકવીસમાં વલયમાં શ્રાવિકાઓની સંખ્યા સ્થાપવામાં આવી છે. (જુઓ : પરિશિષ્ટ-૩)

**વિવેચન**:-ઋષભદેવ વગેરે ચોવીસ તીર્થંકર ભગવંતોના પરિવારભૂત મુખ્ય ગણધરાદિ શ્રમણ-સમુદાય, સાધ્વી-વૃંદ, શ્રાવક અને શ્રાવિકાના સમૂહની સંખ્યાના નિર્દેશપૂર્વક સ્મરણ-ધ્યાન કરવાનું વિધાન- એ અત્યંત મહત્ત્વભર્યું છે.

સર્વે તીર્થંકર ભગવંતો સમગ્ર જીવરાશિના કલ્યાણ અર્થે જે 'તીર્થ'ની સ્થાપના કરે છે, તે 'તીર્થ' પ્રથમ ગણધર અને ચતુર્વિધ-સંઘ સ્વરૂપ છે.

દ્વાદશાંગી રૂપ તીર્થના સૂત્રથી રચયિતા ગણધર ભગવંતો છે અને તેનો આધાર ચતુર્વિધ-સંઘ છે
સર્વે તીર્થંકર ભગવંતો તીર્થની સ્થાપના વડે જ મોક્ષ-માર્ગ પ્રવર્તાવે છે.
દ્વાદશાંગી-એ મોક્ષ-માર્ગ છે અને ચતુર્વિધ-સંઘ એ મોક્ષ-માર્ગને સાધનારો છે.

ભવરૂપી ભયાનક તોફાની સાગરને પેલે પાર પહોંચાડવામાં સમર્થ જહાજ તુલ્ય તીર્થના આલંબન ભવ્ય આત્માઓને ધર્મમાં પ્રવેશ કરાવવાનો અસીમ ઉપકાર સર્વે તીર્થંકર ભગવંતો કરે છે.

તીર્થની વિદ્યમાનતા સુધી જે કોઈ ભવ્ય આત્માઓ તીર્થની આરાધના દ્વારા સદ્ગતિ અને સિદ્ધિ આદિ કલ્યાણની પરંપરા પ્રાપ્ત કરે છે, તેમા તીર્થંકર પરમાત્માઓનો અનુગ્રહ જ કારણભૂત હોય છે.

**તીર્થની મહત્તા** :- પ્રવચન કે સંઘ રૂપ 'તીર્થ' એ પરમ પ્રાભાવિક સંસ્થા છે. સકળ જીવહિતકર વિશ્વ-સંસ્થા છે. દુસ્તર, દુર્લંઘ્ય સંસાર-સાગરને પાર ઉતારનાર શ્રેષ્ઠ અને સમર્થ નાવ-જહાજ સમાન છે. વિશ્વમાં રહેલા ચરાચર સકળ પદાર્થોના સંપૂર્ણ સ્વરૂપને યથાર્થ રીતે ઓળખાવનાર છે. અત્યંત નિર્દોષ અને શુદ્ધ તથા બીજાથી ન જાણી શકાય એવી 'ચરણ' અને 'કરણ' ક્રિયાનો આધાર છે અને ત્રણે લોકમાં રહેલા શુદ્ધ-ધર્મ-સંપત્તિવાન મહાત્માઓથી આસેવિત છે. વર્તમાન તીર્થંકર, ગણધર ભગવંતો પણ પૂર્વના તીર્થંકર સ્થાપિત તીર્થના આલંબન વડે જ તીર્થંકર-ગણધર પદ પ્રાપ્ત કરે છે તથા ઊર્ધ્વ, અધો અને તિર્યગ્ લોકમાં રહેલા સર્વ ઇન્દ્રાદિ સમ્યગ્-દૃષ્ટિ દેવો અને મનુષ્યો, તિર્યંચ યોનિમાં રહેલા સમ્યગ્-દૃષ્ટિ જીવો તીર્થ-સ્વરૂપ જિન-પ્રવચન અને સંઘ પ્રત્યે અત્યંત આદર અને ભક્તિભાવ ધરાવે છે.

અઢારથી એકવીસ—આ ચાર વલયો દ્વારા વિશ્વમાં સર્વોત્તમ, સર્વ શ્રેયસ્કર ગણાતા ગણધર કે ચતુર્વિધ સંઘ રૂપ જંગમ તીર્થનું ધ્યાન કરવાનું સૂચન છે.

પ્રતિક્રમણ તથા દેવ-વંદન આદિ દૈનિક અનુષ્ઠાનોમાં પણ 'જાવંત કે વિ સાહૂ', 'અડ્ઢાઈજ્જેસુ', 'સકલ તીર્થ' તથા 'ભરહેસર' આદિ સૂત્રો દ્વારા ચતુર્વિધ-સંઘનું સ્મરણ-ગુણ-કીર્તન કરીને તેમને ભાવપૂર્વક વંદન-નમસ્કાર કરવામાં આવે છે.

## (૨૨ થી ૨૪) ભવનયોગાદિ વલય

મૂળપાઠઃ- भवनयोग ९६ वलयम् ॥२२॥
करणयोग ९६ वलयम् ॥२३॥
करण ९६ वलयम् ॥२४॥

**અર્થ** :- બાવીસમા વલયમાં છન્નુ ભવનયોગની સ્થાપના કરવામાં આવે છે. (જુઓ : પરિશિષ્ટ—૪.)

ત્રેવીસમા વલયમાં છન્નુ કરણયોગની સ્થાપના કરવામાં આવે છે. (જુઓ : પરિશિષ્ટ-૪)

ચોવીસમા વલયમાં છન્નુ કરણની સ્થાપના કરવામાં આવે છે. (જુઓ : પરિશિષ્ટ-૪)

**વિવેચનઃ-** બાવીસ, ત્રેવીસ અને ચોવીસમા વલયમાં અનુક્રમે ભવનયોગ, કરણયોગ અને કરણના છન્નુ-છન્નુ પ્રકારોની સ્થાપના કરવાનું વિધાન છે.

આ ત્રણે વલયોમાં સર્વ પ્રકારના ધ્યાન-ભેદોમાં રહેલી યોગની સ્થિરતા અને ઉપયોગની શુદ્ધિનું તારતમ્ય બતાવવામાં આવ્યું છે. જેને લઈને ધ્યાનના પ્રકારોની સંખ્યા ૪૪૨૩૬૮ થાય છે.

આ રીતે ચોવીસ વલયોથી વિંટાયેલા પોતાના આત્માનું ધ્યાન કરવું-એ **'પરમમાત્રા ધ્યાન'** કહેવાય છે.

**'પરમમાત્રા ધ્યાન'ની વિશાળતા :—**

આ ધ્યાનમાં અરિહંત પરમાત્માના વિશાળ પરિવારરૂપ તીર્થનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે.

તીર્થના ત્રણ અર્થ થાય છે :—

(૧) દ્વાદશાંગી રૂપ તીર્થ,
(૨) પ્રથમ ગણધર રૂપ તીર્થ,
(૩) ચતુર્વિધ-સંઘ રૂપ તીર્થ.

તેમાં પ્રથમ શુભાક્ષર, બીજા અનક્ષર, ત્રીજા પરમાક્ષર અને ચોથા અક્ષર—આ ચાર વલયોમાં દ્વાદશાંગી રૂપ તીર્થનું ચિંતન થાય છે.

પાંચમા નિરક્ષર અને છઠ્ઠા સકલીકરણ વલય દ્વારા પિંડસ્થ આદિ ધ્યાનોનાં સ્વરૂપનું ચિંતન થાય છે.

સાતમા અને આઠમા વલયમાં તીર્થંકર પરમાત્માનાં માતા-પિતાનું સ્મરણ થાય છે.

નવમા વલય દ્વારા ત્રણે ચોવીસીના જિનેશ્વર પરમાત્માનાં મંગળ નામોનું સ્મરણ થાય છે.

દસથી સોળ વલયોમાં સમ્યગ્-દૃષ્ટિ ઇન્દ્રો, અધિષ્ઠાયક દેવો, દેવીઓ વગેરેનું સ્મરણ થાય છે.

સત્તરમા વલયમાં અસંખ્યાતા શાશ્વત અને અશાશ્વત ચૈત્યોનાં સ્મરણ દ્વારા સ્થાપના-તીર્થંકરનું ધ્યાન થાય છે.

ત્યાર પછી અઢારથી એકવીસ સુધીનાં ચાર વલયોમાં પ્રથમ ગણધર અને ચતુર્વંધ-સંઘ રૂપ તીર્થનું સ્મરણ થાય છે.

બાવીસથી ચોવીસ–આ ત્રણ વલયો દ્વારા ભવનયોગ, કરણયોગ અને કરણ રૂપ પ્રવૃત્તિ-નિવૃત્તિ રૂપ ચારિત્ર-ધર્મનું સ્વરૂપ ચિંતવાય છે.

## 'પરમમાત્રા ધ્યાન'ની ઉપયોગિતા :—

ધ્યાનના વિષયને સૂક્ષ્મ–સૂક્ષ્મતર બનાવવા માટે પ્રથમ ધ્યેયને વિશાળ–લોકવ્યાપી બનાવવું પડે છે અને તે 'પરમ માત્રા ધ્યાન' દ્વારા થઈ શકે છે. તેમાં ત્રિભુવનસ્થ પદાર્થોના સ્વરૂપનું ચિંતન કરવાનું હોય છે.

ચતુર્વિધ-સંઘને અવશ્ય કર્તવ્ય રૂપ દેવવંદન, ચૈત્યવંદન, પ્રતિક્રમણ આદિ અનુષ્ઠાનો તથા તેનાં સૂત્રો — એ ધ્યાન-યોગ વિષયક અનેક સાધના-સામગ્રીથી સભર છે. ઉપયોગપૂર્વક અનુષ્ઠાનો કરનારને પોતાની યોગ્યતાનુસાર તેનો લાભ અવશ્ય મળે છે.

'પરમ માત્રા ધ્યાન'ના ચોવીસ વલયોમાં બતાવેલા ધ્યાનના પદાર્થો આવશ્યક-સૂત્રોમાં પણ સમાએલા હોવાથી સર્વત્ર શુભ–ધ્યાનની ઉપયોગિતાને સૂચિત કરી સાધકને ધ્યાનમાર્ગની સાચી ઓળખાણ આપે છે.

દેવ–વંદનના બાર અધિકારોમાં પ્રથમ 'ભાવ–જિન'ની સ્તુતિ કરવામાં આવે છે, તે 'માત્રા ધ્યાન'માં બતાવેલા ભાવ–તીર્થંકર પરમાત્માના ધ્યાનની દ્યોતક છે.

શેષ અધિકારોનો સંબંધ 'પરમ માત્રા ધ્યાન' સાથે સુસંગત છે.

'લોગસ્સ'–સૂત્રમાં નામ-જિનનું કીર્તન છે.

'અરિહંત ચેઇયાણં' દ્વારા સ્થાપના-જિનના વંદનાદિ માટે કાયોત્સર્ગ કરાય છે.

'જેઅ અઇઆ સિદ્ધા' વડે દ્રવ્ય-જિન અને 'સવ્વલોએ અરિહંત'થી ત્રણે ભુવનનાં ચૈત્યોને વંદનાદિ થાય છે.

'પુક્ખરવર'માં વિહરમાન વીસ તીર્થંકર પરમાત્મા અને શ્રુત–ધર્મની સ્તુતિ છે અને 'ધમ્મો વડ્ઢઉ' પદથી ચારિત્ર–ધર્મની સ્તુતિ થાય છે.

'સિદ્ધાણું' બુદ્ધાણું-સૂત્રમાં સર્વ સિદ્ધ પરમાત્માઓને તથા વર્તમાન ચોવીસીના તીર્થંકર પરમાત્માઓને તેમની કલ્યાણક-ભૂમિનાં નામઠામના નિર્દેશ સાથે વંદન કરી, તેમની સ્તુતિ કરવામાં આવે છે.

'વેયાવચ્ચગર'-સૂત્ર દ્વારા વૈયાવૃત્યકર સર્વ સમ્યગ્-દૃષ્ટિ દેવોનું સ્મરણ થાય છે.

**આ ધ્યાનનું ફળઃ**-આ રીતે ચોવીસ વલયોથી વેષ્ટિત (વીંટાયેલા) સ્વ-આત્માનું ધ્યાન કરવાથી તે બધા સાથે આત્મીયતાનો ભાવ પેદા થાય છે.

જેમ દેહ અને તેના સંબંધીઓનું સતત ચિંતન-સ્મરણ કરવાથી મોહાધીન આ આત્મા તે દેહ અને તેના સંબંધીઓ સાથે એકતા અનુભવે છે, તેવી જ રીતે તીર્થંકર પરમાત્માનું ધ્યાન કરનાર સાધક તેઓ સાથે તથા તેઓના પરિવારભૂત ચતુર્વિધ-સંઘ તથા ગણધરાદિ સાથે એકતાનો અનુભવ કરે છે.

આ અનુભવના પ્રભાવે સાધક આત્માને-'આ ચતુર્વિધસંઘ તથા જ્ઞાન-દર્શન-ચારિત્ર એ જ મારી સંપત્તિ છે'-એવી દૃઢ પ્રતીતિ થાય છે.



## (૨૧) પદ ધ્યાન

**મૂળપાઠઃ**- पदं - द्रव्यतो लौकिकं राजादि ५, लोकोत्तरमाचार्यादि ५,
भावतः पञ्चानां परमेष्ठिपदानां ध्यानम् ॥ २१ ॥

**અર્થઃ**-પદ - 'દ્રવ્યથી પદ' લૌકિક રાજા આદિ પાંચ પદવીઓ (રાજા, મંત્રી, કોષાધ્યક્ષ, સેનાપતિ, પુરોહિત) છે.

'લોકોત્તર પદ' આચાર્યાદિ (આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, ગણાવચ્છેદક, સ્થવિર) પાંચ પદવીઓ છે અને પંચપરમેષ્ઠીઓનું ધ્યાન કરવું તે 'ભાવથી પદ' છે.

**વિવેચનઃ**-પંચપરમેષ્ઠી ભગવંતોના ધ્યાનને 'પદ ધ્યાન' કહેવાય છે.

'પરમ માત્રા'માં ચોવીસ વલયો દ્વારા ધ્યાનને ત્રિભુવન-વિષય-વ્યાપી બનાવવાની પ્રક્રિયા બતાવી છે. પદ વગેરે ધ્યાનોમાં ધ્યાનને ક્રમશઃ સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ બનાવવાની પ્રક્રિયા બતાવવામાં આવી છે.

માત્રા અને પરમમાત્રા ધ્યાનના સર્વ ધ્યેય-પદાર્થોનો સંક્ષેપ પાંચ પરમેષ્ઠીઓમાં થયેલો હોવાથી અહીં પાંચ પરમેષ્ઠી-પદોના ધ્યાનને, 'પદ ધ્યાન'રૂપે ઓળખાવવામાં આવે છે.

'પદ ધ્યાન'માં સર્વ પ્રકારના આચાર, ધ્યાન-યોગ તથા મંત્રો અને વિદ્યાઓનો સંગ્રહ થયેલો છે કેમકે 'પદ ધ્યાન'માં ધ્યેય રૂપે પંચપરમેષ્ઠી ભગવંતો હોવાથી તે નમસ્કાર-મંત્ર મહામંત્ર-સ્વરૂપ છે

નમસ્કાર-મહામંત્ર—એ જિન-શાસનનો સાર છે, ચૌદ પૂર્વનો ઉદ્ધાર છે, સર્વ મંત્ર, તંત્ર અને વિદ્યાઓનો ભંડાર છે ઈત્યાદિ મહામંત્રનું જે માહાત્મ્ય આગમ ગ્રન્થો વગેરેમાં બતાવેલું છે—તે સર્વ 'પદ ધ્યાન'માં અત્યંત ઉપયોગી છે.

અહીં આગમ, યોગ(ધ્યાન), મંત્ર અને તંત્ર-યંત્રની દૃષ્ટિએ પરમેષ્ઠી-નમસ્કારનું માહાત્મ્ય વિચારવામાં આવે છે, જેથી 'પદ ધ્યાન'નું મહત્ત્વ પણ ખ્યાલમાં આવશે.

**આગમ-દૃષ્ટિએ પરમેષ્ઠી-નમસ્કારનું માહાત્મ્યઃ-**

'મહાનિશીથ', 'નમસ્કાર-નિર્યુક્તિ' આદિ આગમ-ગ્રન્થોમાં પરમેષ્ઠી-નમસ્કાર-મહામંત્રને 'પંચમંગલ-મહાશ્રુતસ્કંધ' તરીકે ઓળખાવવામાં આવેલ છે, કારણ કે તે (નવકાર) તલમાં તેલ, કમળમાં મકરંદ અને સર્વ લોકમાં પંચાસ્તિકાયની જેમ સર્વ આગમોમાં વ્યાપીને રહેલો છે. સર્વ આગમોનું આદિ પદ છે, તેથી સર્વ સૂત્રોના આદિમાં પણ તે અવશ્ય હોય છે.

અગ્નિ આદિના ભય વખતે માણસ કણ-કપાસ આદિ બધું છોડી દઈને જેમ કિંમતી રત્નને ગ્રહણ કરે છે, દુશ્મનોના હુમલા વખતે તલવાર જેવાં સામાન્ય શસ્ત્રોને છોડીને 'શક્તિ' આદિ અમોઘ શસ્ત્રોનો જ ઉપયોગ કરે છે, તેમ શ્રુતકેવળી જેવા પૂર્વધર-મહર્ષિઓ પણ મરણ સમયે દ્વાદશાંગ-શ્રુતને છોડીને તેનું જ સ્મરણ કરે છે. તેથી નવકાર-મહામંત્ર-એ દ્વાદશાંગના સારભૂત હોવાની હકીકત પુરવાર થાય છે.

સમગ્ર દ્વાદશાંગીના ચિંતન-મનનથી જેવી આત્મ-વિશુદ્ધિ તેમજ તજ્જન્ય સમતા પામી શકાય છે, તેવી જ આત્મ-વિશુદ્ધિ તેમજ સમતા મંત્રાધિરાજ નવકારના ભાવ-પૂર્વકના આરાધનથી પામી શકાય છે.

આ 'નમસ્કાર-મંત્ર' – એ યથાર્થ ક્રિયાનુવાદ સદ્દભૂત ગુણ-કીર્તન સ્વરૂપ તથા યથેચ્છ-ફળ-પ્રસાધક પરમ-સ્તુતિવાદ રૂપ છે.

પરમ-ઉત્કૃષ્ટ સ્તુતિ, ત્રણ જગતમાં જે સર્વોત્તમ હોય તેની જ કરવી જોઈએ.

ત્રણ જગતમાં ઉત્તમોત્તમ આત્મા જે કોઈ થઈ ગયા, જે કોઈ થાય કે જે કોઈ થશે તે સર્વ અરિહંતાદિ પાંચ જ છે. તે સિવાય બીજા કોઈ નથી. તે પાંચ છે– અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ......!

'પંચમંગલ-મહાશ્રુતસ્કંધ' – એ પરમસ્તુતિ પરમભક્તિ સ્વરૂપ છે અને ભક્તિ-વિનય એ સર્વ સમ્યગ્ આચારોનું-ગુણોનું મૂળ છે. તેથી સર્વ પ્રકારના સદનુષ્ઠાનોમાં પણ આ નવકાર વ્યાપક રૂપે અવશ્ય હોય જ છે.

પરમેષ્ઠી ભગવંતોની ભક્તિ-સેવા વિના કોઈ પણ સમ્યગ્-આચાર કે ગુણની વાસ્તવિક પ્રાપ્તિ થઈ શકતી જ નથી; માટે ગુણના અર્થી આત્માઓ સૌ પ્રથમ પંચપરમેષ્ઠી ભગવંતોનો વિનય કરે છે, તેમજ તેમ કરવામાં પોતાનું અહોભાગ્ય સમજે છે.

મહાપ્રાભાવિક આ મંત્રધિરાજના સ્મરણ-મનન-ચિંતન નિદિધ્યાસનના પ્રતાપે લઘુ

પ્રકારનાં પાપોનો ક્ષય, સર્વ પ્રકારનાં પુણ્યનો સંચય થાય છે તથા સર્વ પ્રકારથી આત્મા અવશ્ય શુદ્ધ થાય છે.

**પરમેષ્ઠી નમસ્કારનું ફળ :-**

પંચમંગલ સ્વરૂપ પરમેષ્ઠી નમસ્કાર—એ સર્વ પ્રકારના શોક, સંતાપ, ઉદ્વેગ, આધિ, વ્યાધિ, ઉપાધિ, મહાવ્યાધિ, વેદના, ઘોર દુઃખ, દરિદ્રતા, દીનતા, ક્લેશ, જન્મ–જરા–મરણ તથા ગર્ભાવાસ આદિ દુઃખોથી ભરપૂર એવા ભયાનક સંસાર–સાગરથી ઉદ્ધાર કરનાર છે.

સર્વ સમીહિત પદાર્થોની પ્રાપ્તિ માટે તે કલ્પવૃક્ષ અને ચિંતામણિરત્નથી પણ અધિક પ્રભાવશાળી છે. આ લોક, પરલોકનાં સર્વ વાંછિત પૂરનાર છે.

શાસ્ત્રો તો ત્યાં સુધી કહે છે કે–આ નવકારનો તાગ કોઈ પામ્યું નથી કે પામી શકે તેમ પણ નથી, માટે દુસ્તર સંસાર-સાગરને પાર પમાડવામાં તે સદા મોખરે છે.

વિધિપૂર્વક એક લાખ વાર નવકાર-મંત્રનું આરાધન કરનાર આત્મા, નિઃસંદેહ તીર્થંકર નામ-કર્મ ઉપાર્જન કરે છે.

નવકાર-મંત્રના એક અક્ષરનું પણ ભાવપૂર્વક કરવામાં આવેલું આરાધન પચાસ સાગરોપમનાં સંચિત પાપ–કર્મોનો નાશ કરે છે અને નવે પદોનું આરાધન કરવાથી પાંચસો સાગરોપમનાં સંચિત પાપ–કર્મોનો ક્ષય કરે છે.

જન્મ–જન્માંતરનાં સંચિત શારીરિક કે માનસિક સર્વ દુઃખો અને તેના કારણભૂત પાપ-કર્મો ત્યાં સુધી જ ટકી શકે છે, જ્યાં સુધી ભાવપૂર્વક નમસ્કાર-મહામંત્રનું સ્મરણ-આરાધન ન થયું હોય.

ખરેખર ! આ નવકારમંત્ર—એ આ લોક અને પરલોકનાં સર્વ સુખોનું મૂળ છે.

**પદ ધ્યાન અને પરમેષ્ઠી-નમસ્કાર :-**

'પદ ધ્યાન'માં પાંચ પરમેષ્ઠી ભગવંતોનું જ ધ્યાન હોવાથી તે નમસ્કાર-મહામંત્રનું જ ધ્યાન છે કેમ કે 'પદ ધ્યાન'—એ ભાવ સંકોચ રૂપ ભાવ-નમસ્કાર છે.

'આવશ્યક-નિર્યુક્તિ' અંતર્ગત 'નમસ્કાર-નિર્યુક્તિ'માં શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામીજીએ ઉત્પત્તિ, નિક્ષેપ, પદ અને પદાર્થ આદિ દ્વારો વડે નવકારનું વિશદ સ્વરૂપ અને રહસ્ય સ્પષ્ટપણે વર્ણવ્યું છે. તેમાંના કેટલાક ઉપયોગી મુદ્દાઓનો અહીં વિચાર કરીશું.

**(૧) ઉત્પત્તિ દ્વાર :-** 'નમસ્કાર' શબ્દ - એ જ્ઞાન અને ક્રિયા રૂપ છે. એ બન્ને ઉત્પત્તિ-ધર્મવાળા છે. તેથી 'નમસ્કાર' એ ઉત્પત્તિ-ધર્મવાળો છે. ઉત્પત્તિમાં નિમિત્તની અપેક્ષા રહે છે. 'નમસ્કાર'ની ઉત્પત્તિમાં ત્રણ નિમિત્તો–કારણો માનેલાં છે. તે નીચે પ્રમાણે છે :

**(અ) સમુત્થાન**–જેનાથી સમ્યગ્ ઉત્પત્તિ થાય, તે સમુત્થાન કહેવાય છે.

નમસ્કારના આધાર રૂપ દેહ એ 'સમુત્થાન' છે એટલે કે નમસ્કારને ઉચિત કાયાનું સમ્યગ્ ઉત્થાન.

(ખ) **વાચના**–ગુરુ પાસે સૂત્ર–અર્થ વગેરેનો પાઠ લેવો, સાંભળવો.

(ક) **લબ્ધિ**–નમસ્કારના પ્રતિબંધક* 'નમસ્કારાવરણીય કર્મનો ક્ષયોપશમ થવો.

'નમસ્કાર'ની ઉત્પત્તિમાં – આ ત્રણ સામાન્ય કારણો છે ×

પ્રત્યેક શબ્દના ઓછામાં ઓછા ચાર અર્થ તો અવશ્ય થાય છે. તે નિક્ષેપ-દ્વારમાં બતાવાય છે.

(૨) **નિક્ષેપ** :– 'નમસ્કાર' શબ્દના ચાર અર્થ થઈ શકે છે જેમકે (અ) **નામ–નમસ્કાર** : 'નમઃ' એવું નામ તે 'નામ–નમસ્કાર' છે. (બ) **સ્થાપના–નમસ્કાર** : 'નમઃ' એવા બે અક્ષરોનું આલેખન અથવા હાથ જોડવા આદિ નમસ્કાર-મુદ્રા તે 'સ્થાપના–નમસ્કાર' છે. (ક) **દ્રવ્ય–નમસ્કાર** : ભાવ–શૂન્ય અર્થાત્ ઉપયોગ વિનાની નમઃ–ક્રિયા તે 'દ્રવ્ય–નમસ્કાર' છે. (ડ) **ભાવ–નમસ્કાર** : ઉપયોગપૂર્વક કરાતો નમસ્કાર તે 'ભાવ-નમસ્કાર' છે.

(૩) **પદ દ્વાર** :– જેના વડે અર્થ જણાય તે 'પદ' કહેવાય છે. 'નમઃ'–નૈપાતિક –પદ કહેવાય છે.

(૪) **પદાર્થ દ્વાર** :– પદાર્થ એટલે 'પદનો અર્થ'. 'નમઃ'—એ 'પૂજા'–અર્થનો વાચક છે.

પૂજા બે પ્રકારની છે : (અ) દ્રવ્ય-સંકોચ રૂપ - દ્રવ્ય પૂજા, જેમાં હાથ-પગ-મસ્તક વગેરેનો સંકોચ મુખ્ય હોય છે–એ 'દ્રવ્ય પૂજા' છે. (આ) ભાવ–સંકોચ રૂપ–ભાવપૂજા-અરિહંતાદિ પંચ પરમેષ્ઠી ભગવંતોના ગુણોમાં મનનો પ્રવેશ–ચિત્તની એકાગ્રતા–એ 'ભાવપૂજા' છે.

**ભાવાર્થ** :- ઉત્પત્તિ દ્વારમાં નમસ્કારની ઉત્પત્તિના જે ત્રણ હેતુઓ બતાવ્યા છે, તે ધ્યાનની સાધનામાં પણ એટલા જ અગત્યના છે.

(૧) **સમુત્થાન** :– ધ્યાન-સાધનામાં પણ ધ્યાનને યોગ્ય શરીરનું સમ્યગ્ ઉત્થાન તેમજ શારીરિક બળ અપેક્ષિત છે. ઉત્તમ સંઘયણયુક્ત શરીર ધ્યાનમાં વિશેષ નિશ્ચલતા

---

* નમસ્કારને આવરનાર કર્મ–મતિ-જ્ઞાનાવરણીય, શ્રુત-જ્ઞાનાવરણીય અને દર્શન-મોહનીય છે. તેને જ અહીં 'નમસ્કારાવરણીય' કહે છે.

× નૈગમ, સંગ્રહ, વ્યવહાર, નય–નમસ્કારની ઉત્પત્તિમાં ત્રણ કારણો માને છે, પરંતુ ઋજુ-સૂત્ર નય વાચના અને લબ્ધિ બેને જ અને શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત નય–એ લબ્ધિને જ કારણ રૂપે સ્વીકારે છે.

લાવે છે. ક્ષપક-શ્રેણિગત ધ્યાન માટે પ્રથમ (વજ્ર-ઋષભ-નારાચ) સંઘયણની આવશ્યકતા રહે છે.

(૨) **વાચના :-** ધ્યાનમાં શ્રુતજ્ઞાનનો ઉપયોગ બારમા ગુણ-સ્થાનક સુધી અવશ્ય હોય છે. તેથી ગીતાર્થ-જ્ઞાની ગુરુ દ્વારા વાચનાદિ વડે શાસ્ત્રાભ્યાસ કરવો જરૂરી છે. શ્રુત-જ્ઞાન વડે તત્ત્વ-ચિંતા અને ભાવનાનો અભ્યાસ થવાથી જ વસ્તુતઃ ધ્યાનનો પ્રારંભ થાય છે. શ્રુત-જ્ઞાન વિના ધ્યાનનો સંભવ નથી.

(૩) **લબ્ધિ :-** શુભ-ધ્યાન માટે મતિ-જ્ઞાનાવરણીય આદિ કર્મોનો ક્ષયોપશમ તો અત્યંત જરૂરી છે, પણ તેની સાથે દર્શન-મોહનીયનો ક્ષયોપશમ પણ અપેક્ષિત છે અર્થાત્ ભાવ-નમસ્કારની જેમ ભાવ-ધ્યાનમાં પણ 'લબ્ધિ'- એ પ્રધાન કારણ છે. ભાવ-નમસ્કાર(સમ્યક્ત્વ)ની પ્રાપ્તિ વિના વસ્તુતઃ શુભ-ધ્યાનનો પ્રારંભ થતો નથી.

(૫) **નિક્ષેપ :-** ભાવ-નમસ્કારની જેમ ભાવ-ધ્યાન પણ બે પ્રકારનાં છે : (૧) આગમથી અને (૨) નો-આગમથી.

આગમની અપેક્ષાએ ભાવ-ધ્યાન એટલે ધ્યાનના અર્થને જાણનાર તેમજ ઉપયોગવાળો આત્મા.

નો-આગમની અપેક્ષાએ ભાવ-ધ્યાન એટલે ઉપયોગ-યુક્ત ધ્યાનની ચિંતનાત્મક-ક્રિયા અર્થાત્ ઉપયોગવાળું ધ્યાન.

(૬) **પદ અને પદાર્થ:-**'નમઃ'પદ અને 'પદ-ધ્યાન'નો શબ્દાર્થ-ભાવાર્થ વિચારતાં બંનેની કથંચિત્ તુલ્યતા જણાઈ આવે છે.

'નમઃ'-'પૂજા' અર્થમાં છે. પૂજાના મુખ્ય પ્રકાર બે છેઃ (૧) દ્રવ્યપૂજા અને (૨) ભાવપૂજા.

(૧) 'દ્રવ્ય-પૂજા'માં કાયા અને વાણીનો સંકોચ હોય છે.

(૨) 'ભાવ-પૂજામાં મનનો સંકોચ હોય છે અર્થાત્ અરિહંતાદિના ગુણમાં મનને એકાગ્ર બનાવવાનું હોય છે, તેથી તેને 'ભાવ-સંકોચ' કહે છે. 'પદ ધ્યાન' - એ ભાવ-નમસ્કાર રૂપ છે. ભાવ-નમસ્કારની પ્રાપ્તિ અત્યંત દુર્લભ છે. તત્ત્વથી સાચો નમસ્કાર પણ તે જ છે.

'લલિત-વિસ્તરા' ગ્રંથમાં ભાવ-નમસ્કારની મહત્તા અને વ્યાખ્યા વિશદ રીતે બતાવવામાં આવી છે. ધર્મપ્રશંસા આદિ બીજાધાન વગેરેથી તે અનુક્રમે સિદ્ધ થાય છે.

'શક્રસ્તવ'માં સૌ પ્રથમ 'नमुत्थुणं'-'નમસ્કાર થાઓ' - આ પ્રાર્થનાત્મક નમસ્કાર કરવા પાછળ સાધક ભક્તાત્માનો એ જ શુભ-ઉદ્દેશ છે કે-વર્તમાનમાં હું પરમાત્માને ભાવ-નમસ્કાર કરી શકું એવું સામાર્થ્ય મારામાં નથી, પણ તે કરવાની ઇચ્છા પૂરેપૂરી

છે. તેથી પ્રભુ-કૃપાના પ્રભાવે જ મારો ઇચ્છા-યોગનો નમસ્કાર ભાવમાં ભાવ-નમસ્કાર કરવાનું સામર્થ્ય પ્રગટાવશે.

ભાવ-નમસ્કારના પણ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ વગેરે અનેક ભેદો છે. નામાદિ ચારે નમસ્કારના-ન્યૂનાધિક શુદ્ધિની અપેક્ષાએ અનેક ભેદો પડે છે.

ભાવ-નમસ્કારનો પરમ પ્રકર્ષ વીતરાગ-દશાને પ્રાપ્ત થયેલા ઉત્તમ આત્માઓને હોય છે. તીર્થંકર પરમાત્મા પણ 'नमो तित्थस्स' પદનો ઉચ્ચાર કરે છે.

**પૂજાના ચાર પ્રકાર :-**

જિનાગમોમાં ચાર પ્રકારની પૂજા કહેલી છે : (૧) પુષ્પ-પૂજા, (૨) નૈવેદ્ય-પૂજા, (૩) સ્તોત્ર-પૂજા અને (૪) પ્રતિપત્તિ-પૂજા.

પ્રથમના બે ભેદ 'દ્રવ્ય-પૂજા'ના છે; પછીના બે ભેદ 'ભાવ-પૂજા'ના છે.

'ભાવ-પૂજા' 'પ્રતિપત્તિ' રૂપ હોય છે.

**ગુણ-સ્થાનની દૃષ્ટિએ પૂજા :-**

સમ્યગ્-દૃષ્ટિ જીવોને પ્રથમની ત્રણ પૂજા હોય છે અને દેશ-વિરતિધરોને ચારે પૂજા હોય છે. સરાગી સર્વવિરતિધરને (છઠ્ઠાથી દસમા ગુણ-સ્થાનક સુધી) 'સ્તોત્ર' અને 'પ્રતિપત્તિ'-બે પૂજા હોય છે અને વીતરાગ-દશામાં એટલે કે અગિયારમા, બારમા અને તેરમા ગુણ-સ્થાનકમાં 'પ્રતિપત્તિ પૂજા' હોય છે.

આ ચારે પૂજાઓ અનુક્રમે ઉત્તરોત્તર વિશેષ વિશુદ્ધિવાળી હોય છે.

'ભાવ-પૂજા' (ભાવ-નમસ્કાર) – એ 'પ્રતિપત્તિ' રૂપ છે.

**'પ્રતિપત્તિ પૂજા'નું તાત્પર્ય :-**

'પ્રતિપત્તિ' એટલે 'આપ્ત-પુરુષના વચનનું અવિકલપણે પાલન કરવું.'

પરમાત્માની આજ્ઞાનું પરિપૂર્ણ પાલન વીતરાગને જ હોય છે. ઉપશાન્ત-મોહ, ક્ષીણ-મોહ અને સયોગી-કેવળી-આ ત્રણમાંથી પ્રથમના બે સંયમની ઉત્કૃષ્ટ સાધના દ્વારા વિશુદ્ધ-ધ્યાનની શ્રેણિમાં સ્થિત હોય છે અને સયોગી-કેવળી તેના દ્વારા કેવળ-જ્ઞાનને પામેલા હોય છે.

આવી ઉત્કૃષ્ટ કોટિની આત્મ-વિશુદ્ધિ એકાએક પ્રાપ્ત થઈ જતી નથી. પરંતુ દીર્ઘકાળના સંયમ અને ધ્યાનાદિના સતત અભ્યાસ પછી પ્રાપ્ત થાય છે. એ જ કારણે દેશ-વિરતિ અને સરાગ-સંયમીને પણ ધ્યાનાદિ વડે અનુક્રમે જે આત્મ-વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે યા હોય છે, તેને પણ 'પ્રતિપત્તિ પૂજા' કહે છે.

'પદ-ધ્યાન'માં પંચપરમેષ્ઠી ભગવંતોનું ધ્યાન કરવાનું હોય છે તે પરમાત્માની આજ્ઞાના પાલન રૂપ હોવાથી 'ભાવ-નમસ્કાર' છે અને તે 'ભાવ-નમસ્કાર' 'પ્રતિપત્તિ-પૂજા' સ્વરૂપ છે. કહ્યું પણ છે કે :- સર્વ પૂજાઓમાં 'ભાવ-પૂજા' પ્રધાન છે અને તે 'પ્રતિપત્તિ' રૂપ છે.*

પ્રથમની બે પૂજામાં 'દ્રવ્ય-સંકોચ', 'સ્તોત્ર'માં વાણી અને મનનો સંકોચ અને 'પ્રતિપત્તિ'માં મનનો અને ભાવનો સંકોચ હોય છે.

જ્યારે-ત્યારે, જ્યાં-ત્યાં, જાણતાં-અજાણતાં સ્થાપેલા મનને, આરોપેલા ભાવને, તે-તે સર્વ સ્થાનો તેમજ પદાર્થોમાંથી ખેંચી લઇને ઈષ્ટવિશેષ પંચ પરમેષ્ઠી ભગવંતોમાં સ્થાપવું તેને મનનો સંકોચ અર્થાત્ 'ભાવ-સંકોચ' કહે છે.

'દ્રવ્ય-પૂજા'થી સર્વથા ઉપર ઊઠવાની ક્રિયાને 'ભાવ-પૂજા' કહે છે.

આ રીતે 'નમો' પદ સર્વ પ્રકારની પૂજાઓનું દ્યોતક હોવાથી 'ધ્યાન' રૂપ 'પ્રતિપત્તિ પૂજા'નું પણ સૂચક છે.

આ દૃષ્ટિએ નમસ્કાર-મહામંત્રમાં પણ 'નમો' પદ 'ધ્યાન'નું સૂચક હોવાનું સિદ્ધ થાય છે.

આ 'નમો' પદ જીવનો જીવ તરફનો અણગમો દૂર કરે છે, મનને અરિહંતમાં ઓગાળે છે-અરિહંતમય બનાવે છે. તેનો મહિમા અપરંપાર છે.

'પદ-ધ્યાન' માં પંચ પરમેષ્ઠીઓનું ધ્યાન હોવાથી, તેને નમસ્કાર-મહામંત્રનું જ ધ્યાન કહી શકાય છે કારણ કે 'પદ-ધ્યાન' અને 'નમસ્કાર-મહામંત્ર'માં પદાર્થરૂપે પંચ પરમેષ્ઠીઓ જ રહેલા છે.

**અરિહંતાદિ પાંચે પદોનો વિશિષ્ટ રહસ્યભૂત અર્થ :-**

**(૧) અરિહંત-પદ :** જે દેવ, દાનવ અને મનુષ્યોને વિષે વંદન અને પૂજનને યોગ્ય છે

તીર્થંકર-નામકર્મ રૂપ અરિહંત-પદવીના ઉપભોગપૂર્વક સિદ્ધિને પામનારા છે.

સર્વ ગુણોથી પરિપૂર્ણ હોવાથી સર્વોત્તમ છે, સ્તુતિ કરવા યોગ્ય છે અને ભયાનક-ભવાટવીમાં પરિભ્રમણ કરવાથી ભયભીત થયેલાં પ્રાણીઓને પરમ-આનંદ સ્વરૂપ મોક્ષ-માર્ગને બતાવનારા છે.

જે ભવાટવીમાં 'સાર્થવાહ' ભવ-સમુદ્રમાં 'નિર્યામક' બને છે અને છ કાય જીવોના રક્ષક હોવાથી 'મહાગોપ'ના યથાર્થ બિરુદને ધારણ કરનારા છે.

* भावपूजायाः प्रधानत्वात् तस्याश्च प्रतिपत्तिरूपत्वात् ।

—ललित विस्तरा; पृ.-४५.

છે. તેથી પ્રભુ-કૃપાના પ્રભાવે જ મારો ઇચ્છા-યોગનો નમસ્કાર ભાવમાં ભાવ-નમસ્કાર કરવાનું સામર્થ્ય પ્રગટાવશે.

ભાવ-નમસ્કારના પણ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ વગેરે અનેક ભેદો છે. નામાદિ ચારે નમસ્કારના-ન્યૂનાધિક શુદ્ધિની અપેક્ષાએ અનેક ભેદો પડે છે.

ભાવ-નમસ્કારનો પરમ પ્રકર્ષ વીતરાગ-દશાને પ્રાપ્ત થયેલા ઉત્તમ આત્માઓને હોય છે. તીર્થંકર પરમાત્મા પણ 'नमो तित्थस्स' પદનો ઉચ્ચાર કરે છે.

**પૂજાના ચાર પ્રકાર :–**

જિનાગમોમાં ચાર પ્રકારની પૂજા કહેલી છે : (૧) પુષ્પ-પૂજા, (૨) નૈવેદ્ય-પૂજા, (૩) સ્તોત્ર-પૂજા અને (૪) પ્રતિપત્તિ-પૂજા.

પ્રથમના બે ભેદ 'દ્રવ્ય-પૂજા'ના છે; પછીના બે ભેદ 'ભાવ-પૂજા'ના છે.

'ભાવ-પૂજા' 'પ્રતિપત્તિ' રૂપ હોય છે.

**ગુણ–સ્થાનની દૃષ્ટિએ પૂજા :–**

સમ્યગ્-દૃષ્ટિ જીવોને પ્રથમની ત્રણ પૂજા હોય છે અને દેશ-વિરતિધરોને ચારે પૂજા હોય છે. સરાગી સર્વવિરતિધરને (છઠ્ઠાથી દસમા ગુણ-સ્થાનક સુધી) 'સ્તોત્ર' અને 'પ્રતિપત્તિ'–બે પૂજા હોય છે અને વીતરાગ–દશામાં એટલે કે અગિયારમા, બારમા અને તેરમા ગુણ–સ્થાનકમાં 'પ્રતિપત્તિ પૂજા' હોય છે.

આ ચારે પૂજાઓ અનુક્રમે ઉત્તરોત્તર વિશેષ વિશુદ્ધિવાળી હોય છે.

'ભાવ-પૂજા' (ભાવ-નમસ્કાર) – એ 'પ્રતિપત્તિ' રૂપ છે.

**'પ્રતિપત્તિ પૂજા'નું તાત્પર્ય :–**

'પ્રતિપત્તિ' એટલે 'આપ્ત-પુરુષના વચનનું અવિકલપણે પાલન કરવું.'

પરમાત્માની આજ્ઞાનું પરિપૂર્ણ પાલન વીતરાગને જ હોય છે. ઉપશાન્ત-મોહ, ક્ષીણ-મોહ અને સયોગી-કેવળી–આ ત્રણમાંથી પ્રથમના બે સંયમની ઉત્કૃષ્ટ સાધના દ્વારા વિશુદ્ધ-ધ્યાનની શ્રેણિમાં સ્થિત હોય છે અને સયોગી-કેવળી તેના દ્વારા કેવળ-જ્ઞાનને પામેલા હોય છે.

આવી ઉત્કૃષ્ટ કોટિની આત્મ-વિશુદ્ધિ એકાએક પ્રાપ્ત થઈ જતી નથી. પરંતુ દીર્ઘકાળના સંયમ અને ધ્યાનાદિના સતત અભ્યાસ પછી પ્રાપ્ત થાય છે. એ જ કારણે દેશ-વિરતિ અને સરાગ-સંયમીને પણ ધ્યાનાદિ વડે અનુક્રમે જે આત્મ–વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે યા હોય છે, તેને પણ 'પ્રતિપત્તિ પૂજા' કહે છે.

'પદ-ધ્યાન'માં પંચપરમેષ્ઠી ભગવંતોનું ધ્યાન કરવાનું હોય છે. તે પરમાત્માની આજ્ઞાના પાલન રૂપ હોવાથી 'ભાવ-નમસ્કાર' છે અને તે 'ભાવ-નમસ્કાર' 'પ્રતિપત્તિ-પૂજા' સ્વરૂપ છે. કહ્યું પણ છે કે:– સર્વ પૂજાઓમાં 'ભાવ-પૂજા' પ્રધાન છે અને તે 'પ્રતિપત્તિ' રૂપ છે.*

પ્રથમની બે પૂજામાં 'દ્રવ્ય–સંકોચ', 'સ્તોત્ર'માં વાણી અને મનનો સંકોચ અને 'પ્રતિપત્તિ'માં મનનો અને ભાવનો સંકોચ હોય છે.

જ્યારે–ત્યારે, જ્યાં–ત્યાં, જાણતાં–અજાણતાં સ્થાપેલા મનને, આરોપેલા ભાવને, તે–તે સર્વ સ્થાનો તેમજ પદાર્થોમાંથી ખેંચી લઈને ઈષ્ટવિશેષ પંચ પરમેષ્ઠી ભગવંતોમાં સ્થાપવું તેને મનનો સંકોચ અર્થાત્ 'ભાવ–સંકોચ' કહે છે.

'દ્રવ્ય–પૂજા'થી સર્વથા ઉપર ઊઠવાની ક્રિયાને 'ભાવ–પૂજા' કહે છે.

આ રીતે 'નમો' પદ સર્વ પ્રકારની પૂજાઓનું દ્યોતક હોવાથી 'ધ્યાન' રૂપ 'પ્રતિપત્તિ પૂજા'નું પણ સૂચક છે.

આ દૃષ્ટિએ નમસ્કાર–મહામંત્રમાં પણ 'નમો' પદ 'ધ્યાન'નું સૂચક હોવાનું સિદ્ધ થાય છે.

આ 'નમો' પદ જીવનો જીવ તરફનો અણગમો દૂર કરે છે, મનને અરિહંતમાં ઓગાળે છે–અરિહંતમય બનાવે છે. તેનો મહિમા અપરંપાર છે.

'પદ–ધ્યાન' માં પંચ પરમેષ્ઠીઓનું ધ્યાન હોવાથી, તેને નમસ્કાર–મહામંત્રનું જ ધ્યાન કહી શકાય છે કારણ કે 'પદ–ધ્યાન' અને 'નમસ્કાર–મહામંત્ર'માં પદાર્થરૂપે પંચ પરમેષ્ઠીઓ જ રહેલા છે.

### અરિહંતાદિ પાંચે પદોનો વિશિષ્ટ રહસ્યભૂત અર્થ :–

**(૧) અરિહંત–પદ :** જે દેવ, દાનવ અને મનુષ્યોને વિષે વંદન અને પૂજનને યોગ્ય છે

તીર્થંકર–નામકર્મ રૂપ અરિહંત–પદવીના ઉપભોગપૂર્વક સિદ્ધિને પામનારા છે.

સર્વ ગુણોથી પરિપૂર્ણ હોવાથી સર્વોત્તમ છે, સ્તુતિ કરવા યોગ્ય છે અને ભયાનક–ભવાટવીમાં પરિભ્રમણ કરવાથી ભયભીત થયેલાં પ્રાણીઓને પરમ–આનંદ સ્વરૂપ મોક્ષ–માર્ગને બતાવનારા છે.

જે ભવાટવીમાં 'સાર્થવાહ' ભવ-સમુદ્રમાં 'નિર્યામક' બને છે અને છ કાય જીવોના રક્ષક હોવાથી 'મહાગોપ'ના યથાર્થ બિરુદને ધારણ કરનારા છે.

* भावपूजायाः प्रधानत्वात् तस्याश्च प्रतिपत्तिरूपत्वात् ।

—ललित विस्तरा; पृ.–४५..

જે ઇન્દ્રિયો, વિષય-કષાય, પરીષહ, વેદના, ઉપસર્ગ, રાગ-દ્વેષ, મોહ અને કર્મ આદિ ભાવ-શત્રુઓને હણનારા છે—જીતનારા છે, સર્વજ્ઞ, સર્વદર્શી અને અચિન્ત્ય શક્તિ-સંપન્ન છે.

જેમનું શારીરિક રૂપ – સૌંદર્ય અને બળ – પરાક્રમ સર્વ દેવો અને ઇન્દ્રોના રૂપ તથા બળથી અનંતગણું છે.

જેમની વાણી પથ્થર જેવા હૃદયને પાણી કરી દે તેવા વિશિષ્ટ પ્રકારના પાંત્રીસ ગુણોથી યુક્ત છે.

જેમના પુણ્યદેહમાં વહેતું રુધિર દૂધની ધારા જેવું શ્વેત હોય છે.

જેમને જન્મથી ત્રણ જ્ઞાન હોય છે.

જેમનું આત્મદળ અનન્ય કોટિનું હોય છે.

જેઓ સમગ્ર જગતના જીવોના કલ્યાણ માટે જ ધર્મ—તીર્થની સ્થાપના કરનારા અને પરોપકારમય જીવન જીવનારા હોય છે.

જેઓ કૃતજ્ઞતા–ગુણના સ્વામી હોય છે.

જગતની કોઈ પણ દૈવી-શક્તિ જેમની તુલનામાં અતિશય સામાન્ય ગણાય છે.

જે ત્રણ ભુવનના સ્વામી છે, ગુરુ છે, માતા છે, પિતા છે, બંધુ છે, પ્રિયતમ છે, સર્વ હિતકર અને સુખકર છે, તે જ અરિહંત પરમાત્મા છે.

સઘળી શ્રેષ્ઠ ઉપમાઓ જેમની આગળ વામણી બની જાય છે એવા વિરાટ અરિહંત પરમાત્માના પ્રભાવે જ આ વિશ્વ સૌભાગ્યવંતુ છે, વ્યવસ્થિત છે, નિયમ–બદ્ધ છે.

**(૨) સિદ્ધ–પદ :** જેમને અનુપમ, અક્ષય અને અવ્યાબાધ સુખો સિદ્ધ થયાં છે અર્થાત્ જેમનાં સર્વ પ્રયોજનો પરિપૂર્ણ થયાં છે, જેઓ સર્વથા કૃતકૃત્ય છે.

આઠે કર્મના સંપૂર્ણ ક્ષયથી અવિનાશી સિદ્ધિ–પદને પ્રાપ્ત થયેલા છે.

જે અનંત જ્ઞાન, દર્શન અને ચારિત્ર્ય આદિ ગુણોથી યુક્ત છે, તેથી જ ભવ્ય–જીવોને અતિશય પ્રમોદ ઉત્પન્ન કરનારા છે.

જેમનાં સ્મરણ–ચિંતન અને ધ્યાનથી ભવ્ય–જીવોને ગુણ–સમૂહની પ્રાપ્તિ થાય છે.

જે સ્વયં પરમ–મંગળ સ્વરૂપ હોવાથી તેમનું ધ્યાન કરનાર ભવ્યાત્માને પણ મંગળ–સ્વરૂપ બનાવનારા છે.

જે અજર–અમર અને અસંગ છે, જન્મ–મરણાદિનાં સર્વ બંધનોથી સર્વથા વિમુક્ત બનેલા છે અને સદાકાળ શાશ્વત, અવ્યાબાધ સુખને અનુભવનારા હોય છે, તે જ સિદ્ધ પરમાત્મા છે.

તેમનું સ્મરણ–મનન અને ધ્યાન ભવ્ય-આત્માને સિદ્ધ સ્વરૂપી બનાવે જ છે.

**(૩) આચાર્ય-પદ :** જેઓ જ્ઞાનાદિ આચારોને અહર્નિશ-પ્રતિપળ આચરનારા છે અને ઉપદેશ-દાનાદિ દ્વારા ભવ્યજીવોને આચાર-પાલન કરાવનારા છે, બીજાના અને પોતાના આત્માનું એકાંતે હિત આચરનારા છે.

જેઓ પ્રાણના ભોગે પણ પૃથ્વીકાયાદિ સમારંભોને ત્રણ કરણ અને ત્રણ યોગ વડે કદી આચરતા નથી.

કોઈ કોપ કરે કે કોઈ પૂજા કરે, તો પણ રાગ-દ્વેષને આધીન ન બનતાં ઉભય તરફ સમતા-ભાવ ધરનારા છે.

સ્વ-પર દર્શનના જ્ઞાતા છે, મર્મજ્ઞ છે.

જેઓ પ્રમાદાદિ દોષોથી વેગળા રહેવામાં સદા ઉપયુક્ત છે.

જેઓ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના યથાર્થ અભ્યાસી છે.

સદાચારની ગંગાના પ્રવાહને સદા જીવંત રાખનારા છે. સદુપદેશનું જાતે પાલન કરીને, સદુપદેશ આપનારા છે, માટે નિત્ય નમસ્કરણીય છે, પૂજનીય છે, વંદનીય છે, સેવ્ય છે.

**(૪) ઉપાધ્યાય-પદ :** આ પદે બિરાજમાન આત્મા, આસ્રવનાં દ્વારોને સારી રીતે રોકીને મન, વચન અને કાયાના યોગોને આત્માધીન બનાવીને વિધિપૂર્વક સ્વર, વ્યંજન, માત્રા, બિન્દુ અને અક્ષર વડે વિશુદ્ધ એવા દ્વાદશાંગ-શ્રુતનું અધ્યયન અને અધ્યાપન કરનાર-કરાવનાર અને તેના વડે સ્વ-પરના આત્માને હિતકારી એવા મોક્ષના ઉપાયોનું નિરંતર સેવન કરનારા હોય છે.

જેઓ વિનય-ગુણના ભંડાર છે. મૂર્ખ યા અલ્પ-બુદ્ધિવાળો શિષ્ય પણ જેમની કૃપાથી સરળતાપૂર્વક વિનયવંત બનીને શ્રુત-જ્ઞાનનો અભ્યાસી બની જાય છે.

સૂત્ર-પ્રદાન દ્વારા ભવ્ય-જીવોના ઉપકારી હોવાથી તેઓ પણ નમસ્કરણીય હોય છે.

**(૫) સાધુ-પદ :** જેઓ સ્વયં મોક્ષની સાધના કરનારા તેમજ બીજા આત્મા-ઓને પણ ધર્મની સાધનામાં સહાય કરનારા હોય છે.

જેઓ બાહ્ય અને આભ્યંતર બાર પ્રકારનાં તપનું આચરણ કરનારા, અત્યંત કષ્ટકારી ઉગ્ર તપશ્ચર્યા, અહિંસાદિ વ્રતો, નિયમો અને વિવિધ પ્રકારના અભિગ્રહો કરવાપૂર્વક સંયમનું વિશુદ્ધપણે પાલન કરનારા તેમજ અનેક પ્રકારના પરીષહ અને ઉપસર્ગોને સમતાપૂર્વક સહન કરનારા, જગતના સર્વ જીવોને આત્મૌપમ્ય દૃષ્ટિથી જોનારા અને તદનુરૂપ જીવન જીવનારા સાધુ ભગવંતો યાવત્ સર્વ કર્મોનો ક્ષય કરીને મોક્ષને પ્રાપ્ત કરનાર હોય છે.

**પંચ પરમેષ્ઠી :** અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ-એ દરેકને 'પરમેષ્ઠી' કહેવામાં આવે છે અને તેપાંચને 'પંચ પરમેષ્ઠી' તરીકે ઓળખવામાં આવે છે.

'પરમેષ્ઠી' એટલે પરમપદે રહેલા ઉત્તમ આત્માઓ.

આ પંચ પરમેષ્ઠીઓમાં પ્રથમનાં બે પદ 'દેવ-તત્ત્વ' સ્વરૂપ છે અને પછીનાં ત્રણ પદ 'ગુરુ-તત્ત્વ' સ્વરૂપ છે.

આ પંચ પરમેષ્ઠી-ભગવંતોમાં એકસો આઠ ગુણો રહેલા છે.* જેનું સ્મરણ-મનન અને ધ્યાન કરવાથી સર્વ અશુભ-કર્મોનો વિનાશ અને સર્વ પ્રકારનાં શુભનો વિકાસ થાય છે.

જ્ઞાન, ધ્યાન, યોગ, અધ્યાત્મ અને ધર્મની સર્વ પ્રકારની સાધના-ઉપાસના આ એકસો આઠ ગુણોમાં અંતર્ભૂત થઇ જાય છે. તેથીજ 'પરમેષ્ઠી-ધ્યાન' સ્વરૂપ આ 'પદ-ધ્યાન'માં ધ્યાનના સર્વ ભેદ-પ્રભેદો સમાઇ જાય છે.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ – આ પાંચ પરમેષ્ઠી ભગવંતો-એ નવકારની પાંચ વસ્તુ છે અને તે ગુણમય હોવાથી મૂર્તિમાન ગુણો જેવા છે. ફૂલ અને સુવાસ જેવો અભેદ તેમના જીવન અને ગુણો વચ્ચે છે તેથી જ સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્ર રૂપ રત્નત્રયીની જેમ તે અરિહંતાદિ ભગવંતો ગુણના અર્થી-જીવોને અત્યંત પૂજનીય છે, નમસ્કરણીય છે.

આ પાંચ (વસ્તુ) ને નમસ્કાર કરવા પાછળ મુખ્ય જે પાંચ હેતુઓ રહેલા છે તે નીચે પ્રમાણે છે :-

मग्गो अविप्पणासो आयारो विणयया सहायत्तं ।
पंचविह नमुक्कारं करेमि एएहिं हेऊहिं ॥

**ભાવાર્થ** :-અરિહંત પરમાત્માઓ રત્નત્રય રૂપ **મોક્ષ-માર્ગના** ઉપદેશદાતા છે અને સ્વયં મોક્ષ-માર્ગના હેતુ છે, તેથી તેઓશ્રી નિત્ય નમસ્કરણીય છે.

આ છે અરિહંત-નમસ્કારનો હેતુ.

સિદ્ધ ભગવંતો મોક્ષ-માર્ગની સાધનાના ફળ રૂપે જે અવિનાશીપણું પ્રાપ્ત કરે તે અવિનાશપણાની પ્રાપ્તિ માટે સિદ્ધ ભગવંતોનો નમસ્કાર છે.

આચાર્ય ભગવંતો વિશ્વ-સ્નેહાત્મક આચારનું અણિશુદ્ધપણે પાલન કરવાપૂર્વક તેનો ઉપદેશ આપે છે તે આચારની પ્રાપ્તિનો હેતુ આચાર્ય-નમસ્કારના મૂળમાં રહેલો છે.

ઉપાધ્યાય ભગવંતો વિનય ગુણના ભંડાર છે, સતત સ્વાધ્યાયરત છે તેમજ સૂત્રપાઠાદિ આપનારા છે-આ ગુણોમાં મુખ્ય ગુણ વિનય છે. તેની પ્રાપ્તિના હેતુપૂર્વક ઉપાધ્યાય-નમસ્કાર છે.

---

* (૧) અરિહંત પરમાત્માના ૧૨ ગુણો, (૨) સિદ્ધ પરમાત્માના ૮ ગુણો, (૩) આચાર્ય ભગવંતના ૩૬ ગુણો, (૪) ઉપાધ્યાય ભગવંતના ૨૫ ગુણો અને (૫) સાધુ ભગવંતના ૨૭ ગુણો-આમ બધા મળી ૧૦૮ ગુણ થાય છે.

સાધુ મહાત્માઓ મોક્ષ-માર્ગની સાધનામાં સહાય કરે છે માટે તેઓ પણ પૂજ્ય છે.

આ રીતે (૧) મોક્ષ માર્ગ, (૨) અવિનાશીપણું, (૩) આચાર, (૪) વિનય અને (૫) સહાયકતા—એ પાંચ હેતુઓ માટે પંચપરમેષ્ઠી ભગવંતોને નમસ્કાર કરવાના છે.

તાત્પર્ય કે પંચપરમેષ્ઠી ભગવંતોના અનુગ્રહથી જ જીવનમાં મોક્ષ-માર્ગ આચાર-પાલનતા, વિનય–સંપન્નતા અને પરાર્થકરણ રૂપ સહાયકતા આદિ ગુણો પ્રાપ્ત થાય છે અને તે ગુણોનો ઉત્તરોત્તર વિકાસ થવાથી અનુક્રમે અવિનાશી–પદ પ્રાપ્ત થાય છે.

## યોગની દષ્ટિએ નમસ્કાર

નમસ્કારની ઉત્પત્તિના ત્રણ હેતુઓમાં પથમ હેતુ 'સમુત્થાન' (દેહનું સમ્યગ્ ઉત્થાન) કહેલો છે. તે યોગનાં આઠ અંગો પૈકી ત્રીજા 'આસન' અંગનો સૂચક છે અને દેહની સ્થિરતા રૂપ આસન, યમ-નિયમના પાલનથી જ સિદ્ધ થાય છે, તેથી ત્રણે યોગાંગ 'સમુત્થાન' વડે સૂચિત થાય છે.

નમસ્કારની ઉત્પત્તિનો બીજો હેતુ 'વાચના' છે. તે વર્ણ-યોગ અને અર્થ-યોગનો સૂચક છે. તેમજ ભાવ–પ્રાણાયામ અને પ્રત્યાહારનો પણ સૂચક છે.

સદ્‌ગુરુ પાસે વિનયપૂર્વક સૂત્ર અને અર્થનો પાઠ સાંભળીને નમસ્કારનું અધ્યયન શુદ્ધ ઉચ્ચારપૂર્વક કરવું તેનું નામ 'વાચના' છે.

નમસ્કારની ઉત્પત્તિનો ત્રીજો હેતુ 'લબ્ધિ' છે. તે 'આલંબન' યોગને તથા ધારણા, ધ્યાન અને સમાધિને જણાવે છે.

સૂત્ર અને અર્થના પ્રણેતા અરિહંતાદિમાં ચિત્તનો એકાગ્ર ઉપયોગ – એ 'આલંબન-યોગ' છે.

અહીં 'લબ્ધિ' – એ મતિ–જ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયોપશમ રૂપ છે અને તે અરિહંતાદિના આલંબન (ધ્યાન) ના યોગે 'અપૂર્વકરણ' આદિના ક્રમે પ્રગટ થાય છે. 'અપૂર્વકરણ' આદિ કરણો પણ 'ધ્યાન' રૂપ છે.

પૂ૦ સૂરિપુરંદર હરિભદ્રસૂરિજી મહારાજે 'યોગવિંશિકા'માં યોગનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે – 'मोक्खेण जोयणाओ जोगो' – 'આત્માને મોક્ષ સાથે જોડી આપનાર સર્વ પ્રકારના જ્ઞાનાદિ આચાર – એ સમાન્યતઃ 'યોગ' છે, અને વિશેષતયા યોગના પાંચ પ્રકાર નીચે પ્રમાણે છે :–

(૧) વર્ણ–યોગ, (૨) સ્થાન–યોગ, (૩) અર્થ–યોગ, (૪) આલંબન–યોગ અને (૫) અનાલંબન–યોગ.

પ્રથમના બે યોગ 'ક્રિયાત્મક' છે અને પછીના ત્રણ યોગ 'જ્ઞાનાત્મક' છે.

## સ્થાનાદિ યોગની વ્યાપકતા

'ચૈત્યવંદન' આદિ પ્રત્યેક ધર્માનુષ્ઠાનોમાં સ્થાનાદિ યોગોનો યથાસ્થાન પ્રયોગ કરવામાં આવે, તો જ તે અનુષ્ઠાન વિધિપૂર્વક થયું ગણાય અને એ રીતે વિધિપૂર્વક આરાધેલા અનુષ્ઠાનના ફળ રૂપે સાધકને જીવનમાં ચિત્તની નિર્મળતા-પ્રસન્નતાનો અનુભવ થાય છે. તેમજ અનુક્રમે સદ્‌ગતિ અને સિદ્ધિ-પદ પણ પ્રાપ્ત થાય છે.

જેમકે 'ચૈત્યવંદન' કરતી વખતે મુખથી સૂત્રોનું સ્પષ્ટ અને શુદ્ધ ઉચ્ચારણ કરવું, બંને હાથ 'યોગમુદ્રા'એ× વ્યવસ્થિત રાખવા, મનથી સૂત્રોના અર્થનું ચિંતન કરવું અને દૃષ્ટિ પ્રભુ-પ્રતિમા આદિના આલંબનમાં સ્થિર કરવી.

આ રીતે સ્થાનાદિ યોગના પ્રયોગ પૂર્વક જ સર્વ અનુષ્ઠાનો કરવાથી તેના દ્વારા જીવનમાં ચિત્ત-શાન્તિ આદિ અનેક મહાન લાભો પ્રાપ્ત થવા સાથે વાસ્તવિક આત્મ-વિકાસ થાય છે.

આ સ્થાનાદિ પાંચે ભેદો 'ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરત્વ અને સિદ્ધિ'ના ભેદથી વીસ પ્રકારના છે.

આ રીતે યોગના વીસે પ્રકારો પણ 'પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ' અનુષ્ઠાનયુક્ત બને છે, ત્યારે યોગના કુલ એંસી પ્રકારો થાય છે. કહ્યું છે કે:—

> प्रीतिभक्तिवचोऽसंगैः स्थानाद्यपि चतुर्विधम् ।
> तस्माद्‌योगयोगाप्तेर्मोक्षयोगः क्रमाद् भवेत् ॥
>
> —જ્ઞાનસાર : યોગાષ્ટક ; શ્લો. ૭

**અર્થ**:–પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ વડે સ્થાનાદિ પ્રત્યેક યોગ ચાર પ્રકારના છે. તે યોગના અભ્યાસથી અનુક્રમે 'અયોગી–અવસ્થા' પ્રાપ્ત થાય છે અને તેના વડે 'મોક્ષ–પદ' મળે છે.

આ બધા પ્રકારો 'પ્રતિપત્તિ' રૂપ ભાવપૂજામાં અંતર્ભૂત હોવાથી 'नमो' પદથી સૂચિત થાય છે.

## 'नमो' પદ દ્વારા ઇચ્છાદિ યોગો

'नमो' પદ દ્વારા ઇચ્છા-યોગ, શાસ્ત્ર-યોગ અને સામર્થ્ય-યોગનો નમસ્કાર પણ સૂચિત થાય છે. 'લલિત-વિસ્તરા-વૃત્તિ'માં ઇચ્છાદિ યોગનું સૂચન આ પ્રમાણે કરેલું છે:–

(૧) ''नमो अरिहंताणं' કે 'नमुत्थुणं'માં રહેલા 'नमो' પદ દ્વારા 'ઇચ્છત્‌–યોગ'નો નમસ્કાર.

---

× કોશાકારે બંને હાથ ભેગા કરી, પરસ્પર દશે આંગળાઓ પરોવી અને હાથની બંને કોણીઓને પેટના મધ્ય ભાગ ઉપર સ્થાપિત કરવી—તે 'યોગમુદ્રા' છે.

(२) 'नमो जिणाणं जिअभयाण' પદ દ્વારા 'શાસ્ત્ર-યોગ'નો નમસ્કાર.

(૩) 'इक्को वि नमुक्कारो' પદ દ્વારા 'સામર્થ્ય-યોગ'નો નમસ્કાર સૂચિત થયેલો છે અને તે ઇચ્છાદિ યોગોમાં ઉપરોક્ત સ્થાનાદિ યોગો અને પ્રીતિ આદિ ચારે અનુષ્ઠાનો અંતર્ભૂત છે. તેથી 'ભાવ-નમસ્કાર' રૂપ 'પદ-ધ્યાન'માં આ બધા યોગો સમાએલા છે – એમ સ્પષ્ટપણે સમજી શકાય છે,

## ધ્યાનની દૃષ્ટિએ નમસ્કાર

'પદ-ધ્યાનમાં અર્થાત્ પંચપરમેષ્ઠી ભગવંતોના ધ્યાનમાં, ધ્યાનના શેષ સર્વ પ્રકારો સમાયેલા છે, તે 'अरिहाणाइथुत्त' દ્વારા વધુ સ્પષ્ટતાથી સમજી શકાય છે. 'अरिहाणाइ-थुत्तं' એ મંત્રગર્ભિત મહાપ્રાભાવિક એક સ્તોત્ર છે. તેમાં આઠ આરા અને આઠ વલયવાળા 'પંચનમસ્કાર-ચક્રયન્ત્ર' દ્વારા ધ્યાનથી એક અદ્‌ભુત રહસ્યભરી પ્રક્રિયાનો નિર્દેશ થયેલો છે :—

### ' अरिहाणाइ-थुत्तं ' સાર્થ

अरिहाण नमो पूयं अरहंताणं रहस्सरहियाणं ।
पयओ परमेट्ठीणं अरुहंताणं धुयरयाणं ॥१॥

निद्दड्ढअट्ठकम्मिंधणाण वरनाण-दंसणधराणं ।
मुत्ताण नमो सिद्धाणं परमपरमेट्ठिभूयाणं ॥२॥

आयारधराण नमो पंचविहायारसुट्ठियाणं च ।
नाणीणायरियाणं आयारुवएसयाण सया ॥३॥

वारसविहंगपुव्वं दिंत्ताणं सुयं नमो सुयहराणं ।
सययमुवज्झायाणं सज्झायज्झाणजुत्ताणं ॥४॥

सव्वेसिं साहूणं नमो तिगुत्ताण सव्वलोए वि ।
तव-नियम-नाण-दंसणजुत्ताणं वंभयारीणं ॥५॥

एसो परमेट्ठीणं पंचण्ह वि भावओ नमोक्कारो ।
सव्वस्स कीरमाणो पावस्स पणासणो होइ ॥६॥

भुवणे वि मंगलाणं मणुयासुर-अमर-खयरमहियाणं ।
सव्वेसिमिमो पढमो हवइ महामंगलं पढमं ॥७॥

અનુવાદ : "પૂજાને યોગ્ય (अर्ह-अरिह) હોવાથી 'અરિહંત', જેમનાથી કોઈ વસ્તુ ગુપ્ત ન હોવાથી 'અરહંત' (અથવા રહસ્ય એટલે અંતરાયકર્મ,

તેનાથી રહિત હોવાથી અરહંત), વળી, જેમણે કર્મરૂપી રજ દૂર કરેલી હોવાથી સંસારમાં ફરીવાર ઉત્પન્ન થવાના નથી તેથી 'અરુહંત' (પ્રથમ પરમેષ્ઠીપદને પામેલા) 'દેવાધિદેવ અરિહંત (અરહંત, અરુહંત) ભગવંતોને પ્રણિધાનપૂર્વક નમસ્કાર થાઓ. ॥૧॥

આઠ કર્મોરૂપી ઇંધનને (શુક્લ-ધ્યાનથી) સર્વથા બાળી નાખનાર, શ્રેષ્ઠ કેવલ-જ્ઞાન અને કેવલ-દર્શનને ધારણ કરનાર (કૃતકૃત્ય થનાર), મોક્ષ-પદને પામેલા (અપુનરાવૃત્તિથી જેઓ નિર્વૃત્તિ-પુરીમાં પહોંચ્યા છે-જે નિત્ય અને અવિનાશી છે તે), પરમ-પરમેષ્ઠી સ્વરૂપ-એવા સિદ્ધ ભગવંતોને નમસ્કાર થાઓ. ॥ ૨ ॥

(ગચ્છના નાયક તરીકે) આચારને ધારણ કરનારા, પંચવિધ આચારમાં સુસ્થિત (આચારને સ્વયં આચરનારા), સદા આચારનો ઉપદેશ કરનારા-એવા (અર્થના વાચક હોવાથી), જ્ઞાની આચાર્ય ભગવંતોને નમસ્કાર થાઓ ॥ ૩ ॥

બાર પ્રકારનાં અપૂર્વશ્રુતને આપનારા (અધ્યયન કરાવનારા), શ્રુતધરને ધારણ કરનારા, તેમજ સ્વાધ્યાય અને ધ્યાનથી સતત યુક્ત-એવા ઉપાધ્યાય ભગવંતોને નમસ્કાર થાઓ. ॥ ૪ ॥

ત્રણ ગુપ્તિનું પાલન કરનારા, તપ, નિયમ, જ્ઞાન અને દર્શનથી યુક્ત, તેમજ બ્રહ્મચારી (નિર્વાણ-સાધક આત્મહિતકારી ક્રિયા કરનારા)-એવા લોકમાં રહેલા સર્વ સાધુ ભગવંતોને નમસ્કાર થાઓ. ॥ ૫ ॥

પાંચેય પરમેષ્ઠીઓને ભાવપૂર્વક કરેલો આ નમસ્કાર સમગ્ર પાપોનો નાશ કરનારો બને છે. ॥૬॥

આ ભુવનમાં પણ મનુષ્ય, અસુર, દેવ અને ખેચરો-થી પૂજિત જેટલાં મંગલો છે તે બધામાં આ નમસ્કાર પ્રથમ છે, તેથી તે પ્રથમ મહામંગલ છે. ॥૭॥"

'નમસ્કાર-ચક્ર'ના પ્રથમ વલયમાં ઉપર મુજબ પાંચ પરમેષ્ઠી ભગવંતોની સ્થાપના છે અને બીજા વલયમાં લોકમાં પરમ-મંગલ સ્વરૂપ, લોકોત્તમ અને અનન્ય શરણભૂત અરિહંતાદિ ચારની સ્થાપના થયેલી છે.

चत्तारि मंगलं मे हुंतुऽरहंता तहेव सिद्धा य ।
साहू अ सव्वकालं धम्मो य तिलोयमंगल्लो ॥८॥

चत्तारि चेव ससुरासुरस्स लोगस्स उत्तमा हुंति ।
अरहंत-सिद्ध-साहू धम्मो जिणदेसियमुयारो ॥९॥

चत्तारि वि अरहंते सिद्धे साहू तहेव धम्मं च ।
संसारघोररक्खसभएण सरणं पवज्जामि ॥१०॥

અરિહંતો, સિદ્ધો, સાધુઓ અને ત્રણે લોકમાં મંગલ એવો ધર્મ—એ ચાર મને સર્વકાલ મંગલકારી થાઓ. ॥૮॥

અરિહંત, સિદ્ધ, સાધુ અને જિનેશ્વરોએ ઉપદેશેલો ઉદાર ધર્મ—એ ચાર જ દેવો અને અસુરોથી યુક્ત એવા લોકમાં ઉત્તમ છે. ॥૯॥

સંસાર રૂપ ભયંકર રાક્ષસના ભયથી હું અરિહંતો, સિદ્ધો, સાધુઓ અને ધર્મ—એ ચારનું શરણું સ્વીકારું છું ॥૧૦॥

अह अरहओ भगवओ महइ महावीरवद्धमाणस्स ।
पणयसुरेसरसेहरवियलियकुसुमच्चियकमस्स ॥११॥

जस्स वरधम्मचक्कं दिणयरबिंब व भासुरच्छायं ।
तेएण पज्जलंतं गच्छइ पुरओ जिणिंदस्स ॥१२॥

आयासं पायालं सयलं महिमंडलं पयासंतं ।
मिच्छत्तमोहतिमिरं हरेइ तिण्हंपि लोयाणं ॥१३॥

सयलम्मि वि जियलोए चिंतियमेत्तो करेइ सत्ताणं ।
रक्खं रक्खस-डाइणि-पिसाय-गह-जक्ख-भूयाणं ॥१४॥

लहइ विवाए वाए ववहारे भावओ सरंतो य ।
जुए रणे य रायंगणे य विजयं विसुद्धप्पा ॥१५॥

पच्चुस-पओसेसुं सययं भव्वो जणो सुहज्झाणो ।
एवं झाएमाणो मुक्खं पइ साहगो होइ ॥१६॥

वेयाल-रुद्द-दाणव-नरिंद-कोहंडि-रेवईणं च ।
सव्वेसिं सत्ताणं पुरिसो अपराजिओ होई ॥१७॥

સૂર્યના બિંબની જેમ દેદીપ્યમાન પ્રભાવાળું, તેજથી જાજ્વલ્યમાન એવું ધર્મવર-ચક્ર જેમની આગળ ચાલે છે અને નમન કરતા ઇન્દ્રોના મુકુટથી ખરેલાં પુષ્પોથી જેમનાં ચરણ પૂજાયેલાં છે, એવા મહાન મહાવીર અરિહંત ભગવંતને નમસ્કાર હો. ॥૧૧-૧૨॥

આકાશ, પાતાળ અને સમગ્ર પૃથ્વી-મંડલને પ્રકાશિત કરતું તે ચક્ર ત્રણેય લોકના મિથ્યાત્વ અને મોહ-સ્વરૂપ અંધકારને દૂર કરે છે. ॥૧૩॥

આ પ્રકારે ચિંતનમાત્રથી 'નમસ્કાર'—રાક્ષસ, ડાકિની, પિશાચ, ગ્રહ, યક્ષ અને ભૂત-પ્રેતોથી બધાય જીવલોકમાં પ્રાણીઓની રક્ષા કરે છે. ॥૧૪॥

આ (મંત્ર)નું ભાવથી સ્મરણ કરતો વિશુદ્ધ-આત્મા વિવાદમાં, વાદમાં, વ્યવહારમાં, જુગારમાં, રણયુદ્ધમાં અને રાજાના આંગણે(રાજ-દ્વારમાં) પણ વિજયને પ્રાપ્ત કરે છે. ॥૧૫॥

આ (નમસ્કાર-મંત્ર)નું શુભ-ધ્યાન કરનારો ભવ્ય-માનવી સવારે અને સાંજે નિરંતર આવી રીતે ધ્યાન કરતાં કરતાં મોક્ષ પ્રતિ સાધક બને છે. ॥૧૬॥

આ પંચનમસ્કારનું ધ્યાન કરનારો પુરુષ વેતાલ, રુદ્ર (આ બન્ને રૌદ્ર-દેવો છે) રાક્ષસ, રાજા તેમજ કૂષ્માંડી અને રેવતી (આ બંને રૌદ્ર-દેવીઓ) છે. તેમજ સર્વ પ્રાણીઓથી અપરાજિત બને છે. (અર્થાત્ આ બધા તે ધ્યાની આત્માને કંઇ નુકસાન (હાનિ, વિઘ્ન) કરી શકતા નથી.) ॥૧૭॥

ચોથા વલયમાં સ્તંભન-વિદ્યાની સૂચક ગાથાની સ્થાપના છે :-

थंभेइ जलं जलणं चिंतियमित्तो वि पंचनवकारो ।
अरि-मारि-चोर-राउल-घोरुवसग्गं पणासेइ ॥१८॥

આ પંચનમસ્કાર ચિંતનમાત્રથી જલ અને અગ્નિને થંભાવે છે (સ્તંભિત કરી દે છે), તથા શત્રુ, મહામારી, ચોર તેમજ રાજકુલ દ્વારા થતા ભયંકર-ઉપદ્રવોનો નાશ કરે છે. ॥૧૮॥

પાંચમા વલયમાં 'આત્મ-રક્ષા' વિદ્યાનું સ્થાન છે :-

अट्ठेव य अट्ठसया अट्ठसहस्सं च अट्ठकोडीओ ।
रक्खंतु मे सरीरं देवासुरपणमिया सिद्धा ॥१९॥

દેવો અને અસુરોથી પ્રણામ કરાયેલી, તેમજ આઠ, આઠ સો, આઠ હજાર કે આઠ કરોડના જાપથી સિદ્ધ થયેલી આત્મ-રક્ષા વિદ્યા મારા શરીરની રક્ષા કરો. ॥૧૯॥

(૬) છઠ્ઠા વલયમાં 'સિદ્ધ-વિદ્યા'ને સ્થાપન કરવાનું સૂચન છે :-

ॐ नमो अरिहंताणं तिलोयपुज्जो य संथुओ भयवं ।
अमर-नर-रायमहिओ अणाइनिहणो सिवं दिसउ ॥२०॥

અરિહંતને ૐકાર પૂર્વક નમસ્કાર થાઓ! જે ભગવાન ત્રણે લોકના પૂજ્ય છે, સારી રીતે સ્તુતિ કરાયેલા છે, ઇન્દ્ર અને રાજાઓ વડે પૂજાયેલા છે અને જન્મ-મરણથી રહિત છે તે અમને મોક્ષ આપો. ॥૨૦॥

(૭) સાતમા વલયમાં મોક્ષ-વિદ્યાનું આલેખન કરવાનું સૂચન છે :-

तव-नियम-संजमरहो पंचनमोक्कारसारहिनिउत्तो ।
नाणतुरंगमजुत्तो नेइ पुरं परमनिव्वाणं ॥२१॥
सुद्धप्पा सुद्धमणा पंचसु समिईसु संजुय तिगुत्ता ।
जे तम्मि रहे लग्गा सिग्घं गच्छंति सिवलोयं ॥२२॥

જેને તપ, નિયમ અને સંયમ રૂપી રથ છે, જેને પંચનમસ્કાર રૂપી સારથિ છે અને જે જ્ઞાન રૂપી ઘોડાઓથી જોડાયેલો છે તે પરમ-નિર્વાણપુર–મોક્ષપુરીમાં જાય છે. ॥૨૧॥

'પંચનમસ્કાર-ચક્રોદ્ધાર–વિધિ'માં 'નમસ્કાર–ચક્ર'ના પાંચમા વલયમાં આત્મરક્ષા–વિદ્યા'નું આલેખન કરવાનું વિધાન છે.

શુદ્ધ મનવાળો, ઈર્યાદિ પાંચે સમિતિઓથી યુક્ત તથા મનો–ગુપ્તિ, વચન–ગુપ્તિ અને કાય–ગુપ્તિથી ગુપ્ત (ઇન્દ્રિયોનો ગોપવનાર) જે શુદ્ધ–આત્મા (વિજયવંત) એવા આ રથમાં બેસે છે તે તરત મોક્ષમાં જાય છે. ॥૨૨॥

(૮) આઠમા વલયમાં 'આયુધ વિદ્યા'નું સ્થાપન કરવાનું સૂચન છે :–

सव्वे पओसमच्छर आहियहियया पणासमुवयंति ।
दुगुणीकयधणुसद्दं सोउं पि महाधणुं सहसा ॥२३॥

બેવડો કરાયેલો 'धणु' શબ્દ અને 'महाधणु' શબ્દ અર્થાત્ 'ॐ धणु धणु महाधणु महाधणु (स्वाहा)'–એ પ્રકારની વિદ્યા સાંભળનાર બધા ઈર્ષ્યાળુ–દ્વેષથી ભરેલા હૈયાવાળા શીઘ્ર નાશ પામે છે. ॥૨૩॥

'ચક્રોદ્ધાર-વિધિ'* માં ઉપરોક્ત આઠ વલયોનું આલેખન કર્યા પછી તેની આઠે દિશાઓમાં સોળ પાંખડીનું એક કમળ આલેખી પ્રત્યેક પાંખડીમાં સોળ અક્ષરોની સ્થાપના કરવાનું સૂચન નિમ્નોક્ત ગાથામાં છે :–

विज्जु व्व पज्जलंति सव्वेसु वि अक्खरेसु मत्ताओ ।
पंचनमुक्कारपए इक्किक्के उवरिमा जाव ॥२४॥
ससिधवलसलिलनिम्मल आयारसहं च वण्णियं विंदुं ।
जोयणसयप्पमाणं जालासयसहसदिप्पंतं ॥२५॥

પંચનમસ્કાર પદમાં સર્વ અક્ષરોમાં (अँ रिँ हँ तँ सिँ द्धँ आँ यँ रिँ यँ उँ वँ ज्झाँ यँ साँ हूँ'– એ સોળ અક્ષરોમાં) પણ દરેક અક્ષર પર રહેલી માત્રાઓ વીજળી જેવી જાજ્વલ્યમાન છે અને દરેક અક્ષર ઉપર ચંદ્રમા જેવું ઉજ્જવલ, જલ જેવું નિર્મળ હજારો આકારવાળું, વર્ણયુક્ત, સેંકડો યોજન પ્રમાણ, લાખો જ્વાળાઓથી દીપતું 'બિન્દુ' છે.

सोलससु अक्खरेसुं इक्किक्कं अक्खरं जगुज्जोयं ।
भवसयसहस्समहणो जम्मि ठिओ पंचनवकारो ॥२६॥

---

* 'ચક્રોદ્ધાર–વિધિ'માં સોળ પરમાક્ષરોની સ્થાપના ઉપરાંત, સોળ સ્વરો, મંત્ર તથા બીજ સહિત સોળ વિદ્યાદેવીઓનાં નામો તથા हँ हाँ हिँ हीँ हुँ हूँ हृँ हॄँ हॢँ हॣँ हेँ हैँ होँ हौँ हंँ हः–આ સોળ મંત્રાક્ષરોની સ્થાપના કરવાનું પણ સૂચન છે.

जो थुणति हु इक्कमणो भविओ भावेण पंचनवकारं ।
सो गच्छइ सिवलोयं उज्जोयंतो दसदिसाओ ॥२७॥

સોળ અક્ષરોમાંનો એકેક અક્ષર જગતને પ્રકાશ કરનારો છે અને જે (અક્ષરો) માં આ પંચનમસ્કાર સ્થિત છે, તે લાખો ભવ(જન્મ-મરણ)નો નાશ કરે છે. ॥૨૬॥

જે ભવ્ય-પુરુષ એકચિત્તે ભાવથી આ પંચ નમસ્કારની સ્તુતિ કરે છે, તે દશે દિશાઓને પોતાના પરમ-તેજથી પ્રકાશિત કરતો કરતો અવશ્ય શિવ-મંદિરમાં જાય છે. ॥૨૭॥

### પંચપરમેષ્ઠીચક્રનો મહિમા

इय तिहुयणप्पमाणं सोलसपत्तं जलंतदित्तसरं ।
अट्टार अट्ठवलयं पंचनमोक्कारचक्कमिणं ॥२८॥

આ પ્રમાણે સોળ પાંખડીવાળું, જ્વલંત અને દેદીપ્યમાન સ્વરોથી યુક્ત આઠ આરા અને આઠ વલયવાળું અને ત્રિભુવનમાં પ્રમાણભૂત અથવા ત્રિલોક-પ્રમાણવાળું (અર્થાત્ ચૌદ રાજલોક વ્યાપી) આ 'પંચનમસ્કાર-ચક્ર'નું ચિંતન-ધ્યાન કરવું જોઈએ. ॥૨૮॥

सयलुज्जोइयभुवणं विद्दावियसेससत्तुसंघायं ।
नासियमिच्छत्ततमं वियलियमोहं हततमोहं ॥२९॥

આ (યંત્ર) નું ધ્યાન સર્વ ભુવનોને પ્રકાશિત કરનારું, સર્વ શત્રુઓના સમૂહને નસાડનારું, મિથ્યાત્વરૂપી અંધકારનો નાશ કરનારું, મોહને દૂર કરનારું અને અજ્ઞાનના સમૂહને હણનારું છે. ॥૨૯॥

### નવકાર(પંચપરમેષ્ઠી)ના અધિકારી અને તેનું ફળ

एयस्स य मज्झत्थो सम्मदिट्ठि विसुद्धचारित्तो ।
नाणी पवयणभत्तो गुरुजणसुस्सूसणापरमो ॥३०॥

जो पंच नमोकारं परमो पुरिसो पराइ भत्तीए ।
परियत्तेइ पइदिणं पयओ सुद्धप्पओ अप्पा ॥३१॥

अट्टेव य अट्ठसयं अट्ठसहस्सं च +उभयकालं पि ।
अट्टेव य कोडीओ सो तइयभवे लहइ सिद्धिं ॥३२॥

જે ઉત્તમ પુરુષ મધ્યસ્થ, સમ્યગ્-દૃષ્ટિ, વિશુદ્ધ ચારિત્રવાન, જ્ઞાની, પ્રવચન-ભક્ત, અને ગુરુજનની શુશ્રૂષામાં તત્પર હોય – તે પરાભક્તિ અને પ્રણિધાનપૂર્વક શુદ્ધ પદોચ્ચાર

+ पाठान्तर- अट्ठलक्खाइं ।

સાથે પ્રતિદિન બન્ને સંધ્યાએ આ પંચનમસ્કારનો આઠ વાર, આઠ સો વાર, આઠ હજાર વાર (આઠ લાખ વાર—પાઠાંતર મુજબ) અથવા આઠ કરોડ વાર જાપ કરે છે તે ત્રીજા ભવમાં સિદ્ધિ પામે છે. (૩૦-૩૧-૩૨॥)

## પરમેષ્ઠી-નમસ્કાર શું છે?

एसो परमो मंतो परमरहस्सं परंपरं तत्तं ।
नाणं परमं नेयं सुद्धं झाणं परं झेयं ॥३३॥

આ પંચપરમેષ્ઠી-નમસ્કાર—એ પરમ-મંત્ર છે, પરમ-રહસ્ય છે, પરાત્પર-તત્ત્વ છે (અર્થાત્ પરથી પણ પર તત્ત્વ છે), પરમ-જ્ઞાન છે, પરમ-જ્ઞેય છે, શુદ્ધ—ધ્યાન છે અને સર્વ શ્રેષ્ઠ-ધ્યેય છે. ॥૩૩॥

**વિશેષાર્થ** :- (૧) **પરમ-મંત્ર** :- સર્વ મત્રોમાં શ્રેષ્ઠ-મંત્ર હોવાથી નવકાર 'પરમ-મંત્ર' છે.

(૨) **પરમ-રહસ્ય** :- સમગ્ર આગમ-શાસ્ત્રો—દ્વાદશાંગીનો સાર એમાં સમાયેલો છે તેથી નવકાર 'પરમ-રહસ્ય છે.

(૩)**પરાત્પર-તત્ત્વ** :- દેવ-ગુરુ-ધર્મ રૂપ તત્ત્વત્રયી, જીવાદિ તત્ત્વો, અરિહંતાદિ નવ પદો અને 'ધ્યાન'-'પરમ ધ્યાન' આદિ ચોવીસ પ્રકારો—એ પરમ-તત્ત્વ છે, તે બધાં નવકારમાં અંતર્ભૂત હોવાથી, તે 'પરથી પણ પર તત્ત્વ' છે.

(૪) **પરમ-જ્ઞાન** :- મતિ, શ્રુત આદિ પાંચે જ્ઞાનોના ધારક પરમેષ્ઠીઓના સ્મરણ અને ધ્યાનથી ધ્યાતાને પાંચે જ્ઞાન પ્રગટે છે; તેથી નવકાર – એ 'પરમ-જ્ઞાન' છે. તેમજ તે સર્વ જિનાગમોમાં વ્યાપક હોવાથી 'પંચ-મંગલ-મહાશ્રુત-સ્કંધ' રૂપે પ્રસિદ્ધ છે.

(૫) **પરમ-જ્ઞેય** :- પાંચે પરમેષ્ઠી ભગવંતો જગતના સર્વ પદાર્થો કરતાં શ્રેષ્ઠ હોવાથી એ જ પરમ-જ્ઞેય છે. તેથી પંચપરમેષ્ઠીમય નવકાર 'પરમ-જ્ઞેય' છે. પરમેષ્ઠીઓને યથાર્થ રીતે જાણવાથી જગતના સર્વ પદાર્થો બરાબર જણાઇ આવે છે.

(૬) **શુદ્ધ-ધ્યાન** :- નવકાર-એ 'શુદ્ધ-ધ્યાન' છે. સર્વ પ્રકારનાં ધ્યાનોમાં તે પરમ-શ્રેષ્ઠ ધ્યાન છે. શેષ સર્વ ધ્યાનોના પ્રકારો 'નવકાર-ધ્યાન'માં સમાયેલા છે, તે ચોત્રીસમી ગાથામાં સ્પષ્ટ કરેલ છે.

(૭) **પરમ-ધ્યેય** :-નવકારમાં ધ્યેય રૂપે પંચપરમેષ્ઠી ભગવંત છે, તે સર્વ ધ્યેયોમાં શ્રેષ્ઠ હોવાથી નવકાર – એ 'પરમ-ધ્યેય' છે

'सुद्धं झाणं परं झेयं'—આ પદ-'ધ્યાન' અને 'પરમ-ધ્યાન'નું સૂચક છે અર્થાત્ નમસ્કાર—આજ્ઞા—વિચયાદિ 'ધર્મ-ધ્યાન' અને 'શુક્લ-ધ્યાન' સ્વરૂપ છે.

## શેષ ધ્યાન-ભેદોનો નિર્દેશ

एयं कवयमभेयं खाइयमत्थं पश भवणरक्खा ।
जोई सुन्नं विंदुं नाओ तारा लवो मत्ता ॥३४॥
सोलसपरमक्खरवीयविंदुगब्भो जगुत्तमो जोओ ।
सुयबारसंगसायरमहत्थऽ-पुव्वत्थ-परमत्थो ॥३५॥
नासेइ चोर-सावय-विसहर-जल-जलण-बंधणसयाइं ।
चितिज्जंतो रक्खस-रण-रायभयाइं भावेण ॥३६॥

**અર્થ** :-આ પંચનમસ્કાર એ પરમ અભેદ્ય કવચ છે, પરમ ખાતિકા(ખાઇ-ખાડી) છે, પરમ અસ્ત્ર છે, પરમ ભવન રક્ષા છે, (પરમ) જ્યોતિ છે, (પરમ) શૂન્ય છે. (પરમ) બિંદુ છે (પરમ) નાદ છે, (પરમ) તારા છે, (પરમ) લવ છે, અને (પરમ) માત્રા છે. (જ્યોતિ આદિને પણ 'પરમ' લગાવવાથી 'પરમ જ્યોતિ' 'પરમ શૂન્ય' વગેરે ધ્યાન-ભેદોનું સૂચન થાય છે.)

(આ નવકાર) સોળ પરમાક્ષર રૂપ 'બીજો' (अँ रिँ हँ तँ सिँ द्धँ आँ यँ रिँ यँ उँ वँ ज्झाँ यँ साँ हूँ) અને સોળ પરમ બિંદુઓ છે ગર્ભમાં જેના – એવો લોકોત્તમ (મંત્રાક્ષરોનો) યોગ છે અથવા સોળ પરમાક્ષર રૂપ 'બીજો' અને 'બિંદુઓ' જેની મધ્યે રહે છે– એવો ઉત્તમ-યોગ છે અને દ્વાદશાંગ રૂપ શ્રુત-સાગરનો મહાર્થ, અપૂર્વાર્થ અને પરમાર્થ છે.

(ઉપરોક્ત) ભાવપૂર્વક સ્મરણ કરાયેલો આ મંત્ર ચોર, હિંસક પ્રાણીઓ, વિષધર-સર્પ, જળ, અગ્નિ, બંધન, રાક્ષસ, યુદ્ધ અને રાજ્યના ભયોને નસાડી મૂકે છે.

**તાત્પર્ય** :–'अरिहाणाइथुत्तं' ની ચોત્રીસમી ગાથામાં નવકારને અભેદ્ય કવચ, પરમ-ખાતિકા, પરમ અસ્ત્ર, પરમ ભુવનરક્ષા, (અહીં 'પરમ ભુવન' અને 'પરમ રક્ષા'–એવો અર્થ પણ ઘટી શકે છે) પરમ જ્યોતિ, પરમ શૂન્ય (ધ્યાન,) પરમ બિંદુ, પરમ નાદ, પરમ તારા, પરમ લવ અને પરમ માત્રા રૂપ જેમ કહ્યો છે, તેમજ 'लवो वि मत्ता'–એવો પાઠાંતર હોવાથી 'वि'–'अपि' શબ્દથી કલા, લય, પદ, સિદ્ધિ તથા પરમ કલાદિ ધ્યાનો પણ નવકારમાં અંતર્ભૂત છે – એવો સ્પષ્ટ ઉલ્લેખ થાય છે.

નવકાર એ 'અભેદ્ય કવચ' વગેરે કેમ છે – તે ટૂંકમાં વિચારીએ :–

(૧) **અભેદ્ય કવચ** :– નમસ્કાર–ચક્રનું ધ્યાન–એ અભેદ્ય છે. કોઈથી ભેદી–તોડી ન શકાય એવા 'અભેદ્ય કવચ–બખ્તર' સમાન છે. યુદ્ધના મેદાનમાં લોખંડી બખ્તર-બદ્ધ સુભટોને શત્રુઓનાં તીક્ષ્ણ–શસ્ત્રો પણ ભેદી-છેદી શકતાં નથી, તેમ 'નમસ્કાર–ચક્ર'ને ધારણ કરનારને તથા એનું ચિંતન–ધ્યાન કરનારને, અચિન્ત્ય પ્રભાવે શરીર ઉપર કોઈ

બાહ્ય-શસ્ત્રો કે મન ઉપર અશુભ–વિકલ્પ રૂપ આંતર-શસ્ત્રો(શત્રુઓ)ની અસર થતી નથી.

**(૨) પરમ ખાતિકા** :–નમસ્કારનું ધ્યાન–એ 'પરમ ખાતિકા' છે અર્થાત્ ખદિરના અંગારાઓથી ભરેલી ઊંડી ખાઇ છે; તેનું ઉલ્લંઘન કરીને બાહ્ય કે અભ્યંતર શત્રુઓ સાધકને કંઇ પણ વિઘ્ન-પીડા કરી શકતા નથી.

**(૩) પરમ અસ્ત્ર** :–નમસ્કાર–એ ચક્રવર્તીના ચક્ર-રત્ન કરતાં પણ તીક્ષ્ણ–તેજસ્વી 'ચક્ર' છે તેના બળે બાહ્ય અને આંતર સર્વ શત્રુઓ ઉપર અવશ્ય વિજય પ્રાપ્ત થાય છે. ત્રણે જગત ઉપર વિજય પ્રાપ્ત કરાવનાર 'સિદ્ધ–ચક્ર' છે નવપદ સ્વરૂપ 'સિદ્ધ–ચક્ર' પણ 'નમસ્કાર-ચક્ર'માં અંતર્ભૂત છે.

**(૪) પરમ પરા** :–'**પરા ભવનરક્ષા**'–આ પદને છૂટાં પાડીને 'પરમ પરા', પરમ ભુવન' અને 'પરમ રક્ષા'– એવો અર્થ પણ કરી શકાય છે તે મુજબ નવકાર એ 'પરમ પરા' એટલે કે 'પરમ કળા છે.

'પરા', 'કળા'–એ 'કુંડલિની'ના સૂચક–શબ્દો છે. તેથી 'પરમ પરા'–એ વિશેષણ 'નમસ્કાર-ચક્ર'ના ધ્યાનમાં જાગૃત 'કુંડલિની'નું ધ્યાન(સમાધિ રૂપ) છે–એમ જણાવે છે.

'નમસ્કાર-ચક્ર'ના યંત્રમાં પણ 'હ્રીઁ'ને સાડા ત્રણ આંટાનું જે વેષ્ટન છે, તે અરિહંત પરમાત્મામાં શેષ રહેલા અઘાતી-કર્મની પ્રકૃતિ રૂપ સાડા ત્રણ કળાના ધ્યાનનું સૂચક છે.

સાંખ્ય–દર્શનમાં 'કુંડલિની'ને 'પરા-શક્તિ' પણ કહી છે.

'શબ્દ–બ્રહ્મ'ની 'પરા'-અવસ્થા, જે અલક્ષ્ય–અગોચર હોય છે, તેને 'કુંડલિની સમજવી. 'પરા' 'કુંડલીની'નું પર્યાયવાચી નામ હોવાથી તેના દ્વારા 'કલા' અને 'પરમ કલા' ધ્યાનનો પણ સંકેત હોય એમ જણાય છે.

'કુંડલિની'નું ઉત્થાન ષટ્ચક્રના ભેદનથી થાય છે; તેથી તે ચક્રોમાં નવકારનું ધ્યાન કરનારની પ્રક્રિયા પણ 'चउविहज्झाणथुत्तं' માં બતાવી છે.

**(૫) પરમ ભવન** :–પ્રસ્તુત ગાથામાં નિર્દિષ્ટ 'જ્યોતિ' આદિ ધ્યાનોનું સ્વરૂપ 'ધ્યાન-વિચાર'માં વિસ્તૃત રીતે વર્ણવેલું છે, તેથી 'ધ્યાનવિચાર' ગ્રન્થ સાથે આ ગાથાનો સંબંધ હોવાથી 'ભવન' શબ્દનો ભાવાર્થ પણ તે ગ્રન્થના આધારે વિચારવાથી વધુ સ્પષ્ટ થશે.

**ભવનયોગ** :–'પરમમાત્રા ધ્યાન'ના બાવીસમા વલયમાં છન્નુ 'ભવનયોગ'ની સ્થાપના કરવાનું વિધાન છે.

અહીં 'ભવનયોગ'નો અર્થ છે, વિના પ્રયત્ને એટલે કે ઉપયોગ કે અન્ય કોઇ વિશેષ પ્રયત્ન કર્યા વિના સહજ ભાવે જે યોગાદિ સ્વયં ઉલ્લસિત થાય–મરુદેવા માતાની જેમ–પોતાની મેળે ધ્યાન(સમાધિ)નો અખંડ ધારાબદ્ધ પ્રવાહ ચાલવા લાગે–તે 'ભવનયોગ' છે.

'નમસ્કાર–ચક્ર'નું ધ્યાન – એ 'ભવનયોગ' ધ્યાન રૂપ પણ છે અર્થાત્ તેના ધ્યાનના પ્રભાવે ધ્યાતાનો ભાવોલ્લાસ-વીર્યોલ્લાસ સહજ રીતે વૃદ્ધિ પામતાં જે વિશિષ્ટ ધ્યાનોની વિવિધ પ્રક્રિયાનો તેને બોધ નહિ હોવા છતાં, તે તે ધ્યાન તેને અનુભવ-સિદ્ધ થઈ જાય છે માટે 'નવકાર' – એ 'ભવનયોગ' (ધ્યાન) રૂપ છે.

આ 'ભવનયોગ' ધ્યાનના ચોવીસે ભેદોમાં અનુસ્યૂત હોવાથી નવકાર પણ ધ્યાનના સર્વ ભેદોમાં સમાવિષ્ટ છે.

તીર્થંકર ભગવંતો આદિ પરમ-જ્ઞાની પુરુષો, જે શૂન્ય, જ્યોતિ આદિનું ધ્યાન ઉપયોગ સમ્યગ્જ્ઞાનપૂર્વક કરતા હોય છે, તે ધ્યાનના વિવિધ પ્રકારોની અનુભૂતિ નવકારના ધ્યાન દ્વારા સહજપણે થઈ શકે છે. આ તેનું રહસ્ય 'ભવન' શબ્દના પ્રયોગ દ્વારા ગ્રન્થકાર મહર્ષિએ બતાવ્યું છે અને તે રહસ્યને વધુ સ્પષ્ટ કરવા માટે જ નવકાર – એ 'શુદ્ધ-ધ્યાન' છે, પરમ ધ્યેય છે, પરમ જ્યોતિ છે, પરમ શૂન્ય છે ઈત્યાદિ શબ્દોનો પ્રયોગ કરીને નવકારના પરમ-રહસ્યાર્થને સ્પષ્ટ કર્યો છે.

(૬) **પરમ રક્ષા** :–નમસ્કાર–એ 'પરમ રક્ષા' છે.

પરમેષ્ઠીનમસ્કારનાં નવે પદોના શરીરનાં જુદાં જુદાં અંગો ઉપર 'ન્યાસ' કરીને 'આત્મરક્ષા', કરવાની વિધિ પ્રત્યેક અનુષ્ઠાનના પ્રારંભમાં કરાય છે, તે વિધિ માટે 'વજ્ર–પંજર' સ્તોત્ર આપણા સંઘમાં અત્યંત પ્રસિદ્ધ છે.

તે સ્તોત્રમાં જ 'આત્મરક્ષા'નું માહાત્મ્ય બતાવતાં કહ્યું છે કેઃ–પરમેષ્ઠી-પદો દ્વારા કરાતી આ 'આત્મ-રક્ષા'–એ પૂર્વધર સૂરિ–ભગવંતોએ નિર્દેશેલી છે અને તે સર્વ પ્રકારના ક્ષુદ્ર ઉપદ્રવોનો તત્કાલ નાશ કરનારી હોવાથી મહાન પ્રાભાવિક છે. જે કોઈ આરાધક વિધિપૂર્વક આ 'આત્મ-રક્ષા' કરે છે તેને કદી પણ ભય, વ્યાધિ કે આધિ-(માનસિક-પીડા) નડતી નથી.

આ બધો પ્રભાવ નવકારમાં રહેલી અનુપમ 'ત્રણ–શક્તિ'ને જ આભારી છે

(૭) **જ્યોતિ–પરમજ્યોતિ** :–નવકારમંત્રના સતત ધ્યાન વડે રત્નત્રયી રૂપ 'પરમ જ્યોતિ' પ્રગટ થાય છે. તેથી નવકાર – એ જ્યોતિ અને 'પરમ જ્યોતિ' સ્વરૂપ છે.

નવકારના અવિરત ધ્યાનાભ્યાસથી જ્યારે મન વિકલ્પરહિત (અત્યંત શાન્ત) બને છે, ત્યારે આત્માની સહજ શાન્ત જ્યોતિ પ્રગટ થાય છે અને તેના પ્રભાવે અનુક્રમે સમાધિ અવસ્થામાં વધુ સ્થિરતા થતાં ચિરકાળ સુધી ટકનારી 'પરમ જ્યોતિ'નો પ્રાદુર્ભાવ થાય છે.

(૮) **શૂન્ય–પરમશૂન્ય** :–નવકાર 'શૂન્ય' અને 'પરમ શૂન્ય' પણ છે.

આ મહામંત્રના સતત સ્મરણ અને ધ્યાન વડે અને ચિત્ત જ્યારે

ચિંતન-વ્યાપારથી રહિત બને છે, ત્યારે તે 'શૂન્ય-ધ્યાન' પામે છે અને ચિત્તની સર્વથા ચિંતન-વ્યાપાર રહિત અવસ્થા બને છે, ત્યારે તેનું ધ્યાન 'પરમ-શૂન્ય' કોટિનું ગણાય છે.

નવકારના આલંબનથી ચિત્તની શુભ અવસ્થા સરળતાથી થાય છે, તેથી જ ચૌદ પૂર્વધરો પણ જીવનના અંત સમય સુધી તેનું જ આલંબન લે છે.

સિદ્ધ-મંત્ર એવા નવકારના સંપૂર્ણ પ્રભાવને કેવળી ભગવંતો પણ પૂરેપૂરો વર્ણવી શકતા નથી, વર્ણવવાની શક્તિ હોવા છતાં, તે વર્ણન કરવા જેટલું આયુષ્ય નહિ હોવાથી ચોરાસી લાખ પૂર્વના આયુષ્યવાળા ભગવંતો પણ તેનું પૂરું વર્ણન કરી શકતા નથી.

આવા પરમ મહિમાવંત અને પ્રભાવવંત નવકારના અક્ષરોમાં મન જેમ જેમ ઓગળે છે તેમ તેમ સર્વ કર્મ-મળ ગળે છે અને તે તે સર્વ પ્રદેશોમાં આત્મ-જ્યોતિ સંચરે છે; માટે શ્વાસે શ્વાસે તેનું સ્મરણ કરવાનું ફરમાન અનંત ઉપકારી ભગવંતો કરે છે.

(૯) **બિંદુ-પરમબિંદુ:**—'નમસ્કાર-ચક્ર'માં અરિહંતાદિ સોળ પરમાક્ષરોનું બીજ-બિંદુથી યુક્ત ધ્યાન કરવાનું કહ્યું છે અર્થાત્ ધ્યાનને બિંદુ-પ્રમાણ સૂક્ષ્મ બનાવવાનું સૂચવ્યું છે તેથી 'બિંદુ'નું ધ્યાન પણ નવકારમાં સમાયેલું છે. તેમજ 'પરમબિંદુ' ધ્યાનમાં રહેલી ગુણ-શ્રેણિઓ પણ નવકારના ધ્યાન દ્વારા અનુક્રમે અવશ્ય પ્રાપ્ત થાય છે. તેથી જ નવકાર-એ 'પરમબિંદુ ધ્યાન' રૂપ છે.

જે કોઈ પણ મહાત્માઓ સિદ્ધ થયા છે, થાય છે અને થવાના છે, તે સર્વે પંચપરમેષ્ઠી ભગવંતોના ધ્યાનના સુપ્રભાવે જ થયા છે, થાય છે અને થવાના છે; તથા સિદ્ધ થતી વખતે તે સર્વે સમ્યક્ત્વાદિ ગુણ-શ્રેણિઓનો સ્પર્શ-અનુભવ અવશ્ય કરે છે અર્થાત્ ઉત્તરોત્તર અસંખ્યગુણ-અસંખ્યગુણ અધિક કર્મ-નિર્જરા અવશ્ય કરે છે; તો જ ઘાતી-કર્મોનો ક્ષય થવાથી કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે અને અઘાતી-કર્મોનો નાશ થવાથી મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે.

(૧૦) **નાદ-પરમનાદ :**— પરમેષ્ઠી-નમસ્કારના ધ્યાન વડે સાધકને 'નાદ' અને 'પરમાનાદ'ની ઉત્પત્તિ પણ અવશ્ય થાય છે.

જ્યારે નમસ્કારનું ધ્યાન અનુક્રમે સૂક્ષ્મ થઈ (પદ-અક્ષર) 'અર્હં' રૂપે કરાય છે અને પછી બિંદુ રૂપે તેનું ચિંતન થાય છે, ત્યારે અતિ સૂક્ષ્મ-ધ્વનિ ઉત્પન્ન થાય છે તેને જ 'નાદ' કહે છે અને ધ્યાનના સતત અભ્યાસના પરિણામે નાદની સૂક્ષ્મતા થતાં 'પરમ નાદ' પ્રગટે છે. નાદની પરમ શાન્ત-ભૂમિકાનો અનુભવ થાય છે, ત્યારે સાધક ધ્યાન-દશામાં અત્યંત લીન બને છે.

કહ્યું પણ છે : આ 'અર્હં'નો આશ્રય લઈને જ અન્ય દર્શનકારોએ સાડા ત્રણ

માત્રાવાળી કલા(કુંડલિની), નાદ, બિંદુ અને લય-યોગ વગેરેની પ્રક્રિયા બતાવી છે.*

આ ઉપરથી 'કલા' અને 'પરમકલા', 'લય' અને 'પરમલય' ધ્યાન પણ મંત્રાધિરાજ-નવકારમાં અંતર્ભૂત છે – એમ સમજી શકાય છે.

(૧૧) **તારા–પરમતારા** :– 'કાર્યોત્સર્ગ–મુદ્રા'માં નિશ્ચલ-દૃષ્ટિએ થતું નમસ્કારનું ધ્યાન – એ 'તારા ધ્યાન' છે અને 'બારમી પ્રતિમા'માં રાત્રિભર નિર્નિમેષ દૃષ્ટિપૂર્વક નમસ્કારનું ધ્યાન – એ 'પરમતારા ધ્યાન' કહેવાય છે.

આ રીતે 'તારા' અને 'પરમ-તારા' ધ્યાન પણ 'નમસ્કાર–ધ્યાન'માં સમાવિષ્ટ છે. નવકારના અક્ષરોનું એકાગ્રતાપૂર્વક–અનિમેષદૃષ્ટિએ અવલોકન કરવું – એ 'તારા ધ્યાન'ની પૂર્વભૂમિકાના અભ્યાસરૂપે જરૂરી છે.

(૧૨) **લવ–પરમલવ** :– નવકારમંત્રના ધ્યાનથી પાપ–અશુભ કર્મ-પ્રકૃતિઓનો નાશ થાય છે, તેથી 'લવ ધ્યાન' તેમાં અંતર્ગત છે, તેમજ નમસ્કારના પ્રભાવે અનુક્રમે ઉપશમ–શ્રેણિ અને ક્ષપક–શ્રેણિ પણ અવશ્ય પ્રાપ્ત થાય છે, તેથી 'પરમલવ ધ્યાન' પણ તેમાં સમાયેલું છે.

(૧૩) **માત્રા–પરમમાત્રા** :–'નમસ્કાર–ચક્ર'ની ધ્યાન-વિધિમાં સમવસરણ-સ્થિત વર્ધમાનસ્વામીના ધ્યાનનું વિધાન છે, તે 'માત્રા ધ્યાન'નું સૂચક છે.× કહ્યું છે કે :–

'ધ્યાતા'એ – ત્રણ ગઢથી સ્ફુરાયમાન પ્રકાશવાળા સમવસરણની મધ્યમાં બિરાજમાન, ચોસઠ ઇન્દ્રોથી જેઓશ્રીના ચરણકમળ પૂજાય છે એવા અને ત્રણ છત્રો, પુષ્પવૃષ્ટિ, સિંહાસન, ચામર, અશોકવૃક્ષ, દુંદુભિ, દિવ્યધ્વનિ અને ભામંડળ–એમ આઠ પ્રાતિહાર્યોથી અલંકૃત, સિંહના લાંછનવાળા, સુવર્ણ જેવી કાન્તિવાળા – વર્ધમાન જિનેશ્વરદેવને હૃદયમાં સાક્ષાત્ જોવા જોઈએ.

આટલું કર્યા પછી સાધકે તેઓશ્રીની અંદર પોતાનાં મંત્ર અને મનને પરોવી દઈને નવકાર–મંત્રનો એક સો આઠ વાર જાપ કરવો.

આ આરાધના, આરાધકને 'માત્રા ધ્યાન' સુગમ બનાવી અને 'પરમ માત્રા ધ્યાન'ને લાયક બનાવે છે, તેથી 'માત્રા ધ્યાન' અને 'પરમ માત્રા ધ્યાન' પણ નવકારમાં સમાયેલાં છે.

'પરમમાત્રા ધ્યાન'માં બતાવેલાં ચોવીસે વલયોમાં મુખ્યત્વે શ્રીઅરિહંત પરમાત્માનું તેઓશ્રીની આજ્ઞા; તીર્થ, ચતુર્વિધ શ્રીસંઘ, સમ્યગ્ દૃષ્ટિ દેવ–દેવીઓ આદિ પરિવાર

---

* एतदेव समाश्रित्य कला ह्यर्धचतुर्थिका ।
नाद–विन्दु–लयाश्चेति कीर्तिताः परवादिभिः ॥२१॥
–નમસ્કાર–સ્વાધ્યાય (સંસ્કૃત–વિભાગ, પૃ. ૨૪.)

× लघु–नमस्कार–चक्र-स्तोत्र ; श्लो १०९ थी ११२,

સાથેનું ચિંતન કરવાનું હોય છે. તેથી તે નમસ્કારના પ્રથમ-પદથી વાચ્ય પરમેષ્ઠી અરિહંત પરમાત્માનું જ ધ્યાન હોવાથી નમસ્કારના ધ્યાનમાં અંતર્ગત છે. તેમજ 'પરમાક્ષર વલય'ના સોળ અક્ષરો – એ પરમેષ્ઠી સ્વરૂપ જ છે.

આ રીતે 'પરમમાત્રા ધ્યાન'માં વિશિષ્ટ અને વિસ્તૃત અર્થ-ભાવના સાથે પરમેષ્ઠીનું ધ્યાન કર્યા પછી 'પદ ધ્યાન'માં પાંચ પરમેષ્ઠી-પદોનું ધ્યાન કરવાનું હોય છે અને આ ધ્યાનને સૂક્ષ્મ બનાવવા માટે સોળ પરમાક્ષરોનું બીજ-બિંદુથી ગર્ભિત ધ્યાન કરવું જોઈએ.

'આવા પ્રકારના સતત અભ્યાસથી 'પદ-ધ્યાન' વડે 'પરમપદ', 'સિદ્ધિ' અને 'પરમ-સિદ્ધિ' ધ્યાનનું સામર્થ્ય અનુક્રમે પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે ધ્યાનના ચોવીસે પ્રકારોનો અંતર્ભાવ પંચપરમેષ્ઠી-નમસ્કારમાં થયેલો છે તેથી જ એ દ્વાદશાંગીનો મહાર્થ, અપૂર્વાર્થ અને પરમાર્થ છે, તે ગ્રંથકાર મહર્ષિ સ્વયં આગળ બતાવે છે.

## પરમાક્ષરોના ધ્યાનનું રહસ્ય

सोलसपरमक्खरवीयविंदुगब्भो जगुत्तमो जोओ ।
सुयवारसंगसायरमहत्थऽपुव्वत्थ———परमत्थो ॥

—अरिहाणाइथुत्तं, गाथा १३

**અર્થ** :– આ 'પરમેષ્ઠી-નમસ્કાર'માં રહેલા સોળ પરમાક્ષરો (अँ रिँ हँ तँ सिँ द्धँ आँ यँ रिँ यँ उँ वँ ज्झाँ यँ साँ हूँ), તથા, બીજો (हृ ह्रा ह्रि ह्री ...આદિ) અને બિંદુઓ (સોળ અક્ષરો ઉપર-પ્રત્યેક અક્ષર ઉપર એક એક બિંદુ હોય છે) તે જગતમાં સર્વોત્તમ યોગ છે, સર્વ પ્રકારનાં મંત્ર-બીજો આ પરમાક્ષરોમાં સમાયેલાં છે. તેથી તે દ્વાદશાંગી રૂપ વિશાળ શ્રુત-સાગરનો મહાન અર્થ છે, અપૂર્વ અર્થ છે તથા પરમ અર્થ છે.

**ભાવાર્થ** :– સોળ પરમાક્ષરો અને 'અર્હં' આદિ બીજાક્ષરોનું અનુપમ માહાત્મ્ય કલિકાલ-સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજે એ સ્વ-રચિત 'સિદ્ધહેમ' વ્યાકરણના 'શબ્દ-મહાર્ણવ-ન્યાસ'માં આ પ્રમાણે બતાવ્યું છે :–

સ્વરૂપ, અભિધેય અને તાત્પર્ય—એમ ત્રણ પ્રકારથી 'अर्हं'ની વ્યાખ્યા બતાવી છે.

**સ્વરૂપ** :– 'अर्हं' – એ અક્ષર છે એટલે કે 'બીજ' છે. 'સિદ્ધચક્ર'નું (પરમેષ્ઠી-નમસ્કાર-ચક્રનું) 'अर्हं' – એ 'આદિ બીજ' છે.

'સબીજ' અને 'નિર્બીજ' – એમ બે પ્રકારનાં તત્ત્વ હોય છે. તેમાં 'अर्हं' – એ 'સિદ્ધ-ચક્ર' રૂપ 'સબીજ-તત્ત્વ'નું 'આદિ બીજ' છે. 'સબીજ-તત્ત્વ' – અક્ષર રૂપ છે, 'નિર્બીજ-તત્ત્વ' – અનક્ષરરૂપ છે.

'અક્ષર'—જે પોતાના સ્વરૂપથી કદી ચલિત ન થાય એટલે 'અક્ષર'-શબ્દથી તત્ત્વ-ધ્યેય રૂપે 'બ્રહ્મ' અથવા 'વર્ણ' લેવાનું હોય છે.

'अर्हं' – એ 'કૂટ-મંત્ર' છે. 'કૂટ-મંત્ર'માં ઘણા અક્ષરો હોવા છતાં મંત્રનો તો એક જ અક્ષર હોય છે. બાકીના અક્ષરો તે મંત્રના પરિવાર રૂપ હોય છે.

'अर्हं'મા પણ 'ह्'–એ મંત્રાક્ષર છે. શેષ અક્ષરો, કલા, બિંદુ–એ તેનો પરિવાર છે. કેવળ મંત્ર કાર્ય-સાધક બની શકતો નથી. બાહ્ય-પરિવાર રૂપ મંડલ, મુદ્રાદિ અને આંતર-પરિવાર રૂપ નાદ-બિંદુ-કલાદિ છે. આ બંને પરિકરથી (પરિવારથી) યુક્ત મંત્ર જ પૂર્ણ ફળદાયક બને છે.

**અભિધેય** :– 'अर्हं' પરમેશ્વર પરમેષ્ઠીનો વાચક છે.

સકળ રાગ-દ્વેષ-મોહાદિ મળ-કલંકથી સર્વથા રહિત, 'યોગ' અને 'ક્ષેમ' કરનારા, શસ્ત્રાદિથી રહિત હોવાથી પ્રસન્નતાના પાત્ર, જ્યોતિઃસ્વરૂપ, દેવાધિદેવ, સર્વજ્ઞ, સર્વદર્શી એવા શ્રી અરિહંત પરમાત્માવાચક 'अर्हँ' પદ છે.

**તાત્પર્ય** :– 'अर्हँ'-એ સિદ્ધચક્રનું 'આદિ બીજ' છે.

'સિદ્ધ–ચક્ર'– એ સિદ્ધાન્તમાં પ્રસિદ્ધ ચક્ર વિશેષનું રૂઢ–નામ છે અથવા તો એ જ 'अर्हँ' લોકવ્યાપી સમયે (સમુદ્ઘાતના ચોથા સમયે લોક–વ્યાપી બનેલા) 'કલા–રહિત ધ્યાન' કરનારા મહાત્માઓને ચક્ર વડે સિદ્ધ થાય છે, માટે સિદ્ધ કહ્યું. પછી વિશેષણ–સમાસ કરવાથી 'સિદ્ધચક્ર' બન્યું અથવા આ ચક્રમાં રહેલા પરમાક્ષરો— 'अँ रिँ हँ तँ, सिँ द्धँ, आँ यँ रिँ यँ, उँ वँ ज्झाँ यँ, साँ हूँ' ના ધ્યાનથી યોગની ઋદ્ધિઓ પ્રાપ્ત થતાં 'સિદ્ધિ થઈ' – એમ કહેવાય છે, તેથી એ 'ચક્ર'નું 'સિદ્ધ'પણું સ્પષ્ટ છે.

તે 'સિદ્ધચક્ર'નું આ 'अर्हँ'કાર 'પ્રથમ બીજ' છે. બીજમાંથી ફણગો–અંકુરો અને ફળ ઉત્પન્ન થાય છે, તેમ આ 'अर्हं'કાર રૂપ બીજના ધ્યાનથી પણ પુણ્યાનુબંધી-પુણ્ય, ભક્તિ અને મુક્તિ પ્રાપ્ત થાય છે. તેથી 'अर्हं' પણ બીજ કહેવાય છે.

'अर्हं'– આદિ બીજ' છે, એનું તાત્પર્ય એ છે કે – ह्राँ ह्रीँ ह्रूँ ह्रौँ ह्रः'–જે પાંચ બીજો છે, તે સર્વમાં 'ह्रूँः' 'પ્રથમ બીજ' છે.

'પ્રથમ' શબ્દનો અર્થ અગ્રણીભૂત અથવા વ્યાપક કરવો. 'अर्हँ' સર્વ બીજમય હોવાથી વ્યાપક છે, તે આ પ્રમાણે :–નીચે રેફ તથા 'आ–ई–ऊ–औ–अं–अः' યુક્ત વર્ણ હોય તે 'બીજ' થાય છે.

જેમ કે—ह्+र्+आ+म्=ह्राँ

ह्+र्+ई+म्=ह्रीँ વગેરે.

આ રીતે 'अर्हं'માં રહેલ 'ह्रँ' બીજ – વ્યાપક છે.

અન્ય દર્શનોનાં શાસ્ત્રોમાં પ્રસિદ્ધ 'ત્રૈલોક્ય-વિજયા, 'ઘંટીર્ગલ', 'સ્વાધિષ્ઠાન', 'પ્રત્યઙ્ગિરા' વગેરે ચક્રોમાં પણ આ જ 'ह्'કાર (સપરિકર) મુખ્ય બીજ રૂપે હોય છે.

અથવા તો અકારથી ક્ષકાર સુધીના પચાસ વર્ણો જે 'સિદ્ધાક્ષર' કે 'સિદ્ધમાતૃકા' કહેવાય છે, તેઓનું જે ચક્ર (સમુદાય, વર્ણવાળા)–તે સિદ્ધચક્ર, તેનું આ 'હ્'કાર જ 'મુખ્ય બીજ' છે.

સકળ દ્વાદશાંગ રૂપ આગમનું રહસ્ય, આ સોળ પરમાક્ષરો અને 'अर्हं' આદિ બીજો છે, તેમાં પણ 'अर्हं'–એ 'આદિ બીજ' હોવાથી પરમ–રહસ્યભૂત છે.

આ 'अर्हं'નું ધ્યાન ક્રમે–ક્રમે સૂક્ષ્મ બનાવતાં 'બિંદુ' પર્યંત કરવાનું હોય છે.

'બિંદુ એ 'નાદ' રૂપ છે. 'નાદાનુસંધાન'થી 'આત્માનુસંધાન' થાય છે અર્થાત્ આત્મ-તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે, જેને 'અભેદ–પ્રણિધાન કહેવાય છે. *

આ રીતે અડસઠ અક્ષરાત્મ નવકારનો સંક્ષેપ સોળ પરમાક્ષરોમાં કરી, તેનો પણ સંક્ષેપ 'अर्हं'માં કરી, તેનું 'સંભેદ' અને 'અભેદ' પ્રણિધાન કરાય છે.

એટલે કે પ્રથમ 'अर्हं' અક્ષર અને પછી પરમ–જ્યોતિ સ્વરૂપ પ્રથમ પરમેષ્ઠી અરિહંત પરમાત્મા સાથે ધ્યાતાનો પણ ધ્યાન રૂપ જ્યોતિ વડે 'અભેદ' સિદ્ધ થાય છે. તાત્પર્ય કે દેવ રૂપ થઈને દેવનું ધ્યાન કરવાથી તાત્ત્વિક-નમસ્કાર બને છે. તે જ સમગ્ર દ્વાદશાંગીનો મહાન અર્થ, અપૂર્વ અર્થ અને પરમાર્થ છે.

## 'પદ–ધ્યાન' અને 'પદસ્થ–ધ્યાન'

પવિત્ર મંત્રાક્ષરો આદિ પદોનું આલંબન લેવાપૂર્વક જે ધ્યાન કરાય તેને સિદ્ધાન્તકારો 'પદસ્થ-ધ્યાન' કહે છે.

'પરમેષ્ઠી–પદોનું ધ્યાન પણ 'પદસ્થ-ધ્યાન' રૂપ છે.

'યોગશાસ્ત્ર'ના આઠમા પ્રકાશમાં અને અન્ય ગ્રન્થોમાં બતાવેલી પરમેષ્ઠી-વિદ્યા, ષોડશાક્ષરી–ષડાક્ષરી, પંચાક્ષરી વિદ્યાઓ અને 'अर्हं', 'ૐ' આદિ મંત્રોની ધ્યાનપ્રક્રિયાઓનો અંતર્ભાવ પણ પરમેષ્ઠી-નમસ્કારના ધ્યાનમાં થયેલો છે.

'નમસ્કારના ધ્યાનની સિદ્ધિ થવાથી સર્વ મંત્રો અને વિદ્યાઓ પણ અવશ્ય સિદ્ધ થાય છે'

કહ્યું પણ છે કેઃ—

'सर्वविद्या स्मृतावादौ वाच्या पूर्णनमस्कृतिः ।' –(શ્રી સિંહતિલક સૂરિકૃત, સૂરિમંત્ર.)

સર્વ વિદ્યાઓ, મંત્રો કે ધ્યાન વગેરેની સ્મૃતિ પૂર્વે સૌ પહેલાં પૂર્ણ–આખો નવકાર ગણવો જોઈએ.

ધ્યાનના જે ચાર પ્રકારો (૧) પદસ્થ, (૨) પિંડસ્થ, (૩) રૂપસ્થ અને (૪) રૂપાતીત નામથી પ્રસિદ્ધ છે તે પણ નમસ્કાર મહામંત્રની સિદ્ધિ થવાથી સિદ્ધ થાય છે. 'નમસ્કાર,

*'अर्हं'ના ધ્યાન દ્વારા અભેદ–પ્રણિધાન સિદ્ધ કરવાની વિશિષ્ટ પ્રક્રિયા 'યોગશાસ્ત્ર'ના આઠમા પ્રકાશમાં બતાવી છે, જિજ્ઞાસુઓએ ગુરુગમ દ્વારા ત્યાંથી સમજી લેવી.

એ મંત્ર-વાક્યસ્થ' રૂપ 'પદસ્થ-ધ્યાન' હોવાથી સૌ પ્રથમ તેનું ધ્યાન કર્યા પછી 'પિંડસ્થ' આદિ ધ્યાન કરવાં જોઈએ.

## નમસ્કારના ધ્યાનની વિવિધ પ્રક્રિયાઓ

'યોગશાસ્ત્ર'ના[36] આઠમા પ્રકાશમાં 'નમસ્કાર-મહામંત્ર'ના ધ્યાનની પ્રક્રિયા અને તેના ફળનું વર્ણન કરવામાં આવ્યું છે, તે નીચે પ્રમાણે છે:–

'આઠ પાંખડીવાળું સફેદ કમળ ચિંતવવું. તેની મધ્યમાં-કર્ણિકામાં સાત અક્ષર-વાળું પહેલું મંત્ર-પદ–"नमो अरिहंताणं" ચિંતવવું. પછી સિદ્ધાદિ ચાર મંત્ર-પદોને ચાર દિશાઓની પાંખડીઓમાં અનુક્રમે ચિંતવવાં.

એટલે કે પૂર્વદિશાની પાંખડીમાં "नमो सिद्धाणं" પદને, દક્ષિણ દિશામાં "नमो आयरियाणं" પદને, પશ્ચિમ દિશામાં "नमो उवज्झायाणं" પદને અને ઉત્તર દિશામાં "नमो लोए सव्वसाहूणं" પદને ચિંતવવું.

તથા વિદિશાની ચાર પાંખડીઓમાં અનુક્રમે ચૂલિકાનાં ચાર પદો ચિંતવવાં, જેમ કે "एसो पंचनमुक्कारो" અગ્નિ ખૂણામાં, "सव्वपावप्पणासणो" નૈઋર્ત્ય ખૂણામાં, "मंगलाणं च सव्वेसिं" વાયવ્ય ખૂણામાં અને "पढमं हवइ मंगलं"–એ પદ ઇશાન ખૂણામાં ચિંતવવું.

આ પ્રમાણે મંત્રાધિરાજ–નવકારનું ધ્યાન કરવું.

આ સિવાય પણ પંચપરમેષ્ઠીના નામમાંથી ઉદ્ભવેલી ષોડશાક્ષરી, પંચાક્ષરી, ચતુરક્ષરી આદિ વિદ્યાઓનું સ્મરણ-ચિંતન-ધ્યાન કરવાનું જણાવ્યું છે અને તેનાં સામાન્ય તથા વિશિષ્ટ ફળોનો નિર્દેશ પણ કર્યો છે.

'પરમેષ્ઠી-વિદ્યા-કલ્પ'માં યન્ત્રાકારે પંચપરમેષ્ઠીઓના ધ્યાનની પ્રક્રિયા બતાવી છે તથા 'चउविहज्झाण थुत्त' પણ પરમેષ્ઠી-તત્ત્વનું ધ્યાન પિંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત રૂપે કરવાની અદ્ભુત રહસ્યમયી પ્રક્રિયા બતાવી છે; તેમજ મૂલાધાર આદિ દશ-ચક્રોના ધ્યાન દ્વારા કુંડલિની ઉત્થાનની પ્રક્રિયા પણ જૈન-શાસ્ત્રોની દૃષ્ટિએ તેમાં બતાવેલી છે.

---

३६. तथा पुण्यतमं मन्त्रं, जगत् त्रितय-पावनम् ।
योगी पचपरमेष्ठि-नमस्कारं विचिन्तयेत् ॥
अष्टपत्रे सिताम्भोजे कर्णिकायां कृतस्थितिम् ।
आद्यं सप्ताक्षरं मन्त्रं पवित्रं चिन्तयेत्ततः ॥
सिद्धादिकचतुष्कं च, दिक्पत्रेषु यथाक्रमम् ।
चूलापादचतुष्कं च, विदिक्पत्रेषु चिन्तयेत् ॥
—योगशास्त्र; प्रकाश-८, श्लो. ३२ थी ३४

## મંત્રની દૃષ્ટિએ નવકારનું મહત્ત્વ

नवकारओ अन्नो सारो मंतो न अत्थि तिलोए ।
तम्हा अणुदिणं चिय झायव्वो परमभत्तीए ॥

**અર્થ:**—ત્રણે લોકમાં નવકારથી અન્ય સારભૂત કોઇ મંત્ર નથી તેથી પરમ ભક્તિ પૂર્વક પ્રતિદિન તેનું ધ્યાન કરવું જોઈએ

નવકાર-મંત્ર — એ 'સર્વમંત્રશિરોમણિ મહામંત્ર' છે, 'મંત્રાધિરાજ' છે, તેનો મહિમા અપરંપાર છે, શબ્દાતીત છે, કલ્પનાતીત છે. જ્ઞાની પુરુષો તેનું મહત્ત્વ બતાવતાં કહે છે કેઃ—

'આ મંત્રરાજ એ સમગ્ર ઘન-ઘાતી કર્મ-રાશિને વિખેરી નાખવામાં પ્રચંડ પવન સમાન છે. ભવ રૂપી પર્વતને ભેદી નાખવામાં વજ્ર સમાન છે. અજ્ઞાનરૂપ અંધકારને હરવામાં મધ્યાહ્નના સૂર્ય સમાન છે. ડૂબતાનું જહાજ છે. જીવનાં માતા, પિતા, બંધુ, સખા, વૈદરાજ આદિના સર્વ ગુણધર્મોનું તે ધામ છે. ચરાચર વિશ્વને જીવાડવામાં સંજીવની ઔષધિ રૂપ છે. વધુ શું કહીએ ? સઘળી શ્રેષ્ઠ ઉપમાઓથી પણ અનુપમ એવા અરિહંતોના મંત્રરાજ — નવકારને હૃદય દઈને સહુ જીવો કલ્યાણ પામો !'

**નવકાર મંત્રની પરમ-ગુરુતા :—**

કોઈ પુરુષના ત્રાજવાના એક પલ્લામાં મંત્રાધિરાજ—નવકારને મૂકે અને બીજા પલ્લામાં અનંતગુણા કરીને ત્રણલોકને મૂકે તો પણ જેનું પલ્લું અધિક વજનદાર રહે, તે મંત્રાધિરાજ—નવકારને અને તેની પરમ—ગુરુતાને નમસ્કાર કરું છું.

**નવકારની શાશ્વત વિદ્યમાનતા :—**

જે કોઈ સુષમાદિ અનંત આરાઓ અને ઉત્સર્પિણી—અવસર્પિણી રૂપ કાળ—ચક્રો પસાર થયાં છે તેમજ થવાનાં છે, તે સર્વમાં પણ મંત્રાધિરાજ—નવકારનો અજોડ પ્રભાવ પ્રખ્યાત અને પ્રગટ હતો, છે, તેમજ રહેવાનો છે. આ પરમ—મંત્રનું આલંબન પ્રાપ્ત કરીને જ ભવ્ય—આત્માઓ મોક્ષે ગયા છે, જાય છે, તેમજ જવાના છે.

પાંચ મહાવિદેહ-ક્ષેત્રમાં ઉત્તમ એક સો સાઠ વિજયો છે, જ્યાં સદા સુખમય કાળ વર્તે છે, ત્યાં પણ આ નવકાર નિરંતર ગણાય છે, તેમજ પાંચ ભરત અને પાંચ ઐરવતમાં પણ શાશ્વત સુખને આપનાર આ મહામંત્ર નિયમિત જપાય છેઃ

एसो अणाइ कालो, अणाइ जीवो, अणाइ जिणधम्मो ।
तइया वि ते पढंता एयं चिय जिण—नमुक्कारं ॥

**અર્થ:**—આ કાળ આનાદિ છે, જીવ અનાદિ છે, જિન-ધર્મ અનાદિ છે, ત્યારથી લઇ એટલે કે અનાદિ કાળથી આ મહામંત્ર—નવકાર ગણાય છે માટે તે શાશ્વત છે.

**ઇષ્ટ-સિદ્ધિઃ**-ઊઠતાં, બેસતાં, ચાલતાં કે ભૂમિ ઉપર આળોટતાં, જાગતાં, સૂતાં, હસતાં, જંગલમાં ભય પામતાં, ઘરમાં જતાં, બહાર નીકળતાં કે ડગલે ને પગલે પ્રત્યેક કામ કરતાં યાવત્ પ્રત્યેક શ્વાસ લેતાં કે મૂકતાં જે ભવ્યાત્મા આ પંચપરમેષ્ઠી-મંત્રનું જ એક ચિત્તે સ્મરણ કરે છે, તેના કયા મનોરથો સિદ્ધ થતા નથી? અર્થાત્ સર્વ મનોરથો સિદ્ધ થાય છે.

**સર્વ ભય-નિવારકઃ**-મંત્રાધિરાજ-નવકારના સ્મરણના પ્રબળ પ્રભાવે રણ-સંગ્રામ, સાગર, ગજેન્દ્ર, સર્પ, સિંહ, દુષ્ટ-વ્યાધિ, અગ્નિ, શત્રુ કે બંધનથી ઉત્પન્ન થતા ભયો તથા ચોર, ગ્રહ, રાક્ષસ કે શાકિની આદિના ભયો પણ નાશ પામે છે.

સ્વ-કર્તૃત્વના અહંકારથી વિમુક્ત કરીને પરમના સામર્થ્યમાં સ્થિર કરનારા નમસ્કારના આ પ્રભાવને કાળ પણ કાંઈ કરી શકતો નથી.

**વિધિપૂર્વકની આરાધના વડે તીર્થંકરપદ :-**

જે શ્રદ્ધાવાન જિતેન્દ્રિય શ્રાવક અરિહંત પરમાત્મામાં જ બદ્ધચિત્ત-એકાગ્રચિત્ત-વાળો બની સુસ્પષ્ટ રીતે વર્ણો-મંત્રાક્ષરોના શુદ્ધ ઉચ્ચાર પૂર્વક ભવ-ભય-નાશક એવા આ પંચપરમેષ્ઠી-મંત્રનો એક લાખ સુગંધી શ્વેત પુષ્પો વડે વિધિયુક્ત પૂજા કરીને એક લાખ જાપ કરે છે, તે વિશ્વને પૂજનીય તીર્થંકરદેવ બને છે.[૩૭]

'એક લાખ' શબ્દ સંખ્યા-સૂચક હોવા ઉપરાંત 'એક-લક્ષ્ય'નો પણ સૂચક છે, તેનું ધ્યાન પ્રત્યેક આરાધકે રાખવું જોઈએ.

**નવકાર એ પંચ પરમેષ્ઠી ભગવંતોનો મંત્રાત્મક દેહ છે :-**

જિનેશ્વર પરમાત્માઓ પોતાના નિર્વાણ પછી—'અમારી હાજરી વિના જગતના જીવોનું શું થશે?'-એવી ભાવ-કરુણાથી પ્રેરાઈને ત્રણે જગતના જીવોના ઉદ્ધાર માટે પોતાના 'મંત્રાત્મક-દેહ' સ્વરૂપ 'નવકાર'ની ભેટ આપી ગયા છે.

---

૩૭. यो लक्षं जिनबद्धलक्ष्यसुमनाः सुव्यक्तवर्णक्रमम्,
श्रद्धावान् विजितेन्द्रियो भवहरं मन्त्रं जपेच्छ्रावकः ।
पुष्पैः श्वेतसुगन्धिभिश्च विधिना लक्षप्रमाणैर्जिनं
यः संपूजयते स विश्वमहितः श्रीतीर्थराजो भवेत् ॥

અર્થ :-શ્રદ્ધાવાન, જિતેન્દ્રિય અને જિનેશ્વર પરમાત્મામાં એક લક્ષ્ય થવાથી પ્રશસ્ત ચિત્તવાળો, જે શ્રાવક ભવ-ભયને હરનાર, શ્રીનવકાર-મહામંત્રનો સ્પષ્ટ ઉચ્ચારપૂર્વક જાપ કરે તથા શ્વેત, સુગંધી એક લાખ ફૂલો વડે શ્રીતીર્થંકર પરમાત્માની વિધિપૂર્વક પૂજા કરે છે, તે વિશ્વને પૂજનીય એવા તીર્થંકર-પદને પામે છે, અર્થાત્ સ્વયં તીર્થંકર બને છે.

**પતિતપાવન નવકાર:-**

હિંસક, અસત્યભાષી, પરધનહારી-ચોર, પરદારાસેવી અને બીજાં પણ ક્રૂર પાપોમાં સદા તત્પર રહેનાર, લોકમાં નિંદનીય એવો પુરુષ પણ જો મરણ વખતે આ મંત્રનું સતત સ્મરણ કરે છે, તો દુષ્ટ-કર્મજન્ય દુર્ગતિનાં દ્વારો બંધ કરી દેવલોકમાં જાય છે.

'નવકાર'-એ જિનશાસનરૂપ છે.

'નવકાર'-એ (વિનયરૂપ હોવાથી) કલ્યાણકારી ધર્મ છે.

'નવકાર'-એ (નામ-જિનરૂપ હોવાથી) સાક્ષાત્ જિનેશ્વર-દેવ છે.

'નવકાર'-એ (પંચપરમેષ્ઠીઓ મહાવ્રતધર હોવાથી) વ્રત અને મહાવ્રત સ્વરૂપ છે.

'નવકાર'-સર્વ પ્રકારનાં ઉત્તમ ફળોને આપનાર પરમ દાતાર છે. વધારે કહેવાથી શું ? આ સંસારમાં એવું શું છે કે જે શ્રી નવકારના અચિન્ત્ય-પ્રભાવથી શુભરૂપ ન બને ? અર્થાત્ આ સંસારમાં જે કાંઈ શુભ-તત્ત્વ છે, તે સર્વ આ નવકારના અતિ ઉત્તમ પ્રભાવે જ છે.

આનંદઘન આત્માના જ સ્વભાવભૂત એવા 'નવકાર'ને અનન્ય-ભાવે આરાધતાં આરાધક પણ પરમાનંદમય આત્માનો અભેદ સાધી - પરમાનંદપદ પામે છે.

**યંત્રની દૃષ્ટિએ નવકારનું મહત્ત્વ:-**

નમસ્કાર-મહામંત્રનું 'યંત્ર' દૃષ્ટિએ પણ ઘણું મહત્ત્વ છે.

પ્રસ્તુત સ્તોત્રમાં યંત્ર સાથે શ્રી નવકારના પદોનું દશ ચક્રોમાં જુદીજુદી રીતે ધ્યાન કરવાનું વિધાન છે, તેમજ કુંડલિની ઉત્થાન અને ષટ્ચક્ર-ભેદન વિશે પણ રહસ્યમય વર્ણન ગર્ભિત રીતે છે:-

चउव्विहज्झाणथुत्तं

पिण्डत्थं च पयत्थं रूवत्थं रूववज्जियसरूवं ।
तत्तं परमिट्ठिमयं गुरूवइट्ठं थुणिस्सामि ॥१॥

ધ્યાનના ચાર પ્રકાર છે : (૧) પિંડસ્થ (૨) પદસ્થ (૩) રૂપસ્થ અને (૪) રૂપવર્જિત રૂપાતીત. પરમેષ્ઠીમય તત્ત્વ ગુરુના ઉપદેશ મુજબ એટલે કે 'ॐ नमः सिद्धम्' કે 'नमो अरिहंताणं' આદિ પરમેષ્ઠીમય વર્ણો-પરમેષ્ઠીવાચક અક્ષરો વડે પિંડસ્થ આદિ ચાર પ્રકારનું ધ્યાન કઇ રીતે કરી શકાય છે, તેનું વર્ણન પૂર્વના ગુરુવર્યોએ જે પ્રમાણે કર્યું છે તે પ્રમાણે હું કરીશ.

**હવે મૂલાધારાદિ ૧૦ ચક્રોમાં પરમેષ્ઠીપદોના ધ્યાનની પ્રક્રિયા બતાવે છે.**

नमः सिद्धंतसमिद्धो चउदलियाहारचकि(क)मज्झठिओ ।
पणवो परमिट्ठिमओ पणतत्तजुओ सुहं देउ ॥२॥

મૂલાધાર–ચક્રનાં ચાર પત્રો છે, તે 'नमः सिद्धं'–આ અક્ષરોથી સમૃદ્ધ છે અને તેની મધ્યમાં–કર્ણિકામાં પરમેષ્ઠીવાચક પ્રણવ–ૐકાર રહેલો છે, જે પાંચ તત્ત્વયુક્ત છે અર્થાત્ પાંચ પરમેષ્ઠીના નામના પાંચ આદિ અક્ષરોથી યુક્ત છે, તેનું ધ્યાન ધ્યાતાને સુખ આપનારું છે.

गुदलिङ्गमध्ये आधारचक्र प्रथमम् ।




ઉપર આપેલા ચિત્ર મુજબ મૂલાધાર–ચક્રમાં ચાર પાંખડીવાળા કમલની સ્થાપના કરી તેમાં 'ૐ नमः सिद्धं' આ મંત્રપદનું ધ્યાન કરવાથી ધ્યાતાને પરમ આત્મિક–સુખનો અવશ્ય લાભ થાય છે.



चक्के साहिट्ठाणे छकोणे मज्झठिओ पयाहिणओ ।
सत्तसरमहमंतो झाइज्जंतो दुहं हरउ ॥३॥

ષટ્કોણ આકૃતિવાળા સ્વાધિષ્ઠાન–ચક્રમાં મધ્યથી લઈને પ્રદક્ષિણાકારે ધ્યાન કરાતો 'णमो अरिहंताणं' – આ સપ્તાક્ષરી મંત્ર સર્વ દુઃખોને હરનારો થાય છે.

लिङ्गमूले स्वाधिष्ठानचक्रं द्वितीयम् ।






मणिपूरचक्कि अट्ठदलि मज्झदिसासु च पंचपरमिट्ठी ।
विदिसासु नाण-दंसण-चारित्त-तवाइं झाएमि ॥ ४ ॥

આઠ પત્રવાળા મણિપૂર-ચક્રના મધ્યમાં અને દિશાઓમાં અનુક્રમે પાંચ પરમેષ્ઠીઓ તથા વિદિશાઓમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપનું હું ધ્યાન કરું છું.

नाभौ मणिपूरचक्रं तृतीयम् ।






सोलससरसोलसए महविज्जा विज्जदेविकलियदले ।
चक्के अणाहयक्खे गोयमसामिं नमसामि ॥ ५ ॥

**અનાહત-ચક્ર** સોળ પત્રવાળું છે, તેમાં ષોડશાક્ષરી 'अरिहत-सिद्ध-आयरिय-उवज्झाय-साहू' મહાવિદ્યા છે, તથા સોળ સ્વરોથી સૂચિત સોળ વિદ્યાદેવીઓથી યુક્ત સોળ પત્રો છે. તેની કર્ણિકામાં 'श्रीगौतमस्वामिने नमः' છે – એવું ચિંતન કરવું.

हृदये अनाहतचक्र चतुर्थम् ।




चउवीसदेव-जिणजणणि-जक्ख-जक्खिणिपवित्तपत्तम्मि ।
मुद्धे विसुद्धचक्के झाएमि सयावि जिणसत्तिं ॥ ६ ॥

**વિશુધ્ધ-ચક્ર** જે કંઠમાં છે, જેમાં ચોવીસ પત્રો છે, તેમાં ચોવીસ તીર્થંકર દેવો, ચોવીસ જિનમાતાઓ, ચોવીસ યક્ષો અને ચોવીસ યક્ષિણીઓ તથા કર્ણિકામાં જિનશક્તિ એટલે 'अर्हं नमः' છે–એ રીતે હું સદા ધ્યાન કરું છું.

कण्ठे विशुद्धिचक्रं पञ्चमम् ।




बत्तीसदले ल[ल]णाचक्के बत्तीससुरवइसमिद्धा ।
ह–रहियवंजणसिद्धा सरस्सई मह सुहं देउ ॥ ७ ॥

લલના-ચક્ર, જેનાં બત્રીસ પત્રો છે, તે બત્રીસ ઇન્દ્રોથી યુક્ત છે અને 'હ'-રહિત બત્રીસ વ્યંજનો તેમજ તે 'सरस्वत्यै नमः'-મંત્રથી સિદ્ધ થતી સરસ્વતી દેવી મને સુખ આપો.

घण्टिकायां ललनाचक्रं षष्ठम् ॥






ह–ळ–क्षजुआ पणव–नमंतकलिआ य तिदलचक्कम्मि ।
आणक्खे एगक्खर महविज्जा सयलसिद्धिकरी ॥ ८ ॥

**આજ્ઞા–ચક્રને** ત્રણ પત્રો છે. તેમાં 'ह', 'ळ', 'क्ष' થી યુક્ત અને 'ॐ नमः'થી આકલિત–સુશોભિત 'ह्रीँ' કાર રૂપ એકાક્ષરી મહાવિદ્યા સર્વ સિદ્ધિઓને આપનારી છે.

भ्रूमध्ये आज्ञाचक्रं सप्तमम् ।






अ सि आ उ सा नमंता सोमकलारूवसोमचक्कम्मि ।
सोमसियवन्नझाणेण झाइआ हुंति सिवहेऊ ॥ ९ ॥

**સોમ-ચક્ર,** જે સોમ-કલા (અર્ધચન્દ્રાકૃતિ) સ્વરૂપ છે, તેમાં 'अ सि आ उ सा नमः' -આ મંત્રનું ચન્દ્ર સમાન શ્વેતવર્ણ સ્વરૂપે ધ્યાન કરવાથી તે શિવસુખનું કારણ બને છે.






चक्कम्मि बंभबिंदु त्ति नामए बंभनाडिसहभूए ।
झाणापुरियपणवो भवियाणं कुणउ कल्लाणं ॥ १० ॥

**બ્રહ્મબિન્દુ-ચક્ર,** જે બ્રહ્મનાડી યાને સુષુમ્ણાનાડી સાથે સંયુક્ત છે, તેનું પ્રણવ-ૐકારથી આપૂરિત-પરિપૂર્ણ કરેલું ધ્યાન ભવ્ય-જીવોનું કલ્યાણ કરે છે.

ब्रह्मद्वारे ब्रह्मबिन्दुचक्रं नवमम् ।






सिरिहंसनादचक्के हंसं विसुद्धफलिहसंकासं ।
जो पिक्खइ गलिअमणो तस्स वसे सयलसिद्धिओ ॥ ११ ॥

શ્રીહંસનાદ-ચક્રમાં ગલિત-શૂન્ય-ક્ષીણમૂર્તિવાળો યોગી અત્યંત શુદ્ધ સ્ફટિકમણિ તુલ્ય હંસ – જીવને જુએ છે, એટલે કે તેનું ધ્યાન કરે છે, તેથી યોગીને સકલ સિદ્ધિઓ વશ – સ્વાધીન થાય છે.

: ब्रह्मद्वारोपरि हंसनादचक्रं दशमम् ।




चउव्विहज्झाणगयं परमिट्ठिमयपहाणतरतत्तं ।
झायइ अणवरयं सो पावइ परमाणंदं ॥ १२ ॥

આ રીતે ચતુર્વિધ ધ્યાનગત પરમેષ્ઠીમય પ્રધાનતર તત્ત્વનું નિરંતર ધ્યાન કરે છે, તે પરમાનંદને પ્રાપ્ત કરે છે.

આ સ્તોત્રમાં બતાવેલાં દશ ચક્રોનું ધ્યાન દેહ–પિંડમાં જ જુદાં જુદાં સ્થાને થતું હોવાથી 'પિંડસ્થધ્યાન'રૂપ છે તથા પ્રત્યેક ચક્રમાં 'ॐकार, नमः सिद्धम्, नमो अरिहंताणं' આદિ પદોનું ધ્યાન હોવાથી તે 'પદસ્થધ્યાન'રૂપ છે. તે યંત્રની આકૃતિ વડે થતું હોવાથી 'રૂપસ્થધ્યાન'રૂપ પણ છે.

આ ત્રણે ધ્યાનોમાં ધ્યેયરૂપે સ્થૂળ આલંબનો હોવાથી તેને 'સાલંબન ધ્યાન' પણ કહેવાય છે અને તેના સતત અભ્યાસ દ્વારા સૂક્ષ્મ આલંબનરૂપ નિરાલંબન–ધ્યાનની શક્તિ પ્રગટે છે, તેથી કારણરૂપે તેને 'રૂપાતીત ધ્યાન' પણ કહી શકાય છે.

પ્રથમનાં નવ ચક્રોમાં દર્શાવેલાં ધ્યાન – એ 'સાલંબન ધ્યાન' છે. તેના અભ્યાસથી અનુક્રમે સિદ્ધ થતું દશમા હંસનાદ-ચક્રમાં નિર્મળ–શુદ્ધ હંસ–આત્માનું ધ્યાન–એ 'રૂપાતીત ધ્યાન' છે; જેનાથી પરમ આનંદની ઉપલબ્ધિ–પ્રાપ્તિ થાય છે.
કહ્યું પણ છે:–

एवं क्रमशोऽभ्यासावेशाद् ध्यानं भजेन्निरालम्बम् ।
समरसभावं यातः परमानन्दं ततोऽनुभवेत् ॥

–योगशास्त्र, प्रकाश १२ श्लो. ५.

આ પ્રમાણે પિંડસ્થ આદિ 'સાલંબન ધ્યાન'ના અભ્યાસની તીવ્રતા–પરાકાષ્ઠા થતા નિરાલંબન ધ્યાન' કરે અને તેથી પરમાત્મા સાથે સમરસી(ઐક્ય)–ભાવ પામી પરમાનંદનો અનુભવ કરે.

આ રીતે 'નમસ્કાર-મહામંત્ર'ના આ વિવિધ બીજાક્ષરોના ચિંતન વડે દશ ચક્રોનું ધ્યાન – એ અત્યન્ત મહત્ત્વપૂર્ણ કુંડલિની-ઉત્થાનની એક ધ્યાન-પ્રક્રિયા છે એમ સ્પષ્ટ સમજી શકાય છે.

ધારણા, ધ્યાન અને સમાધિના ઐક્યને 'સંયમ' પણ કહે છે. પ્રસ્તુત પ્રક્રિયામાં ત્રણેનું ઐક્ય સધાય છે.

પિંડસ્થ 'ધારણા'રૂપ છે, પદસ્થ અને રૂપસ્થ 'ધ્યાન'રૂપ છે અને રૂપાતીત એ 'સમાધિ' સ્વરૂપ છે.

## (૨૨) પરમપદ ધ્યાન

મૂળપાઠઃ–परमपदं–पञ्चानां परमेष्ठिपदानामात्मनि न्यासः आत्मनस्तदध्यारोपेण परमेष्ठिरूपतया चिन्तनमित्यर्थः ।।२२।।

**અર્થ**:–પંચપરમેષ્ઠી પદોનો આત્મામાં ન્યાસ કરીને અર્થાત્ આત્મામાં તેમનો અધ્યારોપ કરીને, આત્માને પરમેષ્ઠીરૂપે ચિંતવવો – એ 'પરમપદ' ધ્યાન કહેવાય છે.

**વિવેચન** :– પદધ્યાનના સતત અભ્યાસ વડે અનુક્રમે પરમપદ ધ્યાન પ્રગટે છે.

પદધ્યાનમાં ધ્યાતાનો ધ્યેય સાથે ભેદ હોય છે. તેમાં પંચ પરમેષ્ઠીઓની પૂજ્યતા–અનંત ગુણાત્મક પ્રભુતાનું આદર-બહુમાનપૂર્વક ચિંતન હોય છે. તેના પ્રભાવે ધ્યાતાને પણ પોતાના આત્મામાં રહેલી પરમાત્મ-શક્તિનું શ્રદ્ધાન અને જ્ઞાન પ્રગટે છે.

'एगे आया'* – 'આત્મા એક છે', 'दलतया परमात्मा एव जीवात्मा'× 'દ્રવ્ય રૂપે પ્રત્યેક જીવાત્મા પરમાત્મા જ છે' – અર્થાત્ શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ સર્વ જીવો શુદ્ધ છે ઇત્યાદિ આગમવચનોનું સમ્યક્ પ્રકારે ચિંતન કરી, નિઃશંકપણે પરમેષ્ઠીઓનું પોતાના આત્મામાં આરોપણ કરીને સ્વ–આત્માનું પરમેષ્ઠી સ્વરૂપે ધ્યાન કરવું – એ 'પરમપદ' ધ્યાન છે

આ ધ્યાનમાં પરમેષ્ઠી ભગવંતો સાથે અભેદ અનુભવાય છે, તેને 'અભેદ પ્રણિધાન' પણ કહે છે. આ અનુભવને યોગશાસ્ત્રોમાં 'સમાપત્તિ' કહે છે.

'समापत्तिस्तदेकता' – ધ્યાતા, ધ્યેય અને ધ્યાન : આ ત્રણેની એકતા એ 'સમાપત્તિ' છે અને તે ધ્યાનનું ફળ છે.

અહીં પદધ્યાનના ફળરૂપે 'પરમપદ ધ્યાન' પ્રાપ્ત થાય છે, તેથી તે 'સમાપત્તિ' સ્વરૂપ છે.

**તાત્ત્વિક નમસ્કાર** :—

'સિદ્ધહેમશબ્દાનુશાસન-બૃહદ્વૃત્તિ'માં પણ પ્રણિધાનના ચાર પ્રકાર આ પ્રમાણે બતાવ્યા છેઃ–(૧) પદસ્થ, (૨) પિંડસ્થ, (૩) રૂપસ્થ અને (૪) રૂપાતીત.

* ठाणांगसूत्र; एगट्ठाणं सूत्र–१.

× द्वात्रिंशत्द्वात्रिंशिका–योगावतारद्वात्रिंशिका ; श्लो. २० वृत्ति

(૧) **પદસ્થ** :–'अर्हं' शब्दस्थस्य–'अर्हं' આદિ પદમાં રહેલા અરિહંતનું ધ્યાન એ 'પદસ્થ–પ્રણિધાન' છે.

(૨) **પિંડસ્થ** :–'शरीरस्थस्य'–શરીરસ્થિત અરિહંતનું ધ્યાન તે 'પિંડસ્થ–પ્રણિધાન' છે.

(૩) **રૂપસ્થ** :–'प्रतिमास्थस्य'–અરિહંતની પ્રતિમાનું ધ્યાન તે 'રૂપસ્થ–પ્રણિધાન' છે.

(૪) **રૂપાતીત** :–'योगिगम्यमर्हतो ध्यानम्'–અરિહંત પરમાત્માનું રૂપાતીત સ્વરૂપનું ધ્યાન, જે યોગીગમ્ય છે, તે 'રૂપાતીત–પ્રણિધાન' છે.

આ ચારે પ્રણિધાનમાંથી શાસ્ત્રની આદિમાં પ્રથમનાં બે પ્રણિધાન–ધ્યાન સંભવે છે, પરંતુ છેલ્લાં બે નહિ.

**પદસ્થ પ્રણિધાન** :–'अनेन 'अर्हं' बीजेन सह आत्मनः सर्वतः संभेद'–અર્થાત્ 'અર્હં' પદ સાથે સર્વ પ્રકારે 'સંભેદ–પ્રણિધાન' હોય છે; તે 'ભેદ પ્રણિધાન' રૂપ 'પદસ્થ–પ્રણિધાન' છે.

**પિંડસ્થ પ્રણિધાન** :–'तदभिधेयेन' 'અર્હં' પદના અભિધેય કેવળજ્ઞાનાદિ જ્યોતિસ્વરૂપ પ્રથમ પરમેષ્ઠી અરિહંત પરમાત્માને આત્મા સાથે અભેદભાવે ધ્યાવવા. 'देवो भूत्वा देवं भजेत्–ध्यायेत्'–આત્મા સ્વયં દેવરૂપ બની પરમાત્માનું અભેદભાવે ધ્યાન કરે તે 'અભેદ–પ્રણિધાન' છે; તેને 'પિંડસ્થ–પ્રણિધાન' પણ કહે છે.

આ 'અભેદ–પ્રણિધાન' એ જ સમગ્ર વિઘ્નોનો વિનાશક અને અખિલ દૃષ્ટાદૃષ્ટ સંકલ્પ–મનોરથોને પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ સમાન હોવાથી તે 'તાત્ત્વિક–નમસ્કાર' છે.

નવકાર–મહામંત્રનાં પ્રથમનાં પાંચે પદો એ 'પદધ્યાન' કે 'પદસ્થ–પ્રણિધાન' સ્વરૂપ છે અને ચૂલિકારૂપ ચારે પદો, એ 'પરમપદ ધ્યાન'ના ફળને સૂચિત કરે છે.

આ પાંચે પરમેષ્ઠીઓ સાથે જ્યારે અભેદ ભાવે ધ્યાન થાય છે, ત્યારે તે 'પરમપદ ધ્યાન' કહેવાય છે. એ જ 'તાત્ત્વિક–નમસ્કાર' છે અને તે સર્વ પાપોનો સમૂળ ઉચ્છેદ કરે છે તથા સર્વ મંગળકારી કાર્યોને સિદ્ધ કરી આપે છે.

આ રીતે નવકાર–મહામંત્રની ચૂલિકામાં 'પરમપદ ધ્યાન'નો ફળરૂપે નિર્દેશ કરે છે તેથી 'પદ ધ્યાન' અને 'પરમ પદ ધ્યાન' એ સંપૂર્ણ (અડસઠ અક્ષરાત્મક) નવકાર મહામંત્રના ધ્યાન સ્વરૂપ છે અર્થાત્ નવકારમાં તે બન્ને ધ્યાન અને શેષ બાવીસ ધ્યાન-ભેદો પણ સમાયેલા છે.×

'પરમપદ ધ્યાન' એ નવકારના રહસ્યાર્થનો અનુભવ કરાવે છે.

× જુઓ : 'अरिहाणाइ थुत्तं'.

આમ સર્વ પ્રકારનાં ધ્યાનોનો સમાવેશ નવકારમાં થતો હોવાથી, 'તે સમગ્ર જિનશાસનનો સાર છે'–એ શાસ્ત્ર વચનને પુષ્ટિ મળે છે.

'ઉપમિતિ ભવપ્રપંચ કથા'માં કહ્યું છે કે–'સમસ્ત દ્વાદશાંગીનો સાર ધ્યાનયોગ છે અને શેષ સર્વ અનુષ્ઠાનો ધ્યાનયોગને સિદ્ધ કરવા માટે બતાવેલાં છે.'×

નવકારનો સંક્ષેપ પાંચ પરમેષ્ઠીઓમાં થાય છે. પાંચ પદો 'અર્હં'માં સમાયેલાં છે, તેથી પાંચે પદોનો સાર 'અર્હં' છે અને તેનું પરમાર્થ–બીજ (ह) અને બિંદુ છે અર્થાત્ નવકારના ધ્યાનને અભ્યાસ દ્વારા અનુક્રમે સૂક્ષ્મ, સૂક્ષ્મતર બનાવી બિંદુ–ધ્યાન પર્યંત કરવું જોઈએ.

બીજ–બિંદુનું ધ્યાન એ દ્વાદશાંગીનો મહાર્થ છે, અપૂર્વ અર્થ છે, પરમ અર્થ છે. તત્ત્વતઃ પરમેષ્ઠી ભગવંતોના ધ્યાન દ્વારા આત્મ–તત્ત્વનું જ ધ્યાન થાય છે.

આ રીતે 'મંત્રાધિરાજ નવકાર એ સમગ્ર દ્વાદશાંગીનો સાર છે'–એ વાત સુનિશ્ચિત થાય છે.

## [૨૩] સિદ્ધિ [પરમ સિદ્ધિ]

**મૂળપાઠ** :–सिद्धि–द्रव्यतः लौकिकाणिमादिरष्टधा, लोकोत्तरा राग–द्वेपमाध्यस्थ्य-रूपपरमानन्दलक्षणा; भावतो मुक्तिपदप्राप्तजीवानां–'से न दीहे न हस्से' इत्यादि (३१) 'अहवा कम्मे णव दरिसणम्मि' इत्यादि (३१) –मीलने (६२) द्वाषष्टिगुणचिन्तनम् ॥२३॥

**અર્થ**:–સિદ્ધિ–લૌકિક 'સિદ્ધિ'–લઘિમા, વશિતા, ઈશિત્વ, પ્રાકામ્ય, મહિમા, અણિમા, યત્રકામાવસાયિત્વ અને પ્રાપ્તિ – એમ આઠ પ્રકારની છે

રાગ અને દ્વેષમાં માધ્યસ્થ્ય ભાવરૂપ પરમાનંદ તે 'લોકોત્તર સિદ્ધિ' છે.

મુક્તિ પામેલા સિદ્ધાત્માઓના (અદીર્ઘ, અહ્રસ્વ ઇત્યાદિ) બાસઠ ગુણોનું ધ્યાન–એ ભાવથી સિદ્ધિ છે.

**વિવેચન** : 'સિદ્ધિ ધ્યાન'–એ પૂર્વોક્ત ધ્યાનનું ફળ છે.

અણિમાદિ 'લૌકિક સિદ્ધિઓ' છે. માધ્યસ્થ્યરૂપ રાગ–દ્વેષને જીતવાની કળા–એ 'લોકોત્તર સિદ્ધિ' છે. એ કળાના દીર્ઘકાલીન અભ્યાસ દ્વારા ભાવથી સિદ્ધિરૂપ સિદ્ધ ભગવંતોના ગુણોનું ધ્યાન થાય છે.

સિદ્ધ ભગવંતોના ગુણોનું ધ્યાન – એ રૂપાતીત હોવાથી શુક્લ–ધ્યાન છે. તેના દ્વારા આત્માનું અનંત સામર્થ્ય પ્રગટ થાય છે.

રાગ–દ્વેષના પ્રસંગોમાં માધ્યસ્થ્યરૂપ લોકોત્તર સિદ્ધિ–સમતા એ ભાવ-સિદ્ધિ છે. તેને સિદ્ધ ભગવંતોના અરૂપી ગુણોના ધ્યાનના કારણ તરીકે વર્ણવી છે. સમતાથી શુક્લ–ધ્યાન પ્રગટે છે

× उपमितिभवप्रपंचकथा ; प्रस्ताव-८, श्लो. ७२४ थी ७२६

અને શુકલધ્યાન વડે અનુક્રમે ઘાતીકર્મોનો ક્ષય થતાં કેવળજ્ઞાન, કેવળદર્શન અને યથાખ્યાત ચારિત્રરૂપ પૂર્ણ-સામાયિક પ્રગટે છે.

આ રીતે 'સામાયિક' અને 'ધ્યાન'-બંને પરસ્પર એકબીજાનાં કારણ છે, તેથી 'સિદ્ધિ-ધ્યાન'ના અધિકારી લોકોત્તર સમતાવાન મુનિ છે - એમ ગર્ભિત રીતે સૂચિત થાય છે.

## 'સિદ્ધિધ્યાનનું' રહસ્ય

સિદ્ધપદને પામેલા સિદ્ધ ભગવંતોને સર્વ કર્મોનો સંપૂર્ણ ક્ષય થવાથી સર્વ ગુણો આવિર્ભાવ પામ્યા છે. સિદ્ધ આત્માના એક-એક પ્રદેશે અનંત ગુણો પ્રગટપણે રહેલા છે. તેમાં પ્રસિદ્ધ એકત્રીસ ગુણોનું વર્ણન (બે રીતે) શાસ્ત્રોમાં જોવા-વાંચવા મળે છે.

'આચારાંગ-સૂત્ર'માં નિષેધાત્મક શૈલીએ વર્ણવેલા એકત્રીસ ગુણો નીચે પ્રમાણે છે:-

સિદ્ધ ભગવંતો-(૧) દીર્ઘ નથી કે હ્રસ્વ નથી, (૨) ગોળ નથી, (૩) ત્રિકોણ નથી, (૪) ચતુષ્કોણ નથી, (૫) પરિમંડલાકારે નથી, (૬) શ્યામ નથી, (૭) નીલ નથી, (૮) લાલ નથી, (૯) પીળા નથી, (૧૦) શ્વેત નથી, (૧૧) સુગંધી નથી, (૧૨) દુર્ગંધી નથી, (૧૩) તિક્ત નથી, (૧૪) કટુ નથી, (૧૫) તુરા નથી, (૧૬) ખાટા નથી, (૧૭) મધુર નથી, (૧૮) કઠિન નથી, (૧૯) મૃદુ નથી, (૨૦) ભારે નથી, (૨૧) હલકા નથી, (૨૨) શીત નથી, (૨૩) ઉષ્ણ નથી, (૨૪) સ્નિગ્ધ નથી, (૨૫) રૂક્ષ નથી, (૨૬) શરીરધારી નથી, (૨૭) જન્મ લેતા નથી, (૨૮) અમૂર્ત હોવાથી સંગવાળા નથી, (૨૯) સ્ત્રી નથી, (૩૦) પુરુષ નથી, અને (૩૧) નપુંસક નથી.[૩૮]

આ રીતે પાંચે પ્રકારના સંસ્થાનથી રહિત હોવાથી સિદ્ધ ભગવંતો નિરાકાર સ્વરૂપવાળા છે. પાંચે પ્રકારના વર્ણથી રહિત હોવાથી અરૂપી છે. તેમજ બંને પ્રકારની ગંધ ન હોવાથી અગંધ છે. પાંચે પ્રકારના રસ ન હોવાથી અ-રસ છે. આઠે પ્રકારના સ્પર્શ ન હોવાથી અ-સ્પર્શ છે, શરીર રહિત હોવાથી અશરીરી છે. જન્મ ન હોવાથી અજન્મા છે, અમૂર્ત હોવાથી અસંગ છે, ત્રણે વેદથી રહિત હોવાથી અવેદી છે.

બીજી રીતે એકત્રીસ ગુણોનું વર્ણન 'આવશ્યક-વૃત્તિ'માં આ પ્રમાણે કરેલું છે[૩૯] :-

---

३८. "से न दीहे न हस्से, न वट्टे, न तंसे, न चउरंसे, न परिमंडले, न किण्हे, न नीले, न लोहिए, न हालिद्दे, न सुक्किल्ले, न सुरभिगंधे, न दुरभिगंधे, न तित्ते, न कडुए, न कसाए, न अंबिले, न महुरे, न कक्खडे, न मउए, न गरुए, न लहुए, न सीए, न उण्हे, न निद्धे, न लुक्खे, न काए, न रुहे, न संगे, न इत्थी, न पुरिसे, न अन्नहा ।"

—आचारांग-सूत्र; : सू. १७१-२.

३९. अहवा कम्मे णव दरिसणम्मि चत्तारि आउए पंच ।
आइम अंते सेसे दो दो खीणाभिलावेण इगतीस ॥

—आवश्यकसूत्र-हारिभद्रीयाटीका ; पृ. ६६३.

પાંચ જ્ઞાનાવરણીય, નવ દર્શનાવરણીય, બે વેદનીય, બે મોહનીય, ચાર આયુષ્ય, બે નામ, બે ગોત્ર અને પાંચ અંતરાય – આ આઠે કર્મોનો ક્ષય થતાં એકત્રીસ ગુણો પ્રગટે છે.

આ રીતે વિવક્ષા ભેદથી ભિન્ન-ભિન્ન રીતે વર્ણવેલા સિદ્ધ પરમાત્માના બાસઠ ગુણોનું ચિંતન-ધ્યાન કરવાથી અરૂપી વગેરે તથા અનંત જ્ઞાનાદિ વગેરે આત્માના નિર્મળ ગુણોનું જ ધ્યાન થાય છે.

આ બાસઠ ગુણોમાં શેષ સર્વ ગુણો સમાઈ જાય છે.

નંદી-સૂત્ર, સિદ્ધ-પ્રાભૃત અને નવ-તત્ત્વ આદિ ગ્રંથોમાં વર્ણવેલા સિદ્ધ પરમાત્માના સ્વરૂપનું ચિંતન અને ભાવન 'સિદ્ધિ-ધ્યાન'માં સહાયક બને છે. ગુરુગમ દ્વારા તે ગ્રન્થોનો અભ્યાસ કરવાથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આદિ અનેક પ્રકારો વડે સિદ્ધ પરમાત્માના સ્વરૂપનો વિશદ અને સ્પષ્ટ બોધ થાય છે.

પ્રસ્તુત ધ્યાનમાં ઉપયોગી સિદ્ધ પરમાત્માના સ્વરૂપનો ટૂંકમાં વિચાર કરીએ :-

## સિદ્ધ પરમાત્માનું સ્વરૂપ

'નવ-તત્ત્વ-પ્રકરણ'માં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ સિદ્ધ પરમાત્માનું જે સ્વરૂપ વર્ણવેલું છે તે નીચે પ્રમાણે છે :-

(૧) **સત્** – સિદ્ધ ભગવંતોનું અસ્તિત્વ સદા માટે હોય છે, આકાશ-કુસુમની જેમ કોઈ કાળે પણ તેમનો અભાવ હોતો જ નથી.

એકપદવાળાં નામો વિદ્યમાન વસ્તુનાં વાચક હોય છે. 'સિદ્ધિ' પણ એકપદવાળું નામ છે, તેથી સિદ્ધો સદા વિદ્યમાન હોય છે.

(૨) **દ્રવ્ય પ્રમાણ** – દ્રવ્યની દૃષ્ટિએ સિદ્ધોની સંખ્યા 'અનંત' છે. એક સિદ્ધ પરમાત્માની અવગાહનામાં પણ બીજા અનંત સિદ્ધો રહેલા હોય છે. તેથી અસંખ્ય ગુણ સિદ્ધો દેશ અને પ્રદેશને સ્પર્શીને રહેલા છે.

(૩) **ક્ષેત્ર પ્રમાણ** – સિદ્ધ ભગવંતો લોકના અસંખ્યાત ભાગમાં રહેલા છે અર્થાત્ પિસ્તાળીસ લાખ યોજન પ્રમાણ નિર્મળ સ્ફટિક રત્નની શિલા ઉપર, લોકના અગ્રભાગને સ્પર્શીને પોતાના ચરમદેહની અવગાહનાના બે તૃતીયાંશ ભાગને અવગાહીને રહેલા છે.

(૪) **સ્પર્શના** – સિદ્ધ ભગવંતોની સ્પર્શના પણ લોકના અસંખ્ય ભાગમાં હોય છે, પરંતુ ક્ષેત્ર કરતાં સ્પર્શના કંઈક અધિક હોય છે.

(૫) **કાળ** – સિદ્ધ ભગવંતો આદિ અનંત કાળવાળા હોય છે એટલે કે સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થયા પછી અનંતકાળ સુધી (સદા માટે) તે જ અવસ્થામાં રહે છે, પરંતુ તેમનું બીજું કોઈ સ્થાનાંતર કે અવસ્થાનાંતર થતું નથી.

જીવને જુદાં જુદાં સ્થાનોમાં કે જુદી જુદી અવસ્થાઓમાં લઈ જનાર કર્મ-પ્રકૃતિ છે. કર્મના યોગે જ ગતિ-આગતિ થાય છે. કર્મનો સર્વથા વિયોગ થયા પછી પુનઃ કદાપિ સંયોગ થતો નથી. તેથી સિદ્ધો સાદિ-અનંત સ્થિતિએ અક્ષય-અનંત-અવ્યબાધ સુખમય સહજ શુદ્ધ-સ્વરૂપની રમણુતામાં લયલીન રહે છે.

એક સિદ્ધ પરમાત્માની અપેક્ષાએ તેમનો કાળ સાદિ-અનંત છે, પણ અનેક સિદ્ધોની અપેક્ષાએ અનાદિ-અનંત સ્થિતિ હોય છે.

(૬) **અંતર** – સિદ્ધ અવસ્થા શાશ્વત-સનાતન હોવાથી તેમને પુનઃ પતન કે અવસ્થાનાંતરનો અભાવ હોય છે; તેથી તેમનો 'અંતર' પડતો નથી.

(૭) **ભાગ** – સિદ્ધાત્માઓ સંખ્યાની દૃષ્ટિએ સંસારી જીવો કરતાં અનંતમા ભાગમાં છે અર્થાત્ સિદ્ધો કરતાં સંસારી જીવોની સંખ્યા અનંતગુણી અધિક છે. એક નિગોદમાં પણ અનંત જીવો હોય છે, તેની અનંતમા ભાગની સંખ્યાવાળા જીવો જ મોક્ષમાં જાય છે.

(૮) **ભાવ** – ભાવ એટલે પર્યાય-અવસ્થા. સિદ્ધ ભગવંતોમાં ક્ષાયિક અને પારિણામિક એ ભાવ હોય છે. તે ભાવ(અવસ્થા)માંથી તેઓ કદાપિ ચલિત થતા નથી.

**ક્ષાયિક ભાવ** – કર્મના ક્ષયથી પ્રગટેલો ભાવ તે ક્ષાયિકભાવ છે. સિદ્ધ ભગવંતોનાં સર્વ કર્મો ક્ષય પામેલાં હોવાથી તેઓમાં અક્ષય જ્ઞાન, અક્ષય દર્શન, અક્ષય ચારિત્ર અને અક્ષય સુખ-વીર્ય આદિ અનંત ગુણો ક્ષાયિકભાવે રહેલા હોય છે.

**પારિણામિક ભાવ** – સર્વ સિદ્ધ ભગવંતોમાં 'જીવત્વ' પારિણામિક ભાવે રહેલું છે.

(૯) **અલ્પ બહુત્વ** – મોક્ષના અધિકારી – પુરુષ, સ્ત્રી અને નપુંસક હોય છે. તેમાં સૌથી અલ્પ સંખ્યામાં નપુંસકો સિદ્ધ થાય છે. તેના કરતાં સંખ્યાતગુણી સંખ્યામાં સ્ત્રીઓ અને તેનાથી પણ સંખ્યાતગુણી સંખ્યામાં પુરુષો સિદ્ધ થાય છે.

## સિદ્ધ-સ્વરૂપના ધ્યાનની એક પ્રક્રિયા

પૂ. હરિભદ્રસૂરીશ્વરજી મહારાજકૃત 'ઉપદેશ-પદ'ની વૃત્તિમાં – સુદર્શન શેઠને અભયારાણી સાનુકૂળ ઉપસર્ગ કરે છે તે વખતે પોતાની પ્રતિજ્ઞાનું અખંડપણે પાલન થાય અને આવી પડેલો ઉપસર્ગ નિષ્ફળ જાય, તે માટે તેઓ સિદ્ધ પરમાત્માના ધ્યાનમાં લીન બની જાય છે – એમ જણાવી તેમણે કરેલા ધ્યાનનું આ પ્રમાણે વર્ણન કર્યું છે :-

"सो सविसेसं पच्चक्खाण-ट्ठाणे मणं निरुंभित्ता 'सिद्ध सिलोवरि सरदिंदु-कुंद-संखुज्ज-लच्छाए' अप्पाणं ट्ठावित्ता तद्देस समीववत्तिणो सिद्धे थुणियासेस किलेसे निउणं परिचिंतिउं लग्गो ।"

**અર્થ** :-તે સુદર્શન શેઠ તે સમયે (અભયારાણીએ અનુકૂળ ઉપસર્ગ કર્યા તે

સમયે) પોતાના મનને પ્રત્યાખ્યાન–સંયમ સ્થાનમાં વિશેષ સ્થિરતા પૂર્વક પરોવીને–શરદ્ ઋતુના ચન્દ્ર, મચકુંદના પુષ્પ અને શંખ જેવી ઉજ્જ્વળ કાન્તિવાળી સિદ્ધશિલા ઉપર પોતાના આત્માને સ્થાપિત કરીને, તે દેશ–સ્થાનને સમીપવર્તી સર્વ સંક્લેશ-રહિત એવા સિદ્ધ ભગવંતોના સ્વરૂપનું નિપુણ રીતે ધ્યાન કરવા લાગ્યા.

આ રીતે સિદ્ધ પરમાત્માના ધ્યાનમાં લીન બનેલા સુશ્રાવક સુદર્શન શેઠને બાહ્ય વાતાવરણની કોઈ અસર થઈ શકી નહિ

ધ્યાનની સિદ્ધિનો આ પ્રત્યક્ષ પુરાવો છે

આ ઉપરાંત 'નમસ્કાર–નિર્યુક્તિ'માં સિદ્ધ પરમાત્માના સ્વરૂપનું વિસ્તૃત વર્ણન છે. તેમજ 'જ્ઞાનાર્ણવ', 'શ્રીપાળ કથા', વગેરે ગ્રન્થોમાં પણ સિદ્ધ ભગવંતોના ધ્યાનની માહિતી દર્શાવી છે.

ધ્યાનાદિ બાવીસ ભેદોના નિરંતર અભ્યાસ દ્વારા 'સિદ્ધિ ધ્યાન' સિદ્ધ થાય છે. આ ધ્યાનમાં સિદ્ધ ભગવંતોના અરૂપી ગુણોનું ચિંતન–ધ્યાન હોય છે. તેને 'રૂપાતીત 'ધ્યાન' પણ કહી શકાય છે.

'રૂપાતીત–ધ્યાન'ના અભ્યાસ કાળમાં શુકલ–ધ્યાનનો પ્રારંભ થાય છે, જે કેવળજ્ઞાન અને મુક્તિનું પણ અનંતર કારણ છે.

આ ધ્યાનના પ્રભાવે અણિમાદિ આઠ લૌકિક–સિદ્ધિઓ અને પરમાનંદનો અનુભવ કરાવનારી એવી પરમ સમાધિ રૂપ સિદ્ધિ પણ પ્રાપ્ત થાય છે.

આ ધ્યાન વર્તમાન જન્મમાં પણ લૌકિક અને લોકોત્તર સિદ્ધિ પ્રદાન કરે છે અને પરભવમાં શીઘ્ર સિદ્ધિ–શાશ્વત મુક્તિ-સુખની નિષ્પત્તિ કરે છે, તેથી આ ધ્યાનનું 'સિદ્ધિ' નામ સાર્થક ઠરે છે.

## (૨૪) પરમસિદ્ધિ ધ્યાન

મૂળપાઠ :–મુક્તગુણાનામાત્મન્યધ્યારોપણમ્ ॥૨૪॥

અર્થ :–મુક્ત–સિદ્ધ પરમાત્માના ગુણોનો પોતાના આત્મામાં આરોપ કરવો, તે 'પરમસિદ્ધિ ધ્યાન' છે.

વિવેચન :- 'સિદ્ધિધ્યાન'માં બતાવી ગયા તે મુજબ સિદ્ધ પરમાત્માના ગુણોનું ધ્યાન જ્યારે દીર્ઘ કાળ સુધી નિરંતર થાય છે ત્યારે સિદ્ધ પરમાત્માના સર્વ ગુણોનો પોતાના આત્મામાં અભેદ આરોપ કરી પોતાના આત્માને પણ સિદ્ધરૂપે ધ્યાવવાનું સામર્થ્ય પ્રગટે છે. કહ્યું પણ છે :–

'રૂપાતીત સ્વભાવવાળા કેવળજ્ઞાન અને કેવળદર્શન સ્વરૂપ, પરમાનંદમય સિદ્ધ પરમાત્માનું ધ્યાન કરવાથી ધ્યાતા પણ અનંત ગુણમય સિદ્ધ ભગવાન બને છે.'

ધ્યાતાનો ઉપયોગ સિદ્ધ પરમાત્માના આકારે પરિણમે છે ત્યારે ઉપયોગથી અભિન્ન આત્મા પણ સિદ્ધ કહેવાય છે.

સંસારી આત્મા અનાદિ કાળથી દેહાદિ પર-પદાર્થો સાથે અભેદપણા(એકતા)નો અનુભવ કરતો આવ્યો છે, પરંતુ દેહાદિથી ભિન્ન અને સત્તાએ સિદ્ધ સદશ એવા આત્મ-તત્ત્વને જાણી શક્યો નથી. હકીકતમાં આ જીવે દેહ સાથેની એકતાનો અનુભવ ભવોભવમાં કર્યો છે, એથી તે (અભ્યસ્ત હોઈને) તેને સુલભ છે, પરંતુ દેહથી ભિન્ન સિદ્ધ સદશ આત્માને અનુભવવાનો અભ્યાસ ક્યારે ય પણ કર્યો નહિ હોવાથી તે ભેદ-જ્ઞાન તેને અત્યંત દુર્લભ છે. પણ પ્રબળ પુણ્યના યોગે સદ્‌ગુરુનો સુયોગ થતાં જીવનાં દિવ્ય ચક્ષુ ઊઘડે છે ત્યારે અવિદ્યાનો અંધકાર નાશ પામી જતાં, સ્વ-આત્મામાં જ પરમાત્માનું પવિત્ર દર્શન થાય છે. તેને જ નિશ્ચયથી આત્મદર્શન, સમ્યગ્‌જ્ઞાન અને મુનિપણું કહેવાય છે.

આ રીતે 'પરમસિદ્ધિ ધ્યાન'-એ ધ્યાનની પરાકાષ્ઠાને બતાવે છે, તે અપ્રમત્ત અવસ્થામાં થતા 'રૂપાતીત-ધ્યાન'નું દ્યોતક છે. ઉપશમ-શ્રેણિ અને ક્ષપક-શ્રેણિગત ધ્યાનોમાં પણ 'પરમ સિદ્ધિ ધ્યાન' અવશ્ય હોય છે.

'જ્ઞાનાર્ણવ'* માં પણ સિદ્ધિ અને પરમસિદ્ધિ ધ્યાનનું વર્ણન છે તે નીચે પ્રમાણે છે :-

અરિહંત પરમાત્માનું આલંબન ધ્યાન સિદ્ધ થયા પછી ત્રણ લોકના નાથ, પરમેશ્વર સિદ્ધ પરમાત્માના ધ્યાનનો પ્રારંભ કરવો જોઈએ.

જે પરમાત્મા સયોગી કેવળી અવસ્થામાં સાકાર હતા, તે સિદ્ધ અવસ્થામાં નિરાકાર, અક્રિય, પરમાક્ષર, નિર્વિકલ્પ, નિષ્કલંક, નિષ્કંપ, નિત્ય અને આનંદના મંદિર સ્વરૂપને ધારણ કરે છે.

જેમના જ્ઞાનમાં સકળ ચરાચર પદાર્થો જ્ઞેયરૂપે પ્રતિબિંબિત થાય છે, તેથી જે વિશ્વરૂપ છે, જેમનું અદ્‌ભુત અમૂર્ત સ્વરૂપ મિથ્યાદષ્ટિ જીવોને અગમ્ય છે, જેઓ સદા ઉદયસ્વરૂપ છે, કૃતાર્થ અને કલ્યાણરૂપ છે, શાન્ત, નિષ્કલ, અશરીરી અને શોકરહિત છે.

જેઓ સમગ્ર ભવ-સંચિત કર્મ-ક્લેશ રૂપ વૃક્ષોને ભસ્મીભૂત કરવામાં પ્રચંડ અગ્નિ સમાન છે, પૂર્ણ શુદ્ધ છે, અત્યંત નિર્લેપ છે, જ્ઞાન-સામ્રાજ્યમાં પ્રતિષ્ઠિત છે, વિશુદ્ધ દર્પણમાં સંક્રાન્ત થયેલા પ્રતિબિંબ સદશ મહાપ્રભાવવાળા છે, જેઓ જ્યોતિર્મય, અનંત વીર્યયુક્ત, મહાપરાક્રમી અને પુરાતન છે.

વળી જેઓ પરમ વિશુદ્ધ, અષ્ટ ગુણોથી યુક્ત છે, રાગાદિ દોષોથી સર્વથા રહિત છે, નીરોગી, અપ્રમેય-જીનાં ભેદ-જ્ઞાનીથી જ્ઞેય તેમજ વિશ્વનાં સર્વ તત્ત્વો જેમનામાં વ્યવસ્થિત છે અને જેમનું સ્વરૂપ બાહ્ય-ભાવોથી અગ્રાહ્ય છતાં અંતરંગ-ભાવોથી ગ્રાહ્ય બની શકે તેવું છે.

આવું સહજ શુદ્ધ આત્મસ્વરૂપ સિદ્ધ પરમાત્માને પ્રગટ છે. એવા નિષ્પન્ન, અત્યંત અવ્યાબાધ સુખમય સિદ્ધ પરમાત્મા સર્વ જગતને વંદનીય છે.

જેના અલ્પકાળના ધ્યાન માત્રથી પણ ભવ્ય જીવોનો ભવ-વ્યાધિ નષ્ટ થઈ જાય છે.

તેઓ ત્રણે લોકના સ્વામી અવિનાશી પરમાત્મા છે, જેમનું સ્વરૂપ જાણવાથી સમગ્ર વિશ્વનું સ્વરૂપ જણાઈ આવે છે. તે પરમાત્માના સ્વરૂપના જ્ઞાન વિના સ્વ-આત્મ-સ્વરૂપમાં સ્થિરતા પ્રાપ્ત થતી નથી, માટે જ યોગીપુરુષો તેઓનું શુદ્ધ-સ્વરૂપ જાણી સ્વયં સિદ્ધ-સ્વરૂપને વરે છે.

---

*ज्ञानार्णव; सवीर्यध्यानवर्णन-श्लो०-२२ थी ३८.

સર્વ મુમુક્ષુઓએ અન્ય સર્વનું શરણું છોડી સિદ્ધ-પરમાત્માના સ્વરૂપમાં જ અંતરાત્માને તન્મય બનાવી ધ્યાન કરવું જોઈએ – તે આ પ્રમાણે :-

**'પરમસિદ્ધિ ધ્યાન'માં તન્મયતા સિદ્ધ કરવાનો ઉપાય**

જે સિદ્ધ પરમાત્મા વાણીથી અગોચર, અવ્યક્ત અને શબ્દરહિત છે, જન્મમરણથી રહિત અને ભવ-ભ્રમણથી મુક્ત છે તેથી તેમનું ધ્યાન મનને વિકલ્પ રહિત બનાવી કરવું જોઈએ.

જેમના કેવળજ્ઞાનના અનંતમા ભાગમાં પણ અનંત દ્રવ્ય-પર્યાયથી ભરેલો સંપૂર્ણ લોક અને અલોક જ્ઞેયરૂપે સ્થિર છે, જે ત્રણે લોકના ગુરુ છે.

આ રીતે સિદ્ધ-સ્વરૂપનું સ્થિરતાપૂર્વક ચિંતન કરતો અને તેમના ગુણ-સમૂહના સ્મરણથી સુપ્રસન્ન બનેલો યોગી સિદ્ધ-સ્વરૂપને સિદ્ધ કરવા આત્માને આત્મા વડે તેમાં જ એકાકાર બનાવવા પ્રયત્ન કરે છે.

આ મુજબના વારંવારના અભ્યાસથી ભાવ-સિદ્ધનું આલંબન લેનાર યોગી અનુક્રમે ગ્રાહ્ય-ગ્રાહક ભાવથી મુક્ત બની તેમાં જ તન્મયતા સિદ્ધ કરે છે (અર્થાત્ આ આલંબન ધ્યાનના સતત અભ્યાસ પછી સાધક જ્યારે તન્મય અવસ્થાને પ્રાપ્ત થાય છે, ત્યારે પરમાત્મા 'ગ્રાહ્ય' અને હું 'ગ્રાહક' એવો ભેદભાવ નાબૂદ થઈ જાય છે.)

આવી અભેદની ભૂમિકામાં રહેલો સાધક સર્વ પદાર્થોના વિકલ્પથી રહિત બની પરમાત્મા-સ્વરૂપમાં એવો લીન બની જાય છે કે જેથી 'ધ્યાતા' અને 'ધ્યાન' પ્રત્યયનો વિલય થતાં માત્ર 'ધ્યેય' સાથેની એકતા અનુભવાય છે.

પરમાત્મ-સ્વરૂપમાં લીન થતાં જ તે સમયે સમતારસનું શીતળ ઝરણું વહેવા માંડે છે – આ ભૂમિકાને 'એકીકરણ' ભાવ પણ કહે છે.

'યોગશાસ્ત્ર'માં 'સિદ્ધિ' અને 'પરમસિદ્ધિ' ધ્યાનનો 'રૂપાતીત-ધ્યાન' તરીકે ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે:– 'અમૂર્ત, ચિદાનંદ સ્વરૂપ, નિરંજન સિદ્ધ પરમાત્માનું ધ્યાન-એ 'રૂપાતીત-ધ્યાન' છે.[૪૦] નિરંતર સિદ્ધ પરમાત્માનું ધ્યાન કરતો યોગી તેમના શુદ્ધ-સ્વરૂપના આલંબને ગ્રાહ્ય-ગ્રાહક ભાવ રહિત તન્મયતા પ્રાપ્ત કરે છે. અન્ય સર્વનું શરણું છોડી દઈને સિદ્ધ-સ્વરૂપમાં એવી લીનતા પામે છે કે જ્યાં 'ધ્યાતા' કે 'ધ્યાન'ની કોઈ ભેદરેખા ન રહેતાં માત્ર 'ધ્યેયાકાર'ની જ પ્રતીતિ શેષ રહે છે, આત્મા પરમાત્મામાં અભિન્નરૂપે લીન બની જાય છે.

---

૪૦. अमूर्तस्य चिदानन्दरूपस्य परमात्मनः ।
निरञ्जनस्य सिद्धस्य ध्यानं स्याद्रूपवर्जितम् ॥

–'योगशास्त्र': प्रकाश-१०, श्लो. १.

# ધ્યાનવિચાર

## ઉત્તર વિભાગ

### (સવિવેચન)

ધ્યાન–પરમધ્યાન આદિ ચોવીસ ધ્યાન–માર્ગના ભેદોનું નિરૂપણ અને વિવેચન કરીને, તેમાં બતાવેલા કેટલાક અગત્યના પદાર્થો–ચિંતા (ચિંતન), ભાવના, અનુપ્રેક્ષા, ભવનયોગ અને કરણયોગ વગેરેનું વર્ણન અને તેના સંબંધમાં કેટલાક ઉપયોગી સ્પષ્ટીકરણો ગ્રન્થકાર મહર્ષિ સ્વયં કરે છે. તેનો વિચાર આ ઉત્તર વિભાગમાં કરીશું.

ધ્યાન સાધનામાં પ્રવેશ અને પ્રગતિ કરવા ઇચ્છતા સાધકોએ ધ્યાનના પૂર્વાભ્યાસ માટે ધ્યાનનાં લક્ષણમાં જ બતાવેલી 'ચિંતા' અને 'ભાવના' જે અનુક્રમે શ્રુતજ્ઞાન અને પંચાચાર પાલન સ્વરૂપ છે, તેનો જીવનમાં નિત્ય–નિયમિત અભ્યાસ કરવો જરૂરી છે.

### 'ચિંતા'(ચિંતન)નું સ્વરૂપ અને તેના પ્રકારો

**મૂળપાઠ:**—तत्र चिन्ता, भावनाऽनुप्रेक्षाव्यतिरिक्तं चलं चित्तम् ।
सा च सप्तधा—

**प्रथमा :** तत्त्वचिन्ता–परमतत्त्वचिन्तारूपा । तत्राद्या जीवाऽजीवादीनां ९ । द्वितीया ध्यानादीनामेव २४ भेदानाम् ॥ १ ॥

द्वितीया : मिथ्यात्व–सास्वादन–मिश्रदृष्टिगृहस्थरूपा । अत्रैतेषां स्वरूपं विपर्यस्तादिरूपं चिन्त्यम् ॥२॥

तृतीया : चतुर्विधानाम्–क्रिया (१८०)–अक्रिया (८४)–अज्ञान (६७)–विनय (३२) वादिनां (३६३) पाखण्डिनां स्वरूपचिन्ता ॥ ३ ॥

चतुर्थी : पार्श्वस्थादिस्वयूथ्यस्वरूपचिन्ता ॥ ४ ॥

पंचमी : नारक–तिर्यङ्–नरामराणामविरतसम्यग्दृष्टीनां स्वरूपचिन्ता ॥ ५ ॥

षष्ठी : मनुष्याणां देशविरतसम्यग्दृष्टीनां स्वरूपचिन्ता ॥ ६ ॥

सप्तमी : प्रमत्तादि–अयोगिपर्यन्तानां नवानां सर्वविरतानां सिद्धानां चानन्तर १५–परम्परगतभेदानां स्वरूपचिन्तनम् ॥ ७ ॥

આ શુદ્ધાત્મ-ધ્યાનના અધિકારી વિશે 'ધર્મપરીક્ષા' × માં આ પ્રમાણે ઉલ્લેખ મળે છેઃ-

જે મુનિ ગુરુ-આજ્ઞામાં સ્થિર થઈ, વ્યવહાર કુશળ બની, આવશ્યકાદિ ક્રિયા-યોગની આરાધના વડે શુદ્ધ ચિત્તવૃત્તિવાળા બન્યા હોય છે તેમને નિશ્ચય-નયના આલંબનની ભૂમિકા વખતે શુદ્ધાત્મ-સ્વભાવની પરિણતિ પ્રગટવાથી અધ્યાત્મ-ધ્યાનમાં પણ એકાગ્રતા ઉલ્લસિત થતાં તન્મયતા સિદ્ધ થાય છે.

શુદ્ધ અધ્યાત્મ-ધ્યાનમાં તન્મયતા સિદ્ધ થવાથી વિષય-કષાય આદિ દોષો રહિત તથા વિજ્ઞાન અને આનંદમય અર્થાત્ સ્વરૂપ-પ્રતિભાસ અને પ્રશમ-સુખની એકરસતાને પામેલું, પરિશુદ્ધ-સ્વભાવથી જ સ્ફટિકરત્ન તુલ્ય નિર્મળ એવું આત્મ-સ્વરૂપ પ્રત્યક્ષ અનુભવાય છે અને તેથી આત્મામાં જ રત. તૃપ્ત અને સંતુષ્ટ થયેલા મુનિને સ્વ-આત્મામાં જ પ્રતિબંધ અને વિશ્રાન્તિ થવાથી સર્વ વિકલ્પો શમી જાય છે.

સંક્ષોભ રહિત સમુદ્રમાં પવનના અભાવે જેમ જળતરંગો-મોજાંઓ ઉત્પન્ન થતાં નથી, તેમ આત્મ-સ્વરૂપના સાક્ષાત્કાર સમયે પૌદ્ગલિક પદાર્થોના ગ્રહણ-ત્યાગનો અભાવ હોવાથી શુભ કે અશુભ કોઈ વિકલ્પ ચિત્તમાં ઉત્પન્ન થતા નથી.

'का अरतिः ? को वा आनंदः ?'-આવા વિકલ્પો પણ આત્મ-પ્રાપ્તિની પળોમાં હોતા નથી. આ વાત અધ્યાત્મ-શાસ્ત્રો આચારાંગાદિ આગમ-ગ્રંથોમાં પણ કહી છે

આત્મ-સ્વરૂપના સાક્ષાત્કાર-અનુભવ સમયે સુખદુઃખના સૂક્ષ્મ વિકલ્પોનો પણ અભાવ હોય છે, તો તેના સાધનભૂત ગૃહ, સંપત્તિ, સ્વજનાદિ પુદ્ગલ સંસર્ગજનિત સ્થૂલ વિકલ્પોને ક્યાંથી અવકાશ મળે ?

આવી નિર્વિકલ્પ-દશાને 'શુદ્ધાત્માનુભવ' કહે છે અને તે ધર્મ - શુક્લધ્યાનનું ફળ છે. તેને ચિદાનંદ, નિષ્પંદ અવસ્થારૂપ નિર્વિકલ્પ સમાધિ પણ કહે છે.

આવી નિર્વિકલ્પ સમાધિને ઉત્પન્ન કરનાર શુદ્ધ વિકલ્પદશાનું સ્વરૂપ જોઈએ.

'આ સર્વ મન-વાણી-કાયા-ધન-ગૃહાદિ પૌદ્ગલિક પરિણામો મારા આત્મ-દ્રવ્યથી એકાન્તે ભિન્ન છે. ત્રણે કાળમાં આ પદાર્થો ઉપયોગ લક્ષણવાળા બનતા નથી અને હું જ્ઞાન ઉપયોગ સ્વભાવવાળો છું, તેથી પુદ્ગલભાવથી ભિન્ન અને એક છું. અનાદિ કાળથી અન્ય દ્રવ્યોના સંસર્ગમાં આવવા છતાં અન્ય દ્રવ્યના સ્વભાવને પામ્યો નથી તથા અનંત પર્યાયોનો આવિર્ભાવ અને તિરોભાવ સતત ચાલુ હોવા છતાં એક શુદ્ધાત્મ-દ્રવ્યપણે હું એક અનંત શક્તિમય આત્મા છું.

જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ રત્નત્રય સ્વભાવવાળો હોવા છતાં મારા શુદ્ધાત્મ-દ્રવ્યની એકતા અખંડિત રહે છે, એટલે કે પ્રભા-નિર્મળતા અને દોષહરણ શક્તિથી યુક્ત જાતિરત્નની જેમ મારી એકતામાં ક્ષતિ આવતી નથી.'

× 'ધર્મપરીક્ષા'—રચયિતા પૂ. ઉપા. યશોવિજયજી મહારાજ-ગાથા ૯૯ થી ૧૦૩.

શુદ્ધાત્મ-દ્રવ્ય સંબંધી આવા શુભ-વિકલ્પો એ 'અવિકલ્પ-સમાધિ'ના જનક બને છે.

શુદ્ધ-વિકલ્પો દ્વારા ઉત્પન્ન થયેલા સંસ્કારો અન્ય વિકલ્પજન્ય સંસ્કારોના વિરોધી હોવાથી તેવા વિકલ્પોને ઉત્પન્ન થવા દેતા નથી એટલે અન્ય અશુભ-વિકલ્પોનો નાશ કરીને આ શુદ્ધ-વિકલ્પ સ્વતઃ શાન્ત થઇ જાય છે

આ શુદ્ધાત્મ-ધ્યાન 'અવિકલ્પ-સમાધિ'ને ઉત્પન્ન કરનાર હોવાથી પરમ રહસ્યમય છે.

"एयं परमं नाणं परमो धम्मो इमोच्चिय पसिद्धो ।
एयं परमं रहस्सं णिच्छयसुद्धं जिणाविंति ॥

-धर्मपरीक्षा ; श्लो. १०४

આ અધ્યાત્મ-ધ્યાન એ 'પરમ જ્ઞાન' છે કારણ કે જ્ઞાનનું ફળ વિરતિ છે, વિરતિ સમતા સ્વરૂપ છે અને સમતા ધ્યાનને આધીન છે.

આત્મ-ધ્યાન વિના સમતા પ્રગટતી નથી.

આ અધ્યાત્મ-ધ્યાન એ પ્રસિદ્ધ પરમ-ધર્મ છે. દુર્ગતિમાં પડતા જીવને ધારણ કરી નિયમા સદ્‌ગતિ તેમજ સિદ્ધિગતિમાં લઇ જાય છે. જિનેશ્વર પરમાત્માઓ પણ આ ધ્યાનને નિશ્ચય શુદ્ધ-પારમાર્થિક નયથી વિશુદ્ધ એવું 'પરમ રહસ્ય' કહે છે.

આ વિષયમાં આગમ-પ્રમાણ :

परमरहस्समिसीणं समत्तगणिपिडगझारिअ सासणं ।
परिणामियं पमाणं-णिच्छयमवलंवमाणाणं ॥

-सम्मतितर्क

અધ્યાત્મ-ધ્યાનનું આ પરમ રહસ્ય જાણી-સમજી સુજ્ઞ મુમુક્ષુ આત્માઓએ તેને જીવનમાં પ્રધાન બનાવવું જોઇએ.

## ઉપસંહાર

આ રીતે ધ્યાનના બધા ભેદ-પ્રભેદોને જાણીને તત્ત્વજ્ઞ યોગી લક્ષ્યના આલંબન વડે અલક્ષ્યનો, સ્થૂલના આલંબન વડે સૂક્ષ્મનો અને સાલંબન ધ્યાન વડે નિરાલંબન ધ્યાનનો સતત અભ્યાસ કરતો રહીને આત્મ-તત્ત્વની અનુભુતિ શીઘ્રતાથી મેળવી શકે છે અને તે આત્મ-ધ્યાનરૂપી ધ્યાનામૃતમાં મગ્ન બનેલું શ્રમણનું મન જગતનાં સર્વ તત્ત્વોનો સાક્ષાત્કાર કરીને આત્માની પરમ શુદ્ધિના પ્રકર્ષને પામે છે.

આ પ્રમાણે 'ધ્યાન'-'પરમ ધ્યાન' આદિ ૨૪ ભેદોનું નિરૂપણ અને વિવેચન કરીને તેમાં બતાવેલાં ચિંતાભાવના, કરણયોગ-ભવનયોગ આદિ મહત્ત્વના પદાર્થોનું વિશદ વર્ણન શાસ્ત્રકાર મહર્ષિ સ્વયં કરે છે, તે 'ઉત્તર વિભાગ'માં આપવામાં આવેલ છે.

॥ પૂર્વ વિભાગ સંપૂર્ણ ॥

# ધ્યાનવિચાર

## ઉત્તર વિભાગ

### (સવિવેચન)

ધ્યાન–પરમધ્યાન આદિ ચોવીસ ધ્યાન–માર્ગના ભેદોનું નિરૂપણ અને વિવેચન કરીને, તેમાં બતાવેલા કેટલાક અગત્યના પદાર્થો–ચિંતા (ચિંતન), ભાવના, અનુપ્રેક્ષા, ભવનયોગ અને કરણયોગ વગેરેનું વર્ણન અને તેના સંબંધમાં કેટલાંક ઉપયોગી સ્પષ્ટીકરણો ગ્રન્થકાર મહર્ષિ સ્વયં કરે છે. તેનો વિચાર આ ઉત્તર વિભાગમાં કરીશું.

ધ્યાન સાધનામાં પ્રવેશ અને પ્રગતિ કરવા ઇચ્છતા સાધકોએ ધ્યાનના પૂર્વાભ્યાસ માટે ધ્યાનનાં લક્ષણમાં જ બતાવેલી 'ચિંતા' અને 'ભાવના' જે અનુક્રમે શ્રુતજ્ઞાન અને પંચાચાર પાલન સ્વરૂપ છે, તેનો જીવનમાં નિત્ય–નિયમિત અભ્યાસ કરવો જરૂરી છે.

### 'ચિંતા'(ચિંતન)નું સ્વરૂપ અને તેના પ્રકારો

**મૂળપાઠ:**—तत्र चिन्ता, भावनाऽनुप्रेक्षाव्यतिरिक्तं चलं चित्तम् ।
सा च सप्तधा—

**प्रथमा :** तत्त्वचिन्ता–परमतत्त्वचिन्तारूपा । तत्राद्या जीवाऽजीवादीनां ९ । द्वितीया ध्यानादीनामेव २४ भेदानाम् ॥ १ ॥

द्वितीया : मिथ्यात्व–सास्वादन–मिश्रदृष्टिगृहस्थरूपा । अत्रैतेषां स्वरूपं विपर्यस्तादिरूपं चिन्त्यम् ॥२॥

तृतीया : चतुर्विधानाम्–क्रिया (१८०)–अक्रिया (८४)–अज्ञान (६७)–विनय (३२) वादिनां (३६३) पाखण्डिनां स्वरूपचिन्ता ॥ ३ ॥

चतुर्थी : पार्श्वस्थादिस्वयूथ्यस्वरूपचिन्ता ॥ ४ ॥

पंचमी : नारक–तिर्यङ्–नरामराणामविरतसम्यग्दृष्टीनां स्वरूपचिन्ता ॥ ५ ॥

षष्ठी : मनुष्याणां देशविरतसम्यग्दृष्टीनां स्वरूपचिन्ता ॥ ६ ॥

सप्तमी : प्रमत्तादि–अयोगिपर्यन्तानां नवानां सर्वविरतानां सिद्धानां चानन्तर १५–परम्परगतभेदानां स्वरूपचिन्तनम् ॥ ७ ॥

**અર્થ** :–ભાવના અને અનુપ્રેક્ષાથી ભિન્ન જે ચલચિત્ત તે 'ચિંતા'(ચિંતન) કહેવાય છે. તે ચિંતા સાત પ્રકારની છે :–

(૧) તેમાં પ્રથમ પ્રકારની ચિંતાના બે પેટા પ્રકારો છે.

(અ) 'તત્ત્વચિંતા' અને (બ) 'પરમતત્ત્વચિંતા'.
જીવ–અજીવ આદિ ૯ તત્ત્વોનું* ચિંતન કરવું તે 'તત્ત્વચિંતા' છે અને ધ્યાન આદિ ૨૪ ભેદોનું× ચિંતન કરવું તે 'પરમતત્ત્વચિંતા' છે

(૨) મિથ્યાત્વ, સાસ્વાદન તથા મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકમાં રહેલા ગૃહસ્થોના વિપર્યસ્તાદિ* સ્વરૂપનું ચિંતન કરવું તે ચિંતાનો બીજો પ્રકાર છે.

(૩) ૧૮૦ ક્રિયાવાદી, ૮૪ અક્રિયાવાદી, ૬૭ અજ્ઞાનવાદી તથા ૩૨ વિનયવાદી એમ ૩૬૩ પાખંડીઓનાં+ સ્વરૂપનું ચિંતન કરવું તે ચિંતાનો ત્રીજો પ્રકાર છે.

(૪) પાર્શ્વસ્થ (પાસત્થા)° આદિ પોતાના યૂથ(વર્ગ)ના સાધુઓનું સ્વરૂપ ચિંતવવું તે ચિંતાનો ચોથો પ્રકાર છે.

(૫) નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતાઓમાં જે અવિરતસમ્યગ્દૃષ્ટિ જીવો હોય, તેઓના (નિર્મળ શ્રદ્ધાદિ ગુણોના) સ્વરૂપનું ચિંતન કરવું તે ચિંતાનો પાંચમો પ્રકાર છે.

(૬) મનુષ્યોમાં જે દેશવિરત સમ્યગ્દૃષ્ટિ હોય તેઓના (અણુવ્રતાદિ ગુણોના) સ્વરૂપનું ચિંતન કરવું તે ચિંતાનો છઠ્ઠો પ્રકાર છે.

(૭) છઠ્ઠા પ્રમત્ત ગુણસ્થાનકથી● (પ્રારંભી) ચૌદમા અયોગી કેવલી ગુણસ્થાનકો સુધીના (નવ પ્રકારના) સર્વવિરતિધર મુનિઓના તેમજ÷ પંદર પ્રકારના 'અનંતરસિદ્ધ'

---

* જીવ, અજીવ આદિ ૯ તત્ત્વોનું સ્વરૂપ જુઓ: આગળ 'યોગનાં આલંબનો' વિભાગમાં શક્તિયોગનાં આલંબનો

× ૨૪ ધ્યાન આદિનું સંક્ષિપ્ત સ્વરૂપ–જુઓ: ગ્રન્થપરિચય.

* મિથ્યાત્વ ગુણસ્થાનકમાં તત્ત્વનો વિપર્યાસ હોય છે. સાસ્વાદન ગુણસ્થાનકમાં સમ્યક્ત્વનો કંઈક સ્વાદ હોય છે. મિશ્ર ગુણસ્થાનકમાં તત્ત્વ તથા અતત્ત્વ બન્ને પ્રત્યે ઉદાસીનતા હોય છે. આ અંગેનાં વિશેષ સ્વરૂપ માટે 'કર્મગ્રંથ' આદિ ગ્રન્થોનું અવલોકન–અવગાહન કરવું.

+ ક્રિયાવાદી વગેરે ૩૬૩ પાખંડીઓનું વિશેષ સ્વરૂપ જાણવા જુઓ: પરિશિષ્ટ નં. ૪

° પાસત્થાદિનું સ્વરૂપ જુઓ: પરિશિષ્ટ નં. ૫.

● ૧૪ ગુણસ્થાનકનું સ્વરૂપ જુઓ: પરિશિષ્ટ નં. ૬.

÷ ૧૫ પ્રકારનાં અનંતર સિદ્ધોનાં તથા અનેક પ્રકારનાં પરંપર સિદ્ધોના ભેદોનું સ્વરૂપ 'पन्नवणा सूत्र' માં નીચે મુજબ જણાવેલું છે : (ચાલુ–પૃ. ૧૬૭).

અને અનેક પ્રકારના 'પરંપર સિદ્ધો'ના× સ્વરૂપનું ચિંતન કરવું તે ચિંતાનો સાતમો પ્રકાર છે.

વિવેચનઃ-ચિંતા શું છે?

સ્થિર કે અસ્થિર ચિત્તે થતી શુભ ચિંતન-પ્રવૃત્તિ એ ચિંતાની સામાન્ય વ્યાખ્યા છે અને વિશેષથી ચિંતાના ત્રણ પ્રકાર 'બૃહત્ કલ્પભાષ્યમાં'[41] બતાવ્યા છે. તે નીચે પ્રમાણે છેઃ-

"આત્મા જે સમયે મોક્ષમાં જાય છે, તે સમયે અનંતરસિદ્ધ કહેવાય છે, ત્યાર પછીના સમયોમાં એ જ આત્મા પરંપરસિદ્ધ કહેવાય છે.

મુક્તાત્માઓના બે ભેદ છેઃ (૧) અનંતર સિદ્ધો (૨) પરંપર સિદ્ધો.

અનંતર સિદ્ધોના ૧૫ ભેદ છે-

| | | | |
|---|---|---|---|
| (૧) તીર્થસિદ્ધ | (૫) સ્વયંબુદ્ધસિદ્ધ | (૯) પુરુષલિંગસિદ્ધ | (૧૩) ગૃહિલિંગ સિદ્ધ |
| (૨) અતીર્થસિદ્ધ | (૬) પ્રત્યેકબુદ્ધસિદ્ધ | (૧૦) નપુસકલિંગસિદ્ધ | (૧૪) એકસિદ્ધ |
| (૩) તીર્થંકરસિદ્ધ | (૭) બુદ્ધબોધિતસિદ્ધ | (૧૧) સ્વલિંગસિદ્ધ | (૧૫) અનેક સિદ્ધ |
| (૪) અતીર્થંકરસિદ્ધ | (૮) સ્ત્રીલિંગસિદ્ધ | (૧૨) અન્યલિંગસિદ્ધ | |

× પરંપરસિદ્ધો અનેક પ્રકારના છે—

અપ્રથમ સમયસિદ્ધ, દ્વિસમયસિદ્ધ, ત્રિસમયસિદ્ધ, ચતુઃસમયસિદ્ધ ઈત્યાદિ યાવત્ સંખ્યાત સમયસિદ્ધ, અસંખ્યાત સમયસિદ્ધ અને અનંત સમયસિદ્ધ —'पन्नवणा सूत्र', ૭-૮.

૪૧. झाणं नियमा चिंता, चिंता भइया उ तीसु ठाणेसु ।
झाणे तद्दंतरम्मि उ, तव्विवरीया व जा काइ ॥ १६४१ ॥

वृत्तिः—यद् मनः स्थैर्यरूपं तद् नियमात् चिन्ता । चिन्ता तु 'भक्ता' विकल्पिता त्रिपु स्थानेपु। तथाहि-कदाचिद् 'ध्याने' ध्यानविषया चिन्ता भवति यदा दृढाध्यवसायेन चिन्तयति । 'तदंतरम्मि उ' त्ति तस्य-ध्यानस्यान्तरं तदन्तरं तस्मिन् वा चिन्ता भवेत्, ध्यानान्तरिकायामित्यर्थः ।' 'तद्विपरीता वा' या काचिद् ध्याने ध्यानान्तरिकाया वा नावतरति किन्तु विप्रकीर्णा चित्तचेष्टा साऽपि चिन्ता प्रतिपत्तव्या ।

मतो यदा दृढाध्यवसायेन चिन्तयति तदा चिन्ता-ध्यानयोरेकत्वम्, अन्यथा पुनरन्यत्वम् ।

—'बृहद् कल्पसूत्र : भाष्य १; उद्देशक-पृ. नं ४८१

અર્થ :-ચિન્તાના ત્રણ પ્રકાર છે :

(૧) ક્યારેક ધ્યાન સમયે ધ્યાન વિષયક જે ચિન્તા (ચિન્તન) દૃઢ અધ્યવસાય (મનની સ્થિરતા) પૂર્વક થાય છે, તે ધ્યાનરૂપ ચિન્તા છે.

(૨) ધ્યાનની પછી (કે પહેલાં) જે ચલ ચિત્તેથી ચિંતન થાય તે ધ્યાનાન્તરિકા રૂપ ચિન્તા છે.

(૩) અને આ બે ચિન્તાઓથી ભિન્ન જે છૂટી-છવાઈ વિચારણાઓ થાય છે, તે વિપ્રકીર્ણ-રૂપ ચિન્તા છે.

સાધક જ્યારે સ્થિરચિત્તપૂર્વક ચિંતન કરે છે ત્યારે તે ચિંતા અને ધ્યાનની એકતા થઈ જાય છે અર્થાત્ તે ચિંતા ધ્યાનરૂપ બની જાય છે. તે સિવાયની ચિંતા એ ધ્યાનથી ભિન્ન છે.

(૧) ચિત્તની સ્થિરતાપૂર્વક થતું ચિંતન એ ધ્યાનરૂપ ચિંતા

(૨) બે ધ્યાનના વચગાળામાં થતું ચિંતન એ ધ્યાનાન્તરિકારૂપ ચિંતા.

(૩) છૂટીછવાઈ વિચારધારાઓ – જે ધ્યાન અને ધ્યાનાન્તરિકાથી જુદા સ્વરૂપની છે, તે વિપ્રકીર્ણરૂપ ચિંતા

ચિંતાના આ ત્રણે પ્રકારોમાંથી પ્રસ્તુતમાં જે સાત પ્રકારની ચિંતાઓ જણાવી છે, તે વિપ્રકીર્ણરૂપ ચિંતા છે.

## સાત પ્રકારની ચિંતાનું સ્વરૂપ

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ – આ નવ તત્ત્વોના તથા ધ્યાનના ચોવીસ ભેદોના સ્વરૂપની વિચારણા કરવી તે 'તત્ત્વચિંતા' નામનો ચિંતાનો પહેલો પ્રકાર છે.

જગતમાં વિદ્યમાન જડ-ચેતન પદાર્થો, તેના ફેરફારો, સંસાર અને મોક્ષનાં સાધક-બાધક કારણો વગેરેનો વિચાર તથા પ્રસ્તુત ગ્રંથમાં નિર્દિષ્ટ ચોવીસ ધ્યાન માર્ગભેદોના સ્વરૂપનો વિચાર આ પહેલી ચિંતામાં આવી જાય છે.

પરસમયઃ–જગતમાં ચાલતાં ભિન્ન-ભિન્ન દર્શનો જે એકાન્તદૃષ્ટિવાળાં અને સર્વજ્ઞ વચનથી વિપરીત છે–જેવાં કે મિથ્યાદૃષ્ટિ, સાસ્વાદન કે મિશ્ર દૃષ્ટિવાળા જીવોના સંબંધમાં તથા ૩૬૩ પાખંડી વગેરેની એકાન્ત વિચારધારાઓનું ચિંતન કરવું એ બીજા અને ત્રીજા પ્રકારની ચિંતામાં સમાવેશ પામે છે.

અસત્યને અસત્યરૂપે સમજી, તેનો ત્યાગ કરવાથી જીવનમાં પ્રવેશતા દૃષ્ટિમોહ વગેરે દોષોથી બચી જવાય છે. અનેકાન્તવાદીને આ અભિગમ સુલભ છે.

સમાનધર્મી કહેવાતા એવા 'પાસત્થા' આદિના સ્વરૂપનો વિચાર કરવો એ ચિંતાનો ચોથો પ્રકાર છે.

આ ચિંતાથી સાધુ જીવનમાં સેવાતા દોષોનું સૂક્ષ્મ જ્ઞાન થતાં તેનો ત્યાગ સરળતાથી થાય છે.

પાંચમી ચિંતામાં સમ્યગ્દૃષ્ટિ, છઠ્ઠી ચિંતામાં દેશવિરતિ અને સાતમી ચિંતામાં સર્વવિરતિધર સાધુ ભગવંતો, કેવળી ભગવંતો તથા સિદ્ધ ભગવંતોના સ્વરૂપનું ચિંતન કરવાનું હોય છે–અર્થાત્ સમ્યગ્દૃષ્ટિ દેવ-મનુષ્ય વગેરેના શમ, સંવેગ આદિ ગુણોનો વિચાર કરવો એ પાંચમી ચિંતા છે. દેશવિરતિધર શ્રાવકના ગુણોનો વિચાર કરવો એ છઠ્ઠી ચિંતા છે અને પંચ પરમેષ્ઠી ભગવંતોના ગુણોનું ચિંતન કરવું એ સાતમી ચિંતા છે.

આ રીતે ઉત્તમ વ્યક્તિઓના ગુણોની અનુમોદના, આદર-બહુમાનપૂર્વક થવાથી

ચિંતકમાં પણ તેવા ગુણોનું પ્રગટીકરણ થાય છે, કારણ કે ગુણરાગ એ ગુણપ્રાપ્તિનો ઉત્તમ માર્ગ છે.

પદ, પરમપદ, સિદ્ધિ અને પરમસિદ્ધિ ધ્યાનમાં પંચ પરમેષ્ઠી ભગવંતોને ધ્યેયરૂપ બનાવી તેમનું ધ્યાન કરવાનું છે, પણ તે ધ્યાનમાં પ્રવેશ અને સ્થિરતા પ્રાપ્ત કરવા માટે સર્વ પ્રથમ તેમના ગુણોનું ચિંતન આદર-બહુમાનપૂર્વક થવું જોઈએ.

## ચિત્તના ત્રણ પ્રકાર

'ધ્યાનશતક'માં ભાવના, અનુપ્રેક્ષા અને ચિંતા એ ત્રણ પ્રકાર ચિત્તના બતાવ્યા છે.

ધ્યાનાભ્યાસની ક્રિયા એ **ભાવના** છે. ધ્યાનથી વિરામ પામેલા ધ્યાતાના ચિત્તની ચેષ્ટા—જે અનિત્યત્વાદિ બાર ભાવનાત્મક હોય છે, તે **અનુપ્રેક્ષા** છે. આ બંનેથી અલગ પ્રકારની મનની ચિંતા પ્રવૃત્તિ એ **ચિંતા** છે.

'બૃહત્ કલ્પ ભાષ્ય'માં અને 'ધ્યાનશતક'મા બતાવેલી વ્યાખ્યાથી 'ચિંતા'નુ સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે જીવ આદિ તત્ત્વોની વિચારણાઓ 'ચિંતા' સ્વરૂપ છે.

ઉપર બતાવેલી સાત પ્રકારની ચિંતા – શ્રુતજ્ઞાનરૂપ હોવાથી તેના દ્વારા સમસ્ત દ્વાદશાંગીનું ચિંતન કરવાનું ગર્ભિત સૂચન સાધકને મળે છે.

ધ્યાનની પૂર્વે ધ્યેયના સ્વરૂપનું વારંવાર ચિંતન કરવાથી ચિત્ત ધ્યેયમાં સ્થિર બને છે અને તે સ્થિરતા વધતાં ધ્યાનનો પ્રારંભ થાય છે. ધ્યાનસાધનામાં સાધક ક્રમશઃ આગળ વધતો જાય છે

મૈત્ર્યાદિ ભાવોથી ભાવિત હૃદયવાળા સાધકની તત્ત્વચિંતન સ્વરૂપ 'ચિંતા' એ 'અધ્યાત્મયોગ'રૂપ છે અને તેના વારંવાર અભ્યાસ સ્વરૂપ 'ભાવના' એ 'ભાવનાયોગ' રૂપ છે. તેમજ આ બન્નેના ફળ સ્વરૂપે પ્રગટતુ 'ધ્યાન' એ 'ધ્યાનયોગ' છે.

આ ગ્રન્થના પ્રારંભમાં જ નિર્દિષ્ટ – 'ચિંતા અને ભાવના પૂર્વકનો સ્થિર અધ્યવસાય એ ધ્યાન'–ધ્યાનના આ લક્ષણથી પણ એ જ વસ્તુ ફલિત થાય છે કે જેમ જેમ ધ્યેયનું સ્વરૂપ-ચિંતન સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ બનતું જાય છે, તેમ તેમ ધ્યાનમાં વેગ ઉત્પન્ન કરનાર આત્મિક વીર્ય–બળ પુષ્ટ બનતું જાય છે અને જેમ જેમ આત્મવીર્ય પુષ્ટ બનતું જાય છે, તેમ તેમ ધ્યાનયોગમા એકાગ્રતા. કર્મની નિર્જરા અને આત્મ-વિશુદ્ધિ વધતી જાય છે.

કઈ ચિંતા અને કઇ ભાવના વિશેષથી કયા પ્રકારના યોગ અને વીર્ય વિશેષની પુષ્ટિ થાય છે, તેનું સ્પષ્ટીકરણ આગળ (ભવનયોગ વગેરેના વિવેચનમાં) કરવામાં આવશે.

## ભાવનાનું સ્વરૂપ અને તેના પ્રકારો.

મૂળપાઠઃ--भावनाध्यानमाह--आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥*

(श्रीमद्-भगवद्-गीता-अ. ६ श्लोक ३.) आरुरुक्षोरभ्यासः ज्ञान-दर्शन-चारित्र-वैराग्य भेदाच्चतुर्धा ।

**અર્થ** :- યોગ ઉપર આરૂઢ થવાની જે મુનિની ઇચ્છા હોય તેને 'નિષ્કામ-કર્મ' [યોગની સાધના એ જ] સાધન છે; પરન્તુ યોગારૂઢ થયેલા મુનિને 'શમ' એ જ મોક્ષનું સાધન છે.

યોગ ઉપર આરોહણ કરવાની ઇચ્છા રાખનાર સાધકનાં અભ્યાસ, જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા વૈરાગ્ય ભાવનાના ભેદથી ચાર પ્રકારનાં છે.

મૂળપાઠઃ—(१) तत्र ज्ञानभावना-सूत्रार्थ तदुभयभेदात् त्रिधा-'नाणे निच्चब्भासो इत्यादि

(२) दर्शनभावना-आज्ञारुचि तत्त्व (९) परमतत्त्व (२४) रुचिभेदात् त्रिधा-'संकाइ दोसरहिओ' इत्यादि ॥

(३) चारित्रभावना-सर्वविरत-देशविरत-अविरत-भेदात् त्रिधा-णवकम्माणा-यणं.' इत्यादि. अविरतेऽप्यनन्तानुबन्धिक्षयोपशमादिजन्यउपशमादि चारित्रां-शाऽस्तीति ॥

(४) वैराग्य भावना-अनादिभवभ्रमणचिन्तन-विषयवैमुख्य-शरीराशुचिता चिन्तन-भेदात् त्रिधा-'सुविइयजगस्सभावो' इत्यादि ॥

**(१) જ્ઞાનભાવના**:- ભાવનાના ચાર પ્રકારમાં પ્રથમ જ્ઞાન ભાવનાનાં સૂત્ર, અર્થ અને તદુભય એમ ત્રણ પ્રકાર છે. જ્ઞાન-ભાવનાનું વિશેષ સ્વરૂપ 'ધ્યાનશતક'માં નીચે પ્રમાણે જણાવેલું છે :-

नाणे निच्चब्भासो, कुणइ मणोधारणं विसुद्धिं च ।
नाण-गुण-मुणियसारो तो झाइ सुनिच्चलमईयो ॥ ३१ ॥

---

* તુલના :-
आरुरुक्षुर्मुनिर्योगं श्रयेद् बाह्यक्रियामपि । योगारूढः शमादेव शुद्धयत्यन्तर्गतक्रियः
— ज्ञानसार; शमाष्टक श्लो. ३.

**અર્થ** :- શ્રુતજ્ઞાનનો નિત્ય અભ્યાસ કરવો, મનના અશુદ્ધ વ્યાપારનો નિરોધ કરીને મનને સ્થિર કરવું, સૂત્ર અને અર્થના જ્ઞાનની વિશુદ્ધિ કરવી, 'ચ' શબ્દથી ભવનિર્વેદ કેળવવો, તેમજ જ્ઞાન વડે તે જીવાદિ તત્ત્વોના ગુણ-પર્યાયોનો સાર-પરમાર્થ જેણે જાણ્યો છે, એવા સાધકે સુસ્થિર મતિવાળા થઈને ધ્યાન કરવું.

(૨) **દર્શનભાવના** :- આજ્ઞારુચિ, નવતત્ત્વરુચિ તથા ૨૪ પરમતત્ત્વોની રુચિ (અર્થાત્ ધ્યાનના ૨૪ ભેદોની રુચિ) એમ ત્રણ પ્રકારે છે.

'ધ્યાનશતક' માં દર્શન ભાવનાનું સ્વરૂપ નીચે મુજબ છે :-

संकाइदोसरहिओ पसम-थेज्जाइगुणगणोवेओ ।
होइ असंमूढमणो दंसणसुद्धीए झाणम्मि ॥ ३२ ॥

**અર્થ** :- શંકા વગેરે દોષથી રહિત અને પ્રશમ-સ્થૈર્ય આદિ ગુણોથી સહિત એવો પુણ્યાત્મા સમ્યગ્દર્શનની શુદ્ધિને લઇને ધ્યાન સાધનામાં સંમોહ અર્થાત્ ભ્રાન્તિ રહિત (સ્થિર) ચિત્તવાળો બને છે.

(૩) **ચારિત્ર ભાવના** :- સર્વવિરત, દેશવિરત અને અવિરત-આ ત્રણ પ્રકારની છે.
ચારિત્રભાવનાનું સ્વરૂપ 'ધ્યાનશતકમાં નીચે પ્રમાણે છે :-

णवकम्माणायाणं पोराणविणिज्जरं सुभायाणं ।
चारित्तभावणाए झाणमयत्तेण य समेइ ॥ ३३ ॥

**અર્થ** :- ચારિત્ર ભાવનાથી ભાવિત આત્મા નવાં કર્મોને ગ્રહણ કરતો નથી, જૂનાં કર્મોને ખપાવે છે, શુભને ગ્રહણ કરે છે તથા ધ્યાનને સરળતાથી પ્રાપ્ત કરે છે.

(૪) **વૈરાગ્ય ભાવના** :- અનાદિ ભવભ્રમણનું ચિંતન, વિષયો પ્રતિ વિમુખતા તથા શરીરની અશુચિતાનું ચિંતન-એ ત્રણ પ્રકારે છે.

'ધ્યાનશતક' માં વૈરાગ્ય ભાવનાનું સ્વરૂપ નીચે પ્રમાણે છે :-

सुविदिय जगस्सभावो निस्संगो निब्भओ निरासो य ।
वेरग्गभावियमणो झाणम्मि सुनिच्चलो होइ ॥ ३४ ॥

**અર્થ** :- જેણે જગતનો સ્વભાવ સારી રીતે જાણ્યો છે, જે નિઃસંગ, નિર્ભય તેમજ આશંસા રહિત છે, તેવો વૈરાગ્ય-ભાવિત મનવાળો સાધક ધ્યાનમાં અત્યંત નિશ્ચલ બને છે.

શુદ્ધ આત્માના ધ્યાનમાં રમણતા સાધવા ઉક્ત યોગ્યતાઓ પ્રધાન ભાગ ભજવે છે અને તેના પ્રતાપે, જીવ શિવપદગામી બનવાની દિશામાં અગ્રેસર બને છે.

વિવેચનઃ-ધ્યાનની પૂર્વે ભાવના અવશ્ય હોય છે.

ભાવના વિના ધ્યાનની વાસ્તવિક ભૂમિકાનો પ્રારંભ થતો નથી. ભાવના એ ધ્યાનનું પ્રધાન કારણ હોવાથી "भावना ध्यानमाह"-આ પંક્તિ દ્વારા ગ્રન્થકારે ભાવનાને પણ ધ્યાન સ્વરૂપ જણાવી છે.

'સૂત્રકૃતાંગ સૂત્ર'માં ભાવનાને યોગ તરીકે ઓળખાવે છે :

> भावणा जोग सुद्धप्पा जले नावा य आहिया ।
> नावा व तीरसंपन्ना सव्व दुक्खाणि तिउट्टई ॥

"ભાવનાયોગથી શુદ્ધ થયેલો આત્મા એ જળમાં જહાજ સમાન કહેલો છે. જહાજ જેમ (અથાગ જળને પાર કરીને) કિનારે પહોંચે છે તેમ આવો શુદ્ધ આત્મા (ભવસાગરને પાર કરીને) સર્વ દુઃખોનો અંત કરે છે."

આ રીતે આગમ ગ્રન્થોમાં ભાવનાને જે મહત્ત્વ આપવામાં આવ્યું છે તે જોયું.

હવે કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યજી મ. પોતાના 'યોગશાસ્ત્ર'માં અને શ્રી શુભચન્દ્રાચાર્યજી મ. પોતાના 'જ્ઞાનાર્ણવ'માં ભાવનાને નિર્મમત્વ સાધક અને આત્મશુદ્ધિકારક કહે છે તે જોઈએ:

'साम्यं स्यान्निर्ममत्वेन तत्कृते भावनाः श्रयेत् ।' (योगशास्त्र)

'સમભાવ નિર્મમત્વ વડે થાય છે અને નિર્મમત્વ સિદ્ધ કરવા માટે ભાવનાઓનો આશ્રય કરવો.'

> "चिनु चित्ते भृशं भव्य ! भावना भावशुद्धये ।
> य सिद्धान्तमहातन्त्रे देवदेवैः प्रतिष्ठिताः ॥५॥ (ज्ञानार्णव प्र. २.)

'હે ભવ્ય ! તું ભાવોની શુદ્ધિ માટે તારા ચિત્તમાં ભાવનાઓનું બરાબર ચિંતન કર; કારણ કે શ્રી જિનેશ્વર ભગવંતોએ આગમ ગ્રન્થોમાં જ તે ભાવનાઓને પ્રતિષ્ઠિત કરેલી છે અર્થાત્ તેનાં ભારોભાર વખાણ કરેલાં છે.'

શ્રી પતંજલિ મુનિ આદિ અન્ય યોગવિશારદોએ પણ ભાવનાનો ધ્યાનયોગના એક અંગ તરીકે સ્વીકાર કર્યો છે અને પોતાના યોગગ્રન્થોમાં તેનું વર્ણન કર્યું છે.

ધ્યાન-સાધનામાં ભાવાત્મક મનની રચનાનો મોટો પ્રભાવ પડે છે. માટે સાધકે પોતાના મનને અડોલ દૃઢ અને શુદ્ધ રાખવા પ્રશસ્ત ભાવનાઓ કે ભાવો અવશ્ય કરવા જોઈએ. માનવ સ્વયં ભાવમૂલક પ્રાણી છે. તેના ચિત્તના અશુભ, શુભ કે શુદ્ધ આશયને અનુરૂપ જ બંધ અને મોક્ષ, સંસાર અને સિદ્ધશિલા તરફની યાત્રા પ્રારંભાય છે, શુભાશુભ કર્મના બંધ અને અનુબંધ પડે છે

જ્ઞાનાદિ ચાર ભાવનાઓ, અનિત્યાદિ બાર ભાવનાઓ કે મૈત્રી આદિ ચાર ભાવનાઓ એ સંવર-રૂપ છે, સંવર નિર્જરાનું પૂર્વરૂપ છે અર્થાત્ એમ પણ કહી શકાય કે એ બંને એકબીજાનાં પૂરક છે. સંવર એ ધ્યાન અને યોગનું પ્રધાન અંગ છે, મહર્ષિ પતંજલિએ "योगश्चित्तवृत्तिनिरोधः" કહ્યો છે તો આ પાતંજલિને ઇષ્ટ, નિરોધ તથા જૈનદર્શનમાં "चिंता-निरोध-ध्यान" માં સૂચિત નિરોધ એ સંવર-રૂપ છે. ધ્યાન ભલે જૈનદર્શનનું હોય કે ઇતરદર્શનનું પણ-તેનું સ્વરૂપ સંવર દ્વારા જ બને છે. વૃત્તિનું સંવરણ થવું, વૃત્તિનું મોઢું બહાર ન રહેવું, પણ આત્માની તરફ થવું એ જ વૃત્તિનો સંવર છે એ જ નિર્જરા અથવા મોક્ષનો હેતુ છે.

જેના વડે મનને ભાવન (ભાવિત) કરવામાં આવે અર્થાત્ મનમાં જે ભાવવામાં આવે-સંસ્કારિત કરવામાં - આવે તે ભાવના છે. ભાવવું એટલે વિચારવું ચિંતવવું. માત્ર એક વાર એક

વિચાર કરવામાં આવે તેને ભાવના નથી કહેવાતી, પરંતુ મંત્ર જાપની જેમ વારંવાર જે વિચાર ઘૂંટવામાં આવે તેને "ભાવના" કહે છે. ભાવના એટલે અભ્યાસ.

'भवितुर्भवनानुकूलो भावयितुर्व्यापारविशेषः भावना'।*

જેવા થવાનું છે-બનવાનું છે એને અનુકૂળ ભાવુક આત્માનો વ્યાપાર (પ્રવૃત્તિ) વિશેષ તેભાવના છે.

પૂ. હરિભદ્રસૂરિજી મહારાજે ભાવનાને 'વાસના' પણ કહી છે. વિષય-કષાયજન્ય અશુભ ભાવોથી મલીન બનેલા મનને સ્વચ્છ, સુવાસિત કરવા માટે શુભભાવોની વાસના આપવી જોઈએ. જેથી અનાદિની અશુભવાસના નબળી પડતી જાય અને શુભવાસના સબળ બનતી જાય.

ભાવનાના સંક્લિષ્ટ (અશુભ) અને-અસંક્લિષ્ટ (શુભ) એમ બે પ્રકાર છે. ક્રોધ, માન, માયા અને મિથ્યાત્વ વગેરેના ભાવો એ અશુભ-ભાવના છે. ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ તથા જ્ઞાન, દર્શન ચારિત્ર અને વૈરાગ્ય આદિ ભાવો એ શુભ-ભાવના છે. શુભ-ભાવનાઓથી પાપનો (ભવનો) નાશ થાય છે, તેથી તેને 'ભવનાશિની' ભાવના કહેવાય છે અશુભ-ભાવનાઓથી પાપની (ભવની) વૃદ્ધિ થાય છે. માટે તે 'ભવવર્ધિની' ભાવના કહેવાય છે.

"યોગશાસ્ત્ર"માં બતાવેલી 'અહિંસા' આદિ પાંચ મહાવ્રતોની પચીસ ભાવનાઓ જે તે-તે વ્રતના રક્ષણ માટે છે. આ સર્વ શુભ-પ્રશસ્ત ભાવનાઓ છે અને તે ધ્યાન યોગની સાધનામાં જવા માટે પ્રવેશદ્વારરૂપ છે, અર્થાત્ ધ્યાનના અંગભૂત છે.

શુભ-ભાવનાઓ દ્વારા મનને ભાવિત (વાસિત) કરવામાં આવ્યું ન હોય તો સાધક ધ્યાનમાં ટકી શકતો નથી અર્થાત્ ભાવના વિના સાધક ધ્યાન માટે પાત્ર બની શકતો નથી. ધ્યાનમાં જવા, પહેલાં ભાવનાઓ ભાવવી પડે છે ભાવનાઓના બળે ચિત્તના વિક્ષેપો દૂર થવાથી તે શાંત અને સ્થિર બને છે. તેથી ચિત્ત-નિરોધરૂપ કે ચિત્ત-એકાગ્રતારૂપ ધ્યાનસાધના માટે સાધક યોગ્ય-પાત્ર બને છે.

અહીં દર્શાવેલી જ્ઞાનાદિ ભાવનાઓએ આત્માનાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર આદિ ગુણોને કેળવવા (પ્રગટાવવા) માટે છે.

ભાવનાયોગમાં એક એવી ચુંબકીય શક્તિ છે, જે આત્માના તે-તે ગુણોને આકર્ષિત કરે છે દોષ-દુર્ગુણને દૂર કરીને સદ્‌ગુણની સ્થાપના કરે છે. કોઇ પણ પદાર્થનું જ્ઞાન, ભાવનાના બળે તે-તે વસ્તુના આકારને ધારણ કરે છે. ત્યારે દૂર રહેલી પણ તે વસ્તુ આંખની સામે જ આવી ગઈ હોય એમ લાગે છે.

હવે જ્ઞાનભાવના આદિ ભાવનાઓનાં પ્રકાર અને સ્વરૂપનો ક્રમશઃ વિચાર કરીએ.

## (૧) 'જ્ઞાનભાવના' નાં પ્રકાર અને સ્વરૂપ

**(૧) સૂત્ર-જ્ઞાનભાવના :-** મૂળ સૂત્રોનો શુદ્ધ-સ્પષ્ટ ઉચ્ચારણ પૂર્વક અભ્યાસ કરવો.

**(૨) અર્થ-જ્ઞાનભાવના :-** સૂત્ર-સિદ્ધાન્તો ઉપર રચાયેલાં ભાષ્ય, નિર્યુક્તિ, વૃત્તિ વગેરે દ્વારા સૂત્રોના અર્થનું અધ્યયન-મનન કરવું.

* 'न्यायकोश', पृ. नं. ६२६,

**(૩) તદુભય-જ્ઞાનભાવના :–** સૂત્ર અને અર્થના તાત્પર્યને જીવનમાં ભાવિત બનાવવું અર્થાત્ આત્મસાત્ કરવું.

આ ત્રણેનો અનુક્રમે સતત અભ્યાસ કરવાથી જ્ઞાનાચારનું પાલન થાય છે. સૂત્ર, અર્થ અને તદુભયરૂપ જ્ઞાન–ભાવનાઓ એ જ્ઞાનાચારના (૧) વ્યંજન, (૨) અર્થ, અને (૩) તદુભયરૂપ, ત્રણ આચાર સ્વરૂપ જ છે; તેમજ શ્રુત, ચિંતા અને ભાવના જ્ઞાનરૂપ પણ છે અને તે (૪) કાળ, (૫) વિનય, (૬) બહુમાન, (૭) ઉપધાન અને (૮) અનિન્હવણ રૂપ આચારોના પાલનપૂર્વક જ થાય છે.

આ રીતે જ્ઞાન ભાવવા દ્વારા જ્ઞાનાચારના આઠે આચારોનું સમ્યક્ પરિપાલન કરવાનું સૂચન થયું છે. તેના પાલનથી શ્રુત–જ્ઞાન ભાવિત બને છે.

પ્રારંભમાં જીવાદિ તત્ત્વોનું ચિંતન ચલચિત્તે થાય છે. પછી તેના સતત અભ્યાસના યોગે સ્થિર–એકાગ્ર ચિત્તે એક જ જીવાદિ તત્ત્વનું ચિંતન થાય છે. આ એકાગ્ર ચિંતન-માંથી ધ્યાનશક્તિ ખીલે છે.

'યોગબિંદુ'માં તત્ત્વ ચિંતનને અધ્યાત્મયોગ, તેના સતત અભ્યાસને ભાવનાયોગ અને તે બંનેના ફળરૂપે ધ્યાનયોગ બતાવ્યો છે.

'ધ્યાનશતક'માં ધ્યાન પૂર્વે જ્ઞાનાદિ ચાર ભાવનાઓને ભાવિત કરવાનું વિધાન છે અને તે ધ્યાનનું પ્રધાન સાધન છે. તેના વિના ધ્યાનની વાસ્તવિક ભૂમિકા પ્રાપ્ત થઈ શકતી નથી. તેથી જ્ઞાનાદિ ચાર ભાવનાઓનું સ્વરૂપ અને તેના ફળ વગેરેનું સ્પષ્ટ જે વર્ણન શાસ્ત્રોમાં રજૂ થયેલું છે, તે વિચારીએ :

શ્રુતજ્ઞાનનો સતત અભ્યાસ મનના અશુભ વિકલ્પોને શમાવે છે, શુભ વિચારોમાં રમમાણ–સુસ્થિર બનાવે છે.

સાધક જિનોક્ત વચનોના અંગભૂત શ્રુતજ્ઞાનના અભ્યાસમાં જેમ–જેમ એકાગ્ર બનતો જાય છે તેમ–તેમ મન, અશુભ વિકલ્પોથી પર બને છે તેમજ શુભ વિકલ્પોથી ભાવિત થતાં–થતાં શુદ્ધ-સ્વભાવની પરિણતિરૂપ ધ્યાનની સુદૃઢ ભૂમિકા પ્રાપ્ત કરે છે.

શ્રુતજ્ઞાનના નિર્મળ અભ્યાસ વિના કે શ્રુતજ્ઞાનની પુણ્ય નિશ્રા-આજ્ઞા વિના સ્વતંત્ર રીતે ધ્યાનનો અભ્યાસ કરનારાઓ ધ્યાનમાં વાસ્તવિક વિકાસ સાધી શકતા નથી.

'ધ્યાનશતક'માં નિર્દિષ્ટ – પ્રથમ જ્ઞાનભાવનાનાં પાંચ કાર્યો :

(૧) શ્રુતજ્ઞાનમાં નિત્ય પ્રવૃત્તિ.
(૨) મનનો અશુભ ભાવનાઓથી નિરોધ.
(૩) સૂત્ર અને અર્થની વિશુદ્ધિ.
(૪) ભવનો નિર્વેદ.
(૫) પરમાર્થનું જ્ઞાન.

(૧) શ્રુતજ્ઞાનમાં નિત્ય પ્રવૃત્તિ—

'अर्हद्वक्त्र-प्रसूतं गणधररचितं द्वादशाङ्गं-विशालम्' —અરિહન્ત પરમાત્માના મુખથી ઉદ્ભવેલી અને ગણધર ભગવંતોએ રચેલી વિશાલ દ્વાદશાંગી રૂપ શ્રુતજ્ઞાનનાં પઠન, મનન, ચિંતન આદિમાં ચિત્તની વૃત્તિને પરોવવી તેને શ્રુતજ્ઞાનમાં નિત્ય-પ્રવૃત્તિ કહે છે.

આવી પ્રશસ્ત પ્રવૃત્તિથી ચિત્તની અપ્રશસ્ત પ્રવૃત્તિઓ આપોઆપ બંધ થઈ જાય છે એટલું જ નહિ પણ ચિત્તતંત્ર પ્રશસ્ત શુભ ભાવોનું મજબૂત કેન્દ્ર બને છે.

શુભ ચિંતન માટે, મનના નિષ્પાપ વ્યાપાર માટે અતિ આવશ્યક એવો ભાવ-આહાર શ્રુતના અભ્યાસમાંથી સાંપડે છે, જે ભાવ-આરોગ્યની શુદ્ધિનું કારણ બને છે.

સ્વના અભ્યાસ માટે જરૂરી સામગ્રી સ્વાધ્યાય પૂરી પાડે છે. આ સ્વાધ્યાયમાં શાસ્ત્રો પ્રધાન છે. એનું સેવન કરવાથી 'સ્વ'નું શાસન, જીવન ઉપર સ્થપાય છે, જે ધ્યાનના જ અંગભૂત છે.

આત્મધ્યાન લાગુ પડે તે માટે પરમાત્માનાં વચનોના અંગભૂત સૂત્રોનો અભ્યાસ સર્વ કાળમાં એકસરખો જરૂરી છે.

(૨) મનનો નિરોધ—

જ્ઞાન ભાવનાનાં પાંચ કાર્યોમાં બીજું કાર્ય મનનો નિરોધ છે.

ઉપરોક્ત પ્રથમ કાર્યમાં નિપુણતા સધાય છે, તો મનના નિરોધ પાછળ શક્તિ બગાડવી નથી પડતી. પણ સ્વભાવથી જ મન સુનિયંત્રિત બની જાય છે. ચંચળ પદાર્થો પાછળ ભટકવાનું છોડી દઈને 'સત્' અર્થાત્ 'આત્મા'નો સેવક બની જાય છે.

નિરોધરૂપ આ બળ પ્રયોગ શુભ હેતુપૂર્વકનો હોઈને અપેક્ષાએ ઉપાદેય છે. બાળ-કક્ષાના જીવો માટે ઉપકારક છે, એટલે સહજ સ્થિરતા ન આવે ત્યાં સુધી તેના ઉપર આવા પ્રયોગો કરવા પડે તેમાં ક્ષોભ અનુભવવાની જરૂર નથી.

અનાદિ, અનંત આ સંસારમાં જીવને મોટામાં મોટાં બે વિઘ્નો છે :

એક : દ્રવ્ય-મરણરૂપ વિઘ્ન.

બીજું : ભાવ-મરણરૂપ વિઘ્ન.

ભાવ-મરણરૂપ વિઘ્નનું કારણ ચંચળ મન છે, કલેશવાસિત મન છે.

આવા મલિન, ચંચળ મનને સ્વચ્છ, નિર્મળ, સ્થિર અને 'સુમન' બનાવવા માટે સર્વજ્ઞ પરમાત્માનાં વચનોના અંગભૂત શ્રુતજ્ઞાનના અભ્યાસમાં પરોવવું જોઇએ, શ્રુતજ્ઞાનની ગંગામાં નિત્ય સ્નાન કરાવવું જોઇએ.

અયથાર્થ, સ્વાર્થી, અને રાગ-દ્વેષાત્મક વિચારો એ ભાવ-આરોગ્યનો ઘાત કરનારા છે. તેમ છતાં પુનઃ પુનઃ તેમાં જ આસક્ત રહેવાની જે કુટેવ અનાદિથી મનને વળગેલી છે, તે ફક્ત પાંચ-પચીસ દિવસના શ્રુતાભ્યાસથી છૂટી જાય એવી નથી. પણ રાત-દિવસના સતત પ્રયત્નો ચાલુ રાખવાથી ધીરે ધીરે તેની પકડ નબળી પડે છે.

એક આસને સ્થિર રહીને મનને નિરખો-તે કયાં જાય છે તે જુઓ! કયા વિચારને વળગે છે તેમજ વાગોળે છે, તે પણ તટસ્થપણે નિરીક્ષણ કરો!

આમ કરવાથી મનના સમગ્ર વલણનો સચોટ અભ્યાસ કરી શકાય છે અને તે પછી તેને સુવિચારનો સાત્ત્વિક આહાર આરોગવાની રુચિ પેદા કરવાની અગત્ય સમજાય છે. તેમજ તે અગત્યને જીવનમાં અગ્રિમતા આપવાની સદ્વૃત્તિ જોરમાં આવે છે.

મનને સાધ્યા સિવાયની ધ્યાન-સાધના છાર ઉપર લીંપણ સમાન છે.

દુષ્ટ મન એ જ જીવનો દુશ્મન છે. તેને મિત્ર બનાવવા માટે મૈત્ર્યાદિ શુભ ભાવોના સતત પુટ આપવા પડે છે. તેના પ્રભાવે જીવ માત્રમાં આત્મ તુલ્યતાની દૃષ્ટિ ઊઘડે છે અને મન સહેલાઈથી અશુભ વિચારોને સેવવાનું છોડી દે છે.

'ઇરિયાવહી'ના નિયમિત સ્વાધ્યાયથી શુદ્ધ આત્મ-દ્રવ્યનો અને કોઈ પણ પ્રસંગે નિર્મળ મન-બુદ્ધિ-વચનનો યોગ સાહજિક બને છે. ક્રોધ તદ્દન શમીને સર્વ જીવો પ્રત્યે અલૌકિક આત્મૌપમ્ય ભાવ સ્થિર રહે છે.

(૩) સૂત્ર-અર્થ શુદ્ધિ :-

સૂત્રનો સ્પષ્ટ અને શુદ્ધ ઉચ્ચાર અને અર્થની સાચી સમજણ અર્થાત્ સ્પષ્ટ પદાર્થ બોધ એકાગ્ર ચિંતન અને ધ્યાનની ભૂમિકા સર્જે છે.

(૪) ભવનિર્વેદ :-

આ શબ્દ ખૂબ જ માર્મિક તેમજ અર્થ-ગંભીર છે.

ઘણા-ઘણા પુણ્યના ઉદયે મહામૂલો માનવભવ મેળવ્યા પછી તેનો દુરુપયોગ થતો અટકાવવા માટે અને તેને સત્‌ના ઉપયોગમાં પ્રવર્તાવવા માટે તેને આત્મવિષયક જ્ઞાન વડે રંગવો જોઈએ.

'સંગ તેવો રંગ' એ ન્યાયે આવો રંગ સત્‌શાસ્ત્રોના સતત અભ્યાસ અને પરિશીલનથી લાગે છે.

નિરંકુશ જળ નીચા માર્ગે જ ગતિ કરે છે, તેમ નિરંકુશ મન પણ નીચા માર્ગે જ દોડે છે.

આ નીચો માર્ગ એટલે આત્માને નીચે પાડનારો માર્ગ, આત્માની ઊર્ધ્વગતિને અવરોધનારો માર્ગ.

લૌકિક સુખો પાછળ મનની આંધળી દોટથી આત્મા નીચ-ગતિને લાયક કર્મો બાંધે છે.

આવા અધમ વલણને પલટાવવાનો સચોટ ઉપાય – ભવનિર્વેદ છે.

ભવને વિષે વૈરાગ્ય અને આત્માને વિષે રાગ એ ભવનિર્વેદનો એક અર્થ છે.

ભવ શબ્દ 'भू-भवति'માંથી બનેલો છે.

એટલે ભવસ્થ જીવો હંમેશાં કાંઈને કાંઇ 'થવાનું' ઇચ્છતા હોય છે-વિચારતા હોય છે. આ ઈચ્છા તેમજ વિચારનો વૈરાગ્ય તે તાત્ત્વિક ભવનિર્વેદ છે.

જે 'સ્વયંભૂ' છે તેને વળી આવી ઈચ્છા થાય ખરી? તેમ છતાં થાય છે, એ હકીકત છે.

આ હકીકતનું ઉન્મૂલન ભવને આત્મ-રતિવંત બનાવવાથી થાય છે. આત્મ-રતિ પરમાત્માની ભક્તિમાં રંગાવાથી જન્મે છે. પરમાત્માની ભક્તિ દ્વારા આત્મામાં રહેલા પરમાત્માનો પ્રકાશ સમગ્ર જીવનને ભવનિર્વેદ-પૂર્ણ બનાવવાનું મહાન કાર્ય કરે છે.

ભવનિર્વેદ સિવાય મન ધ્યાનની ભૂમિકાએ સ્થિર રહી શકતું નથી. લૌકિક સુખનું કોઈ એક પણ આકર્ષણ તેને જ્યાં સુધી આકર્ષી શકતું હોય, ત્યાં સુધી માની લેવું કે હજી તેને આત્માનું આકર્ષણ ખરેખર સ્પર્શ્યું નથી.

'ઝીલ્યા જે ગંગાજળે, તે છિલ્લર જળ નવિ પેસે રે...'

આ સ્તવન પંક્તિ અનુસાર આત્મ-રસ-રંગીને ઇન્દ્રાસનનું સુખ પણ મુદ્દલ આકર્ષી શકતું નથી, કારણ કે આત્મા પરમ ઐશ્વર્યવાન છે.

તાત્પર્ય કે આત્માના પરમ ઐશ્વર્યથી ખરેખર ભાવિત થવાથી ભવનિર્વેદ સ્વાભાવિક બને છે.

**(૫) પરમાર્થનું જ્ઞાન—**

જ્ઞાન, આત્માનો મુખ્ય ગુણ છે. તેના દ્વારા જીવ, અજીવના ગુણ અને પર્યાયના પરમાર્થને સારી રીતે જાણી શકાય છે.

જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, સમતા, ઉદાસીનતા – એ આત્માના સ્વાભાવિક ગુણો છે. સિદ્ધ અવસ્થામાં થતા શુદ્ધ જ્ઞાનાદિ ગુણોના પરિવર્તનમાં કારણભૂત તે-તે સમયની સ્થિતિ-વર્તના એ સ્વાભાવિક પર્યાય છે, તથા રાગ-દ્વેષ વગેરે વૈભાવિક ગુણો છે અને ભિન્ન-ભિન્ન ગતિ, જાતિ, શરીર આદિ વૈભાવિક પર્યાયો છે.

સર્વજ્ઞ-કથિત સિદ્ધાન્તોના અભ્યાસથી જીવના સ્વાભાવિક અને વૈભાવિક ગુણ-પર્યાયને જાણી, સ્વાભાવિક ગુણ-પર્યાયનો આદર અને વૈભાવિક ગુણ-પર્યાયનો ત્યાગ કરવા વૃત્તિ-પ્રવૃત્તિ કેળવવી એમાં જ જ્ઞાનની સાર્થકતા છે.

એ જ રીતે અજીવના ગુણ-પર્યાયને જાણી તેના તરફના રાગ-દ્વેષને ઘટાડવા.

અજીવમાં મુખ્ય પુદ્‌ગલ દ્રવ્ય છે.

અનેક પ્રકારની પૌદ્‌ગલિક વસ્તુઓ–સામગ્રીઓ જીવના સંબંધમાં આવે છે અને જીવ પોતાને અનુકૂળ રૂપ–રસાદિમાં આસક્ત બને છે. તેમજ પ્રતિકૂળ રૂપ–રસાદિ પ્રત્યે તિરસ્કારભાવ દાખવે છે. રાગદ્વેષને વશ બનેલો જીવ કર્મનાં બંધનોથી ગાઢ રીતે જકડાઈને ચાર ગતિરૂપ સંસારમાં ભટકે છે.

જ્ઞાની પુરુષો આ પારમાર્થિક જ્ઞાનના બળે રાગાદિ દોષોથી વિરમે છે. દોષોનું બળ ઘટવાથી મન શુભ ધ્યાનમાં સહેલાઈથી એકાગ્ર બની શકે છે.

તાત્પર્ય કે જીવ અને અજીવના પરમાર્થ–સારને સમ્યક્ પ્રકારે જાણી લેવાથી હેય–ઉપાદેયની વિવેક દૃષ્ટિ ઊઘડે છે, બુદ્ધિ નિર્મળ બને છે, મનની ચંચળતા દૂર થાય છે.

આ રીતે પાંચે પ્રકારની જ્ઞાન ભાવનાથી ધ્યાનની સુંદર ભૂમિકાનું સર્જન થાય છે.

## (૨) દર્શન ભાવના

દર્શન ભાવનાના ત્રણ પ્રકાર છે :–

(૧) આજ્ઞારુચિ. (૨) નવતત્ત્વ રુચિ. (૩) પરમતત્ત્વ–ચોવીસ ધ્યાનની રુચિ.

(૧) **આજ્ઞારુચિ**—જિનાજ્ઞા દ્વાદશાંગીરૂપ છે તેનો સાર, "सव्वे जीवा न हंतव्वा" आस्रव सर्वथा हेय उपादेयश्च संवरः"—અર્થાત્ બધા જ જીવોની રક્ષા કરો, આસ્રવ સર્વથા ત્યાજ્ય છે, સંવર સર્વથા ઉપાદેય છે: આ જિનાજ્ઞાની રુચિ એટલે તેને જીવનમાં પ્રતિષ્ઠિત કરવાની ઉત્કટ અભિલાષા.

(૨) **તત્ત્વરુચિ** — જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ – એ નવ તત્ત્વોની રુચિ પ્રગટાવવી. એટલે કે જીવ, અજીવ તત્ત્વને જ્ઞેયરૂપે, પાપ, આસ્રવ અને બંધને હેયરૂપે અને પુણ્ય, સંવર, નિર્જરા, મોક્ષ તત્ત્વને ઉપાદેયરૂપે સ્વીકારી–આદરી તેમાં દૃઢ શ્રદ્ધાવાળા બનવું.

ઉક્ત નવ તત્ત્વોના પ્રકાશક, સર્વજ્ઞ–સર્વદર્શી જિનેશ્વર પરમાત્મા છે માટે તેમાં સંપૂર્ણ શ્રદ્ધા સ્થાપીને તદનુરૂપ જીવન જીવવાથી આત્મવીર્ય પ્રગટે છે અને વીર્યોલ્લાસની વૃદ્ધિની તરતમતા અનુસાર ચારિત્રની ધારા પ્રવાહિત થાય છે.*

દર્શન ભાવનાનો અભ્યાસ એટલે દર્શનાચારનું સમ્યક્ પરિપાલન, દર્શનાચારના આઠે આચારો દર્શન ભાવનામાં અંતર્ભૂત છે તે આ પ્રમાણે :–

'શંકાદિ દોષથી રહિત', અહીં આદિ શબ્દથી કાંક્ષા, વિચિકિત્સા દોષ સૂચિત થાય છે. આ દોષોનો પરિહાર કરવાથી (૧) નિઃશંકતા, (૨) નિષ્કાંક્ષતા, (૩) નિર્વિચિકિત્સા આચારનું પાલન થાય છે. અસંમૂઢ મનવાળા બનવાથી (૪) અમૂઢદૃષ્ટિ આચારનું

* 'રુચિ અનુયાયી વીર્ય ચરણધારા સધે.'

સેવન થાય છે અને પ્રથમ-સ્થૈર્યાદિ ગુણોથી યુક્ત હોવાથી (૫) ઉપબૃંહણા, (૬) સ્થિરીકરણ, (૭) વાત્સલ્ય અને (૮) પ્રભાવનારૂપ આઠે આચારોનું પણ સમ્યક્ પાલન થાય છે.

આ રીતે દર્શનભાવનાથી ભાવિત બનનાર આરાધકના સમ્યગ્ દર્શનની શુદ્ધિ થાય છે અને તેથી ધ્યાનમાં સ્થિરતા આવે છે.

આચાર પાલન વિના દર્શનની શુદ્ધિ થતી નથી અને તેના વિના ધ્યાનની સિદ્ધિ થતી નથી. માટે ધ્યાનાર્થીઓએ દર્શન ભાવનાથી ભાવિત થવાનો સંનિષ્ઠ પ્રયાસ કરવો જોઇએ.

## (૩) ચારિત્ર ભાવના

સર્વવિરત, દેશવિરત અને અવિરતના ભેદથી ચારિત્ર ભાવનાના ત્રણ પ્રકાર છે.

(૧) સર્વવિરત :- સર્વવિરતિ ચારિત્ર એટલે સર્વ સાવદ્ય વ્યાપારનો આજીવન ત્યાગ અથવા અષ્ટ-પ્રવચન-માતાનું આજીવન સમ્યક્ પાલન. આવું સર્વવિરતિ ચારિત્ર ધારણ કરનાર મુનિ 'સર્વવિરત' કહેવાય છે.

(૨) દેશવિરત :- દેશથી એટલે સ્થૂલ હિંસાદિ પાપોની અમુક અંશે વિરતિ (ત્યાગ) કરનાર શ્રાવક 'દેશવિરત' કહેવાય છે.

(૩) અવિરત :- અવિરત સમ્યગ્ દૃષ્ટિ જીવને પણ અનંતાનુબંધી કષાયો (ક્રોધ, માન, માયા અને લોભ) ના ઉપરામ વગેરેથી ઉત્પન્ન થયેલ આંશિક ઉપશમાદિરૂપ ચારિત્ર હોય છે. તેથી અવિરતને પણ આ ભાવનામાં સમાવિષ્ટ કરેલ છે.

ચારિત્ર-ભાવનામાં ચારિત્રાચારના આઠે પ્રકારનો સમાવેશ થાય છે.

સાધક જેટલા પ્રમાણમાં ચારિત્રાચારનું પાલન કરે છે તેટલા પ્રમાણમાં તેનામાં ધ્યાનની શક્તિ સહજ ભાવે પ્રયત્ન વિના પણ અવશ્ય પ્રગટે છે.

ચારિત્રભાવના સાથે ધ્યાનનો અવિનાભાવ સંબંધ છે. ચારિત્ર સમિતિ-ગુપ્તિરૂપ છે અને તે ધ્યાનનું અનન્ય કારણ છે. (ગુપ્તિ ધ્યાન સ્વરૂપ છે) એટલે વિશુદ્ધ ચારિત્રના પાલનથી ધ્યાનનો અવશ્ય પ્રાદુર્ભાવ હોય છે.

## (૪) વૈરાગ્ય ભાવના

(૧) અનાદિ ભવભ્રમણ ચિંતન, (૨) વિષય વૈમુખ્ય ચિંતન અને (૩) શરીર અશુચિતા ચિંતન - આ વૈરાગ્યભાવનાના ત્રણ પ્રકાર છે.

વૈરાગ્ય ભાવનાના આ ત્રણે પ્રકારો જ્ઞાનગર્ભિત વૈરાગ્યના મુખ્ય હેતુ છે. તેનાથી ભાવિત થનાર જીવને વૈરાગ્યનાં પરિણામો અવશ્ય થાય છે. વૈરાગ્ય-ભાવિત થવા નીચે મુજબ વિચારણા કરવી જોઈએ :-

**(૧) અનાદિ ભવ-ભ્રમણ ચિંતન :-**

ભવભ્રમણ ખરેખર દુઃખદ છે, ત્રાસપ્રદ છે. તેમાં જીવને એક મિનિટ માટે પણ સ્વાધીનતાના સુખનો અનુભવ ભાગ્યે જ થાય છે. પગલે-પગલે પરાધીનતા સેવવી પડે છે. અનાદિ કાળથી આ જીવ ભવ-સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે.

"કોઇ જાતિ, કોઈ યોનિ, કોઈ સ્થાન અને કોઈ કૂળ આ સંસારમાં એવું નથી કે જ્યાં આ જીવે અનંતવાર જન્મ, મરણ ધારણ ન કર્યાં હોય!"

અરે! ચૌદ રાજ પ્રમાણ લોકાકાશના અસંખ્ય પ્રદેશો છે તેના પ્રત્યેક પ્રદેશનો આ જીવે અનંતવાર સ્પર્શ કર્યો છે.

સૌથી અધિક કાળ જ્યાં પસાર કર્યો છે, તે નિગોદ અવસ્થામાં આ જીવે એક શ્વાસોચ્છવાસ જેટલા અલ્પ સમયમાં સત્તરથી અધિક વાર જન્મ અને મરણ કર્યાં છે.

દેવ, મનુષ્ય, તિર્યંચ્ અને નારકી રૂપે અનંત-અનંત જન્મ અને મરણ કરતાં આ જીવનો અનંત પુદ્ગલ પરાવર્તકાળ આ સંસારમાં પસાર થઈ ગયો, છતાં હજુ તેનો અંત-છેડો નથી આવ્યો. ખરેખર! સંસાર અનાદિ અનંત છે. આ સંસારમાં ક્યાંય સ્થિર થઇને રહી શકાય એવું કોઈ સ્થાન નથી, સતત સંસરણ કરતા રહેવું એનું નામ જ સંસાર છે.

નવ માસ પર્યંત માતાના ઉદરમાં પૂરાઇને રહેતાં જીવને જે દુઃખ સહન કરવું પડે છે તે આજીવન કેદની સજા ભોગવતા ગુનેગારના દુઃખ કરતાં અનંતગુણું વસમું હોય છે.

ભયંકર પવનમાં જે દયનીય દશા પાંદડાંની હોય છે, તેના કરતાં વધુ દયનીય દશાનો આ જીવ આ સંસારમાં પ્રતિપળે અનુભવ કરી રહ્યો છે.

આ સંસારમાં સુખ હોવાની ભ્રમણામાં રાચતા રહીને, આ જીવે નર્યાં દુઃખનાં કારણરૂપ પાંચ વિષયો, ચાર કષાયો અને અઢાર પાપ સ્થાનકોની સેવા કરવામાં કોઈ કચાશ રાખી નથી.

એવી એક પળ તો બતાવો કે જેમાં આ જીવને આ સંસારમાં સ્વ-સુખ અનુભવવા મળ્યું હોય?

આ પ્રકારના ચિંતનના સતત અભ્યાસથી સાચી વૈરાગ્યભાવના જીવનમાં જાગે છે.

સાચી વૈરાગ્યભાવના એટલે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય, તાત્ત્વિક વૈરાગ્ય.

**(૨) વિષય વૈમુખ્ય ચિંતન :-**

મનુષ્યને પૂર્ણ પાંચ ઇન્દ્રિયો અને તેનાં અનુકૂળ શબ્દ, રૂપ, રસ, ગંધ અને

સ્પર્શાદિ વિષયો પુણ્યથી પ્રાપ્ત થાય છે. પણ તે અનુકૂળ વિષયોમાં સુખની કલ્પના કરીને, તેમાં રાચવું–આસક્ત થવું તે પાપ છે. તે પાપ એટલા માટે છે કે શબ્દાદિ વિષયો એ પુદ્‌ગલના ગુણ-ધર્મો છે, આત્માના નહીં. બીજાના ગુણ-ધર્મોને પોતાના માની, તેમાં રાચવું, તેના કર્તા–ભોક્તા બનવું એ સૌથી મોટું 'મિથ્યાત્વ' નામનું પાપ છે. પાપનો સ્વભાવ છે, આત્માને મલિન બનાવવાનો–સંસારમાં પરિભ્રમણ કરાવવાનો.

ઇન્દ્રિયોના અગ્નિકુંડમાં ગમે તેટલું હોમો, બધું સ્વાહા કરી જાય છે અને છતાં ધરાતી નથી કારણ કે અતૃપ્તિ એ ઇન્દ્રિયોનો સ્વભાવ છે.

સુખ અંદર છે, આત્મામાં છે, આત્માના ગુણોમાં છે.

વિષય-વિમુખતા ત્યારે જ સધાય, જ્યારે મન–પ્રાણ આદિ પ્રભુ–સન્મુખ બને, વીતરાગ પરમાત્માને અભિમુખ બને.

વિષયો વિષ જેવા છે? ના. તેના કરતાં વધુ કાતીલ છે. વિષ તો એક વાર દ્રવ્ય–પ્રાણો હરે છે, જ્યારે વિષયોનું સેવન ભાવ–પ્રાણોનો ઘાત કરીને જીવને આ સંસારમાં અનંતા જન્મ-મરણ કરાવે છે.

પંચ–પરમેષ્ઠી ભગવંતોના તે–તે મુખ્ય ગુણોને સ્વ-વિષયભૂત બનાવવાથી પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં અદ્‌ભુત રૂપાંતર થાય છે. તેમાંથી ભોગનું વિષ નિચોવાઈ જાય છે અને યોગામૃતનો સંચાર થાય છે.

જે વિષયો આત્મ-સ્વભાવને અનુકૂળ નથી તેને અપનાવવા તે જ મોટામાં મોટું પતન છે.

ઈન્દ્રિયોના વિષયોને આધીન થવામાં સાચું સુખ નથી, પણ ઇન્દ્રિયોના ઈશને આધીન થવામાં સાચું સુખ છે.

માટે સારાસાર, ખાદ્યાખાદ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય, પથ્યાપથ્યના વિવેક વડે પાંચે ઇન્દ્રિયોને સ્વ–વશવર્તી બનાવવાનો પુરુષાર્થ કરવો હિતાવહ છે, જે સ્વ–પરહિતનું અનન્ય કારણ છે.

વિષય વિમુખતાને જીવનમાં દૃઢ બનાવવા માટે આ પ્રકારનું ચિંતન આવશ્યક છે. આ ચિંતન દરરોજ જરૂરી છે.

### (૩) શરીર અશુચિતા ચિંતન :–

જીવને પોતાના દેહ પ્રત્યે ગાઢ રાગ હોય છે. તેથી દેહની જ સાર સંભાળમાં સતત પ્રયત્નશીલ રહે છે. તેમ છતાં સાત ધાતુથી બનેલો અને મળ–મૂત્રાદિ અશુચિથી ભરેલો આ દેહ પવિત્ર બનતો નથી; ગમે તેવાં સુગંધી દ્રવ્યોનાં વિલેપન પણ અલ્પ-જીવી નીવડે છે.

મળ, મૂત્ર, લોહી, માંસ, મેદ આદિ પદાર્થોની કોઠી જેવા દેહને ગમે તેટલો સાચવો, તેમાં કેસરીયાં દૂધ રેડો, તેને કીમતી ભસ્મો વડે પુષ્ટ કરો, તેમ છતાં સડવા-પડવાનો તેનો જે સ્વભાવ છે, તેમાં રતિભાર ફેર પડતો નથી.

દુનિયા તેને જ કાયર કહે છે, જે કેવળ પોતાની કાયામાં રત હોય છે.

આત્મચિંતા વગરના મનવાળા માનવના દેહ કરતાં મન વગરનાં પશુઓના દેહ અપેક્ષાએ સારા હોવાનું શાસ્ત્રકથન ઘણું જ મહત્ત્વનું છે. તેનો સાર એ છે કે-દેહના દાસ ન બનો, બનશો તો કાયમી દાસત્વ તમારા લલાટે લખાઈ જશે, અનંતા જન્મ-મરણ તમારે કરવાં પડશે.

જે ખરેખર નાશવંત છે, તેની સાથે સંબંધ પણ તેવા પ્રકારનો રાખવો જોઈએ, જેવો સંબંધ દેહ ઉપરનાં વસ્ત્ર સાથે રાખીએ છીએ કે જે ધારણ કરતાં કે ઉતારી દેતાં મન-પ્રાણ આદિને જરા પણ વ્યથા પહોંચતી નથી.

દેહની મમતા પોષવાથી આત્માની ઉપેક્ષા જ થાય છે.

આ રીતે ભવ-ભ્રમણ ચિંતન, વિષય-વૈમુખ્ય ચિંતન અને શરીર-અશુચિતા ચિંતન કરવાથી જીવને, વૈરાગ્યનાં પરિણામ અવશ્ય પ્રગટે છે. આ વૈરાગ્ય ભાવનાના અભ્યાસથી ધ્યાનમાં નિશ્ચલતા આવે છે.

જ્ઞાનાદિ ચારે ભાવનાઓથી ધ્યાનની ઉત્પત્તિ અને પુષ્ટિ થાય છે, તેથી તે ધ્યાનના પૂર્વાભ્યાસરૂપ છે. તેના અભ્યાસથી ધ્યાનમાં સરળતાપૂર્વક પ્રવેશ થઈ શકે છે.

અભ્યાસમાં આંતરો ન પડવો જોઈએ, પણ નિત્ય નિયત સમયે તે ચાલુ રાખવો જોઈએ.

અંતરાયને આધીન થવાય છે તો અભ્યાસમાં ઊંડાણ પ્રાપ્ત થવાની શકયતા ઓછી થઈ જાય છે.

આવા અંતરાયમાં પ્રમાદ મુખ્ય છે, જે હમેશાં સંસારના પક્ષમાં રહીને, આત્માને ઊંચે ચઢવા દેતો નથી.

માટે સતત અભ્યાસની ખાસ રુચિ પ્રગટાવવી જરૂરી છે.



## અનુપ્રેક્ષા

મૂળપાઠઃ—अनुप्रेक्षा–ध्यानादवतीर्णस्य, सा च द्वादशधाऽनित्यादि-
भेदात् ' पढमं अणिच्चभावं ' इत्यादि ।

**અર્થ** :–ધ્યાન દશામાંથી નિવૃત્ત થનાર સાધકને 'અનુપ્રેક્ષા' હોય છે અને તે અનિત્ય ભાવનાદિના ભેદથી બાર પ્રકારની હોય છે. તેનાં નામ 'મરણુ–સમાધિ–પયન્ના'-માં આ પ્રમાણે બતાવેલાં છે.[૪૨] :

(૧) અનિત્ય ભાવના, (૨) અશરણુ ભાવના, (૩) એકત્વ ભાવના, (૪) અન્યત્વ ભાવના, (૫) સંસાર ભાવના, (૬) અશુચિ ભાવના (અશુભ ભાવના), (૭) વિવિધ લોકસ્વભાવ ભાવના, (૮) કર્મ–આસ્રવ ભાવના, (૯) કર્મ–સંવર ભાવના, (૧૦) કર્મ–નિર્જરા ભાવના, (૧૧) ઉત્તમ ગુણોની ભાવના, (૧૨) દુર્લભ–બોધિ ભાવના, શ્રીજિન-શાસન સંબંધી બોધિ (સમ્યક્ત્વ) મળવી તે દુર્લભ છે તે ભાવના.

'નવતત્ત્વ', 'પ્રકરણુ' આદિ ગ્રન્થોમાં બાર ભાવનાનાં નામ નીચે પ્રમાણે આપ્યાં છે :–

(૧) અનિત્ય ભાવના, (૨) અશરણુ ભાવના, (૩) સંસાર ભાવના, (૪) એકત્વ ભાવના, (૫) અન્યત્વ ભાવના, (૬) અશુચિત્વ ભાવના, (૭) આશ્રવ ભાવના, (૮) સંવર ભાવના, (૯) નિર્જરા ભાવના, (૧૦) લોક–સ્વભાવ ભાવના, (૧૧) બોધિ–દુર્લભ ભાવના, (૧૨) ધર્મ–સ્વાખ્યાત ભાવના.

**વિવેચન** :– સ્થિર, નિશ્ચલ–દૃઢ ચિત્તે થતા ચિંતનને પણ ધ્યાન કહેવાય છે. છદ્મસ્થ જીવોનું ચિત્ત નિરંતર આવું સ્થિર રહી શકતું નથી. તેથી ધ્યાનની વ્યુત્થાન દશામાં સર્વ ભૌતિક પદાર્થોની અનિત્યતા, સંસારની અશરણુતા અને વિચિત્રતા, આત્મતત્ત્વની એકતા અને પર દ્રવ્યોથી અત્યંત ભિન્નતા, શરીરાદિ પદાર્થોની અપવિત્રતા, કર્મ–બંધની હેતુતા, કર્મ–નિરોધ હેતુતા, કર્મ–ક્ષય હેતુતા ચૌદ રાજલોકની વિવિધતા અને બોધિ–દુર્લભતા તથા ધર્મસાધક શ્રી અરિહંત પરમાત્માદિની દુર્લભતાનું સ્વરૂપ ચિંતવવાનું હોય છે.

---

૪૨. पढमं अणिच्चभावं, असरणयं एगयञ्च अन्नत्तं ।
संसारमसुभयापिय, विविहं लोगं सहावं च ॥ ७२ ॥

कम्मस्स आसवं संवरं च निज्जरणमुत्तमेयगुणे ।
जिणसासणंमिवोहिं च दुल्लहं चिंतए मइमं ॥ ७४ ॥

—" मरणसमाधिपयन्ना "

આ રીતે ધ્યાનના અભ્યાસી સાધકો ચિંતા અને ભાવનાઓના આલંબન વડે ધ્યાનનો પ્રારંભ કરે છે. તે ધ્યાનની સમાપ્તિ થઇ ગયા પછી પણ અનિત્યત્વાદિ અનુપ્રેક્ષાઓનું[૪૩] ચિંતન કરે છે અને જો પુનઃ ધ્યાન કરવાનો ઉત્સાહ હોય તો તદ્‌વિષયક ચિંતા અને ભાવનાઓનું આલંબન લઈ ધ્યાનમાં પ્રવેશ કરી શકે છે.

વાચક-મુખ્ય શ્રી ઉમાસ્વાતિજી મહારાજે ભાવનાને 'અનુપ્રેક્ષા' શબ્દથી સંબોધી છે. એટલે ભાવનાનું બીજુ નામ અનુપ્રેક્ષા છે.

અનુપ્રેક્ષા એટલે ચિંતન, અનુચિંતન કે પુનઃ પુનઃ સ્મરણ—આ રીતે ભાવના એ વિશિષ્ટ પ્રકારનું ચિંતન છે.

ચિત્ત જ્યારે ધ્યેયનું સૂક્ષ્માતિસૂક્ષ્મ ચિંતન કરવા લાગે છે અને એ રીતે તેમાં લીન થતું જાય છે, ત્યારે અનુપ્રેક્ષા વિશદ થઈ કહેવાય છે. આવી અનુપ્રેક્ષા જ્યારે પ્રકર્ષ પામતી ઉત્કૃષ્ટ કોટિએ પહોંચે છે, ત્યારે ચિત્તની વૃત્તિઓ ધ્યેયમાં તદાકાર થઈ જાય છે.

શાસ્ત્રકારોએ અનુપ્રેક્ષાને અગ્નિની ઉપમા આપી છે. જેમ અગ્નિ સુવર્ણમાં રહેલા સર્વ કચરાને બાળી નાંખે છે, તેમ અનુપ્રેક્ષાની અગ્નિ આત્માના સુવર્ણમાં રહેલા સર્વ પ્રકારના મળ એટલે કર્મને બાળી નાખે છે. તેથી વિશુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે અને ક્રમશઃ નિરુપસર્ગાવસ્થા અર્થાત્ મોક્ષને પામી શકાય છે.

અનુપ્રેક્ષાનું આ વિવરણ સ્પષ્ટ બતાવે છે કે ભાવના એ ભવનાશ કરવાનો એક અમોઘ ઉપાય છે. તેથી જ જ્ઞાનીપુરુષોએ તેને ધ્યાન-યોગની સાધનાના એક આવશ્યક અંગ તરીકે સ્વીકારી છે—વર્ણવી છે.

## બાર ભાવનાઓનું સ્વરૂપ

### (૧) અનિત્ય ભાવના

"પ્રિયજનોના સંયોગ અને સંબંધો, ધન-સંપત્તિ, વિષય-સુખ, આરોગ્ય, શરીર, યૌવન અને આયુષ્ય બધું જ અનિત્ય છે."

જે પરિવર્તનશીલ છે, તે અનિત્ય છે. જે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, તે અનિત્ય છે.

અજર, અમર અને અવિનાશી એક માત્ર ચૈતન્ય સ્વરૂપ આત્મા છે. તેની ચારે તરફ જે કાંઇ પૌદ્‌ગલિક પદાર્થો છે, તે સર્વ જડ અને પરિવર્તનશીલ છે, ઉત્પન્ન

૪૩. झाणोवरमेऽवि मुणी णिच्चमणिच्चाइभावणापरमो ।
होइ सुभावियचित्तो धम्मज्झाणेण जो पुव्विं ॥ ६५ ॥
—'ध्यानशतक'

જે મુનિ ધર્મધ્યાન વડે પહેલાં અત્યંત ભાવિત ચિત્તવાળા હોય છે, તે મુનિ ધ્યાનના અન્તે પણ શ્રેષ્ઠ અનિત્યત્વાદિ ભાવનાઓથી ભાવિત હોય છે.

થાય છે અને નાશ પામે છે. ઘડીભર પહેલાં જે જોવા ગમતા હોય છે અને ઘડી પછી જોવા ય ન ગમે તેવા છે ખરેખર! આ સંસારમાં જ પદાર્થોની અનિત્યતા નજરો-નજર દેખાય છે.

જે દેહ ઉપર સૌથી અધિક મમત્વ છે, તે દેહ કાયમ ટકનાર નથી, પણ તે અનિત્ય છે. દેહનાં રૂપ, યૌવન, આરોગ્ય અને અસ્તિત્વ પણ અનિત્ય છે. રૂપ આજે છે અને કાલે નહીં પણ હોય. યૌવન તો ચાલ્યું જ જવાનું છે. રોગો તો આ શરીરના રોમે-રોમે ભરેલા છે અને આયુષ્ય હાથની અંજલિમાં રહેલા જળની જેમ ક્ષણે-ક્ષણે ઓછું થતું જાય છે.

તે જ રીતે સ્થૂલ પદાર્થો સાથેના સઘળા સબંધો અનિત્ય છે, એટલું જ નહિ પણ માતા-પિતા, ભાઈ-બહેન આદિના સબંધો પણ તે ભવપૂરતા જ સીમિત છે. આવા નાશવંત પદાર્થો અને સંબંધો દ્વારા કાયમી સુખની આશા રાખીને તેને મેળવવા અને માણવામાં સદા રચ્યા-પચ્યા રહેવું એ નરી મોહાન્ધતા છે.

આ અનિત્યત્વની ભાવના દ્વારા પર-પદાર્થોનું મમત્વ ઘટવાથી નિત્ય એવ આત્માની અને તેના શુદ્ધ જ્ઞાનાદિ ગુણોની સાચી ઉપાસના થઈ શકે છે

## (૨) અશરણ ભાવના

આ અશરણ ભાવનામાં એ વિચારવાનું છે કે, આ સંસારમાં આપણા આત્માનું રક્ષણ-શરણ કરનાર કોઈ નથી. રોગાદિક કોઇ દુઃખ, અન્ય કોઈ આપત્તિ-સંકટ કે મૃત્યુ આવી પડતાં દુનિયાનું કોઇ ભૌતિક સાધન કે સ્નેહી-સ્વજનાદિ સંબંધીઓ વગેરે આપણને એ દુઃખમાંથી કે આપત્તિઓમાંથી બચાવી શકતાં નથી

દુઃખ, આપત્તિ અને ભયથી ભરેલા આ સંસારમાં શરણભૂત એક માત્ર **'અરિહંત પરમાત્મા'** છે, તેમણે ઉપદેશેલો શુદ્ધ ધર્મ છે. તેમના શરણે જનાર આત્મા પોતાના અજર . અમર અવિનાશી પૂર્ણાનંદમય સ્વરૂપને અવશ્ય પ્રાપ્ત કરી શકે છે.

સંસારની અશરણતા અને ધર્મની શરણતા સમજવા-ભાવવા માટે 'અનાથી મુનિ'નો પ્રસંગ અત્યંત પ્રેરણાદાયી છે.

રાજગૃહીના ઉદ્યાનમાં એક મુનિરાજ ધ્યાનમાં મગ્ન છે. નામ તેમનું અનાથી. કાયા સુકોમળ છે.

એવામાં મહારાજા શ્રેણિક ત્યા આવી પહોંચ્યા. મુનિરાજને વંદન કરીને ઊભા રહ્યા.

ધ્યાન પૂરું કરીને તત્ત્વચિંતામાં મગ્ન મુનિરાજને શ્રેણિકે પૂછ્યું : 'યુવાનીમાં આપને વૈરાગ્ય શી રીતે સ્પર્શ્યો?'

જવાબમાં મુનિરાજે કહ્યું : અશાતા વેદનીય કર્મના ઉદયે હું માંદો પડયો. સારવાર કરવા છતાં માંદગી ન ટળી, તે સમયે મેં મનોમન સંકલ્પ કર્યો કે–આ રોગ શમી જશે તો બીજા જ દિવસે હું ચારિત્ર અંગીકાર કરીશ.

આ સંકલ્પ પછી એક એવી ઘટના બની કે મારી આંખો ઊઘડી ગઈ. આ સંસારમાં જીવને સાચું શરણું એક માત્ર ધર્મનું છે. એ ત્રિકાલાબધિત સત્યમાં મારો વિશ્વાસ અડગ અને અખંડ બન્યો. એ ઘટના તમે સાંભળો :–

"મારું શરીર રોગો અને અસહ્ય દાહપીડાથી ગ્રસ્ત અને ત્રસ્ત છતાં મારા પ્રત્યે અપ્રતિમ વહાલ વરસાવનારાં મારાં માતા–પિતા, સ્નેહી–સ્વજનો અને મારી પ્રાણ–પ્યારી પ્રિયતમાઓમાંથી કોઇ પણ મારા રોગને, મારી પીડાને મટાડી શકયાં નથી કે તેમાંથી લેશમાત્ર પણ ભાગ પડાવી શકયાં નથી.

ખરેખર ! મારાં કહેવાતાં સર્વ કોઈ સગાંઓ હાજર છતાં હું અશરણ છું–અનાથ છું.

આ અનુભવ પછી મને–આ સંસારમાં કોઈ કોઇનું સગું નથી, સગો છે એક માત્ર કેવળી-કથિત ધર્મ–એ સત્ય તરત હૃદયસાત્ થઇ ગયું. એટલે રોગનું શમન થતાંની સાથે મેં ચારિત્ર અંગીકાર કર્યું. લોકો મને **'અનાથી મુનિ'**ના નામથી ઓળખે છે."

મુનિરાજની કથની સાંભળીને મહારાજા શ્રેણિકની જિનભક્તિ–ધર્મશ્રદ્ધા વધુ ગાઢ બની.

તાત્પર્ય કે આ સંસારમાં જીવનાં કહેવાતાં સગાં ઘણાં છે, પણ એ બધાં કહેવા પૂરતાં જ છે, કારણ કે તેઓ સ્વયં અશરણ છે ત્યાં બીજાને શરણરૂપ શી રીતે થઈ શકે ?

વધુ ઊંડાણથી વિચારીશું તો તરત સમજાશે કે દેશ-કાળ અને કર્મના ત્રિકોણમાં જકડાએલા જીવને સાચું શરણું આપવાનું સામર્થ્ય દેવ–ગુરુ–ધર્મમાં જ છે. બાકી બધાં શરણાં તકલાદી ટેકારૂપ છે.

## (૩) એકત્વ ભાવના

સ્વાત્મહિતની સાધનામાં નિરંતર ઉદ્યમવંત રહેવા માટે આ ભાવનાનો વિષય છે. સ્વ–આત્મા કે જે એકલો જન્મે છે, એકલો મરે છે, સ્વ–કૃત શુભાશુભ-કર્મોનાં સારાં-માઠાં ફળ એકલો ભોગવે છે.

આ ભાવનાનો મર્મ એ છે કે સ્વાત્મહિત સાધનામાં એકલવીર બનીને મગ્ન બનવું. અન્યની મદદની અપેક્ષા ન રાખવી. મદદ ન કરનાર તરફ દુર્ભાવ ન દાખવવો પણ સ્વાત્મવીર્યની સ્ફુરણા માટે શાસ્ત્રોક્ત માર્ગે પ્રયાણ કરવું.

બીજા બધાનું ગમે તે થાઓ, પણ એક મ રા આત્માનું હિત થાઓ-એવો કોઇ વિકૃત અર્થ આ ભાવનાની સીમામાં સમાતો નથી; પણ એક આત્માને જાણીને બધા આત્માની જાતિ એક જ છે, એવો શુદ્ધ અર્થ આ ભાવનાથી ભાવિત થતાં સર્વમાં સ્વને અને સ્વમાં સર્વને જોવાની વિશુદ્ધ દૃષ્ટિનો ઉઘાડ થાય છે.

કરોડો શત્રુઓની સામે એકલવીરની જેમ ઝઝૂમીને વિજયશ્રી વરતા શૂરવીર પુરુષનો દાખલો નજર સમક્ષ રાખવાનું સત્ત્વ આ ભાવના દ્વારા પ્રગટાવવાનું છે કે જેથી નિર્માલ્યતા નાબૂદ થાય અને ધર્મ-શૂરાતન રગેરગમાં વ્યાપી જાય.

## (૪) અન્યત્વ ભાવના

આ ભાવના દ્વારા વિજાતીય સર્વ પદાર્થોની અસરથી સર્વથા પર રહેવાની મહાકળા સાધવાની હોય છે.

સાત માળનો મનોહર મહેલ પણ આખરે પર-દ્રવ્યનું માત્ર સંયોજન છે. ગમે તેવી સોહામણી પણ કાયા તે 'હું' નથી; જે 'હું' છે, તે તો અજર-અમર-અમલ-અનુપમ-શબ્દાતીત-તર્કાતીત આત્મદ્રવ્ય છે: તે જ 'હું' બાકી બધા 'હું' તે અહંકારના જ આવિષ્કાર છે.

જાતિવંત વજારત્ન જેમ બધે નિજ પ્રકાશ રેલાવે છે, પણ અન્ય દ્રવ્યથી અસર પામતું નથી તેમ આ ભાવનાના સતત અભ્યાસથી પર-દ્રવ્યોની અસરથી મુક્ત રહીને આત્મા, મુક્તિ તરફ ગતિમાન બનતો રહે છે.

આ ભાવનામાં પર-દ્રવ્યોને આત્માથી નિરાળા સમજીને વર્તવાનું હોય છે.

## (૫) અશુચિત્વ ભાવના

આ શરીર, એમાં નાંખેલાં સારાં શુદ્ધ ખાનપાનાદિને પણ ગંદાં કરવાનું સામર્થ્ય ધરાવે છે, આ શરીરની સુંવાળી ત્વચાના ઢાંકણ નીચે લોહી-માંસ-પરૂ વગેરે ખદબદે છે.

પોતાના ભાઈને પોતાના દેહ તરફ ગાઢ રાગ છે એમ જાણ્યા પછી, સુંદરીએ સાઠ હજાર વર્ષનાં આયંબિલ કરીને, પોતાની તે જ કાયા ભાઇ ભરત સમક્ષ રજૂ કરી, તો તેનો રાગ પણ ઓસરી ગયો.

દૂધથી ધોવા છતાં કોલસો ધોળો નથી બનતો, પણ કાળો જ રહે છે, તેમ સુગંધી જળથી નિત્ય સ્નાન કરવા છતાં આ શરીરમાં જે અશુચિ છે, તે દૂર નથી થતી, પણ ટકેલી રહે છે.

આમ ચિંતવીને શરીરના સ્વામી એવા આત્માની દાન-શીલ-તપ આદિ વડે સેવા કરવી જોઈએ.

### (૬) સંસાર ભાવના

આ ભાવનામાં ચિંતવવું કે ભાઈ, બહેન, માતા, પિતા, પતિ-પત્ની વગેરે સાંસારિક સંબંધો એક ભવ પૂરતા જ છે, પણ શાશ્વત નથી, માટે તેની મમતામાં આત્માને રંગવો તે ભવપરંપરા-વર્ધક કૃત્ય છે.

આ આત્મા, સમગ્ર જીવલોકથી આત્મીય છે, તેને સીમિત સંબંધોમાં રૂંધવાથી તેનો વિકાસ અવરોધાય છે અને તેને નવાં નવાં જન્મ-મરણ કરવાં પડે છે.

આ ભવના આપણા પિતા, ગત-ભવના આપણા પુત્ર પણ હોઈ શકે છે. તેમજ આગામી ભવના અન્ય સગા પણ હોઈ શકે છે. માટે આ જાતના સગપણને સર્વોચ્ચતા ન આપવી જોઈએ, પણ તેના મૂળરૂપ આત્માના સગપણને સર્વોચ્ચતા આપવી જોઈએ.

આ ભાવનામાં માતા-પિતાદિના ઉપકારોની ઉપેક્ષા નથી, પણ સહુથી ઊંચી જે ધર્મ-સગાઈ છે, તેની જ સાથે ગાઢ સંબંધ કેળવવાની ભાવના છે.

વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના સંબંધનું માધ્યમ સાંસારિક સગપણ જ રહે છે ત્યાં સુધી સર્વ જીવો પ્રત્યે આત્મીયતા જાગતી નથી અને તેના અભાવે આત્મશુદ્ધિ પૂરી થતી નથી.

માતા-પિતાદિના ઉપકારોને ન ભૂલવા તે એક મહાન ગુણ છે, પણ તેમાંથી સાર એ ગ્રહણ કરવાનો છે કે – ચાર ગતિરૂપ આ સંસારમાં ભમતાં આ જીવે અનંતા માતા-પિતા કર્યાં છે અને તે બધાંના ઉપકારો તેના માથે છે. આ દૃષ્ટિએ વિચારતાં સમસ્ત જીવલોક આ જીવનો ઉપકારી બની જાય છે.

તાત્પર્ય કે સાંસારિક સંબંધો મોહવશ જીવને પીડે છે, જીવના જીવલોક સાથેના સગપણને સુદૃઢ બનાવવા માટે જ આ ભાવનાનો સતત અભ્યાસ, સર્વ દેશ-કાળમાં સર્વ જીવો માટે એક સરખો હિતાવહ છે.

### (૭) આસ્રવ ભાવના

પાપનાં મુખ્ય સ્થાન (ઘર) અઢાર છે. આસ્રવ એટલે કર્મપુદ્ગલોનું આત્મામાં આગમન. હિંસાદિ પાપો, પાંચ ઇન્દ્રિયો, ચાર કષાયો અને મન, વચન, કાયાની પ્રવૃત્તિ-ક્રિયાઓ દ્વારા કર્માણુઓ આત્મામાં દાખલ થાય છે અને તે સંસાર ભ્રમણનું કારણ બને છે. આ આસ્રવનું વિશેષ સ્વરૂપ વગેરે ચિંતવવાથી તેના નિરોધ માટે યથાશક્ય પ્રયત્ન થાય છે અને ધ્યાન સાધના ,માટે તે આવશ્યક છે.

આ ભાવનાનો મુખ્ય ઉદ્દેશ આસ્રવનો સદંતર ત્યાગ કરવો તે છે.

જે વિચાર, વાણી યા વર્તન આત્માના ઘરનાં ન હોય, પણ પર-ઘરનાં હોય, પુદ્ગલાસક્તિ-જન્ય હોય, અહં-કેન્દ્રિત હોય, તે બધાં જ આસ્રવરૂપ છે, આત્માને મલિન કરનારાં છે.

પૂર્ણ વિશુદ્ધ પરમાત્માના ગુણોની પવિત્રતમ ગંગામાં નિત્ય સ્નાન કરવાનો અભ્યાસ પાડવાથી આસ્રવનો સમૂળ ત્યાગ થાય છે અને આત્મ-સ્નેહ સુદૃઢ બને છે.

સતત સ્રવતા એવા સંસારમાં, નિત્ય એવા આત્મામાં દૃષ્ટિ સ્થાપવા માટે આ ભાવનામાં રત રહેવું તે સર્વ અપેક્ષાએ ભદ્રંકર છે, ધ્યાન માટે અનિવાર્ય છે.

## (૮) સંવર ભાવના

જે મન-વચન-કાયાની વૃત્તિ-પ્રવૃત્તિ કર્મનું ગ્રહણ અટકાવે તે સંવર છે.

સંવર ભાવના માટે સમાધિવાળું ચિત્ત અને વચન તથા કાય-યોગની સ્વસ્થતા જરૂરી છે.

સ્વ-દોષ-દર્શન કરવામાં નિપુણ એવા સાધકો આ ભાવનામાં મન-વચન-કાયાને સારી રીતે પરોવી શકે છે.

ઘરનાં બારી-બારણાં બંધ હોય છે. તો પણ, એ બારી-બારણાંની તિરાડમાંથી ઝીણી રજ ઘરમાં દાખલ થયા સિવાય રહેતી નથી. તેમ વચન અને કાય-યોગની સ્વસ્થતા છતાં મન પ્રભુ-દર્શનમાં મગ્ન નથી રહેતું તો, કર્મની રજ આત્માના ઘરમાં પ્રવેશ કરીને તેના સ્વભાવને કલંકિત કર્યા સિવાય રહેતી નથી.

ધ્યાનના અભ્યાસમાં મનની સ્વસ્થતા, રાગ-દ્વેષ રહિતતા અત્યંત જરૂરી છે અને સંવર ભાવના દ્વારા તેની પ્રાપ્તિ સુલભ બને છે.

મુમુક્ષુ સાધકે હંમેશાં પોતાની સઘળી કરણીની પાકી ખતવણી કરવા પર જે ભાર ઉપકારી ભગવંતોએ મૂકયો છે તેની પાછળ આશય છિદ્રરહિત-નિર્દોષ જીવનમાં ખાસ પ્રીતિ પેદા કરાવવાનો છે.

સદોષ જીવન જેને ડંખતું નથી પણ માફક આવે છે, તેનો સંસાર વધે જ છે.

સઘળા દોષોને દૂર કરીને સઘળા ગુણોને નિજ અંગભૂત બનાવવાની ઉત્તમ કળા સંવર ભાવનારત જીવન દ્વારા સાધી શકાય છે.

સંવર ભાવનાનો ટૂંકો સાર એટલો જ છે કે દોષને દાખલ ન થવા દો, દાખલ થવાનાં દ્વારો બંધ કરી દો, બધે આત્માને પથરાઈ જવા દો, અનાત્મભાવથી ઊંચા ઊઠો!

## (૯) નિર્જરા ભાવના

સંવર–ભાવનાથી વાસિત ચિત્તવાળો સાધક આ ભાવનાને લાયક નીવડે છે.

નિઃશેષ કર્મોને જર્જરિત કરીને ખંખેરી નાખવાનો વીર્યોલ્લાસ તે આ ભાવનાની આગવી વિશિષ્ટતા છે.

અતિ ચીકણાં જે કર્મો નીરક્ષીર–ન્યાયે આત્માના અસંખ્ય પ્રદેશોમાં ઘર કરીને રહેલાં હોય છે, તેને નિર્મૂળ કરવાની વિશિષ્ટ જે શાસ્ત્રીય પ્રક્રિયા છે, તેનો અમલ આ ભાવનામાં મગ્ન મુમુક્ષુ દ્વારા થઈ શકે છે.

ખૂબ ઊંડે ઊતરીને સ્વાત્મ–શુદ્ધિ કાજે સચિંત રહેતો સાધક જ આ ભાવનાની ભવ્યતાનો રસ જાણી શકે છે.

નિધત્ત અને નિકાચિત પ્રકારનાં કર્મોની તીવ્રતરતા સામે એટલા જ તીવ્રતર હુમલા આવશ્યક છે અને આવા હુમલા તેઓ જ કરી શકે છે જેઓ પરમાત્મપદના ખપી છે–પરમ આત્મ-વિશુદ્ધિના સાચા ગ્રાહક છે.

અણુ જેટલો પણ પોતાનો દોષ, મેરુ જેટલો મોટો લાગે અને પરનો મેરુ જેટલો મોટો પણ દોષ અણુ જેટલો નાનો લાગે તે – આ ભાવનાના ઘરમાં વસતા સાધકની લાક્ષણિકતા છે.

સાડા ત્રણ કરોડ રૂંવાડાંમાં શુદ્ધ આત્મસ્નેહની પ્રતિષ્ઠાનું લક્ષ્ય રાખીને આ ભાવનામાં મગ્ન બનવાનું છે.

## (૧૦) લોક–સ્વભાવ ભાવના

આ ભાવનામાં લોકના વિશાળ સ્વરૂપનો વિચાર કરવાનો છે.

મનનો સ્વભાવ ચંચળ છે, પોતાની ઇચ્છાનુસાર જુદા જુદા વિષયોમાં સતત ભટકતા રહેવાનો તેનો જે સ્વભાવ છે તેને આ લોક ભાવનાના વિશાળ ચિંતન દ્વારા જિનાજ્ઞા અનુસાર ચિંતન કરતો બનાવીને સુધારવાનો છે. યથેચ્છ રીતે ફરતા મનને જિનાજ્ઞાનુસાર શુભ ભાવનાઓમાં રમતો કરવાનો છે.

આ લોકના ઉપરના ભાગને ઊર્ધ્વલોક, નીચેના ભાગને અધોલોક અને આપણે જે ભૂમિ ઉપર રહ્યાં છીએ, તેને તિર્ચ્છાલોક કહે છે. આમ ત્રણ વિભાગમાં વહેંચાયેલો આ લોક છે.

આ લોક સ્વયંસિદ્ધ, નિત્ય છે, તેનો કર્તા કે માલિક કોઇ નથી. તેમાં રહેલા એક પણ જીવનો કે એક પણ પરમાણુનો કદાપિ સર્વથા નાશ થતો નથી.

આ લોક ષડ્-દ્રવ્યાત્મક છે અર્થાત્ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ આ છ દ્રવ્યો જેમાં રહેલાં છે, તેને 'લોક' કહે છે. એક માત્ર આકાશ દ્રવ્ય જ જ્યાં છે તેને 'અલોક' કહે છે.

અનંત બ્રહ્માંડ વચ્ચે એક પુરુષ કેડ ઉપર પોતાના બે હાથ ટેકવીને અને બે પગ નીચેથી પહોળા રાખીને ઊભો હોય તેવા આકારવાળો આ લોક હોવાથી તે 'લોકપુરુષ'-ના નામથી પણ ઓળખાય છે.

'રજ્જુ' અસંખ્ય યોજન પ્રમાણ એક માપ વિશેષનું નામ છે. આ લોકને ઉપરથી નીચે સુધી માપતાં તે ૧૪ રજ્જુ પ્રમાણ છે.

જૈનાગમોમાં આ 'રજ્જુ'નું પ્રમાણ (માપ) એક ઉપમા દ્વારા બતાવેલું છે, તે આ રીતે છે :-

"કોઈ વિશેષ શક્તિશાળી દેવ આંખના એક પલકારામાં એક લાખ યોજન કાપી નાખે તેવી શીઘ્રગતિથી છ-છ મહિના સુધી સતત દોડતો જ રહે અને આ રીતે દોડતાં છ મહિને તે જેટલું અંતર કાપે તેને એક 'રજ્જુ' (અથવા એક 'રાજ') કહે છે."

આ ભાવનામાં ચૌદ રાજલોકમાં રહેલાં મનુષ્યો, દેવો, તિર્યંચો અને નારકી જીવો-નાં રહેવાનાં સ્થાન, વગેરેનું તથા ક્ષેત્રો, પર્વતો, સમુદ્રો વગેરેનું તથા લોકમાં રહેલાં અનેક દ્રવ્યો અને તેના પર્યાયો જે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય સ્વભાવવાળાં છે તેનું શાસ્ત્ર સાપેક્ષપણે ચિંતન કરવાનું છે. આ ચિંતનથી ચિત્તની રાગ-દ્વેષાત્મક વૃત્તિઓનું શમન થાય છે. પર-પદાર્થો પ્રત્યેની આસક્તિ દૂર થઈ જાય છે. તેથી ચિત્ત નિર્મળ, શાન્ત.... અને સ્થિર બને છે.

ચૌદ રાજલોકની જે આકૃતિ છે, તેના જેવી જ પુરુષાકૃતિવાળા આપણે છીએ. આ આકૃતિ સાથે તાદાત્મ્ય સાધીને આ આત્માને ચૌદ રાજલોક વ્યાપી બનાવવાની ભાવનામાં ઓતપ્રોત થવું તે આ ભાવનાનો કેન્દ્રવર્તી હેતુ છે.

કેવળી સમુદ્ઘાત વખતે આત્મા પોતાના પ્રદેશોને ચૌદ રાજલોકમાં ફેલાવીને પૂર્ણત્વની પ્રક્રિયાની સાધના કરતો હોય છે.

પિંડમાં રહેલા આત્માને બ્રહ્માંડ-વ્યાપી બનાવવાની અદ્ભુત કળા આ ભાવનાના સતત અભ્યાસથી સાધી શકાય છે. તેના પરિણામે પુદ્ગલાસક્તિ ક્ષીણ થાય છે, આત્મરતિ દૃઢતર બને છે, જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રબળતર બને છે અને ધ્યાનના વિષયભૂત આત્માનો પ્રભાવ સુદૃઢપણે અનુભવાય છે.

## (૧૧) ધર્મ-સ્વાખ્યાત ભાવના

આ ભાવનામાં અનંત ઉપકારી શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રકાશેલા ધર્મનું સ્વરૂપ વારંવાર ચિંતવવું.

આ ધર્મ કેવો છે ?

આ ધર્મ સર્વ-કર્મનો સમૂળ ઉચ્છેદ કરવાના સ્વભાવવાળો છે.

રાગ-દ્વેષ, મોહ અને અજ્ઞાનને વશ થઈને અનંત સંસારમાં ભટકતા જીવોને તારનારા આ ધર્મનો આત્મા નિર્મળ સ્નેહ પરિણામ છે.

આ શુદ્ધસ્નેહ પરિણત થાય છે એટલે જ આત્મવસ્તુના શુદ્ધ-સ્વભાવનો સ્પષ્ટ અનુભવ થાય છે.

આ ભાવનામાં જેમ-જેમ પ્રગતિ થાય છે તેમ-તેમ અધર્મ કે જે આત્મવસ્તુનો સ્વભાવ નથી, તેની સાથેના જીવનો સંબંધ તૂટતો જાય છે.

તાત્પર્ય કે જડ પ્રત્યેનો રાગ અને જીવ પ્રત્યેનો દ્વેષ, આ ભાવનાના અભ્યાસથી નાશ પામે છે અને અવિનાશી આત્માનો સ્વભાવ અનુભવગોચર થાય છે.

વિશ્વવત્સલ, શ્રીજિનેશ્વર ભગવંતોએ પ્રકાશેલા આ ધર્મમાં શ્રુત-ધર્મ તેમજ ચારિત્ર-ધર્મનો પણ સમાવેશ થાય છે.

## (૧૨) બોધિ-દુર્લભ ભાવના

આ ભાવનામાં ચિંતવવું કે – આ જગતમાં મનુષ્યભવ, એમાં વળી પંદર કર્મભૂમિમાં જન્મ અને એમાં પણ અનાર્ય દેશમાં નહિ, પરંતુ આર્યદેશમાં જન્મ, એમાં ય નીચ કુળમાં નહિ, પણ ઉત્તમ આર્યકુળમાં જન્મ ને એમાં ય અખંડ પાંચ ઇન્દ્રિય પૂર્ણ આરોગ્ય તથા દીર્ઘ આયુષ્ય – એ ઉત્તરોત્તર એકેક દુર્લભ છે. આ બધું ય મળે છતાં એમાં સારા કુળ-સંસ્કાર, ને સંત-સમાગમની રુચિ મળવી મુશ્કેલ, એમાં ય શુદ્ધ-ઉપદેશક સંત-પુરુષ મળવા કઠીન અને એ ય મળવા છતાં એમની પાસે શુદ્ધ ધર્મ-તત્ત્વનું શ્રવણ પામવું મુશ્કેલ છે.

આ બધું મળવા છતાં 'બોધિ' યાને 'આત્મબોધ' યાને જિનધર્મની સ્પર્શના થવી એ અત્યંત દુર્લભ છે.

અનાદિ-અનંત સંસારમાં ભમતા આ જીવે અનેક વાર સ્વર્ગનાં સુખો પણ મેળવ્યાં છે.

અહીં સંસારમાં મનુષ્ય-ભવ આદિ ઉત્તમ સામગ્રી મળવા છતાં આપણે શું મેળવવા પાછળ આપણા દેવ-દુર્લભ ભવનો ઉપયોગ કરીએ છીએ ?

મેળવવા જેવા શુદ્ધ આત્માનાં દર્શન અને મિલન માટે દિનરાત મથવાની ભૂખ નથી જાગી!

એ જગાડવા માટે આ ભાવના છે. ધ્યાનધારા તૂટતાં ધ્યાતાએ આ બધી ભાવનાઓમાં ચિત્તને જોડી દેવાનું છે.

આ બાર ભાવનાઓ નિત્ય ભાવવાથી ભવ—દુઃખ-વર્ધક વાસનાઓ ક્ષીણ થાય છે. આત્મસુખદાયી સ્વસ્થતા પ્રાપ્ત થાય છે, જેના પરિણામે ધ્યાનની સુલભતા સચવાય છે, ધ્યાન માટે ફાંફાં મારવાં નથી પડતાં

પરવસ્તુનો વિચાર સુદ્ધાં જેને વ્યાકુળ બનાવી દે એવા પવિત્ર ચિત્તની આહ્લાદક પ્રસન્નતા આ ભાવનાઓ વડે જળવાય છે, જેથી 'જયણા' અને 'ઉપયોગ' સ્વભાવભૂત બને છે.

**તાત્પર્યાર્થ** આ છે :—

ચિંતાનો સામાન્ય અર્થ શાસ્ત્ર—ચિંતન કે તત્ત્વ—ચિંતન છે.

ચરાચર જગતના પદાર્થો (દ્રવ્યો)ના બાહ્ય અને અભ્યતર સ્વરૂપનું ચિંતન જેટલું વિશાળ અને સૂક્ષ્મ હોય છે, તેટલું વિશાળ અને સૂક્ષ્મ ધ્યાન પણ બને છે

'ધ્યાન' એ ચિત્તની નિષ્પ્રકંપ અને નિશ્ચળ અવસ્થા છે. એવી અવસ્થામાં અંતર્મુહૂર્ત – ૪૮ મિનિટથી કાંઈ ન્યૂન સમય કરતાં વધુ સમય ટકી શકાતું નથી.

'ચિંતા' એ ચિત્તની ચંચળ અવસ્થા છે. ચિંતન વખતે પણ ચિત્ત જુદા—જુદા દ્રવ્યોના વિકલ્પમાં વ્યસ્ત હોય છે, જ્યારે ધ્યાનમા ચિત્ત નિશ્ચળ હોય છે.

મનની સ્થિરતાપૂર્વક ધ્યાન થાય છે ત્યારે કોઇ એક જ વિષયનું ચિંતન હોય તો તેને 'ચિંતા' પણ કહી શકાય છે અને બે ધ્યાનની વચમાં એટલે કે એક ધ્યાન સમાપ્ત થયા પછી અન્ય પદાર્થવિષયક ધ્યાનમાં સાધક પોતાના ચિત્તને સ્થિર બનાવવા તદ્દવિષયક ચિંતન કરે છે, તેને 'ધ્યાનાન્તરિકા' કહેવાય છે

માર્ગમાં ચાલ્યો જતો પ્રવાસી બે રસ્તા આવે ત્યારે ઊભો રહીને વિચાર કરે છે કે હવે કયા રસ્તે જવું ? પછી તે પોતાના ઇષ્ટ સ્થાનનો વિચાર કરી તેને અનુકૂળ દિશાવાળા માર્ગે ચાલવા માંડે છે, તેમ સાધક પણ બીજું ધ્યાન પ્રારંભ કરતાં 'પહેલાં હવે મારે કયું ધ્યાન કરવાનું છે?' તેનો પ્રજ્ઞા સાથે વિચાર કરીને આત્મસ્વભાવને અનુકૂળ ધ્યાનમાં સ્થિર બને છે.

પ્રસ્તુતમાં 'ચિંતા'ના સાત પ્રકાર પાડી તેના સ્વરૂપની વિવિધતાનું દર્શન કરાવ્યું છે ચિંતાનો ભાવના, યોગ અને ધ્યાન સાથે કાર્યકારણરૂપ ગાઢ સંબંધ છે.

'ભાવના' પણ ધ્યાનનો પૂર્વાભ્યાસ છે, માત્ર વિચારો કરવાથી કાર્ય સિદ્ધ થતું નથી. કાર્યસિદ્ધિ માટે તદનુરૂપ પ્રવૃત્તિ અનિવાર્ય છે.

'ભાવના' ક્રિયાત્મક છે, ધ્યાનાભ્યાસની એક પ્રવૃત્તિ છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર-રૂપ મોક્ષસાધનાનો નિષ્કામ ભાવે સતત અભ્યાસ એ ભાવના છે. ભાવનાથી મન, વાણી અને કાયા – એ ત્રણે યોગોની નિર્મળતા થાય છે.

ભવ-વર્ધક પરિબળોનો ભાવ ન પૂછયો પણ મોક્ષપ્રદ જ્ઞાન–દર્શન–ચારિત્ર આદિને ભાવ આપવો એ 'ભાવના'નું રહસ્ય છે.

નિષ્પ્રકંપ–નિશ્ચળ ધ્યાનની સિદ્ધિ માટે મન, વચન અને કાયા – આ ત્રણે યોગોની નિર્મળતા અને સ્થિરતા કેળવવી અનિવાર્ય છે. ભાવનાના ચારે પ્રકારોના અભ્યાસથી ઉક્ત ત્રણે યોગોનું શુદ્ધિકરણ થાય છે.

તત્ત્વ કે પરમતત્ત્વ વિષયક ચિંતા-ચિંતન કરવા સાથે તેની ભાવના એટલે કે જ્ઞાનાદિ આચારોનું પરિપાલન કરવાથી યોગ–વીર્ય–સ્થામાદિ પુષ્ટ બને છે અને યોગ વગેરેની પુષ્ટિ વડે 'ધ્યાન' 'પરમ ધ્યાન' વગેરે ઉત્તરોત્તર વિશુદ્ધ–વિશુદ્ધતર કોટિનાં થાય છે.

વિશુદ્ધ ધ્યાનમાં યોગાદિની પુષ્ટિ અને શુદ્ધિ કારણભૂત છે અને યોગની વૃદ્ધિ–શુદ્ધિમાં ચિંતા અને ભાવના કારણભૂત છે.

**ભાવનાનું ફળ** :–(૧) જ્ઞાન–ભાવનાના સેવનથી મનની શુદ્ધિ થાય છે. શ્રુતજ્ઞાન દ્વારા પ્રાપ્ત થયેલ દ્રવ્ય–ગુણ–પર્યાયના સ્વરૂપનું જ્ઞાન, ધ્યાનમાં નિશ્ચળતા લાવે છે.

(૨) દર્શન–ભાવનાના સેવનથી તત્ત્વ–પરમતત્ત્વ પ્રતિ અતૂટ શ્રદ્ધા–સ્થૈર્ય અને શમાદિ ગુણો પ્રાપ્ત થાય છે, સમ્યગ્ દર્શનની શુદ્ધિ થાય છે, સાધનામાં ભ્રાન્તિનું નિવારણ થાય છે.

(૩) ચારિત્ર–ભાવનાના પાલનથી પૂર્વસંચિત ક્લિષ્ટ કર્મોની નિર્જરા થાય છે, નવાં કર્મોનો બંધ થતો નથી અને પુણ્યાનુબંધી પુણ્ય પુષ્ટ થાય છે.

આ ત્રણે ભાવના દ્વારા ધ્યાનશક્તિ સહજ સ્ફુરિત થાય છે.

દ્રવ્ય–ચારિત્ર એ ભાવ, ચારિત્ર, આત્મરમણતાનું કારણ છે. તેના પાલનથી ધ્યાનરૂપ ભાવ–ચારિત્ર અવશ્ય પ્રગટે છે.

(૪) જગતના પદાર્થોના સ્વરૂપની વિચિત્રતા અને વિનશ્વરતા જાણવાથી–ભાવવાથી ચિત્ત ભૌતિક કામનાઓ અને આકર્ષણોથી નિઃસંગ અને નિરાશંસ બને છે, જેથી ધ્યાન–સાધનામાં નિશ્ચળતા પ્રાપ્ત થાય છે.

આ રીતે ચિંતા અને ભાવનાથી ધ્યાન-યોગમાં સરળતાથી પ્રવેશ, પ્રગતિ અને અનુક્રમે તેનો પ્રકર્ષ પ્રાપ્ત થાય છે.

ચોવીસ પ્રકારના ધ્યાન-માર્ગોનું નિરૂપણ કર્યા પછી તેમાં બતાવેલા કેટલાક પદાર્થોની સ્પષ્ટતા ગ્રન્થકારે સ્વયં કરી છે. તે પૈકી ચિંતા, ભાવના, અનુપ્રેક્ષાનું સ્વરૂપ આપણે વિચાર્યું.

હવે ચોવીસ ધ્યાન પ્રકારોમાં સૌથી વિશાળ ત્રિભુવન-વ્યાપી 'પરમ માત્રા' ધ્યાનમાં ચોવીસ વલયોથી પરિવેષ્ટિત આત્માને ધ્યાવવાનું વિધાન કર્યું છે, તે ચોવીસ વલયો પૈકી કેટલાક અગત્યનાં રહસ્યમય વલયોનું જે વિશેષ સ્વરૂપ ગ્રન્થકારે બતાવ્યું છે, તે ક્રમશઃ વિચારીશું.

દશમા વલયમાં જે સોળ વિદ્યાદેવીઓની સ્થાપના કરવાની છે, તેમનાં નામ નીચે પ્રમાણે છે :-

**મૂળપાઠઃ**—रोहिणी–प्रज्ञप्ति–वज्रशृङ्खला–वज्राङ्कुशी–अप्रतिचक्रा–
पुरुषदत्ता-काली-महाकाली–गौरी-गान्धारी-ज्वालामालिनी–
मानवी–वैरोट्या–ऽच्छुप्ता–मानसी–महामानसीतिविद्यादेवताः ॥

**અર્થ**:-(૧) રોહિણી, (૨) પ્રજ્ઞપ્તિ, (૩) વજ્રશૃંખલા, (૪) વજ્રાંકુશી, (૫) અપ્રતિચક્રા, (૬) પુરુષદત્તા, (૭) કાલી, (૮) મહાકાલી, (૯) ગૌરી, (૧૦) ગાંધારી, (૧૧) જ્વાલામાલિની, (૧૨) માનવી, (૧૩) વૈરોટ્યા (૧૪) અચ્છુપ્તા (૧૫) માનસી, (૧૬) મહામાનસી એ સોળ વિદ્યાદેવીઓ છે.

**વિવેચન** :-સંતિકરં સ્તોત્ર, નિજય પહૂત્ત, બૃહત્ શાન્તિ, સૂરિમંત્ર, સિદ્ધચક્ર યંત્ર, ઋષિ મંડલ સ્તોત્રાદિમાં સોળ વિદ્યાદેવીઓનું સ્મરણ કરવામા આવે છે.

'अर्हं' ની ધ્યાન પ્રક્રિયામાં પણ સોળ વિદ્યાદેવીઓ દ્વાર અભિષેક કરાતા આત્માનું ચિંતન કરવાનું વિધાન છે, એથી સમજી શકાય છે કે મંત્ર-સાધના અને ધ્યાન-સાધનામાં વિદ્યાદેવીઓનું સ્મરણ ઉપકારક નીવડે છે.

## ભવનયોગ અને કરણયોગ આદિનું વર્ણન

'પરમમાત્રા' ધ્યાનના ચોવીસ વલયોમાં બાવીસમું અને ત્રેવીસમું વલય અનુક્રમે ભવન-યોગ અને કરણ-યોગનું છે.

તે ભવન-યોગ અને કરણ-યોગ શું છે, તેનો વિચાર અહીં તેના બતાવેલા છન્નુ-છન્નુ ભેદો દ્વારા કરવામાં આવશે

ગ્રન્થકાર મહર્ષિ સર્વ પ્રથમ યોગના મુખ્ય આઠ ભેદોનું વર્ણન કરે છે :

भवनयोगादिस्वरूपं चेदम्-

મૂળપાઠઃ—जोगो[1] विरियं[2] थामो,[3] उच्छाह[4] परक्कमो[5] तहा चेट्ठा[6] ।
सत्ती[7] सामत्थं[8] चिय, चउगुण बारह छन्नउई ॥"

**અર્થ** : (૧) યોગ, (૨) વીર્ય, (૩) સ્થામ, (૪) ઉત્સાહ, (૫) પરાક્રમ, (૬) ચેષ્ટા, (૭) શક્તિ અને (૮)સામર્થ્ય – તે દરેકના પ્રણિધાન આદિ ચાર-ચાર ભેદો છે. વળી તે દરેકના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ-ત્રણ પ્રકારો છે, એટલે ૮×૪×૩=૯૬ ભેદો થાય છે.

મૂળપાઠઃ—(१) **योग** :- जीवप्रदेशानां कर्मक्षयं प्रति व्यापारणं नियोगिनामिव जीवेन राज्ञेव योगः ।

(२) **वीर्य** :- जीवप्रदेशैः कर्मणः प्रेरणं ध्यानाग्नौ चेटिकयेव कचवरस्य ।

(३) **स्थाम** :- जीवप्रदेशेभ्यः क्षपणार्थं कर्मप्रदेशानामाकर्षणं दन्ताळिकयेव कचवरस्य ।

(४) **उत्साह** :-जीवप्रदेशेभ्यः कर्मणामूर्ध्वं नयनं नलिकयेव जलस्य ।

(५) **पराक्रमः**- अधोनयनं कर्मणः सच्छिद्रकुतुपात् तैलस्येव घण्टिकायां वाऽमृतकलायाः ।

(६) **चेष्टा** :- स्वस्थानस्य कर्मणः शोषणं तप्तायसभाजनस्यजलस्येव ।

(७) **शक्ति** :- जीव-कर्मणोर्वियोगं प्रत्याभिमुख्यजननं, तिलानामिव-तैल-वियोजनं यथा घाणकेन निपीडनम् ।

(८) **सामर्थ्य** :- साक्षाज्जीव-कर्मणोर्वियोगकरणं खल-तैलयोरिव ।

**અર્થ** : યોગ-જેમ રાજા પોતાના અધિકારીઓને (કોઈ કાર્ય ઉપસ્થિત થતાં) કાર્યશીલ બનાવે છે, તેમ જીવ જે ધ્યાન વિશેષથી પોતાના આત્મપ્રદેશોને કર્મક્ષય માટે કાર્યશીલ બનાવે છે, તે 'યોગ' કહેવાય છે.

(૨) **વીર્ય**-જેમ દાસી દ્વારા કચરો બહાર ફેંકાવી દેવામાં આવે છે, તેમ જીવ જે ધ્યાન વિશેષથી આત્મપ્રદેશો દ્વારા કર્મોને ધ્યાનાગ્નિમાં હોમી દેવા માટે પ્રેરણા કરે, તે 'વીર્ય' કહેવાય છે.

(૩) **સ્થામ**-જેમ દંતાલીથી (જમીન ઉપર રહેલા) કચરાને ખેંચી લેવામાં આવે છે, તેમ જીવ આત્મપ્રદેશોમાંથી કર્મ દલિકોને ક્ષય કરવા માટે ખેંચી લાવે તે સ્થામ કહેવાય છે, અર્થાત્ જે ધ્યાન વિશેષથી આત્મપ્રદેશોમાંથી કર્મ દલિકોને ખેંચી લેવામાં આવે છે તેને 'સ્થામ' કહે છે.

(૪) ઉત્સાહ–જેમ નળી વડે પાણીને ઊંચું ચઢાવવામાં આવે છે, તેમ જે ધ્યાન વિશેષથી આત્મપ્રદેશોમાંથી કર્મોને ઊંચાં લઇ જવાં અર્થાત્ કર્મોનું ઊર્ધ્વીકરણ કરવું તેને ઉત્સાહ કહેવાય છે.

(૫) પરાક્રમ–જેમ છિદ્રવાળા કુંડલા (પીપ) માંથી તેલને નીચે રેડવામાં આવે અથવા અમૃતકલા[૪૪]માંથી જેમ અમૃત ઘટિકામાં ઝરે, તેમ ઊંચે ગયેલાં કર્મોને નીચે લઇ જવાં અર્થાત્ ઊંચે ચઢેલાં કર્મોનું અધોનયન [નીચે લઇ જવાં] એ 'પરાક્રમ' કહેવાય છે.

(૬) ચેષ્ટા–જેમ તપી ગયેલા લોખંડના ભાજનમાં રહેલું જળ સુકાઈ જાય છે, તેમ પોતાના સ્થાનમાં રહેલાં કર્મોને સૂકવી નાખવાં તે 'ચેષ્ટા' કહેવાય છે, અથવા નીચે ઊતરેલાં કર્મોને શોષવાની ક્રિયા તે 'ચેષ્ટા' કહેવાય છે.

(૭) શક્તિ–તલમાંથી તેલને છૂટું પાડવા માટે જેમ તલને ઘાણીમાં પીલે છે, તેમ જીવ અને કર્મનો વિયોગ કરવા માટે અભિમુખ થવું તે 'શક્તિ' કહેવાય છે.

(૮) સામર્થ્ય–ખોળ અને તેલ જુદાં પાડવામાં આવે છે, તેમ કર્મ અને જીવનો જે સાક્ષાત્ વિયોગ કરવો તે 'સામર્થ્ય' કહેવાય છે, અથવા આત્મપ્રદેશોમાંથી કર્મોને સર્વથા છૂટાં પાડવાં એ 'સામર્થ્ય' છે.

વિવેચનઃ- અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ ગુણોની જેમ 'વીર્ય' પણ આત્માનો એક વિશિષ્ટ ગુણ છે. તે પ્રત્યેક જીવમાં ઓછાવત્તા અંશે અવશ્ય હોય છે.

'યોગ' શબ્દથી પ્રસ્તુતમાં મોક્ષ સાથે જોડી આપનાર શુભ વ્યાપાર–શુભ પ્રવૃત્તિ અને તેમાં પ્રેરક આત્મશક્તિ વિવક્ષિત છે.

ધ્યાન યોગમાં સ્થિરતા–નિશ્ચળતા લાવનાર આત્મવીર્ય છે, તેનું જેટલા પ્રમાણમાં પ્રાબલ્ય હોય છે, તેટલા પ્રમાણમાં નિશ્ચળ ધ્યાન દ્વારા કર્મક્ષય થવાથી આત્મા શુદ્ધ–શુદ્ધતર બને છે.

યોગ, વીર્ય, સ્થામ, ઉત્સાહ, પરાક્રમ, ચેષ્ટા અને સામર્થ્યના જનક જે ભિન્ન–ભિન્ન આલંબનો છે, તેનો નિર્દેશ ગ્રન્થકારે ગ્રન્થના અંતમાં કર્યો છે અને વિસ્તૃત વિવેચન પણ ત્યાં કરવામાં આવ્યું છે

યોગ, વીર્ય આદિ દ્વારા કર્મના ક્ષય-ક્ષયોપશમ માટેની જે કાર્યવાહી થાય છે, તે વાચક સરળતાથી સમજી શકે એ હેતુથી અહીં યોગાદિનાં આલંબનો વગેરેનો ટૂંકમાં વિચાર કરીશું.

૪૪. પરમાક્ષર માત્રા એ જ ''અમૃત કલા'' છે.

अन्ये परां शिरसां प्राहुरूर्ध्वाधो व्यापिकां किल ।
परमाक्षरमात्रा सा सैवामृतकलोच्यते ॥

—उपमितिभवप्रपंचकथा प्रस्ताव-८; श्लोक-७४६.

## યોગ, વીર્ય આદિનાં કાર્ય-કારણભેદનો વિચાર

(૧) **યોગનાં કાર્ય-કારણ** :-યોગશક્તિના પ્રભાવે આત્મા પોતાના પ્રદેશોને કર્મક્ષય માટે સક્રિય બનાવે છે, જેમ રાજા પોતાના અધિકારીને રાજ્યના કાર્ય માટે કાર્યશીલ બનાવે.

આત્મા જ્યારે અહિંસા, સંયમ અને તપ આદિ ધર્માનુષ્ઠાનોનું શુદ્ધ આશય-પૂર્વક સેવન-પાલન કરે છે, ત્યારે તેના પ્રભાવે મન, વચન અને કાયયોગની શુદ્ધિ અને સ્થિરતા થવાથી આત્મપ્રદેશોમાં એવા પ્રકારની નિશ્ચળતા આવે છે, જેનાથી કર્મ-ક્ષયકારી કાર્ય કરવાની તત્પરતા પ્રગટે છે.

કર્મક્ષય કરવા માટેની તત્પરતામાં મન, વચન અને કાયયોગની શુદ્ધિ અને સ્થિરતા નિમિત્તરૂપ બનતી હોવાથી શુદ્ધ અને સ્થિર મન, વચન અને કાયયોગને 'યોગ'નાં આલંબન કહ્યાં છે.

યોગનું કાર્ય – કર્મક્ષય માટે તત્પરતા, સક્રિયતા પ્રગટ કરવી.

યોગનું કારણ – શુદ્ધ મન, વચન અને કાયા.

(૨) **વીર્યનાં કાર્ય-કારણ** :-વીર્યશક્તિના પ્રભાવે આત્મા કર્મક્ષય માટે તત્પર બનેલા પોતાના પ્રદેશોને પ્રેરિત કરે છે-ધક્કો મારે છે, જેથી આત્મપ્રદેશોમાં ચોંટી ગયેલા કર્મદલિકો ઊખડી જાય અર્થાત્ સ્થાનભ્રષ્ટ થઈ જાય. (જેમ ઘરમાંના કચરાને દાસી મારફત બહાર કઢાવી નાંખવામાં આવે તેમ આ સઘળી પ્રક્રિયા ઘટે છે.)

'યોગ'ની શક્તિ કરતાં 'વીર્ય'ની શક્તિ વધુ પ્રબળ હોય છે, તેનું મુખ્ય કારણ જ્ઞાનાદિ પાંચ આચારોનું વિશુદ્ધ પાલન છે.

'વીર્ય'ના આલંબન તરીકે જ્ઞાનાચારાદિ પાંચ આચારો બતાવ્યા છે. જેમ-જેમ પંચાચારનું પરિશુદ્ધ પાલન થાય છે, તેમ-તેમ વીર્યશક્તિની શુદ્ધિ અને પુષ્ટિ વધતી જાય છે.

વીર્યનું કાર્ય – કર્મદલિકોને ઊખેડી નાંખવા.

વીર્યનું કારણ – પંચાચારનું પરિશુદ્ધ પાલન. (જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પંચાચાર છે.)

(૩) **સ્થામનાં કાર્ય-કારણ** :-સ્થામ એ વિશુદ્ધ ધ્યાનરૂપ છે. તે યોગ અને વીર્ય કરતાં વધુ સામર્થ્ય ધરાવે છે. તેમાં જ્ઞાનાદિ પાંચ આચારોના સેવન સાથે અપૂર્વ ભાવોલ્લાસયુક્ત વિશુદ્ધ આત્મપરિણામરૂપ કારણ જ આલંબનરૂપ બને છે.

'અપૂર્વકરણ' (ઉપશમના-કરણ) કરતી વખતે જીવને પ્રતિ સમય અનંતગુણ વિશુદ્ધ આત્મપરિણામ હોય છે. 'ઉપશમ સમ્યક્ત્વ'ની પ્રાપ્તિ સમયે જીવ શુભ કર્મોનો **બંધ** કરે છે. અશુભ કર્મ-પ્રકૃતિઓનું શુભમાં **સંક્રમણ** કરે છે, શુભ કર્મોની સ્થિતિ અને રસમાં વૃદ્ધિ-**ઉદ્વર્તના** કરે છે; અશુભ કર્મોની સ્થિતિ અને રસમાં હાનિ-**અપવર્તના**

કરે છે, અશુભ કર્મોને ખપાવવા તેની **ઉદીરણા** કરે છે, મિથ્યાત્વ મોહનીયનો **ઉપશમ** કરે છે, કેટલીક શુભ પ્રકૃતિઓની **નિધત્તી** અને **નિકાચના** પણ કરે છે.

આ રીતે વિશિષ્ટ વીર્યશક્તિ કે વિશુદ્ધ આત્મપરિણામ દ્વારા ઉપરોક્ત આઠે કાર્યો થાય છે. તે વિશિષ્ટ વીર્ય કે વિશુદ્ધ આત્મપરિણામ એ 'સ્થામ' યોગના આલંબન-કારણ બને છે, અર્થાત્ સ્થામ એ તેનું કાર્ય છે.

આ સ્થામ શક્તિના પ્રભાવે આત્મા પોતાના પ્રદેશોમાંથી છૂટા પડી ગયેલા, ઊખડી ગયેલા કર્મદલિકોને, ત્યાં-ત્યાંથી આકર્ષિત કરે છે; જેમ દંતાલી દ્વારા કચરો, ઘાસ વગેરે ખેંચી લેવામાં આવે છે.

છૂટા-છૂટા પડેલા ઘાસને દંતાલીની મદદથી ભેગું કરવામાં આવે છે, તેમ 'સ્થામ' શક્તિ દ્વારા ધ્યાનમાં એવું પ્રાબલ્ય આવે છે કે જેથી આત્મપ્રદેશોથી વિખૂટા પડેલા કર્મદલિકો ભેગા થઈ જાય છે, જેનાથી તેને ખપાવવાનું કાર્ય સરળ બનતું હોય છે.

સ્થામના કાર્યમાં સહાયક-આલંબનભૂત આઠ પ્રકારનાં કરણો છે. તેનાં નામ આ પ્રમાણે છે :-

(૧) બંધન કરણ.
(૨) સંક્રમણ કરણ.
(૩) ઉદ્વર્તના કરણ.
(૪) અપવર્તના કરણ.
(૫) ઉદીરણા કરણ.
(૬) ઉપશમના કરણ.
(૭) નિધત્ત કરણ.
(૮) નિકાચના કરણ.

'કરણ'નો અર્થ છે - આત્માની વિશિષ્ટ વીર્યશક્તિ અથવા આત્માનું વિશુદ્ધ પરિણામ.

વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી પ્રગટેલી વીર્યશક્તિ અથવા સુવિશુદ્ધ આત્મ-પરિણામરૂપ આઠ કરણો એ 'સ્થામ યોગ'નાં આલંબનો છે.

(૪) **ઉત્સાહનાં કાર્ય-કારણ** :-ઉત્સાહ શક્તિના પ્રભાવે આત્મા, આકર્ષિત કરેલા-ભેગા કરેલા કર્મ-દલિકોને ઊંચે લઈ જાય છે, જેમ નળી દ્વારા પાણીને ઉપર લઈ જવાય છે.

'ઉત્સાહ'ની શક્તિના ઉદ્‌ભવમાં મુખ્ય આલંબન (કારણ) છે– ઊર્ધ્વલોકની વસ્તુઓ, દેવલોક વગેરેના સ્વરૂપનું શ્રુત-સાપેક્ષ ચિંતન.

'સ્થામ' કરતાં 'ઉત્સાહ'નું બળ વિશેષ હોય છે.

ઉત્સાહનું કાર્ય છે – કર્મસ્કંધોનું ઊર્ધ્વનયન.

ઉત્સાહનું કારણ છે – ઊર્ધ્વલોકના પદાર્થોનું શ્રુત-સાપેક્ષ ચિંતન.

(૫) **પરાક્રમનાં કાર્ય-કારણ** :–'પરાક્રમની શક્તિ વડે ઉપર ચઢાવવામાં આવેલા કર્મ-સ્કંધોને નીચે લાવવામાં આવે છે, જેમ છિદ્રવાળી કુંડીમાંથી તેલ ધારાબદ્ધ પ્રવાહે નીચે આવે અથવા અમૃતકલામાંથી નીકળી ઘંટિકા – પડજીસમાં અમૃત ઝરે.

આ પરાક્રમ શક્તિના પ્રગટીકરણમાં આલંબનભૂત બને છે – અધોલોકના પદાર્થોના (ભવનપતિ દેવો તથા નરકાદિના) સ્વરૂપનું શ્રુત-સાપેક્ષ ચિંતન.

ઉત્સાહથી અધિક સામર્થ્ય પરાક્રમમાં છે. તેના દ્વારા ઉપર ચઢેલાં કર્મો નીચે પછડાય છે. જેથી તેનામાં ફળ આપવાનું જે સામર્થ્ય હોય છે, તે હણાઈ જાય છે.

કર્મ-પુદ્‌ગલોના ઊર્ધ્વનયન અને અધોનયનની ક્રિયા આત્માના અસંખ્યાત પ્રદેશ-રૂપ ક્ષેત્રમાં જ થાય છે.

જેમ ઉદીરણા કરણ વડે અનુદિત કર્મદલિકોને ખેંચીને ઉદયાવલિકામાં લઈ આવવામાં આવે છે, તેમ અહીં પણ આત્મ-ધ્યાનજન્ય પોતાની વિશિષ્ટ વીર્ય શક્તિ દ્વારા કર્મદલિકોને ખપાવવા તેને નીચે પછાડવા દ્વારા તેની શક્તિને હત-પ્રહત કરી નાંખે છે.

પરાક્રમનું કાર્ય છે – કર્મસ્કંધોનું અધોનયન.

પરાક્રમનું કારણ છે – અધોલોકના પદાર્થોનું શ્રુત-સાપેક્ષ ચિંતન.

**ચેષ્ટાનાં કાર્ય-કારણ** :–'ચેષ્ટા'ની પ્રબળ શક્તિ આત્મામાં પ્રગટે છે ત્યારે તેના પ્રભાવે સ્વ-સ્થાનમાં રહેલા કર્મસ્કંધો શોષાઈ જાય છે, અર્થાત્ આત્મા આ 'ચેષ્ટા'ની શક્તિ દ્વારા કર્મદલિકોને શોષી નાખે છે. જેમ અગ્નિથી અત્યંત તપ્ત બનેલ તવા ઉપર પાણી નાખવાથી તરત શોષાઈ જાય તેમ ચેષ્ટા ધ્યાનાગ્નિની પ્રબળતાથી આત્મ-પ્રદેશોમાં રહેલા કર્મદલિકો શોષાઈ જાય છે.

ચેષ્ટા શક્તિને પ્રગટવામાં મુખ્ય આલંબનરૂપ બને છે–તિર્યગ્ લોકના પદાર્થો-મનુષ્યક્ષેત્ર-અઢી દ્વિપ, અસંખ્ય દ્વિપ-સમુદ્રો વગેરેનું શ્રુત-સાપેક્ષ ચિંતન.

ચેષ્ટાનું કાર્ય છે – સ્વસ્થાનગત કર્મોનું શોષણ.

ચેષ્ટાનું કારણ છે – તિર્યગ્ લોકના પદાર્થોનું શ્રુત-સાપેક્ષ ચિંતન.

પંચાચારના વિશુદ્ધ પાલન સાથે આત્મા જ્યારે ઊર્ધ્વ, અધો અને તિર્યગ્ લોકના પદાર્થોના શાસ્ત્ર-સાપેક્ષ સૂક્ષ્મ ચિંતનમાં એકાગ્ર બને છે, ત્યારે તેનામાં ઉત્સાહ, પરાક્રમ અને ચેષ્ટારૂપ વિશેષ શક્તિ પ્રગટતાં આત્મપ્રદેશોમાં ચોંટેલા કર્મદલિકો ઊંચા-નીચા થઈને શોષાવા માંડે છે.

ત્રણે લોકના આ ચિંતનમાં 'લોક-સ્વરૂપ ભાવના' અને 'સંસ્થાન વિચય' ધર્મ-ધ્યાન અંતર્ભૂત છે, ભાવના સંવરરૂપ છે, નવાં આવતાં કર્મોને અટકાવે છે અને ધ્યાન નિર્જરા સ્વરૂપ હોવાથી તેનાથી કર્મોનો સમૂળ ક્ષય થાય છે.

અહીં મોહનીય આદિ કર્મોના ક્ષય માટે તત્પર બનેલા સાધકને સમગ્ર લોકનું સમ્યક્ ચિંતન ઉત્સાહ, પરાક્રમ અને ચેષ્ટારૂપ પ્રબળ ધ્યાનશક્તિ પેદા કરવા દ્વારા કર્મક્ષયમાં નિમિત્ત બને છે.

(૭) **શક્તિનાં કાર્ય-કારણ** :-જીવથી કર્મપ્રદેશોનો વિયોગ કરવા માટે અભિમુખ થવું એ 'શક્તિ'નું કાર્ય છે. જેમ તલમાંથી તેલને છૂટું પાડવા તલને ઘાણીમાં પીલવામાં આવે છે, તેમ અહીં પ્રબળ ધ્યાનશક્તિ વડે કર્મોને આત્માથી અલગ કરવામાં આવે છે.

'શક્તિ'નું મુખ્ય આલંબન-કારણ, તત્ત્વચિંતા અને પરમ-તત્ત્વચિંતા છે.

(૧) જીવાદિ તત્ત્વોના યથાર્થ સ્વરૂપનું ચિંતન કરવું તે તત્ત્વચિંતા છે.

(૨) ધ્યાન, પરમ-ધ્યાન આદિ ધ્યાનમાર્ગના ચોવીસ ભેદોનું સ્વરૂપ ચિંતવવું એ પરમ-તત્ત્વચિંતા કહેવાય છે.

આ રીતે દ્રવ્યાનુયોગ અને યોગધ્યાન વિષયક ચિંતન-મનન-પરિશીલન દ્વારા આ 'શક્તિ'નાં ઉત્થાન અને વિકાસ થાય છે.

આત્મદ્રવ્યના કે તેના ગુણ-પર્યાયોના ચિંતનમાં જેમ-જેમ એકાગ્રતા સધાતી જાય છે, તેમ-તેમ 'શક્તિ યોગ' પુષ્ટ-શુદ્ધ બને છે અને તેના દ્વારા આત્મપ્રદેશો નિશ્ચલ થવાથી તેમાં રહેલા કર્મસ્કંધો, તલમાંથી તેલ છૂટું પડે તેમ છૂટા પડવા લાગે છે.

શક્તિનું કાર્ય – આત્મા અને કર્મપ્રદેશોને પરસ્પરથી સર્વથા છૂટા પાડવા માટે અભિમુખ થવું.

શક્તિનું કારણ – તત્ત્વચિંતા અને પરમ-તત્ત્વચિંતા.

(૮) **સામર્થ્યનાં કાર્ય-કારણ** :-તલ અને ખોળની જેમ જીવ અને કર્મનો સાક્ષાત્ વિયોગ કરવો એ સામર્થ્ય યોગનું કાર્ય છે.

તલ અને ખોળ જેમ બંને સાક્ષાત્ છૂટા પડી જાય છે, તેમ સામર્થ્ય-યોગજન્ય ધ્યાન વિશેષથી મોહનીય આદિ કર્મોનો સર્વથા ક્ષય થાય છે, ત્યારે જીવ અને કર્મ-દલિકો તદ્દન અલગ થઈ જાય છે,

સામર્થ્ય-યોગમાં કારણ-આલંબનરૂપ બને છે - સિદ્ધાયતન અને સિદ્ધ ભગવંતોનું એકાગ્રતાપૂર્વકનું ચિંતન.

સિદ્ધાયતન (એટલે શ્રી જિનચૈત્ય અને શ્રી જિનપ્રતિમા) અને સિદ્ધ ભગવંતોના સ્વરૂપનું ચિંતન એ સામર્થ્ય-યોગ (સર્વોત્કૃષ્ટ-યોગ) ને ઉત્પન્ન કરે છે, પુષ્ટ બનાવે છે. જે સામર્થ્ય-યોગ વડે આત્મા પોતાના પ્રદેશોમાં રહેલા કર્મ દલિકોને સર્વથા છૂટા પાડી શકે છે.

આનાથી એક મહત્ત્વની એ વાત ફલિત થાય છે કે - સર્વ પ્રકારનાં ચિંતન, મનન અને ધ્યાનમાં સિદ્ધ પરમાત્માનું અને તેમના ચૈત્ય તથા પ્રતિબિંબનું ચિંતન, મનન અને ધ્યાન સર્વ શ્રેષ્ઠ છે, સર્વાધિક સામર્થ્યવંત છે.

શ્રી જિનચૈત્ય અને શ્રી જિનબિંબનું આલંબન એ સિદ્ધ પરમાત્માના સ્વરૂપના ચિંતન અને ધ્યાનમાં ઉપકારક બને છે તેથી સિદ્ધાયતનનું ચિંતન અને ધ્યાન એ હકીકતમાં સિદ્ધ સ્વરૂપનું જ ચિંતન અને ધ્યાન છે.

'સામર્થ્ય'નું કાર્ય - જીવ અને કર્મનો સાક્ષાત્ વિયોગ કરવો, બંનેને તદ્દન છૂટા પાડવા.

સામર્થ્યનું કારણ - સિદ્ધાયતન અને સિદ્ધ સ્વરૂપનું ચિંતન.

**સ્પષ્ટતા :** 'પંચ સંગ્રહ', 'કમ્મપયડી' આદિ ગ્રન્થોમાં 'યોગ' 'વીર્ય' આદિ શબ્દોને એકાર્થક નામો તરીકે જણાવ્યાં છે, તે સામાન્ય-સ્થૂલ દૃષ્ટિથી સમજવું. સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરતાં તે દરેક શબ્દમાં કંઇક વિશિષ્ટ અર્થ-સંકેત રહેલો છે. દરેકનાં ભિન્ન-ભિન્ન કારણોનાં વર્ણનથી સ્પષ્ટ રીતે સમજાવવામાં આવેલ છે.

'તત્ત્વાર્થ સૂત્ર' માં મતિ, સ્મૃતિ, સંજ્ઞા, ચિંતા, અભિનિબોધ એ પાંચે શબ્દોને એકાર્થક કહ્યા છે, પણ તે સામાન્ય-સ્થૂલ દૃષ્ટિથી, સૂક્ષ્મ દૃષ્ટિથી તો તે દરેક શબ્દો પોતાના વિશેષ અર્થને જણાવનારા છે. દા.ત.

'મતિ'-વર્તમાનમાં વિદ્યમાન વિષયને ગ્રહણ કરે છે.

'સ્મૃતિ'-ભૂતકાળના વિષયને ગ્રહણ કરે છે.

'ચિંતા'-ભવિષ્યકાળના વિષયને ગ્રહણ કરે છે ઇત્યાદિ, તે રીતે અહીં પણ સમજવું.

આ આઠ પ્રકારો સ્થૂલ દૃષ્ટિએ બતાવવામાં આવ્યા છે. હવે સૂક્ષ્મ દૃષ્ટિએ આ યોગાદિ પ્રત્યેકના બાર-બાર ભેદ થાય છે, તે આ પ્રમાણે :-

મૂળપાઠ :- एतेषामष्टानामपि प्रत्येकं त्रैविध्यं योग-महायोग-परमयोगादिभेदात्-जघन्यो योगः, मध्यमो महायोगः, उत्कृष्टः परमयोगः । एवं वीर्य-परमवीर्यादयोऽपि वाच्याः एवं भेदाः २४ ॥

**અર્થ** :–આ આઠે ભેદો પૈકી દરેકના 'યોગ', 'મહાયોગ' અને 'પરમયોગ' વગેરે ત્રણ–ત્રણ પ્રકારો છે. તેમાં જઘન્ય હોય તે 'યોગ' કહેવાય છે, મધ્યમ હોય તે 'મહા-યોગ' કહેવાય છે અને ઉત્કૃષ્ટ હોય તે 'પરમ-યોગ' કહેવાય છે.

આ રીતે વીર્ય, મહા-વીર્ય અને પરમ-વીર્ય, સ્થામ, મહા સ્થામ અને પરમ-સ્થામ વગેરે પ્રકારો સમજવા.

યોગાદિ આઠને આ પ્રમાણે ત્રણથી ગુણતાં (૮×૩=૨૪) તેના ચોવીસ ભેદો થાય છે.

**મૂળપાઠ** :– तेऽपि प्रत्येकं चतुर्धा–प्रणिधान–समाधान–समाधि–काष्ठासमाधिभेदात् ।

**અર્થ** : આ ચોવીસ ભેદો પૈકી દરેકના પણ 'પ્રણિધાન', 'સમાધિ', 'સમાધાન', 'કાષ્ઠા' એમ ચાર–ચાર પ્રકારો છે. તેનું સ્વરૂપ આ પ્રમાણે છે :–

**મૂળપાઠ** :– (१) तत्र प्रणिधानमशुभेभ्यो निवर्तनम् ।

(२) समाधानं शुभेषु प्रवर्तनम् ।

(३) रागद्वेषमाध्यस्थ्यालम्बनं समाधिः ।

(४) ध्यानेन मनस एकाग्रतयोच्छ्वासादिनिरोधः काष्ठा ।

प्रसन्नचन्द्र–भरतेश्वर–दमदन्त–पुष्पभूतयो यथाक्रममत्र दृष्टान्ताः ॥

एवं चतुर्विंशतिश्चतुर्गुणिता जाताः ९६ ॥

**અર્થ**:–'પ્રણિધાન' એટલે અશુભ કાર્યોથી નિવૃત્ત થવું.

'સમાધાન' એટલે શુભ કાર્યોમાં પ્રવૃત્ત થવું.

'સમાધિ' એટલે રાગ અને દ્વેષના પ્રસંગમાં મધ્યસ્થ–ભાવ (સમભાવ) રાખવો.

'કાષ્ઠા' એટલે ધ્યાન વડે મનની એકાગ્રતાથી ઉચ્છ્વાસ આદિનો નિરોધ કરવો.

ઉપર વર્ણવેલ પ્રણિધાન, સમાધાન, સમાધિ અને કાષ્ઠાના સંબંધમાં અનુક્રમે પ્રસન્નચન્દ્ર રાજર્ષિ, ભરત ચક્રવર્તી, દમદંત મુનિ અને પુષ્પભૂતિ આચાર્યનાં દૃષ્ટાંતો છે.●

આ રીતે ચોવીસને ચારે ગુણતાં ૨૪×૪=૯૬ પ્રકારો થાય છે.

**વિવેચન**:– આત્મા અનંત શક્તિનો સ્વામી છે. તેનામાં છુપાયેલી શક્તિઓને પ્રગટ કરવી એ જ અધ્યાત્મ-યોગનું કાર્ય છે. સાધક ધ્યાન–યોગના માર્ગે જેમ–જેમ આગળ વધે છે અને તેનાં મન, વાણી અને તન જેમ–જેમ નિર્મળ અને નિશ્ચળ બને છે, તેમ–તેમ તેનામાં પ્રચ્છન્ન આત્મશક્તિ ક્રમશઃ પ્રગટતી જાય છે.

ક્રમશઃ ઊઘડતી–ખીલતી આ શક્તિઓના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ વિભાગ પાડવામા આવ્યા છે.

● જુઓ પરિશિષ્ટ નંબર ૭

યોગ-વીર્ય આદિ આઠે પ્રકારો આ ત્રણ વિભાગમાં પાડતાં તેના ચોવીસ પ્રકાર આ રીતે થાય છે.

યોગ-વીર્ય આદિ જઘન્ય કોટિના હોય છે ત્યારે તે પોતાનાં 'યોગ, વીર્ય, સ્થામ, ઉત્સાહ, પરાક્રમ, ચેષ્ટા, શક્તિ અને સામર્થ્ય'-એવાં સામાન્ય (વિશેષણ રહિત) નામોથી જ ઓળખાય છે. આ શક્તિઓ જ્યારે મધ્યમ કક્ષાએ પહોંચે છે ત્યારે તેને 'મહા' વિશેષણ જોડવાપૂર્વક 'મહાયોગ મહાવીર્ય' મહાસ્થામ, મહાઉત્સાહ, મહાપરાક્રમ, મહાચેષ્ટા, મહાશક્તિ અને મહાસામર્થ્ય'-એવાં નામોથી સંબોધવામાં આવે છે.

આ શક્તિઓ જ્યારે ઉત્કૃષ્ટ કોટિની બને છે, ત્યારે તેને 'પરમ' વિશેષણ લગાડીને ક્રમશઃ પરમયોગ, પરમવીર્ય, પરમસ્થામ, પરમઉત્સાહ, પરમપરાક્રમ, પરમચેષ્ટા, પરમશક્તિ અને પરમસામર્થ્ય નામોથી ઓળખવામાં આવે છે.

યોગ, વીર્ય આદિ આઠ પ્રકારોને જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ-આ ત્રણ વિભાગથી ગુણતાં તેના (૮×૩=૨૪) ચોવીસ ભેદ થાય છે. અને આ ચોવીસ ભેદનો પ્રત્યેક ભેદ પ્રણિધાન, સમાધાન, સમાધિ અને કાષ્ઠા-એમ ચાર-ચાર પ્રકારનો હોય છે.

આ રીતે ચોવીસ ભેદોને પ્રણિધાન આદિ ચારથી ગુણતાં (૨૪×૪=૯૬) છન્નું ભેદ થાય છે.

**પ્રણિધાનાદિનું સ્વરૂપ** :-પ્રણિધાન, સમાધાન, સમાધિ અને કાષ્ઠા - આ શબ્દો ધ્યાન-યોગ અને અધ્યાત્મ-ગ્રન્થોમાં ખૂબ પ્રચલિત છે. તે શબ્દો મન, વાણી અને કાયાની ઉત્તરોત્તર અધિક-અધિક નિર્મળતા અને નિશ્ચળતાના દ્યોતક છે.

મન, વાણી અને કાયા જ્યારે અશુભ પ્રવૃત્તિમાંથી નિવૃત્ત બને છે, ત્યારે પ્રણિધાનની ભૂમિકા આવે છે

મન, વચન, કાયા જ્યારે શુભમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે સમાધાનની ભૂમિકા પ્રગટે છે.

સમાધિની કક્ષા રાગ-દ્વેષના પ્રસંગોમાં પણ સમત્વ જળવાય છે ત્યારે આવે છે. જીવનમાં આવું સમત્વ સિદ્ધ થાય છે, ત્યારે મનની નિશ્ચળતા વધતાં ઉચ્છ્વાસ આદિનો પણ સહજ નિરોધ એ 'કાષ્ઠા'ની ભૂમિકા છે.

**પ્રણિધાન આદિ યોગમાં ચારિત્રયોગ** :-સાવદ્ય-અશુભ યોગની નિવૃત્તિરૂપ અને નિરવદ્ય-શુભ યોગની પ્રવૃત્તિ સ્વરૂપ પ્રણિધાનાદિ યોગોમાં ચારિત્રયોગના મુખ્ય અંગભૂત સમિતિ, ગુપ્તિ, મહાવ્રત અને સામાયિક-સમભાવ વગેરે કઇ રીતે સમાયેલાં છે તેનો વિચાર કરીશું, જેથી આ પ્રણિધાનાદિ યોગોની વિશિષ્ટતા અને વિશાળતા હૃદયંગમ બની શકે.

'પ્રણિધાન' અને 'સમાધાન' એ સમિતિ- ગુપ્તિ આદિ ઉત્તર-ગુણાત્મક અને પાંચ-મહાવ્રતરૂપ મૂળ-ગુણાત્મક વ્યવહાર-ચારિત્રના દ્યોતક છે. આ વ્યવહાર-ચારિત્રના વિશુદ્ધ પાલનથી પ્રગટતી પરમ સમતાના સૂચક સમાધિ અને કાષ્ઠા છે.

મનોગુપ્તિ ચારિત્રનું મુખ્ય અંગ છે.

ત્રિપ્રકારાત્મક આ મનોગુપ્તિના બે પ્રકારો પ્રણિધાનાદિમાં સમાયેલા છે તે આ રીતે – 'પ્રણિધાન'માં અશુભ કલ્પના–જાળનો નિરોધ છે. 'સમાધાન'માં શુભ વિચારોનું પ્રવર્તન છે, 'સમાધિ' અને 'કાષ્ઠા' માં સ્થિર સમત્વ છે, તેના પ્રભાવે આત્મરમણતારૂપ[45] ત્રીજો પ્રકાર 'ઉન્મનીકરણ' માં પ્રાપ્ત થાય છે, તે આગળ બતાવવામાં આવશે.

એ જ રીતે મન–વચન–કાયાની શુભ પ્રવૃત્તિરૂપ પાંચ સમિતિમાં તથા શુભ પ્રવૃત્ત્યાત્મક અને અશુભ નિવૃત્ત્યાત્મક ત્રણ ગુપ્તિ પણ પ્રણિધાન અને સમાધાનમાં યથાર્થ રીતે ઘટી જાય છે.

આ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ અષ્ટ–પ્રવચન–માતા એ અધ્યાત્મ–યોગની જનની છે. જીવનમાં ધર્મ કહો કે અધ્યાત્મ–યોગ કહો – તેને જન્મ આપનાર, તેનું સુંદર રીતે સંરક્ષણ અને સંવર્ધન કરનાર–આ આઠ (૫+૩=૮) માતાઓ છે.

શ્રી 'પન્નવણા' સૂત્રની વૃત્તિમાં 'સંયતત્ત્વ'[46]ની–સાધુપણાની વ્યાખ્યા કરતાં જણાવ્યું છે કે – 'અહીં સંયતપણું એટલે નિરવદ્ય (નિષ્પાપ) યોગની પ્રવૃત્તિ અને સાવદ્ય (સપાપ) યોગની નિવૃત્તિરૂપ આંતર ચારિત્રના પરિણામ (અધ્યવસાય)થી જે યુક્ત હોય તેને જાણવું'.

સાધુધર્મ – ચારિત્રયોગની આ વ્યાખ્યા પ્રણિધાનાદિ ચારે યોગોમાં યથાર્થ રીતે ઘટતી હોવાથી પ્રણિધાનાદિ ચારિત્ર સ્વરૂપ છે એ સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

સામ, સમ અને સમ્મ (સમ્યક્) સામાયિકના ત્રણ પ્રકારો પણ પ્રણિધાનાદિમાં સમાયેલા છે,

(૧) સામ–સામાયિક મધુર પરિણામરૂપ છે. તેમાં અશુભ નિવૃત્તિરૂપ પ્રણિધાન અને શુભ પ્રવૃત્તિરૂપ સમાધાન રહેલાં છે.

(૨) સમ–સામાયિક તુલ્ય પરિણામરૂપ છે અર્થાત્ રાગ-દ્વેષના પ્રસંગોમાં સમતા –માધ્યસ્થરૂપ હોવાથી તે સમાધિરૂપ છે.

(૩) સમ્મ–સામાયિક તન્મયતા પરિણામરૂપ હોવાથી તે 'કાષ્ઠા' સ્વરૂપ છે.

આ રીતે વિચારતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે પ્રણિધાનાદિ યોગો એ વ્યવહાર અને નિશ્ચય–બને પ્રકારના ચારિત્રની શુદ્ધિ અને સ્થિરતાના દ્યોતક છે.

---

૪૫. विमुक्तकल्पनाजालं समत्वे सुप्रतिष्ठितम् ।
आत्मारामं मनस्तज्ज्ञैर्मनोगुप्तिरुदाहृता ।।४१।। —'योगशास्त्र'-प्रकाश-१.

આર્ત્ત અને રૌદ્ર પરિણામરૂપ કલ્પનાઓથી રહિત, સમભાવમાં સ્થિર અને આત્મ-સ્વભાવમાં લીનતાવાળા મનને 'મનોગુપ્તિ' કહે છે. આ રીતે મનોગુપ્તિના ત્રણ પ્રકાર છે.

૪૬. संयतत्त्वमिह निरवद्येतर योगप्रवृत्तिरूपमान्तरचारित्रपरिणामानु-
षक्तमवगन्तव्यम् ।

—'पन्नवणासूत्र-संयमपद वृत्ति.'

આ ચારિત્રની શુદ્ધિ અને સ્થિરતા જેમ-જેમ વધતાં જાય છે તેમ-તેમ ધ્યાનની નિશ્ચળતા વધતી જાય છે અને તેના પ્રભાવે કર્મોના ક્ષયનું કાર્ય વેગવંત બનતું જાય છે, બધા બાહ્ય આવેગો તદ્દન શાન્ત પડી જાય છે.

## મનની ચાર અવસ્થાઓ અને પ્રણિધાનાદિ

પ્રણિધાનાદિ ચારે પ્રકારોમાં અનુક્રમે મનનો વ્યાપાર સૂક્ષ્મ-સૂક્ષ્મતર બનતો હોય છે.

પ્રણિધાનમાં અશુભ ચિત્તવૃત્તિનો નિરોધ થાય છે અને સમાધાનમાં શુભ ચિત્ત-વૃત્તિનો પ્રવાહ ચાલે છે, તેથી ચિત્તની વિક્ષિપ્ત અને યાતાયાત અવસ્થાનો અહીં અભાવ હોય છે.

સમાધિમાં રાગ-દ્વેષના પ્રસંગે પણ માધ્યસ્થ્ય-સમભાવ રહે છે, તેથી ત્યાં ચિત્તની સ્થિર અને આનંદમય એવી 'શ્લિષ્ટ' અવસ્થા હોય છે.

'કાષ્ઠા'માં મન અત્યંત એકાગ્ર બની જતું હોવાથી ત્યાં શ્વાસોચ્છ્વાસની ગતિ પણ સૂક્ષ્મ બની જાય છે, તેથી મનની 'સુલીન' અવસ્થા હોય છે અર્થાત્ અતિ નિશ્ચલ અને પરમાનંદમય મનની સ્થિતિ હોય છે.

આ રીતે મનની ચાર અવસ્થાઓ પૈકી શ્લિષ્ટ અને સુલીન અવસ્થાનો પ્રણિ-ધાનાદિમાં સદ્ભાવ હોય છે.

ઉપર જણાવેલ 'પ્રણિધાન' વગેરેના સંબંધમાં અનુક્રમે શ્રી પ્રસન્નચન્દ્ર રાજર્ષિ, ભરત ચક્રવર્તી, દમદંત મુનિ તથા પુષ્પભૂતિ આચાર્યનાં દૃષ્ટાન્તો છે.

### ભવનયોગ

**મૂળપાઠઃ-एते मरुदेव्या इव स्वभावेन जायमाना भवनयोगाः ।**

**અર્થ**:-પૂર્વોક્ત (યોગ, વીર્ય આદિ) ૯૬ ધ્યાનના પ્રકારો મરુદેવી માતાની જેમ સહજ રીતે ઉત્પન્ન થાય, તો તે 'ભવનયોગ' કહેવાય છે.

વિવેચનઃ- 'ભવનયોગ'માં સહજ સ્વભાવથી-નૈસર્ગિક રીતે થતા ધ્યાનયોગનો નિર્દેશ થયો છે, તે આત્મામાં રહેલી નૈસર્ગિક-સ્વાભાવિક ધ્યાનશક્તિને સૂચિત કરે છે.

શ્રી તત્ત્વાર્થ સૂત્રકાર ભગવંતે - 'તન્નિસર્ગાદધિગમાદ્ વા'-આ સૂત્ર દ્વારા સમ્યગ્ દર્શન ગુણના પ્રગટીકરણના મુખ્ય બે હેતુ બતાવ્યા છેઃ (૧) નિસર્ગ, (૨) અધિગમ.

(૧) નિસર્ગ એ અંતરંગ હેતુ છે. કોઈ જીવને બાહ્ય હેતુ વિના પોતાના જ શુભ આત્મપરિ-ણામથી સમ્યગ્ દર્શન (આદિ) ગુણ પ્રગટે છે, તે નિસર્ગ-સમ્યગ્દર્શન છે.

(૨) અધિગમ એ બાહ્ય હેતુ છે. કોઈ જીવને ગુરુ-ઉપદેશ આદિ બાહ્ય નિમિત્તની પ્રધાનતાએ અંતરંગ નિમિત્તથી સમ્યગ્ દર્શન ગુણ (આદિ) પ્રગટે છે, તે અધિગમ-સમ્યગ્દર્શન છે.

સમ્યગ્ દર્શન આદિ ગુણોના પ્રાગટ્યમાં જુદા-જુદા હેતુઓ બતાવવાનું કારણ- દરેક જીવનું ભિન્ન-ભિન્ન તથાભવ્યત્વ છે.

જીવત્વેન-જીવરૂપે બધા જીવો સમાન હોવા છતાં મોક્ષગમનની યોગ્યતા અને અયોગ્યતાના કારણે ભવ્યજીવ અને અભવ્યજીવ એવા ભેદો પડે છે.

મોક્ષ પામવાની યોગ્યતાવાળા જીવ એટલે કે મોક્ષપ્રાપ્તિને અનુરૂપ સામગ્રી મળતાં જે જીવો મોક્ષ પામી શકે તે ભવ્ય.

અભવ્ય એટલે મોક્ષ પામવાને અયોગ્ય. મોક્ષ પામવાની સામગ્રી મળવા છતાં અભવ્ય-જીવો કદી મોક્ષ પામતા નથી.

ભવ્ય અને અભવ્યની તાત્ત્વિક વ્યાખ્યા એ છે કે-એકને કોઇક કાળે મોક્ષની રુચિ જાગે છે, બીજાને અનંતકાળમાં પણ જાગતી જ નથી.

દરેક ભવ્યજીવમાં ભવ્યત્વ-મોક્ષ પામવાની યોગ્યતા હોવા છતાં તે એક સરખી હોતી નથી. દરેક જીવમાં યોગ્યતા ભિન્ન-ભિન્ન પ્રકારની હોય છે, દરેક જીવની આ વ્યક્તિગત યોગ્યતાને તથા-ભવ્યત્વ કહે છે.

મોક્ષ પ્રાપ્તિમાં દરેક ભવ્યજીવને ક્ષેત્ર, કાળ, ભાવ આદિની ભિન્નતા હોય છે, તેમાં તેમનું તે-તે પ્રકારનું તથાભવ્યત્વ કારણભૂત છે.

દરેક જીવમાં તથાભવ્યત્વ ભિન્ન-ભિન્ન હોવાથી સમ્યગ્દર્શન આદિ ગુણોની પ્રાપ્તિ પણ ભિન્ન-ભિન્ન હેતુઓથી થાય છે. કોઈ જીવને સમ્યગ્દર્શન ગુણની પ્રાપ્તિ નિસર્ગથી તો કોઇને અધિગમથી થાય છે.

સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ પૂર્વે યથાપ્રવૃત્તકરણ, અપૂર્વકરણ આદિ કરણો અવશ્ય હોય છે. આ કરણો ધ્યાનરૂપ છે- તેમાં યોગ, વીર્ય આદિ શક્તિઓ પણ અંતર્ભૂત છે.

મરુદેવા માતાની જેમ જે ભવ્યજીવોને સમ્યગ્દર્શન આદિ ગુણો કે ધ્યાન-શક્તિઓ સહજ-સ્વાભાવિક રીતે-બાહ્ય નિમિત્તો વિના આત્માના તથાપ્રકારના વિશિષ્ટ શુભ પરિણામથી પ્રગટે છે, તેમને યોગના આ ૯૬ પ્રકારો× સહજ સ્વાભાવિક રીતે હોય છે, તે 'ભવનયોગ' રૂપ છે.

પ્રત્યેક મુક્તિગામી જીવને પ્રણિધાન યોગ આદિ ૯૬ પ્રકારના યોગો અવશ્ય પ્રાપ્ત થાય છે. તેના સિવાય કર્મક્ષયનું કાર્ય થઇ શકતું નથી. મોહનીય આદિ કર્મોના ક્ષય માટે પ્રવૃત્ત જીવને નિર્મળ અને નિશ્ચળ ધ્યાન-યોગ અપેક્ષિત છે.

પ્રસ્તુતમાં બતાવેલા છન્નુ પ્રકારના યોગો ધર્મધ્યાન અને શુક્લધ્યાનની ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી વિશુદ્ધિ અને એકાગ્રતાના સૂચક છે.

સહજ યોગ્યતાનું કારણ -

જીવ માત્રમાં બોધ વ્યાપારરૂપ 'ઉપયોગ' હોય છે. ઉપયોગ જીવનો સહજ સ્વભાવ છે + ધર્મ છે, ધ્યાનમાં ઉપયોગની એકાગ્રતા છે.

---

× 'ભવન યોગ'ના ૯૬ પ્રકારનાં નામ : જુઓ, પરિશિષ્ટ નંબર-૩.

+ उपयोगो लक्षणम् ॥ श्री तत्त्वार्थ सूत्र. २-८. ઉપયોગ એ આત્માનું લક્ષણ છે.

જીવને અશુભ ( આર્ત્ત-રૌદ્ર ) ધ્યાનનો અભ્યાસ અનાદિ કાળથી છે. કોઇ પ્રબળ પુણ્યોદય જાગતાં જીવને મરુદેવા માતાની જેમ સામાન્ય નિમિત્ત મળતાં સહજ રીતે અશુભ-ધ્યાનનો નિરોધ થઇ જાય અને શુભ-ધ્યાન લાગુ પડે, ક્રમશઃ સમાધિ અને પરમ માધ્યસ્થભાવ પ્રગટ થાય અને ઉત્તરોત્તર વીર્યોલ્લાસ વૃદ્ધિંગત થતાં, ચાર ઘાતીકર્મોનો ક્ષય થતાં કેવળજ્ઞાન પ્રાપ્ત થાય.

આ રીતે જે જીવોને ધ્યાન સંબંધી ભેદ-પ્રભેદો કે તેની પ્રક્રિયા વગેરેનું વિશેષ જ્ઞાન નહિ હોવા છતાં 'ઉપયોગ' ની વિશેષ નિર્મળતા થવાથી ધ્યાનની શક્તિ સહજ રીતે સ્ફુરિત થાય છે તે ભવન યોગ છે

આ છન્નુ પ્રકારોના યથાર્થ બોધપૂર્વક જે જીવો આ ધ્યાનનો પ્રયોગ કરે છે અને નિત્યના યોગ્ય પુરુષાર્થ દ્વારા તેમાં પ્રગતિ સાધે છે, તેને 'કરણયોગ' કહે છે. તેનું સ્વરૂપ હવે બતાવવામાં આવે છે.

## કરણયોગ

**મૂળપાઠઃ-एत एवोपेत्याभोगपूर्वकं क्रियमाणत्वात् करणयोगाः ।**

**અર્થ:-** પૂર્વોક્ત છન્નુ પ્રકારો જાણી જોઇને ( અનુરૂપ પ્રયત્ન દ્વારા ) કરવામાં આવે તો તે 'કરણયોગ' કહેવાય છે.

**વિવેચનઃ-** જે મુક્તિગામી જીવો અધિગમથી એટલે કે ગુરુ-ઉપદેશ, શાસ્ત્રાભ્યાસ આદિ દ્વારા સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્ર આદિ ગુણો કે ધ્યાન-યોગોનુ યથાર્થ સ્વરૂપ સમજી તેને પામવા-પ્રગટાવવા સાચો પુરુષાર્થ કરે છે, તેને 'કરણયોગ' કહે છે.

હવે પછી ગ્રન્થકાર મહર્ષિ પોતે જ જે છન્નુ પ્રકારના કરણ બતાવવાના છે, તેમાં 'ઉન્મની કરણ'ની વ્યાખ્યામાં 'ભવન' અને 'કરણ'ની વિશેષતાનો નિર્દેશ કરતાં ફરમાવે છે કે :-

"-શ્રી તીર્થંકર પરમાત્મા, ગણધર ભગવંતો, પૂર્વધર મહર્ષિઓ વગેરે ધ્યાનના સર્વ પ્રકારોના પૂર્ણજ્ઞાતા હોવાથી તેઓ જ્યારે પ્રયત્નપૂર્વક આ ધ્યાનોનો પ્રયોગ કરે છે ત્યારે તેને 'કરણ' કહેવાય છે. આ ધ્યાન-પ્રયોગો જ્યારે બાહ્ય પ્રયત્ન વિના સહજ રીતે થઈ જાય છે, ત્યારે તેને 'ભવન' કહેવાય છે.

આ રીતે મુક્તિગામી પ્રત્યેક જીવને પોતાની યોગ્યતા પ્રમાણે સમ્યગ્ દર્શન આદિ ગુણોની પ્રાપ્તિમાં કે ધ્યાનમાર્ગમાં કરણયોગ કે ભવનયોગ-એ બેમાંથી કોઈ એક યોગનું આલંબન અવશ્ય હોય છે-એમ સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

સમ્યગ્ દર્શનની સ્પર્શનાથી આત્મવિકાસનો પ્રારંભ થાય છે. તે બે માર્ગે થાય છે: (૧) નૈસર્ગિક, (૨) અધિગમાત્મક.

ગુરુના ઉપદેશ, શાસ્ત્રાધ્યયન વગેરેના આલંબને આત્મિક વિકાસ સાધનારા જીવોની સંખ્યા અધિક હોય છે; નિસર્ગથી આત્મસાધના કરનારા જીવો સર્વ કાળમાં ઓછા હોય છે.

માટે જ અનંત ઉપકારી શ્રી તીર્થંકર ભગવંતો ધર્મ દેશના આપી તીર્થ-સ્થાપના કરવા દ્વારા મોક્ષમાર્ગ, જીવાદિ તત્ત્વો અને ધ્યાનાદિ અનુષ્ઠાનોનું યથાર્થ સ્વરૂપ સમજાવે છે, જેને આદરપૂર્વક ગ્રહણ કરીને યોગ્ય જીવો બોધિ, સમાધિ અને પૂર્ણ આરોગ્યને પ્રાપ્ત કરતા હોય છે.

અહીં બતાવેલા છન્નુ પ્રકારના કરણયોગના સ્વરૂપને ગુરુગમ દ્વારા સમજી પોતાની યોગ્યતા મુજબ તેની સાધના કરવા જે મુમુક્ષુ આત્માઓ પ્રયત્નશીલ બનશે, તેઓ પોતાના જીવનમા બોધિ અને સમાધિની દિવ્ય ભૂમિકા પ્રાપ્ત કરવા મહા-સૌભાગ્યશાળી નીવડશે.

## બાર કરણોનો રહસ્યાર્થ

આત્મા ઇન્દ્રિયો અને મનથી અદૃષ્ટ છે, અગમ્ય છે, અગોચર છે એ સર્વમાન્ય હકીકત હોવા છતાં, તેનું યથાર્થ સ્વરૂપ શું છે-તેનો અનુભવ ક્યારે, કઇ રીતે થઈ શકે છે-તેનું વાસ્તવિક જ્ઞાન, માર્ગદર્શન સર્વજ્ઞ કથિત જિનાગમો-શાસ્ત્રો દ્વારા મળે છે.

આત્મા, કર્મ, પરલોક આદિ અદૃષ્ટ પદાર્થોનો યથાર્થ નિર્ણય શાસ્ત્રરૂપી દીપકના આલંબન વિના આપમતિ કે માત્ર તર્કથી જ કરવાનો પ્રયત્ન જેઓ કરે છે, તેઓ અંધકારમાં જ અટવાય છે. જન્માંધને ઇષ્ટ સ્થાને પહોંચવા માટે જેટલી જરૂર દેખતાની સહાયની પડે છે, તેટલી જ-બલ્કે તેનાથી પણ વધુ જરૂર, આ પદાર્થોના સ્વરૂપના યથાર્થ બોધ માટે આરાધકને શાસ્ત્રરૂપી દીપકની પડે છે.

આત્મા અનુભવ ગમ્ય છે, આ અનુભવજ્ઞાન સુધી પહોંચવાનો માર્ગ બતાવનાર શાસ્ત્ર છે.

શાસ્ત્રાભ્યાસ દ્વારા અખિલ શબ્દ-બ્રહ્મને જાણીને, શાસ્ત્રદૃષ્ટા મહામુનિઓ સ્વસંવેદ્ય અને પરબ્રહ્મસ્વરૂપ આત્માને અનુભવજ્ઞાન વડે જાણે છે.[૪૭]

શુદ્ધ આત્મ-તત્ત્વના દર્શન માટે જેટલી અનિવાર્યતા અનુભવ જ્ઞાનની છે, તેટલી જ શ્રુતજ્ઞાન વગેરેની છે.

આ હકીકત પ્રસ્તુત ગ્રંથના પ્રારંભમાં જ-चिन्ता—भावनापूर्वक: स्थिरोऽध्यवसायः । —ધ્યાનના આ લક્ષણ દ્વારા સ્પષ્ટ કરવામાં આવી છે

શાસ્ત્ર એટલે સર્વજ્ઞ પરમાત્માના વચનોનો સંગ્રહ, જે ભટકતાં મન અને ઇન્દ્રિયોનું શાસન કરવા દ્વારા ત્રાણ કરે છે. શાસ્ત્ર-શ્રુતજ્ઞાન, ચિંતાજ્ઞાન અને ભાવનાજ્ઞાનથી ભાવિત સાધકને આત્મામાં જ અનુભવજ્ઞાનનો પ્રકાશ પ્રગટે છે.

'ચિંતા'માં શ્રુતજ્ઞાનનું ચિંતન કરવાનું વિધાન છે.

'ભાવના'માં જ્ઞાનાદિ પંચાચારનું અપ્રમત્તપણે પાલન કરવાનું ફરમાન છે, તેના દીર્ઘકાળના અભ્યાસથી ધ્યાનની ભૂમિકાનો પ્રારંભ થાય છે.

ચોવીસ ધ્યાન-ભેદો પછી બતાવેલાં યોગ, વીર્ય, સ્થામ વગેરેના આલંબનોમાં પણ

---

૪૭. अधिगत्याखिलं शब्दब्रह्म शास्त्रदृशा मुनिः ।
स्वसंवेद्यं परं ब्रह्मानुभवेनाधिगच्छति ॥ ८॥

—'ज्ञानसार-अनुभवाष्टकम्'

પંચાચારના વિશુદ્ધ પાલનનું અને જીવાદિ તત્ત્વોના સૂક્ષ્મ ચિંતનનું જ વિધાન છે, જે શાસ્ત્રજ્ઞાન અને તેમાં જણાવેલ સાધના–માર્ગને અનુસરવાનું જ સમર્થન કરે છે.

યોગ, વીર્ય આદિના પ્રાબલ્યથી જ્યારે ધ્યાન સ્થિર અને સ્થિરતર, વિશુદ્ધ અને વિશુદ્ધતર બને છે, ત્યારે નિર્વિકલ્પ સમાધિરૂપ ઉન્મનીકરણ આદિનો પ્રારંભ થાય છે; અને તે બાર કરણોમાં મન, ચિત્ત આદિ બાહ્ય સાધનો–આલંબનો છટતાં જાય છે, તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે, તે ટૂંકમાં આ પ્રમાણે છે :–

(૧) **ઉન્મની કરણ** :–'ઉન્મનીકરણ'માં મનનો એટલે (સામાન્ય) ચિંતનનો અભાવ થાય છે.

(૨) **નિશ્ચિત્તી કરણ** :–આ કરણમાં ચિત્ત એટલે ત્રિકાળ વિષયક ચિતનનો અભાવ હોય છે.

(૩) **નિશ્ચેતની કરણ** :–આ કરણમાં શરીરગત ચેતનાનો અભાવ થાય છે.

(૪) **નિઃસંજ્ઞી કરણ** :–આ કરણમાં આહારાદિની આસક્તિનો અભાવ થાય છે.

(૫) **નિર્વિજ્ઞાની કરણ** :–આ કરણમાં વિજ્ઞાનની એટલે જાગૃત દશામાં પણ વસ્તુના વિજ્ઞાનનો અભાવ થાય છે.

(૬) **નિર્ધારણી કરણ** :–આ કરણમાં અવિચ્યુતિરૂપ ધારણાનો અભાવ થાય છે.

(૭) **વિસ્મૃતી કરણ** :–આ કરણમાં સ્મૃતિરૂપ ધારણાનો અભાવ થાય છે.

(૮) **નિર્બુદ્ધી કરણ** :–આ કરણમાં ચાર પ્રકારની બુદ્ધિનો અર્થાત્ અવાયનો અભાવ થાય છે.

(૯) **નિરીહી કરણ** :–આ કરણમાં ઈહા એટલે વિચારણાનો અભાવ થાય છે.

(૧૦) **નિર્મતી કરણ** :–આ કરણમાં મતિ એટલે દસ પ્રકારના અવગ્રહનો અભાવ થાય છે.

(૧૧) **નિર્વિતર્કી કરણ** :–આ કરણમાં વિતર્કનો અભાવ થાય છે. (જે ઈહા પછી અને અવાય પૂર્વે થાય છે.)

(૧૨) **નિરુપયોગી કરણ** :–આ કરણમાં ઉપયોગ એટલે વાસનાનો અભાવ થાય છે.

પાંચ ઇન્દ્રિયો અને મનથી થતા મતિજ્ઞાનની ઉત્પત્તિનો ક્રમ–અવગ્રહ, ઈહા, અવાય અને ધારણા છે. તેનો અભાવ ઉત્ક્રમથી અહીં (છઠ્ઠા કરણથી) બતાવવામાં આવ્યો છે.

જરા વધુ ઊંડાણથી વિચારતાં સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે – આ બાર કરણોમાં મતિજ્ઞાનનાં સાધનો–પાંચ ઇન્દ્રિઓ અને મન-ચિત્તનો તથા મતિજ્ઞાનના મુખ્ય ચાર પ્રકારો (અવગ્રહ, ઈહા અવાય અને ધારણા) ના અભાવનો નિર્દેશ થયો છે.

હકીકતમાં સાધનાનો ક્રમ આ જ છે કે-સર્વ પ્રથમ શુભ ચિંતન અને યમ-નિયમ આદિ શુભ પ્રવૃત્તિ દ્વારા ચિત્તને શુદ્ધ અને સ્થિર કરવું. આ પ્રકારના ચિંતન તેમજ પ્રવૃત્તિ દ્વારા જ્યારે ચિત્તના વિકારો અને વાસનાઓ શમી જાય છે, ત્યારે ઇંધનના અભાવમાં અગ્નિ જેમ આપમેળે શાન્ત થઈ જાય છે, તેમ શુભ મન-ચિત્ત વગેરેનો પણ તેનું કાર્ય સમાપ્ત થતાં અભાવ થઈ જાય છે.

કુંભાર ચક્રને ગતિમાન કરવા દંડનો પ્રયોગ કરે છે, જ્યારે ચક્ર પૂર્ણ ગતિમાન થઈ જાય છે, ત્યારે તે દંડને છોડી દે છે, તે છતાં પૂર્વના વેગને લઈને ચક્ર, અમુક સમય સુધી આપમેળે ગતિ કરતું રહે છે.

તેવી જ રીતે ધ્યાન-પરમ ધ્યાન વગેરેમાં વેગ-પ્રબળતા-તીવ્રતા પેદા કરનાર પ્રણિધાન આદિ યોગો છે, એ યોગોના દૃઢ આલંબનથી ધ્યાન જ્યારે નિશ્ચળ બને છે, ત્યારે યોગજન્ય પૂર્વ વેગના પ્રભાવે જ સાધક-યોગી પરમ નિર્વિકલ્પ સમાધિ અવસ્થાને પામી તેમાં જ થોડો સમય લયલીન બની જાય છે.

પ્રસ્તુત બાર કરણો એ ઉત્તરોત્તર પ્રકર્ષ પામતી પરમ નિર્વિકલ્પ સમાધિની જ અવસ્થાઓ છે.

નિર્વિકલ્પ અનુભવ દશા એ તુર્યદશા છે. તેમાં સુષુપ્તિ, સ્વપ્ન કે જાગૃત દશા અસંભવિત છે, લેશ માત્ર સંભવિત નથી.

આત્માનો સાક્ષાત્કાર અનુભવ વડે થઈ શકે છે.

પ્રસ્તુત બાર કરણોમાંથી પ્રથમનાં પાંચ કરણોમાં અનુક્રમે મન-ચિત્ત, શરીરગત ચેતના, સંજ્ઞા અને વિજ્ઞાનનો અભાવ થાય છે. તેથી તેમાં સ્વપ્ન, સુષુપ્તિ કે જાગૃત દશાનો સર્વથા અભાવ થવાથી ઉત્તરોત્તર વિશુદ્ધ-વિશુદ્ધતર દશા હોય છે. શેષ નિર્ધારણીકરણ આદિ સાત કરણોમાં જાતિજ્ઞાનના પ્રકારો (ધારણા, અવાય, ઈહા અને અવગ્રહ) નો પણ અભાવ થતાં એ આત્માનુભવનો પ્રકાશ ક્રમશઃ વિશુદ્ધતર બનતો જાય છે.

યોગદૃષ્ટા સૂરિપુરંદર પ. પૂ. આચાર્યદેવ શ્રી હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજે રચેલા યોગ વિષયક ગ્રન્થોમાં વર્ણવેલા સામર્થ્ય-યોગ, વૃત્તિસંક્ષેપ-યોગ અને નિરાલંબન યોગનો પણ અંતર્ભાવ આ કરણોમાં થાય છે.

## સામર્થ્ય-યોગ વગેરેનું સ્વરૂપ

"જેનો ઉપાય શાસ્ત્રમાં બતાવેલો હોવા છતાં, તથાપ્રકારની શક્તિની પ્રબળતાના કારણે જેનો વિષય શાસ્ત્રથી પણ પર હોય છે," તે સામર્થ્ય-યોગ ઉન્મનીકરણ આદિ નિર્વિકલ્પ અવસ્થાઓમાં સારી રીતે ઘટી શકે છે. તેમજ પર-પદાર્થના સંયોગથી આત્મામાં ઉત્પન્ન થતી વૈભાવિક વૃત્તિઓનો ફરી ઉત્પન્ન ન થાય એ રીતે નિરોધ કરવો -તે 'વૃત્તિસંક્ષય-યોગ' નો પણ આ ઉન્મનીકરણ આદિમાં થતી મન-ચિત્ત આદિ વૃત્તિ-

ઓના અભાવ સાથે સમન્વય થઈ શકે છે.[૪૮]

આલંબનના બે પ્રકાર છેઃ-

(૧) રૂપી આલંબન, અને (૨) અરૂપી આલંબન.

(૧) સમવસરણસ્થ શ્રી અરિહંત પરમાત્માના સ્વરૂપનું ચિંતન કે શ્રી જિનપ્રતિમા વગેરે મૂર્ત આલંબનોનું ધ્યાન તે 'રૂપી' અર્થાત્ 'સાલંબન-ધ્યાન' છે.

(૨) અમૂર્ત-નિરાકાર સિદ્ધ પરમાત્માના કેવળજ્ઞાનાદિ ગુણોની સમાપત્તિરૂપ ધ્યાન એ સૂક્ષ્મ અને અતીન્દ્રિય હોવાથી 'અરૂપી' અર્થાત્ 'અનાલંબન-ધ્યાન' છે.

અથવા જે ધ્યાનનો વિષય રૂપી-મૂર્ત હોય, તે 'સાલંબન' અને જે ધ્યાનનો વિષય અરૂપી-અમૂર્ત હોય, તે 'નિરાલંબન ધ્યાન-યોગ' કહેવાય છે.[૪૯]

આ નિરાલંબન યોગ મુખ્યતયા ક્ષપકશ્રેણિમાં આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનકને પ્રાપ્ત થયેલા સમર્થ્ય-યોગવાળા યોગીને હોય છે. પરંતુ તેની પહેલાં પરમ-તત્ત્વના લક્ષ્યવેધની પૂર્વ તૈયારી રૂપે જે પરમાત્મ ગુણોનું ધ્યાન હોય છે, તે પણ મુખ્ય નિરાલંબન-યોગને પ્રાપ્ત કરાવનાર હોવાથી નિરાલંબન-યોગ છે, કારણ કે તે ધ્યાન પરમાત્મરૂપ ધ્યેયાકારે પરિણામ પામેલું હોય છે.

આ રીતે નિરાલંબન-યોગનો બાર કરણો સાથે સમન્વય થઇ શકે છે અર્થાત્ બારે કરણોમાં નિરાલંબન યોગ હોય છે, કેમ કે તેના બારે પ્રકારોમાં સ્થૂલ આલંબનોનો સર્વથા અભાવ હોય છે.

આમ આ બાર કરણો નિર્વિકલ્પ ચિન્માત્ર સમાધિરૂપ અનુભવ-દશાના દ્યોતક છે, જે અનુભવ-દશામાં વહેતી પ્રશાન્ત-વાહિતાની સરિતામાં નિમગ્ન સાધક નિત્ય પરમ આનંદનો અનુભવ કરે છે, જેના પ્રભાવે કેવળજ્ઞાન રૂપ સહસ્રરશ્મિ (સૂર્ય) ઉદય તરતમાં થવાનો હોય છે, તેથી આ અનુભવજ્ઞાનને 'અરુણોદય' સાથે સરખાવવામાં આવ્યું છે.

## છન્નુ (૯૬) કરણનું સ્વરૂપ

મૂળપાઠઃ--करणानि तु ९६ इत्थं ज्ञेयानि-

चित्तं चेयण सन्ना विन्नाणं धारणा सई बुद्धी ।
ईहा मई वियक्का उवओग-मणाइ छन्नउइ ॥

मणाइ इति मनः प्रभृतीनि, मन एतेषामादौ कर्तव्यम् ।

---

૪૮. शास्त्रसंदर्शितोपायस्तदतिक्रान्तगोचराः ।
शक्त्युद्रेकाद् विशेषेण सामर्थ्याख्योऽयमुत्तमः ॥ ५ ॥ —'योगदृष्टि समुच्चय'

•

अन्यसंयोगवृत्तीनां यो निरोधस्तथा तथा ।
अपुनर्भावरूपेण स तु तत्संक्षयो मतः ॥ ३६६ ॥ —'योगबिन्दु'

•

૪૯. आलंबणं पि एवं रुविमरुवी य इत्थ परमुत्ति ।
तग्गुण परिणइरुवो सुहुमोऽणालंबणो नाम ॥ १९ ॥ —'योगविंशिका'

અર્થ:- કરણના છન્નુ પ્રકારો છે. તે નીચે પ્રમાણે જાણવા :-

(૧) મન, (૨) ચિત્ત, (૩) ચેતના, (૪) સંજ્ઞા, (૫) વિજ્ઞાન, (૬) ધારણા, (૭) સ્મૃતિ, (૮) બુદ્ધિ, (૯) ઈહા, (૧૦) મતિ, (૧૧) વિતર્ક, (૧૨) ઉપયોગ.

આ બાર વસ્તુ સબંધી કરણના છન્નુ પ્રકાર થાય છે.

'मणाइ' એટલે મન વગેરે. આ બધામાં (બધાં કરણોમાં) મનને અગ્રસ્થાન આપવું.

વિવેચન:-આત્મા અનીન્દ્રિય છે, મનસાતીત છે, વિચારના સર્વ પ્રદેશોથી પર છે.

આવા આત્માનું જ્ઞાન મન અને ઇન્દ્રિયોથી કઈ રીતે થઈ શકે ?

આત્મદર્શન-આત્માનુભવની તીવ્ર ઝંખના ત્યારે જ સરળ બની શકે જ્યારે સાધક પોતાના સમગ્ર જીવન વ્યાપારને સમ્યગ્ જ્ઞાન અને આચરણ દ્વારા આત્માનુકૂળ બનાવે, અર્થાત્ ચંચળ મન અને વિષયાસક્ત ઇન્દ્રિયો ઉપર ક્રમશ: પૂર્ણ પ્રભુત્વ સ્થાપે

ધ્યાનયોગની વિશિષ્ટ સાધના દ્વારા જે સાધક ઇન્દ્રિયજય અને મનોજય પ્રાપ્ત કરવામાં સફળ બને છે, તે સાધક ક્રમશઃ મનોલયની સાધના દ્વારા મનની ચિંતન પ્રવૃત્તિનો નિરોધ કરીને આત્માનુભવનો અલૌકિક આનંદ અનુભવી શકે છે.

ઇન્દ્રિયજય એટલે વિષય-વૈરાગ્ય. મનોજય એટલે કષાય-ત્યાગ.

અહીં જણાવેલ છન્નુ કરણોમાં મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિનો નિરોધ બતાવવામાં આવ્યો છે. આ નિરોધ જેટલા અંશે થાય છે, તેટલા અંશે સાધક આત્માનુભવના વિશેષ આનંદને પ્રાપ્ત કરે છે.

આત્માનુભૂતિમાં અનન્ય સાધનરૂપ બની રહેતા હોવાથી આ છન્નુ કરણોનું 'કરણ' નામ યથાર્થ છે.

છન્નુ પ્રકારના કરણયોગમાં બતાવેલી પ્રણિધાન, સમાધાન, સમાધિ અને કાષ્ઠાની સાધના પ્રક્રિયા દ્વારા સાધકની ઇન્દ્રિયો, બુદ્ધિ અને મન ક્રમશઃ અશુભમાંથી નિવૃત્ત થઈ, શુભમાં પ્રવૃત્ત થઈ, સમત્વને પ્રાપ્ત થાય છે વળી માનસિક નિશ્ચળતા એવી સિદ્ધ થાય છે કે જેથી સાધકને પોતાના ઉચ્છ્વાસ આદિનો પણ નિરોધ થાય છે.

આ ક્રમથી જે સાધક ઇન્દ્રિયજય અને મનોજયની ભૂમિકાને પ્રાપ્ત કરે છે તે જ સાધક મનોલય અવસ્થારૂપ 'ઉન્મનીકરણ' આદિની દિવ્ય ભૂમિકાઓમા પ્રવેશ પામવા અને પ્રગતિ સાધવા સમર્થ અને સફળ બની શકે છે - એવું ગર્ભિત સૂચન 'કરણયોગ' પછી કરેલા 'કરણ'ના વિધાનમાંથી મળે છે.

## યોગ અને કરણમાં વિશેષતા

કરણયોગ અને ભવનયોગમાં બાહ્ય આલંબન હોય છે. શુભ-શુદ્ધ મન વગેરેની પ્રવૃત્તિ હોય છે.

કરણમાં આલંબનનો અભાવ હોય છે; મન વગેરેની પ્રવૃત્તિનો નિરોધ થાય છે.

યોગ કારણરૂપ છે, ઉન્મનીકરણ આદિ સાધ્યનું સાધન છે.

કરણ કાર્ય-કારણરૂપ છે. કરણયોગનું એ કાર્ય છે અને આત્માનુભૂતિરૂપ સાધ્યનું સાધન-કારણ પણ છે.

યોગમાં – છન્નુ પ્રકાર કરણયોગના અને છન્નુ પ્રકાર ભવનયોગના–એમ બંને મળીને એકસો બાણું પ્રકાર હોય છે.

કરણના છન્નુ પ્રકાર – અડતાલીસ ઉન્મનીકરણ આદિના અને અડતાલીસ ઉન્મનીભવન આદિના મળીને થાય છે.

આ ‘ધ્યાન-વિચાર’માં મુખ્યતયા ત્રણ મુદ્દાઓનું વર્ણન કરવામાં આવ્યું છે.

(૧) ચોવીસ ધ્યાનમાર્ગના ભેદો, જે ધ્યાનયોગની સાધનારૂપ છે.

(૨) છન્નુ યોગ-પ્રકારો (કરણયોગ-ભવનયોગ) એ સવિકલ્પ સમાધિરૂપ છે, અર્થાત્ સમતાયોગની સાધનારૂપ છે.

(૩) છન્નુ કરણ પ્રકારો એ નિર્વિકલ્પ પરમ સમાધિ સ્વરૂપ છે.

અહીં ‘કરણ’ શબ્દ મહાસમાધિનો દ્યોતક છે. વૃત્તિ-સંક્ષય યોગ, સામર્થ્ય યોગ અને નિરાલંબન યોગનો અંતર્ભાવ આ ‘કરણો’ની ભૂમિકામાં થાય છે.

મન, ચિત્ત આદિ બાર વસ્તુઓનો નિરોધ અને તે દરેકના જઘન્ય આદિ ચાર પ્રકારો તથા ‘કરણ અને ભવન’ રૂપ મુખ્ય બે વિભાગ વગેરેનું વર્ણન :-

### (૧) ઉન્મનીકરણ

**મૂળપાઠઃ**—तत्राद्यं मनोविषयं करणमष्टधा–

(१) उन्मनीकरणं, (२) महोन्मनीकरणं,
(३) परमोन्मनीकरणं, (४) सर्वोन्मनीकरणं,
(५) उन्मनीभवनं, (६) महोन्मनीभवनं,
(७) परमोन्मनीभवनं, (८) सर्वोन्मनीभवनं ॥

**અર્થ** :–તેમાં પ્રથમ મનોવિષયક કરણના આઠ પ્રકાર છે તે આ પ્રમાણે :

(૧) ઉન્મનીકરણ, (૨) મહોન્મનીકરણ, (૩) પરમોન્મનીકરણ, (૪) સર્વોન્મનીકરણ, (૫) ઉન્મનીભવન, (૬) મહોન્મનીભવન, (૭) પરમોન્મનીભવન, (૮) સર્વોન્મનીભવન.

**મૂળપાઠઃ**–मनसोऽशनं चिन्तनम् तदभावोऽनशनम् ।
उत् प्राबल्येन गतमिव चिन्ताऽभावान्नष्टमिव मनो यस्यां सा उन्मना,
उन्मना क्रियतेऽनेन उन्मनीकरणं मनोमृत्युरित्यर्थः,
एतज्जघन्यम् । द्वितीयमेतदेव मध्यमं, तृतीयमुत्कृष्टं,
चतुर्थं जघन्यादिभेदत्रयसंलीनतात्मकम्° ।
भवनचतुष्टयमप्येवम् ॥

° पाठान्तर :– संतुलनात्मकम् ।

**અર્થ** :-ચિંતન કરવું એ મનનો ખોરાક છે. તે ચિંતનનો અભાવ એ મનનું અનશન (ઉપવાસ) છે.

જેમાં પ્રબળતાથી મન ચાલ્યું ગયું હોય અથવા ચિંતાના અભાવથી જાણે મન નાશ પામી ગયું હોય, એવી અવસ્થા-વિશેષને 'ઉન્મની' અવસ્થા કહે છે. એવી અવસ્થા જે ધ્યાન વડે પ્રગટ કરાય, તેને 'ઉન્મનીકરણ' કહેવાય છે; બીજા શબ્દોમાં કહીએ તો જેના મનનું મૃત્યુ, તે જઘન્ય કોટિનું હોય, તો તેને 'ઉન્મનીકરણ' કહેવાય છે. આ જ ઉન્મનીકરણ જો મધ્યમ કોટિનું હોય, તો બીજું મહોન્મનીકરણ, ઉત્કૃષ્ટ કોટિનું હોય, તો ત્રીજું પરમોન્મનીકરણ અને આ ત્રણેના મિશ્રણવાળું હોય, તો ચોથું સર્વોન્મનીકરણ કહેવાય છે. 'ભવન' ના ચાર પ્રકાર પણ ઉન્મનીભવન, મહોન્મનીભવન, પરમોન્મનીભવન અને સર્વોન્મનીભવન – ઉન્મનીકરણની જેમ જ ક્રમશઃ સમજવા.

**વિવેચન** :-કરણોની બાર મુખ્ય વસ્તુઓમા પ્રથમ સ્થાન મનનું છે.

મનનો આહાર ચિંતન છે. ચિંતનનો અભાવ એ મનનું અનશન અર્થાત્ ઉપવાસ છે.

ચિંતન રહિત મનની અવસ્થાને 'ઉન્મના' અવસ્થા કહે છે. આ અવસ્થા પૂર્વોક્ત ધ્યાનોના દીર્ઘકાળના અભ્યાસથી સધાય છે.

જે અવસ્થા-વિશેષથી 'ઉન્મના' અવસ્થા પમાય છે, તેને 'ઉન્મનીકરણ' અર્થાત્ મનનું (દ્રવ્ય) મૃત્યુ કહેવાય છે અમનસ્કયોગ અને મનોલય વગેરે તેનાં પર્યાયવાચી નામો છે.

યોગશાસ્ત્ર આદિ ગ્રન્થોમાં મનની ચાર અવસ્થાઓ બતાવી છે, તેનાં નામ આ પ્રમાણે છે ;- (૧) વિક્ષિપ્ત, (૨) યાતાયાત, (૩) શ્લિષ્ટ અને (૪) સુલીન.

તેમાં પ્રથમની બે અવસ્થાઓ ધ્યાનના પ્રાથમિક અભ્યાસકાળમાં હોય છે. ધ્યાનનો અભ્યાસ જેમ-જેમ વધતો જાય છે તેમ-તેમ સ્થિરતા વધતાં ક્રમશ: મન શ્લિષ્ટ અને સુલીન અવસ્થાને પ્રાપ્ત થાય છે.

શ્લિષ્ટ અવસ્થામાં સાધકનું મન આનંદયુક્ત હોય છે અને સુલીન અવસ્થામાં મન પૂરું નિશ્ચળ થતાં સાધકને પરમાનંદનો અપૂર્વ અનુભવ થાય છે. આ બંને અવસ્થાઓમાં મન પોતાના ધ્યેયમાં સ્થિર અને સુસ્થિત હોય છે – લેશ માત્ર વિષયાંતરને પામતું નથી.

આવા ધ્યેયનિષ્ઠ અને પરમાનંદમગ્ન સાધક પુરુષો જ મન ઉપર ક્રમશઃ પૂર્ણ પ્રભુત્વ સ્થાપીને ઉન્મનીકરણ અવસ્થાને પામે છે અને ત્યાર પછી તેમને શુદ્ધ આત્મતત્ત્વની અનુભૂતિ થાય છે.

વિચારના પૂર્ણ વિરામને મનોલય પણ કહેવાય છે.

મનોગુપ્તિનો ત્રીજો પ્રકાર – 'આત્મારામતા' ઉન્મનીકરણમાં ઘટી જાય છે. મનનો લય થવાથી મુનિ આત્મરમણતાને પામે છે.

હિમાલયના ઊંચા શિખર ઉપર કાગડા નથી પહોંચી શકતા, તેમ અરૂપી આત્મામાં એકાકાર બનેલા મનમાં અનાત્મવિષયક કોઈ વિચારરૂપી વાયસ નથી જઈ શકતો.

મન-ચિત્ત વગેરેની પ્રવૃત્તિનો જેટલા પ્રમાણમાં નિરોધ થાય છે, તે મુજબ તે-તે કરણના જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ પ્રકારો પડે છે અને સાધકના જીવનમાં તત્ત્વાનુભવ પણ તેટલા જ પ્રમાણમાં થાય છે.

ચિંતન-પ્રવૃત્તિના નિરોધની પ્રાથમિક ભૂમિકા એ જઘન્ય ઉન્મનીકરણ છે. આ જ ઉન્મનીકરણ જ્યારે મધ્યમ કોટિનું હોય છે, ત્યારે 'મહોન્મનીકરણ' કહેવાય છે અને ઉત્કૃષ્ટ કોટિનું હોય ત્યારે 'પરમોન્મનીકરણ' કહેવાય છે. જે સાધકના જીવનમાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ – આ ત્રણે ભેદવાળી ઉન્મનીકરણની અવસ્થા પ્રાપ્ત થઈ હોય, તેને ચોથો પ્રકાર – કે જેમાં જઘન્યાદિ ત્રણે ભેદોનું સંમિશ્રણ છે–તે સર્વોન્મનીકરણ કહેવાય છે.

કહેવાનો સાર એ છે કે – મનોલયની ભૂમિકામાં પ્રવેશ કરતા સાધકના જીવનમાં આ ઉન્મની-કરણ આદિ કરણો પ્રાથમિક કક્ષામાં સામાન્ય કોટિનાં હોય છે. પછી ઉત્તરોત્તર તેનો અભ્યાસ વધતાં, તે મધ્યમ કોટિનાં બને છે અને ઉપશમ કે ક્ષપકશ્રેણિ વગેરે ઉચ્ચ ભૂમિકામાં – આ કરણો ઉત્કૃષ્ટ કોટિનાં હોય છે.

હવે પછી આગળ કહેવાના ચિત્ત આદિ અગિયાર કરણોના જઘન્યાદિ ભેદો ઉન્મનીકરણની જેમ જ સમજવા.

ઉન્મનીકરણ આદિ 'કરણ' પ્રકારોમાં મન-ચિત્ત વગેરેનો ક્રમશઃ જેમ-જેમ લય થતો જાય છે, તેમ-તેમ નિષ્કળ એવા આત્માનો વિશેષ વિશુદ્ધ અનુભવ થતો જાય છે.

## કરણ અને ભવનની વ્યાખ્યા

**મૂળપાઠઃ**—नवरं उपेत्य यत् क्रियते आभोगपूर्वकं तीर्थंकरादिवत् तत् करणम् ।
यत् त्वनाभोगेनैव स्वयमुल्लसति मरुदेव्यादिवत् तद् भवनम् ॥१॥

**અર્થ** :–શ્રી તીર્થંકર ભગવંતોની જેમ 'કરણ'નું સ્વરૂપ જાણીને ઉપયોગપૂર્વક કરાય, તે 'કરણ' કહેવાય છે અને મરુદેવા માતાની જેમ ઉપયોગ (પ્રયત્ન) કર્યા વિના આપમેળે જ જે ઉલ્લસિત–પ્રગટ થાય, તે 'ભવન' કહેવાય છે.

**વિવેચનઃ**-પ્રત્યેક મુક્તિગામી જીવને પૂર્વે બતાવેલા પ્રણિધાનાદિ યોગોની જેમ નિર્વિકલ્પ ધ્યાનરૂપ આ ઉન્મનીકરણ આદિની અવસ્થા પ્રાપ્ત થાય છે, કારણ કે આ ઉન્મનીકરણ આદિ કરણો પ્રણિધાનાદિ યોગોનું ફળ છે

મન–ચિત્ત વગેરેના નિરોધની અવસ્થા સહજ અને પ્રયત્નપૂર્વક તેમજ સહજ રીતે એમ બંને પ્રકારે પ્રાપ્ત થઈ શકે છે.

શ્રી તીર્થંકર ભગવંતો આદિ પરમજ્ઞાની પુરુષોની જેમ જે સાધકો નિર્વિકલ્પ અવસ્થાનું જ્ઞાન (માર્ગદર્શન) ગુરુ, શાસ્ત્ર વગેરે દ્વારા મેળવી, તેના યથાર્થ અભ્યાસ દ્વારા મન – ચિત્ત વગેરેનો નિરોધ કરે છે, તે 'ઉન્મનીકરણ' આદિ કહેવાય છે.

મરુદેવા માતાની જેમ જે સાધકો સહજ રીતે નિર્વિકલ્પ દશા વગેરેની ભૂમિકા પ્રાપ્ત કરે છે, તે 'ઉન્મનીભવન' આદિ કહેવાય છે.

આ રીતે મન-ચિત્ત-ચેતના આદિ બાર વસ્તુઓના નિરોધની પ્રક્રિયા બને રીતે થતી હોવાથી તેના 'કરણ' અને 'ભવન' એવા મુખ્ય બે વિભાગ પડે છે અને જઘન્યાદિ ભેદથી તે દરેકના ચાર–ચાર પ્રકાર થાય છે તે ક્રમશઃ આગળ બતાવવામાં આવશે.

## (२) निश्चित्तीकरण

मूळपाठ—द्वितीयं चित्तविषयं करणमष्टधा-निश्चित्तीकरणमित्यादि ४।
निश्चित्तीभवनमित्यादि ४।
चित्तं-त्रिकालविषयं चिन्तनम्, तदभाव उच्छ्वासाद्यभावहेतुः ॥२॥

**અર્થ** :– બીજું કરણ ચિત્ત–વિષયક છે તેના આઠ પ્રકાર આ પ્રમાણે છે :

(૧) નિશ્ચિત્તીકરણ, (૨) મહા–નિશ્ચિત્તીકરણ, (૩) પરમ–નિશ્ચિત્તીકરણ, (૪) સર્વ–નિશ્ચિત્તીકરણ, (૫) નિશ્ચિત્તીભવન, (૬) મહા–નિશ્ચિત્તીભવન, (૭) પરમ–નિશ્ચિત્તીભવન, (૮) સર્વ–નિશ્ચિત્તી ભવન

ચિત્ત એટલે ત્રણ કાળ સંબંધી ચિંતન તેનો અભાવ થવાથી તે ઉચ્છ્વાસ આદિના અભાવનું કારણ બને છે

**વિવેચનઃ**–ચિત્તનો નિરોધ કરવો એ બીજું નિશ્ચિત્તીકરણ છે

મન અને ચિત્ત સામાન્ય રીતે એકાર્થક નામો હોવા છતાં બંનેનું પૃથક્કરણ એ-તે બંનેના કાર્યભેદને સૂચિત કરે છે.

સામાન્ય ચિંતન–પ્રવૃત્તિ એ મનનું કાર્ય છે અને ત્રણ 'કાળ' વિષયક ચિંતન–પ્રવૃત્તિ એ ચિત્તનુ કાર્ય છે.

ચિત્તનો નિરોધ થવાથી સાધક ત્રણે કાળ સંબંધી ચિંતન–પ્રવૃત્તિથી મુક્ત બને છે.

ચિત્ત એ મનનું સૂક્ષ્મ સ્વરૂપ છે, જેમ વરાળ એ પાણીનું સૂક્ષ્મ સ્વરૂપ છે. તેનો (ચિત્તનો) અભાવ થવાથી શ્વાસોચ્છ્વાસ વગેરેનો પણ સહજ રીતે અભાવ થાય છે.

મન અને પ્રાણને પરસ્પર સંબંધ છે. જ્યાં મનની પ્રવૃત્તિ હોય છે, ત્યાં પ્રાણની પણ ગતિ હોય છે; જ્યાં પ્રાણની ગતિ હોય છે, ત્યાં મનની પ્રવૃત્તિ હોય છે મનની પ્રવૃત્તિનો અભાવ થવાથી, પ્રાણની ગતિ પણ આપમેળે શાન્ત થઈ જાય છે.

પ્રાણાયામ વગેરેની પ્રક્રિયા દ્વારા જે પ્રાણવાયુને ધારણ કરવાનું અશક્યવત્ હોય છે, અર્થાત્ ઘણું અઘરું હોય છે, તે પ્રાણવાયુ પણ આ નિશ્ચિત્તીકરણ દ્વારા સહજ રીતે શાન્ત–સ્થિર થઈ જાય છે.

## (૩) નિશ્ચેતનીકરણ

મૂળપાઠ—तृतीयं चेतनाविषयं निश्चेतनीकरणमित्यादि ८ सर्वशरीरगत-
चेतनाद्यभावरूपं, रागाद्यभावहेतुः ॥ ३ ॥

**અર્થ** :–ત્રીજું ચેતના વિષયક નિશ્ચેતનીકરણ આઠ પ્રકારનું છે. તે સમગ્ર શરીરમાં રહેલી ચેતનાના અભાવરૂપ છે અને તે રાગ વગેરેના અભાવમાં હેતુ બને છે.

**વિવેચનઃ**– પૂર્વનાં બંને કરણોના સર્વ પ્રકારોમાં વિશુદ્ધ આત્માનુભવ કરતો યોગી, ત્રીજા નિશ્ચેતનીકરણની અવસ્થામાં આવે છે ત્યારે, તે પોતાની ચેતના શક્તિને સ્વાત્મસ્વરૂપમાં એવી રીતે કેન્દ્રિત કરી દે છે કે જેથી તેનું સમગ્ર શરીર જાણે–ચેતનાનો અભાવ થઈ ગયો હોય એવું નિશ્ચેષ્ટ બની જાય છે, હાથ-પગ વગેરે અંગો શિથિલ બની જાય છે, ઇન્દ્રિયોના વિકારો અને સ્વ–વિષયને

ગ્રહણ કરવાની તેની શક્તિ લુપ્ત થઈ જાય છે, અર્થાત્ સમગ્ર દેહ કાષ્ઠવત્ બની જાય છે. આ અવસ્થામાં કોઈ પશુ, દેહને કાષ્ઠનું ઠૂંઠું સમજીને તેની સાથે પોતાનું શરીર ઘસે છે, તો પણ સાધકના ધ્યાનનો ભંગ થતો નથી.

શરીર અને ઇન્દ્રિયોના ચેતના સાથેના અનુસંધાનથી ઇષ્ટ-અનિષ્ટ પ્રસંગો કે પદાર્થોને લઈને જે રાગ-દ્વેષ આદિ વૃત્તિઓ ઉત્પન્ન થતી હોય છે, તે વૃત્તિઓ પણ આ અવસ્થાએ (ચેતના આત્મગત થવાથી) ઉત્પન્ન થઈ શકતી નથી.

સાગરમાં નાંખેલો મીઠાનો ગાંગડો જેમ સાગરમાં મળી જાય છે, તેમ ચેતના આત્મામાં મળી જાય છે, કારણ તે ચેતનની જ જ્યોતિ છે.

નિશ્ચેતનીકરણની અવસ્થામાં યોગી પુરુષો પોતાના આત્માને શરીર અને ઇન્દ્રિયોથી સર્વથા ભિન્ન અનુભવે છે. આવા ભેદજ્ઞાન-પરિણત મહાત્માના શરીરની જીવતી ચામડી ઊતરડી લેવામાં આવે કે તેમના મસ્તક ઉપર ધગધગતા અંગારા ભરેલી સીમ મૂકવામાં આવે તો પણ તેઓ આત્મ ધ્યાન-ભ્રષ્ટ થતા નથી, પરમ સમતા-રસના અખંડ પ્રવાહમાં જ નિરંતર ઝીલતા રહે છે.

આત્મા સિવાય અન્ય સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ સાથેનો ચેતનાનો સંબંધ સર્વથા છૂટી જતાં, યોગી અદૃશ્ય એવા આત્માના સહજાનંદને અનુભવે છે.

એના પ્રભાવે અનુકૂળ યા પ્રતિકૂળ બની રહેતી વ્યક્તિ કે વસ્તુ પ્રત્યે રોષ કે તોષ પેદા થતો નથી. જેમ વ્યોમમાં વિહરતા વાયુયાનને કોઈ પૃથ્વી ઉપર ઊભો રહીને પથ્થર મારે તો તેના સુધી પહોંચતો નથી, તેમ આ કક્ષાએ સ્થિર યોગીને રાગ-દ્વેષ મુદ્દલ સ્પર્શતા નથી.

'યોગશાસ્ત્ર' ના 'અનુભવ પ્રકાશમાં' 'અમનસ્ક દશા' નો ઉદય થતા યોગીને પોતાનું શરીર જાણે આત્માથી જુદું થઈ ગયું હોય અથવા બળીને ભસ્મ થઈ ગયું હોય અથવા તો જાણે આકાશમાં અદ્ધર ઊડી ગયું હોય-વિલીન થઈ ગયું હોય-એવો અનુભવ થાય છે,[૫૦] એમ જણાવ્યું છે.

'અમનસ્ક દશા'નું આ વર્ણન 'નિશ્ચેતનીકરણ' ની ભૂમિકાને સ્પષ્ટ કરે છે.

'હું દેહ નહિ, પણ મુક્ત આત્મા છું" આ પ્રતીતિ દેહભાવ નાબૂદ થાય છે ત્યારે જ થાય છે.

ધ્યાતાને દેહની નિશ્ચેષ્ટ-નિશ્ચેતન અવસ્થાનો અનુભવ આ કરણમાં થતો હોવાથી તેને 'નિશ્ચેતનીકરણ' કહે છે તેના આઠ પ્રકાર નીચે મુજબ છે :-

(૧) નિશ્ચેતનીકરણ,
(૨) મહા - નિશ્ચેતનીકરણ,
(૩) પરમ - નિશ્ચેતનીકરણ,

---

૫૦. विश्लिष्टमिव प्लुष्टमिवोड्डीनमिव प्रलीनमिव कायम् ।
अमनस्कोदयसमये योगी जानात्यऽसत्कल्पम् ॥ ४२ ॥
સરખાવો :　　—'योगशास्त्र'; प्र. १२.
निष्पन्नाखिलमिव शून्यमनसः स्वतः स्थितिरतत्क्षणात्
निर्ग्रन्थश्लथ पाणिपादं करणग्रामो विकारोज्झितः ।
निर्मूलप्रविनष्टमारुततया निर्जीवकाष्ठोपमो
निर्वातस्थितदीपवत् सहजवान् यस्याः स्थितेर्लक्ष्यते ॥ ७७ ॥
—'अमनस्क योग'

(૪) સર્વ-નિશ્ચેતનીકરણ.
(૫) નિશ્ચેતનીભવન,
(૬) મહા-નિશ્ચેતનીભવન,
(૭) પરમ-નિશ્ચેતનીભવન,
(૮) સર્વ-નિશ્ચેતનીભવન.

જે છે, છે ને છે જ, તે શાશ્વત આત્મામાં સમગ્ર ચેતનાનું વિલીનકરણ અથવા સર્વાંશે સમાઇ જવું તે આ કરણનો સૂચિતાર્થ છે.

ઉન્મનીકરણ અને નિશ્ચિત્તીકરણ અવસ્થા પછી આ અવસ્થાને લાયક બનાય છે,

## (૪) નિઃસંજ્ઞીકરણ

**મૂળપાઠઃ**—एवं निःसंज्ञीकरणमित्यादि ८,
आहारादिगृद्धय भावरूपम् ।
अनेन प्रमत्तादीनामाहारं गृह्णतामपि गृद्धयभावः ॥ ४ ॥

**અર્થ** : ચોથું નિઃસંજ્ઞીકરણ આદિ આઠ પ્રકારે છે અને તે આહારાદિની લોલુપતાના અભાવરૂપ છે.

આ કરણની ભૂમિકામાં ધ્યાનમગ્ન અપ્રમત્ત મુનિઓને આહાર વગેરે ગ્રહણ કરવા છતાં તેમાં આસક્તિ હોતી નથી.

**વિવેચનઃ**-સંજ્ઞાનો અર્થ અનુસ્મરણ છે. પૂર્વે અનુભવેલા પદાર્થોને જોતાં, 'તે જ આ વસ્તુ છે' જેને મેં પૂર્વે જોઈ-અનુભવી હતી - આવું જ્ઞાન તે અનુસ્મરણ અર્થાત્ સંજ્ઞા કહેવાય છે. 'નિઃસંજ્ઞીકરણ'માં સંજ્ઞાનો અભાવ થવાથી, આહારની લોલુપતા-આસક્તિનો પણ અભાવ થાય છે

પ્રત્યેક સંસારી જીવને આહારાદિની સંજ્ઞાઓ ઓછા-વધતા અંશે હોય જ છે. એ સંજ્ઞાને વશ જીવને સુંદર-સ્વાદિષ્ટ ભોજન વગેરેની સામગ્રી જોતાંની સાથે રસ-લોલુપતા જાગે છે અનુભૂત આહારાદિના રસોનું કે ભોગોનું અનુસ્મરણ થાય છે. આ પૌદ્ગલિક સુખોની સ્મૃતિ, રતિમાં પરિણમીને જીવને અધોગામી બનાવે છે-આત્મિક સુખથી વંચિત બનાવે છે.

આત્માના રસનો વિષય આત્મા જ છે, પર પદાર્થો નહિ.

સાધક-જીવનમાં આહારાદિ સંજ્ઞાઓ ઉપર પણ પ્રભુત્વ સ્થાપ્યા વિના સાધનામાં શુદ્ધિ અને સ્થિરતા આવતી નથી.

સંજ્ઞા-જય માટે તો નિરંતર અભ્યાસરત સાધક જ સાધનામાં સંગીન પ્રગતિ સાધી શકે છે, જે ધ્યાન-વિશેષથી સંજ્ઞાનું વિલીનીકરણ થાય છે, તે આ નિઃસંજ્ઞીકરણ છે.

ઊંડી બે ખીણ વચ્ચે બાંધેલા સુતરના દોરા પર ચાલીને ખીણ પાર કરવી તે તેટલું કઠિન કાર્ય નથી, જેટલું કઠિન પરમ વિશુદ્ધ આત્મધ્યાનની સાધનાની સિદ્ધિ કરવાનું કાર્ય છે.

તેમ છતાં માનવભવમાં જ આ સાધના શક્ય છે. એ શાસ્ત્રસત્યમાં અડગ નિષ્ઠાવાળા મહાનુભાવો ઐહિક લાલસાઓથી અંજાયા સિવાય, આ માર્ગે દૃઢ મનોબળ સાથે ચાલીને, ઇષ્ટની દિશામાં આગળ વધતા રહે છે.

પ્રમત્ત, અપ્રમત્ત આદિ ગુણસ્થાનકની ભૂમિકાએ રહેલા મુનિઓને આહારાદિ ગ્રહણ કરવા છતાં તેમાં લેશ પણ આસક્તિ થતી નથી – તેનું કારણ સંજ્ઞા ઉપરનો પૂર્ણ વિજય છે.

આત્માનુભવના અમૃત રસનું પાન કરનાર સાધક–મુનિને ઇન્દ્રિયજન્ય સુખોની લોલુપતા–આસક્તિનો સંભવ જ ક્યાંથી હોય?[51]

નિ:સંજ્ઞીકરણ આદિ આઠ પ્રકાર આ પ્રમાણે છે :–

(૧) નિ:સંજ્ઞીકરણ, (૫) નિ:સંજ્ઞીભવન,
(૨) મહા–નિ:સંજ્ઞીકરણ, (૬) મહા–નિ:સંજ્ઞીભવન,
(૩) પરમ–નિ:સંજ્ઞીકરણ, (૭) પરમ–નિ:સંજ્ઞીભવન,
(૪) સર્વ–નિ:સંજ્ઞીકરણ, (૮) સર્વ–નિ:સંજ્ઞીભવન.

## (૫) નિર્વિજ્ઞાનીકરણ

**મૂળપાઠ:**—निर्विज्ञानीकरणमित्यादि (८) विज्ञानाभावरूपं, यथा सुषुप्तावस्थायां न किमप्यनुभूतिमपि वस्तु वेद्यते एवमत्र जाग्रतोऽपि वस्तुविज्ञानाभावः ॥ ५॥

**અર્થ** : વિજ્ઞાનીકરણ આદિ આઠ પ્રકારે છે. એ વિજ્ઞાનના અભાવરૂપ છે. જેમ જાગૃત અવસ્થામાં અનુભવેલી કોઇ પણ વસ્તુનું નિદ્રાવસ્થામાં વેદન (જ્ઞાન) હોતું નથી, તેમ આ કરણની ભૂમિકામાં જાગૃત અવસ્થામાં પણ વસ્તુના વિજ્ઞાનનો અભાવ હોય છે.

**વિવેચન:**–મન, ચિત્ત, ચેતના અને સંજ્ઞાનો અભાવ થતાં સાધકનું તત્ત્વસંવેદન તીવ્ર–તીવ્રતર અને સૂક્ષ્મ–સૂક્ષ્મતર બનતું જાય છે

બાહ્ય પદાર્થ વિષયક જ્ઞાન–પ્રવૃત્તિનો નિરોધ થવાથી, આ કરણમાં સાધકની અનુભૂતિ, અગાઉનાં ચાર કરણોમાં હોય છે, તેના કરતાં વધુ વિશુદ્ધ અને પ્રબળ હોય છે, જેને લઇને સાધક-યોગીને જાગૃત અવસ્થામાં પણ સૂતેલા પુરુષની જેમ અનુભૂત બાહ્ય વસ્તુનું કે પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ વ્યવહાર સુદ્ધાંનું પણ જ્ઞાન હોતું નથી — એ તો આત્મસ્વભાવમાં મગ્ન રહે છે.

ધ્યાનાગ્નિના પ્રચંડ તાપમાં બળીને ખાખ થતાં કર્મોનો અભાવ જેમ–જેમ વધતો જાય છે, તેમ–તેમ વધુને વધુ વિશુદ્ધ બનતા આત્માનો પ્રભાવ એટલો તો વધતો જાય છે કે તેને પામેલા સાધક–યોગીને એક તેનું જ જ્ઞાન, ભાવ અને સંવેદન સતત રહે છે. સૂતાં–બેસતાં–ઊઠતાં તે તદ્દાકાર રહે છે.

---

૫૧ समदैरिन्द्रियभुजगै रहिते विमनस्कनवसुधाकुण्डे ।
मग्नोऽनुभवति योगी, परामृतास्वादमसमानम् ॥ ४३ ॥
—'योगशास्त्र'; प्र. १२

સરખાવો :
अमनस्के क्षणात् क्षीणं कामक्रोधादिबन्धनम् ।
नश्यति करणस्तंभे देहं गेहं श्लथं भवेत् ॥ ८२ ॥
इन्द्रियग्राह्यनिर्मुक्ते निर्वाते-निर्मलामृते ।
अमनस्कह्रदेस्नातः परमामृतमुपास्महे ॥ ९१ ॥
—'अमनस्कयोग'

એક સાધક મહાત્માએ કહ્યું છે કે-"પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ કે સંકલ્પ-વિકલ્પરૂપ બાહ્ય વ્યવહારમાં જે સુષુપ્ત હોય છે, એટલે કે ઉપયોગ-રહિત હોય છે, તે જ સાધક આત્મ-સ્વભાવમાં મગ્ન હોય છે. જે બાહ્ય વ્યવહારમાં અટવાએલો હોય છે, તે આત્માનુભવના વિષયમાં સુષુપ્ત હોય છે.[૫૨]

લય અવસ્થામાં યોગીને બાહ્ય વસ્તુનું જ્ઞાન-વિજ્ઞાન હોતું નથી. એના સમર્થનમાં પૂ. શ્રી હેમ-ચન્દ્ર સૂરીશ્વરજી મહારાજા પણ ફરમાવે છે કે-"જે યોગી જાગૃત અવસ્થામાં પણ સૂતેલા પુરુષની જેમ સ્વસ્થપણે આત્મભાવમાં રહી શકે છે, તે લય અવસ્થાને પ્રાપ્ત થયેલા અને શ્વાસોચ્છ્વાસની ક્રિયાથી વિરામ પામેલા યોગીઓ સિદ્ધ આત્માઓથી જરા યે ઊતરતા નથી, અર્થાત્ મુક્તાત્માની જેમ તેઓ પરમાનંદને અનુભવે છે[૫૩]

દુનિયાના લોકો જાગૃત અને સુષુપ્ત આ બે અવસ્થામાં નિરંતર રહે છે, પરંતુ લય અવસ્થાને પ્રાપ્ત થયેલા યોગીઓ આ બંને અવસ્થાથી પર હોય છે. તેઓ હંમેશાં આત્મસ્વભાવમાં રહે છે. સંસારી જીવોની જાગૃતિ અને સુષુપ્તિ બંને અવસ્થાથી તેઓ સર્વથા પર હોય છે.

આ બંને અવસ્થાઓનો અભાવ થવાથી લય-અવસ્થા પ્રગટે છે અને ત્યારે પરમાનંદમય આત્મતત્ત્વની અનુભૂતિ થાય છે

અનેક ધર્મયુક્ત વસ્તુનું તે-તે વિશિષ્ટ ધર્મરૂપે, અનેક પ્રકારે જ્ઞાન થવું તેને 'વિજ્ઞાન' કહેવાય છે. આ કરણમાં તેનો અભાવ થાય છે.

નિર્વિજ્ઞાનીકરણ આદિ આઠ પ્રકાર નીચે મુજબ છે :-

| | |
|---|---|
| (૧) નિર્વિજ્ઞાનીકરણ, | (૫) નિર્વિજ્ઞાનીભવન, |
| (૨) મહા-નિર્વિજ્ઞાનીકરણ, | (૬) મહા-નિર્વિજ્ઞાનીભવન, |
| (૩) પરમ-નિર્વિજ્ઞાનીકરણ, | (૭) પરમ-નિર્વિજ્ઞાનીભવન, |
| (૪) સર્વ-નિર્વિજ્ઞાની કરણ. | (૮) સર્વ-નિર્વિજ્ઞાનીભવન. |

## (૬) નિર્ધારણીકરણ

મૂળપાઠ:—निर्धारणीकरणमित्यादि ८ ( अष्टधा )

धारणाऽविच्युतिरूपा, तदभावः ॥ ६ ॥

उक्तं च-

चित्तं तिकालविसयं चेयणपच्चक्ख सन्नमणुसरणं ।
विन्नाणणेगमेयं कालमसंखेयरं धरणा ॥

—दशवैकालिकभाष्य; गाथा-१९.

५२. व्यवहारे सुपुप्तो यः स जागर्त्यात्मगोचरे ।
जागर्ति व्यवहारेऽस्मिन् , सुषुप्तस्त्वात्मगोचरे ॥ ७८ ॥

—'समाधि शतक'

५३. यो जाग्रदावस्थायां स्वस्थ. सुप्त इव तिष्ठति लयस्थ ।
श्वासोच्छ्वासविहीनः स हीयते न खलु मुक्तिजुषः ॥ ४७ ॥

—'योगशास्त्र'; प्र. १२,

**અર્થ :** નિર્ધારણીકરણ વગેરે આઠ પ્રકાર છે 'ધારણા' એટલે (પદાર્થના જ્ઞાનની) અવિચ્યુતિ, તેનો અભાવ એ નિર્ધારણીકરણ છે.

કહ્યું છે કે — 'ચિત્ત' એ ભૂત, ભાવિ અને વર્તમાન એમ ત્રણે કાળના અર્થોને સામાન્યથી જાણે છે,

'ચેતના' પ્રત્યક્ષ-વર્તમાનકાલીન અર્થોને જાણે છે.

'સંજ્ઞા' અનુસ્મરણને કહે છે-કે જે પદાર્થ પહેલાં જોયો હોય.

'વિજ્ઞાન' અનેક પ્રકારનું છે. અનેક ધર્મવાળા પદાર્થમાં તે-તે વિશિષ્ટ ધર્મરૂપે જે પ્રકારનું જ્ઞાન થાય છે, તેને 'વિજ્ઞાન' કહેવાય છે

'ધારણા' અસંખ્યાત અને સંખ્યાત કાળ સંબંધી હોય છે.

આ કરણમાં ધારણાના પ્રથમ પ્રકાર 'અવિચ્યુતિ' નો અભાવ થાય છે.

**વિવેચન :**— જૈન દર્શનમાં જ્ઞાનના પાંચ પ્રકાર દર્શાવ્યા છે :

(૧) મતિજ્ઞાન, (૨) શ્રુતજ્ઞાન, (૩) અવધિજ્ઞાન, (૪) મનઃપર્યવજ્ઞાન અને (૫) કેવળજ્ઞાન.

તેમાં મન અને ઇન્દ્રિયોની સહાયથી થતા બોધને 'મતિજ્ઞાન' કહે છે.

આ મતિજ્ઞાનના મુખ્ય ચાર ભેદો છે : (૧) અવગ્રહ, (૨) ઈહા, (૩) અપાય અને (૪) ધારણા.

'કંઇક છે'– એવું અવ્યક્ત જ્ઞાન તે અવગ્રહ છે.

'આ અમુક વસ્તુ હોવી જોઈએ' —એવું સંભવાત્મક જ્ઞાન તે ઈહા છે.

'આ અમુક વસ્તુ જ છે ' —એવું નિર્ણયાત્મક જ્ઞાન તે અપાય છે.

વસ્તુનો નિર્ણય થયા પછી તેનો 'ઉપયોગ ટકી રહે' – તે ધારણા છે.

આ 'ધારણા'ના ત્રણ પ્રકાર છે : (૧) અવિચ્યુતિ, (૨) વાસના અને (૩) સ્મૃતિ.

પદાર્થનો નિર્ણય થયા પછી તેનો ઉપયોગ ટકી રહે તેને 'અવિચ્યુતિ ધારણા' કહે છે.

અવિચ્યુતિ ધારણા દ્વારા અર્થાત્ ઉપયોગના સાતત્યથી આત્મામાં તે વિષયના સંસ્કાર પડે છે. આ સંસ્કાર એ જ 'વાસના-ધારણા' છે.

આત્મામાં પડેલા સંસ્કારો તેવાં નિમિત્તો મળતાં ફરી જાગૃત થાય છે, એથી પૂર્વાનુભૂત પદાર્થ કે પ્રસંગનું સ્મરણ થાય છે, તે 'સ્મૃતિ-ધારણા' છે.

સ્મૃતિમાં કારણ વાસના (સંસ્કાર) છે. જેના સંસ્કાર આત્મામાં ન પડયા હોય, તેનું કદી સ્મરણ થતું નથી અને વાસના સતત ઉપયોગરૂપ અવિચ્યુતિ ધારણાથી ઉત્પન્ન થાય છે.

ધારણાના ત્રણ ભેદોમાંથી પ્રથમ ભેદ 'અવિચ્યુતિ ધારણા ' નો અભાવ આ કરણમાં થાય છે.

પૂર્વના 'નિર્વિજ્ઞાનીકરણ' માં બાહ્ય વસ્તુના જ્ઞાનનો અભાવ થયો હોવાથી તેના પછીના આ 'નિર્ધારણીકરણ' માં અંતર્મુહૂર્ત કાળ સુધી ટકી રહેનાર પદાર્થજ્ઞાનના ઉપયોગનો અર્થાત્ અવિચ્યુતિ ધારણાનો અભાવ થાય છે. તેને લઈને સાધકને આત્માનુભવની લીનતામાં વિશેષ વૃદ્ધિ થાય છે.

ધારણાના શેષ બે ભેદો – સ્મૃતિ અને વાસનાનો અભાવ આગળના કરણોમાં બતાવવામાં આવશે.

નિર્ધારણીકરણના આઠ પ્રકાર :

(૧) નિર્ધારણીકરણ,
(૨) મહા-નિર્ધારણીકરણ,
(૩) પરમ-નિર્ધારણીકરણ,
(૪) સર્વ-નિર્ધારણીકરણ.
(૫) નિર્ધારણીભવન,
(૬) મહા-નિર્ધારણીભવન,
(૭) પરમ-નિર્ધારણીભવન,
(૮) સર્વ-નિર્ધારણીભવન,

## (૭) વિસ્મૃતીકરણ

**મૂળપાઠ:—विस्मृतीकरणमित्यादि ८ (अष्टधा) ॥ स्मृतिर्धारणाया द्वितीयो भेदः । यतः-अविच्युति-स्मृति-वासना-भेदात् त्रिधा धारणा वर्ण्यते ॥ ७ ॥**

**અર્થ :** વિસ્મૃતીકરણ આદિ આઠ પ્રકારે છે સ્મૃતિ એ ધારણાનો બીજો ભેદ છે કારણ કે ધારણા એ અવિચ્યુતિ, સ્મૃતિ અને વાસનાના ભેદથી ત્રણ પ્રકારની છે; તેમાંથી બીજા પ્રકારરૂપ સ્મૃતિનો અભાવ, આ કરણમાં વિવક્ષિત છે.

**વિવેચન:**-જેનાથી પૂર્વાનુભૂત પદાર્થ કે પ્રસંગનું સ્મરણ થાય છે તેને 'સ્મૃતિ' કહે છે. જે-જે વસ્તુ કે વ્યક્તિનો સંપર્ક જે સંયોગાદિ દ્વારા ભૂતકાળમાં થયેલો હોય છે તે-તે વસ્તુ અને વ્યક્તિના જે સંસ્કારો આત્મામાં પડેલા હોય છે, તે સંસ્કારો તેવા-તેવા પ્રકારનાં નિમિત્તો મળતાં ફરી જાગૃત થય છે

આ પહેલાંના કરણમાં અવિચ્યુતિરૂપ ધારણાનો અભાવ થવા છતાં હજુ પૂર્વાનુભૂત પદાર્થોના સંસ્કારોને લઈને તેની સ્મૃતિની સંભાવના ઊભી જ હતી. તેનો આ સાતમા કરણમાં અભાવ થવાથી આત્માનુભવ દઢતર બને છે, આત્માનુભૂતિ વધુ સમૃદ્ધ બને છે.

વિસ્મૃતીકરણ વગેરે આઠ પ્રકાર આ પ્રમાણે છે :

(૧) વિસ્મૃતીકરણ,
(૨) મહા-વિસ્મૃતીકરણ,
(૩) પરમ-વિસ્મૃતીકરણ,
(૪) સર્વ-વિસ્મૃતીકરણ.
(૫) વિસ્મૃતીભવન,
(૬) મહા-વિસ્મૃતીભવન,
(૭) પરમ-વિસ્મૃતીભવન,
(૮) સર્વ-વિસ્મૃતીભવન.

## (૮) નિર્બુદ્ધીકરણ

**મૂળપાઠ:—निर्बुद्धीकरणमित्यादि ८ ( अष्टधा ) ॥ बुद्धिः औत्पातिक्यादिश्चतुर्धाऽवायरूपा, अवायस्तु निश्चय उच्यते ॥ ८ ॥**

**અર્થ :**-નિર્બુદ્ધીકરણ આદિ આઠ પ્રકારે છે. અહીં બુદ્ધિ શબ્દથી ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી - આ ચાર પ્રકારની બુદ્ધિ લેવાની છે અને તે અવાયરૂપ છે.

અવાય એટલે નિશ્ચય. તેનો અભાવ નિર્બુદ્ધીકરણમાં હોય છે.

**વિવેચન:**-છઠ્ઠા અને સાતમા કરણમા ધારણાના પહેલા અને ત્રીજા ભેદનો અર્થાત્ અવિચ્યુતિ અને સ્મૃતિનો નિરોધ બતાવવામા આવ્યો છે. પ્રસ્તુતમાં ધારણાની પૂર્વે થતા 'અવાય' કે જે નિશ્ચયાત્મક જ્ઞાનરૂપ છે, તેનો નિરોધ જણાવ્યો છે.

શ્રુતનિશ્રિત મતિજ્ઞાનના સર્વ ભેદોમાં ક્રમશઃ અવગ્રહ અને ઈહા પછી અવાય થાય છે. પરંતુ શ્રુત અનિશ્રિત મતિજ્ઞાનના ચાર ભેદમાં જે ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી – આ ચાર પ્રકારની બુદ્ધિ છે, તે મતિજ્ઞાનના વિશિષ્ટ ક્ષયોપશમથી ઉત્પન્ન થતી હોવાથી, તે 'અવય'-નિશ્ચયાત્મકરૂપ જ હોય છે. તેથી તેમાં અવગ્રહ આદિની અપેક્ષા રહેતી નથી.

પ્રસ્તુતમાં જે અપાયરૂપ ઔત્પાતિકી આદિ ચાર પ્રકારની બુદ્ધિનું વિધાન છે, તે અશ્રુત નિશ્રિત મતિજ્ઞાનના જ ચારે ભેદ છે. તેનો અભાવ આ કરણમાં બતાવ્યો છે. બુદ્ધિના અભાવથી અહીં મતિજ્ઞાનનો ત્રીજો પ્રકાર જે 'અવાય' છે, તેનો અભાવ જ અપેક્ષિત છે.

શ્રુતનિશ્રિત મતિજ્ઞાન એટલે પૂર્વે જે જ્ઞાન બીજાઓ દ્વારા યા શાસ્ત્રગ્રન્થોથી પ્રાપ્ત કરેલું હોય, પણ વ્યવહાર કાળમાં તેનો ઉપયોગ ન હોય, દા. ત. 'ઘડો લાવો' એમ કહેવામાં આવે ત્યારે 'ઘડો લાવવો એટલે શું' એ વિચાર કર્યા વિના જ ઘડો લાવવામાં આવે તે શ્રુતનિશ્રિત મતિજ્ઞાન કહેવાય છે

પૂર્વે ક્યારે પણ જાણેલું જ ન હોવા છતાં વિશિષ્ટ પ્રકારના મતિજ્ઞાનના ક્ષયોપશમથી જે મતિ ઉત્પન્ન થાય, તેને અશ્રુતનિશ્રિત મતિ કહેવાય છે. તેના ચાર પ્રકાર નીચે મુજબ છે :–

(૧) **ઔત્પાતિકી**–કોઈ વિશિષ્ટ પ્રસંગ કે પ્રશ્ન ઉપસ્થિત થતાં તેને પાર પાડવામા એકાએક ઉત્પન્ન થતી બુદ્ધિ. આવા બુદ્ધિશાળીઓમાં અભયકુમાર, મહાકવિ કાલિદાસ, બીરબલ વગેરે મુખ્ય છે.

(૨) **વૈનયિકી**–ગુરુજનો વગેરેની સેવાભક્તિથી પ્રગટ થતી બુદ્ધિ. જેમ કે-નિમિત્તજ્ઞ શિષ્ય

(૩) **કાર્મિકી**–નિરંતર અભ્યાસ–પુરુષાર્થ કરતા રહેવાથી પ્રાપ્ત થતી બુદ્ધિ. જેમ કે–ચોર અને ખેડૂતની બુદ્ધિ.

(૪) **પારિણામિકી**–સમય જતાં અનેક પ્રકારના અનુભવોથી ઊપજતી બુદ્ધિ. જેમ કે–વજ્રસ્વામીની બુદ્ધિ.

નિર્બુદ્ધીકરણ આદિ આઠ પ્રકાર આ પ્રમાણે છે :

| | |
|---|---|
| (૧) નિર્બુદ્ધીકરણ, | (૫) નિર્બુદ્ધીભવન, |
| (૨) મહા–નિર્બુદ્ધીકરણ, | (૬) મહા–નિર્બુદ્ધીભવન, |
| (૩) પરમ–નિર્બુદ્ધીકરણ, | (૭) પરમ–નિર્બુદ્ધીભવન, |
| (૪) સર્વ-નિર્બુદ્ધીકરણ. | (૮) સર્વ-નિર્બુદ્ધીભવન |

## (૯) નિરિહીકરણ

**મૂળપાઠઃ**––निरीहीकरणमित्यादि ८ (अष्टधा) ॥
ईहा विचारणा, किमयं स्थाणुः पुरुषो वेति ॥ ९ ॥

**અર્થ** :–ઈહા એટલે વિચારણા, અર્થાત્ 'આ ઠૂંઠું છે કે પુરુષ ?'–એવી વિચારણા થવી તે ઈહા, (જે ધ્યાનભૂમિકામાં) તેનો અભાવ થાય છે, તે ધ્યાનને 'નિરીહીકરણ' કહેવાય છે.

**વિવેચનઃ**–અવગ્રહમાં ઇન્દ્રિયો અને વિષયનો સંપર્ક થતાં 'કંઈક છે', એવો અવ્યક્ત બોધ થાય છે તેના પછી 'એ શું છે?' એવી જિજ્ઞાસા થાય છે. આ જિજ્ઞાસાને સંતોષવા માટે થતી વિચારણા – તેને 'ઈહા' કહેવાય છે.

આઠમા કરણમાં નિર્ણયાત્મક જ્ઞાનનો અર્થાત્ 'અવાય' ના અભાવનું કથન હતું, આ નવમા કરણમાં 'અવાય'ની પહેલાં થતી વસ્તુના નિર્ણય માટેની વિચારણાનો અર્થાત્ ઈહાનો પણ અભાવ થાય છે.

આત્માના અનુભવજ્ઞાનમાં જેમ-જેમ વિકાસ થતો જાય છે, તેમ-તેમ પરોક્ષ જ્ઞાનરૂપ મતિજ્ઞાન વગેરેનો અભાવ થતો જાય છે 'નિરીહીકરણ' ની ભૂમિકામાં સાધકને જીવાદિ પદાર્થોના નિર્ણય માટે કોઈ પ્રકારની ઈહારૂપ વિચારણા કરવી પડતી નથી.

નિરીહીકરણ આદિ આઠ પ્રકાર :

| | |
|---|---|
| (૧) નિરીહીકરણ, | (૫) નિરીહીભવન, |
| (૨) મહા-નિરીહીકરણ, | (૬) મહા-નિરીહીભવન, |
| (૩) પરમ-નિરીહીકરણ, | (૭) પરમ-નિરીહીભવન, |
| (૪) સર્વ-નિરીહીકરણ | (૮) સર્વ-નિરીહીભવન. |

## (૧૦) નિર્મતીકરણ

**મૂળપાઠઃ-निर्मतीकरणमित्यादि ८ अष्टधा ॥ मतिरवग्रहो दशधा ॥ १० ॥**

**અર્થ :-જે ધ્યાન-ભૂમિકામાં મતિનો અભાવ થાય, તેને 'નિર્મતીકરણ કહે છે. 'મતિ' શબ્દથી અહીં દસ પ્રકારનો અવગ્રહ સમજવો. પાંચ ઇંદ્રિય, છઠ્ઠું મન એટલાનો અર્થાવગ્રહ તથા મન અને ચક્ષુ વિના શેષ ચાર ઇન્દ્રિયોથી થતો વ્યંજનાવગ્રહ - એમ દસ પ્રકાર થાય છે.**

**વિવેચન**:-અહીં 'મતિ' શબ્દ દસ પ્રકારના અવગ્રહનો વાચક છે

ઇન્દ્રિયો અને મન સાથે પદાર્થનો સંપર્ક થતાં જે અવ્યક્ત બોધ થાય છે, તેને 'અવગ્રહ' કહે છે.

અવગ્રહના મુખ્ય બે પ્રકાર છે :

(૧) વ્યંજનાવગ્રહ અને (૨) અર્થાવગ્રહ.

કોઈ પણ પદાર્થનું જ્ઞાન ઉપકરણેન્દ્રિય* અને વિષયનો પરસ્પર સંબંધ થવાથી જ થાય છે, માટે ઉપકરણેન્દ્રિય અને વિષયના પરસ્પર સબંધને-સંયોગને વ્યંજન કહેવામાં આવે છે. ઉપકરણેન્દ્રિય અને વિષયનો પરસ્પર સંબંધ થતાં જે અત્યંત અવ્યક્ત જ્ઞાન થાય છે, તે 'વ્યંજનાવગ્રહ' છે

વ્યંજનાવગ્રહ થયા પછી 'કંઈક છે' એવું સામાન્ય જ્ઞાન થાય છે, તે 'અર્થાવગ્રહ' છે. વ્યંજનાવગ્રહમાં જ્ઞાનની લેશ પણ અભિવ્યક્તિ નથી થતી, અર્થાવગ્રહમાં 'કંઈક છે' એવા સામાન્ય જ્ઞાનની અભિવ્યક્તિ થાય છે

ઈહા, અપાય અને ધારણાના જ્ઞાન-વ્યાપારમાં ઇન્દ્રિય અને વિષયનો સંયોગ અપેક્ષિત નથી હોતો. તેમાં મુખ્યતયા માનસિક એકાગ્રતા અપેક્ષિત છે. જ્યારે અવ્યક્ત જ્ઞાનરૂપ 'અવગ્રહ' માં ઇન્દ્રિય અને વિષયના સયોગની અપેક્ષા રહે જ છે.

---

* દરેક ઇન્દ્રિયમાં રહેલી પોતપોતાના વિષયને ગ્રહણ કરવાની શક્તિને ઉપકરણેન્દ્રિય કહે છે.

મતિજ્ઞાન પાંચ ઇન્દ્રિયો અને મનની સહાયથી ઉત્પન્ન થાય છે ત્વચા, રસના, નાક, આંખ અને કાન- એ પાંચ ઇન્દ્રિયો છે એ પાંચ ઇન્દ્રિયો દ્વારા અનુક્રમે સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દનું મતિજ્ઞાન થાય છે

મતિજ્ઞાનમાં સર્વ પ્રથમ વિષય-વસ્તુ સાથે ઇન્દ્રિયનો સંબંધ થાય છે. તે પછી ઇન્દ્રિય સાથે જોડાયેલા જ્ઞાનતંતુઓ તરત મનને ખબર આપે છે. મન આત્માને ખબર આપે છે, આથી આત્મામાં તે વિષયનું મતિજ્ઞાન ઉત્પન્ન થાય છે. તેમાં ચક્ષુ અને મન વડે થતા મતિજ્ઞાનમાં વ્યંજનાવગ્રહ થતો નથી, પણ સીધો જ અર્થાવગ્રહ થાય છે, કારણ કે – ચક્ષુ અને મનના જ્ઞાન વ્યાપારમાં પદાર્થના સંયોગની આવશ્યકતા રહેતી નથી.

ચક્ષુ અને મન પદાર્થના સંબંધ-સંયોગ વિના જ પોતાના વિષયનો બોધ કરી શકે છે. આંખથી દૂર રહેલી વસ્તુને આંખ જોઇ શકે છે. હજારો-લાખો માઇલ દૂર રહેલી વસ્તુનું, મન ચિંતન કરી શકે છે-પણ સ્પર્શનેન્દ્રિય આદિ ચાર ઇન્દ્રિયો, પોતાના વિષયની સાથે સંબંધ થાય, તો જ તેનો બોધ કરી શકે છે.

આથી જ ચક્ષુ અને મનને અપ્રાપ્યકારી તથા સ્પર્શનેન્દ્રિય આદિ ચારને પ્રાપ્યકારી કહેવામાં આવે છે

'મતિ' શબ્દથી અહીં દસ પ્રકારના અવગ્રહનો અભાવ વિવક્ષિત છે. તે દસ પ્રકાર નીચે પ્રમાણે છે :—

(૧) સ્પર્શેન્દ્રિય અર્થાવગ્રહ,
(૨) રસનેન્દ્રિય અર્થાવગ્રહ,
(૩) ઘ્રાણેન્દ્રિય અર્થાવગ્રહ,
(૪) ચક્ષુરિન્દ્રિય અર્થાવગ્રહ,
(૫) શ્રોત્રેન્દ્રિય અર્થાવગ્રહ,
(૬) મન...અર્થાવગ્રહ,
(૭) સ્પર્શનેન્દ્રિય વ્યંજનાવગ્રહ,
(૮) રસનેન્દ્રિય વ્યંજનાવગ્રહ,
(૯) ઘ્રાણેન્દ્રિય વ્યંજનાવગ્રહ,
(૧૦) શ્રોત્રેન્દ્રિય વ્યંજનાવગ્રહ.

મન અને ઇન્દ્રિયોનો બાહ્ય પદાર્થો સાથેનો સંબંધ સર્વથા છૂટી જતા, સાધક આત્મસ્વરૂપમાં અત્યંત નિશ્ચળતાને પામે છે.

નિર્મતીકરણ આદિ આઠ પ્રકાર નીચે મુજબ છે :—

(૧) નિર્મતીકરણ,
(૨) મહા-નિર્મતીકરણ,
(૩) પરમ-નિર્મતીકરણ,
(૪) સર્વ-નિર્મતીકરણ.
(૫) નિર્મતીભવન,
(૬) મહા-નિર્મતીભવન,
(૭) પરમ-નિર્મતીભવન,
(૮) સર્વ-નિર્મતીભવન

## (૧૧) નિર્વિતર્કીકરણ

મૂળપાઠ:-निर्वितर्कीकरणमित्यादि ८ (अष्टधा) ॥ ईहोत्तर कालभावी,
अपायात् पूर्व ऊहो वितर्कः ।
"अरण्यमेतत् सवितास्तमागतः" इत्यादि ॥ ११ ॥

**અર્થ :–** નિર્વિતર્કીકરણ વગેરે આઠ પ્રકાર નીચે પ્રમાણે છેઃ–

| | |
|---|---|
| (૧) નિર્વિતર્કીકરણ, | (૫) નિર્વિતર્કીભવન, |
| (૨) મહા–નિર્વિતર્કીકરણ, | (૬) મહા–નિર્વિતર્કીભવન, |
| (૩) પરમ–નિર્વિતર્કીકરણ, | (૭) પરમ–નિર્વિતર્કીભવન, |
| (૪) સર્વ–નિર્વિતર્કીકરણ. | (૮) સર્વનિર્વિતર્કીભવન. |

વિતર્ક એટલે જે ઈહિા થયા પછી અને અપાય (નિશ્ચય) પૂર્વે (તર્ક) થાય છે, તેને વિતર્ક કહે છે.

દા.ત. આ અરણ્ય છે, સૂર્ય અસ્ત પામ્યો છે, અત્યારે અહીં માનવ હોવાનો સંભવ નથી : આ કારણોથી પ્રાયઃ પક્ષીઓવાળો અને રતિના પ્રિયતમ કામદેવના શત્રુ શિવના નામવાળો આ પદાર્થ (સ્થાણુ–ઝાડનું ઠૂંઠું) =૦ હોવો જોઈએ.

**વિવેચનઃ**–આ કરણમાં વિતર્કનો અભાવ થાય છે વિતર્કનો અર્થ છે, સુંદર યુક્તિપૂર્વક વિચારણા કરવી તે. તેનું બીજું નામ 'ઉહ' છે.

'ઈહા' ની પછી અને 'અવાય' ની પહેલાં વિતર્ક થાય છે. તેનું જ અહીં 'વિતર્ક' શબ્દથી ગ્રહણ થયું છે.

'પ્રમાણ નય તત્ત્વાલોક' ગ્રન્થમાં પરોક્ષ પ્રમાણના પાંચ પ્રકારોમાં 'તર્ક' નો એક સ્વતંત્ર પ્રમાણ તરીકે નિર્દેશ કર્યો છે, તેનું કારણ એ છે કે તર્કજ્ઞાનને પ્રમાણ ન માનવામાં આવે તો અનુમાન પ્રમાણની ઉત્પત્તિ થઈ શકતી નથી. તર્કથી ધુમાડા અને અગ્નિનો અવિનાભાવ સંબંધ નિશ્ચિત થઈ ગયા પછી જ ધુમાડાથી અગ્નિનું અનુમાન કરી શકાય છે – આ છે તર્કનું કાર્ય.

હવે 'તર્ક' શું છે તે વિચારીએ :–

'જ્યાં–જ્યાં ધુમાડો હોય છે, ત્યાં–ત્યાં અગ્નિ હોય છે' આ રીતે એક (હેતુ) ના સદ્‌ભાવમાં બીજાનો સદ્‌ભાવ હોવો તે અવિનાભાવ સંબંધને 'વ્યાપ્તિ' કહે છે.

આ અવિનાભાવ સંબંધ ત્રણે કાળ માટે હોય છે જે જ્ઞાનથી આ સબંધનો નિર્ણય થાય તેને 'તર્ક' કહે છે.

તર્કનું જ્ઞાન ઉપલંભ અને અનુપલંભથી ઉત્પન્ન થાય છે. ધુમાડાના સદ્‌ભાવમાં અગ્નિનો સદ્‌ભાવ એક સાથે જોવો તે ઉપલંભ છે અને અગ્નિના અભાવમાં ધુમાડાનો અભાવ જાણવો તે અનુપલંભ છે.

---

=० अरण्यमेतत् सविताऽस्तमागतो, न चाधुना सम्भवतीह मानवः ।
प्रायस्तदेतेन खगादिभाजा, भाव्यं रतिप्रियतमारिनाम्ना ॥ पद्य ॥ ७८ ॥

— विशेषावश्यक भाष्य : श्रीकोट्याचार्य टीका.

[ સંસ્કૃતમા ઠૂંઠાને ( સ્થાણુ ) કહે છે અને મહાદેવનુ બીજું નામ પણ 'સ્થાણુ' છે. મહાદેવે રતિના પતિ કામદેવને મારી નાખ્યો હોવાથો મહાદેવ કામદેવના શત્રુ છે અટલે ઉક્ત શ્લોકમાં 'रतिप्रियतमारिनाम्ना' આ પદમાં રતિના પતિના શત્રુ સમાન નામ ( સ્થાણુ ) વાળા તરીકે 'ઝાડના ઠૂંઠાનો ઉલ્લેખ કર્યો છે. ]

આમ વારંવાર ઉપલંભ અને અનુપલંભ થવાથી તે-તે પદાર્થના સંબંધનું અર્થાત્ વ્યાપ્તિનું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે તર્ક છે.

મતિજ્ઞાનના ભેદરૂપ ઈહા અને અપાયની વચ્ચે 'તર્ક'નું સ્થાન હોવાથી તે પણ મતિજ્ઞાનનો જ એક પ્રકાર છે. ઈહામાં થતા સંભાવનાત્મક જ્ઞાનને નિર્ણયાત્મક રૂપ આપવા જે યુક્તિ-પ્રયુક્તિઓની વિચારણા થાય છે, તે તર્ક છે.

"અરણ્યમેતત્..." આ શ્લોકમાં જે વાત અલંકારિક ભાષામાં રજૂ કરી છે તે આ છે :

કોઈ માણસ જંગલમાં ગયો અને ત્યાં જ સાંજ પડી ગઈ. તે સમયે દૂરથી ઝાડનું ઠૂંઠું દેખાતાં તેના મનમાં સ્વાભાવિક રીતે જ શંકા ઉત્પન્ન થઈ કે-'આ ઠૂંઠું હશે કે પુરુષ?' પછી તે તર્ક-વિતર્ક કરવા લાગે છે એક તો આ જંગલ છે, સૂર્ય પણ અત્યારે આથમી ગયો છે, માટે આ સ્થાને અને આ સમયે મનુષ્યની સંભાવના નથી : એટલે આ પક્ષીઓવાળુ ઝાડનું ઠૂંઠું હોવું જોઈએ.

આ રજૂઆતમાં પુરુષ હોવાની અસંભવિતતાને મજબૂત બનાવવા માટે જે યુક્તિઓ વિચારવામાં આવી તે તર્ક છે.

જે સાધક-યોગી નિર્વિકલ્પ સમાધિમાં આત્માના પરમાનંદને અનુભવે છે, તે તર્ક-વિતર્કથી પણ પર થઈ ગયેલ હોય છે, તેનું સમર્થન આ 'નિર્વિતર્કીકરણ' દ્વારા થાય છે.

આ કરણમાં તર્ક-વિતર્કનો સંપૂર્ણ અભાવ થવાથી દેહથી ભિન્ન આત્માના અસ્તિત્વનો પૂર્ણ નિશ્ચય જ નહિ, પણ સાક્ષાત્કાર અર્થાત્ અનુભવ, પૂર્વના કરણોથી વધુ નિશ્ચળ હોય છે.

## (૧૨) નિરુપયોગીકરણ

**મૂળપાઠ:**-उपयोगो वासनारूपस्तदभावो निरुपयोगीकरणम् ॥ १२ ॥
महा-परमादि विशेषणानि तथैव जघन्यसंयोगजभेदानि भावनीयानि ।
करण-भवनभेदोऽपि तथैव ९६ ॥ एवं करणानि ९६ ॥

**અર્થ** :- વાસનારૂપ જે 'ઉપયોગ' તેનો અભાવ, તે નિરુપયોગી કરણ છે.

આ કરણના તેમજ પૂર્વે કહેલા સર્વ કરણોના 'મહા-પરમ' આદિ વિશેષણોથી તેમજ તેના જઘન્ય વગેરે સંયોગથી થતા ભેદો પણ સમજી લેવા, તથા કરણ અને ભવનના ભેદો પણ પૂર્વવત્ જાણી લેવા.

નિરુપયોગી કરણ આદિ આઠ ભેદ નીચે પ્રમાણે છે:-

| | |
|---|---|
| (૧) નિરુપયોગીકરણ, | (૫) નિરુપયોગીભવન, |
| (૨) મહા-નિરુપયોગીકરણ, | (૬) મહા-નિરુપયોગીભવન, |
| (૩) પરમ-નિરુપયોગીકરણ, | (૭) પરમ-નિરુપયોગીભવન, |
| (૪) સર્વ-નિરુપયોગીકરણ. | (૮) સર્વ-નિરુપયોગીભવન. |

આ રીતે કરણના ૧૨×૮=૯૬ (છન્નુ) પ્રકાર છે.

**વિવેચનઃ**- આ પહેલાનાં સર્વ કરણોમા મતિજ્ઞાન અને તેની ઉત્પત્તિનાં સાધનોનો ઉત્ક્રમથી અભાવ બતાવવામાં આવ્યો છે.

આ છેલ્લા કરણમાં 'ધારણા' નો શેષ ત્રીજો ભેદ, 'વાસના' તેનો અભાવ જણાવ્યો છે.

અહીં 'ઉપયોગ' શબ્દથી 'વાસના' નું ગ્રહણ થયું છે તેનું કારણ એ છે કે– કોઇ પણ વિષયનો સતત ઉપયોગ અન્તર્મુહૂર્ત સુધી ટકી રહે છે, પણ વારંવાર એકને એક વિષયમાં આત્માનો ઉપયોગ રહેવાથી, તે વિષયના સંસ્કાર આત્મામાં પડી જાય છે આ સંસ્કારને જ 'વાસના' કહે છે.

આ વાસના કેટલાક જીવોને સંખ્યાતા વર્ષ સુધી અને કેટલાક જીવોને અસંખ્યાતા વર્ષ સુધી પણ હોઈ શકે છે.

'ધારણા' ના ત્રણ ભેદમાંથી અવિચ્યુતિ અને સ્મૃતિનો કાળ અન્તર્મુહૂર્તનો કહ્યો છે, જ્યારે વાસનાનો કાળ સંખ્યાતા અને અસંખ્યાતા વર્ષ સુધીનો બતાવ્યો છે,

મતિજ્ઞાનના સર્વ ભેદોમાં વાસનાની સહુથી વધુ સ્થિતિ-કાળમર્યાદા સહુથી વધુ હોવાથી જ તેનો અભાવ છેલ્લા કરણમાં બતાવવામાં આવ્યો હોય એમ સમજાય છે,

અનાદિ કાળથી અવિદ્યા અને મિથ્યાત્વ (વિપરીત બુદ્ધિ) ને આધીન જીવાત્મા પોતાના દેહને જ પોતાનું જ સ્વરૂપ માનીને, અર્થાત્ 'આ દેખાતું શરીર એ જ હું છું ' એ રીતે જડ દેહમાં ચૈતન્ય સ્વરૂપ આત્માની વિપરીત બુદ્ધિ કરીને દેહના સુખે સુખી અને દેહના દુઃખે દુઃખી બનતો આવ્યો છે. શરીરના જન્મ-જીવન અને મરણમાં પોતાના જન્મ-જીવન અને મરણને માનતો–અનુભવતો આવ્યો છે.

જન્મ-જન્માંતરોથી ચાલી આવતી દેહમાં આત્મભ્રાન્તિનો આ સંસ્કાર એટલો બધો દૃઢમૂળ બની ગયો કે દેહથી ભિન્ન એવા આત્મતત્ત્વના યથાર્થ સ્વરૂપનો વિચાર સુદ્ધાં એને કદી આવતો નથી.

જે ભવ્યાત્માને ભવસ્થિતિનો પરિપાક થવાથી સદ્ગુરુનો સમાગમ થાય છે, તેમના મુખે એ આદરપૂર્વક ધર્મનું શ્રવણ કરે છે; તેમજ તેના ઉપર નિયમિત મનન કરે છે, ત્યારે તેને દેહથી ભિન્ન આત્માનું યથાર્થ સ્વરૂપ જાણવા મળે છે અને આત્મ-સ્વરૂપની પ્રતીતિ કરવાની કંઇક રુચિ તેનામાં પ્રગટે છે – એ રુચિ અનુસાર એ આત્મપ્રતીતિકારક ધર્માનુષ્ઠાનોનું આસેવન કરે છે.

દેહ સાથેની એકતાનો અવિવેક – જે જન્મોજન્મથી પરિપુષ્ટ બન્યો હોય છે, તેનો ભેદ–નાશ કરોડો જન્મની ધર્મસાધના પછી પણ દુઃશક્ય છે એનું કારણ એ છે કે – અંદર પડેલા અવિવેકના ઘેરા સંસ્કારો એને શુદ્ધભાવે ધર્મ આરાધવા દેતા નથી.

દીર્ઘ કાળની એક કુટેવ જે રીતે માણસ ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપી દે છે, તે જ રીતે આ અવિવેક માણસને દેહભાવમાં જ જકડી રાખે છે

તેમ છતાં જે ભવ્યાત્મામાં આત્માનુભૂતિનો તીવ્ર તલસાટ જન્મે છે અને એને સફળ બનાવવા એ પરમાત્મ-ભક્તિ, સદ્ગુરુ સેવા, શાસ્ત્રાભ્યાસ, જીવ-મૈત્રી, પરોપકાર આદિ ગુણોમાં તથા યમ, નિયમ આદિના પાલનમાં સાચો પુરુષાર્થ કરે છે, ત્યારે દેવ–ગુરુની કૃપાથી એનો ધ્યાન–યોગમાં પ્રવેશ થાય છે. વળી ક્રમશઃ ધ્યાનાભ્યાસમાં આગળ વધતાં અપૂર્વકરણરૂપ મહા સમાધિની ભૂમિકામાં આવે છે, ત્યારે એ સાધકને દેહ–ભિન્ન પરમાનંદમય આત્માની અનુભૂતિની બે-ચાર સુભગ પળો સાંપડે છે, અર્થાત્ આત્મિક–આનંદનો આંશિક અનુભવ થાય છે.

આત્મામાં રહેલા અનાદિના અવિવેકના પેલા સંસ્કાર સામે વિવેકના આ તાજા અને પ્રાથમિક સંસ્કાર ટક્કર શી રીતે ઝીલી શકે ? એટલે અવિવેકનો વાયુ વછૂટતાં વિવેકરૂપી દીપકનો પ્રકાશ ઓલવાઈ જાય છે અને જીવાત્મા પુનઃ ભ્રાન્ત–દશામાં પછડાય છે.

આ રીતે વિવેક-અવિવેક વચ્ચેનું ઘર્ષણ ઘણા સમય સુધી ચાલુ જ રહે છે.

જે સાધક કુસંસ્કારોથી સતત સાવધાન રહે છે, અર્થાત્ તેના પાશમાં ફસાતો નથી તે વિવેકના દિવ્ય પ્રકાશ દ્વારા બહિરાત્મભાવનો ત્યાગ કરી અંતરાત્મભાવમાં સ્થિર બની, પરમાત્મ-સ્વરૂપની ભાવનાથી પોતાના આત્માને ભાવિત કરવામાં સફળ થાય છે.

સત્-ચિત્-આનંદમય જે પૂર્ણ શુદ્ધ સ્વરૂપ પરમાત્માનું છે, સત્તાએ એવું જ સ્વરૂપ મારા આત્માનું છે. પરમાત્મા અને મારા આત્મા વચ્ચે તત્ત્વતઃ કોઈ ભેદ નથી. જે ભેદ જણાય છે તે પણ સોપાધિક છે અને બંનેનું નિરુપાધિક સ્વરૂપ એક સરખું છે-મૌલિક છે.

આ રીતે સ્વાત્મામાં પરમાત્મભાવનું અભેદ પ્રણિધાન જેમ-જેમ દૃઢ, દૃઢતર થતું જાય છે. તેમ-તેમ ધ્યાતા-આત્માના પ્રદેશે-પ્રદેશે 'સોઽહં', સોઽહં'નો અંતર્નાદ ગૂંજી ઊઠે છે.

તાત્પર્ય કે – દેહદૃષ્ટિ વડે આત્માને જોવો તે ભારે અવિવેક છે આત્માનું યથાર્થ દર્શન પરમાત્માની આંખે જોવાથી જ થાય છે. આ આંખ ઉક્ત પ્રણિધાનની પરિપૂર્ણ પરિણતિના પ્રબળ પ્રભાવે ઊઘડે છે અને ત્યારે 'ભોર ભયો...નો મર્મ અનુભવગોચર થાય છે.

જે ભવ્યાત્મામાં અપુનર્બંધક અવસ્થાથી બીજરૂપે ધ્યાન-યોગનો આરંભ થયો હોય છે, તે સમ્યગ્-દર્શન, અવિરત, વિરત, પ્રમત્ત, અપ્રમત્ત આદિ ગુણસ્થાનકોમાં ઉત્તરોત્તર વિકાસશીલ અવસ્થાને પામતો જાય છે.

ઉન્મનીકરણ આદિ અગિયાર કરણોની ભૂમિકા સુધીના વિકસિત ધ્યાન-યોગમાં સાધકને ક્રમશઃ વિશુદ્ધ-વિશુદ્ધતર આત્માનુભૂતિનો પ્રકાશ પ્રાપ્ત થતો જાય છે

અગિયારમા ગુણસ્થાનકમાં ઉપશમ શ્રેણિ ઉપર આરૂઢ થયેલા ચૌદ પૂર્વધર આદિ મહામુનિઓ ચારિત્રની નિર્મળ આરાધના સાથે સુવિશુદ્ધ ધ્યાનની ભાવધારામાં આગળ વધતાં જો જરા પણ સાવધાની ગુમાવે છે, તો શેષ રહેલા મોહના સૂક્ષ્મ સંસ્કારો તેમની સાધનામાં વિક્ષેપ ઊભો કરી દે છે અને ભ્રાન્તિની જાળમાં ફસાવી તેમને ગુણશ્રેણિથી ભ્રષ્ટ કરી દે છે.

જો કે એક વાર પણ જે ભવ્યાત્માને આત્માનો આંશિક અનુભવ થઇ ગયો હોય છે 'સમ્યગ્ દર્શનની સ્પર્શના થઈ હોય છે) તે મોહવશાત્ ભ્રાન્ત બની જાય, તો પણ તેના આત્માની પૂર્ણ-શુદ્ધ અવસ્થાનું પ્રગટીકરણ અર્ધપુદ્ગલ પરાવર્ત-કાળમાં અવશ્ય થાય જ છે.

ઉપશમ અને ક્ષાયોપશમિક ભાવની અવસ્થા ઔદયિક ભાવનું જોર વધતાં ચાલી જાય છે, પરંતુ જ્યારે સૂક્ષ્મ સંસ્કારરૂપ દર્શનમોહનો સર્વથા નાશ થાય છે, ત્યાર પછી પતનની સંભાવના રહેતી નથી. ક્ષાયિક ભાવનું સમ્યગ્ દર્શન થયા પછી અર્થાત્ આત્માનુભૂતિમાં બાધક દર્શનમોહનો ક્ષય થયા પછી સાધક બહુ નજીકના ભવિષ્યમાં જ પૂર્ણ-શુદ્ધ આત્મસ્વરૂપનો સ્વામી બને છે.

નિરુપયોગીકરણની ભૂમિકામાં વાસનારૂપ ઉપયોગનો અર્થાત્ આત્મામા પડેલા મોહાદિકના સંસ્કારોનો અભાવ થઈ જાય છે. તેથી, ફરીને દેહમાં આત્મભ્રાન્તિ થવાની સંભાવના રહેતી નથી. આત્મા આત્માને આત્મજ્ઞાન વડે આત્મામાં જ અનુભવે એવી ઉચ્ચ સ્થિતિનું નિર્માણ આ કરણમાં થાય છે.

પૂર્વનાં કરણોમાં સત્તાગત મોહાદિક સંસ્કારોના ઉદ્બોધનની જે શક્યતા ઊભી હતી તે અહીં નિર્મૂળ થાય છે.

## ધ્યાનના ભેદ-પ્રભેદોની વિશાળતા

મૂળપાઠઃ—करणैर्गुणिता ध्यान( २४ )भेदाः २३०४ ।
एते करणयोगैः षण्णवतिसंख्यैर्गुणिताः २,२१,१८४ ॥
भवनयोगैरप्येवं भेदाः, उभयं ४,४२,३६८ ॥

उक्तं च—
" चत्तारि सयसहस्सा बायालीसं भवे सहस्साइं ।
तिन्नि सया अडसट्ठा नेया छउमत्थझायाणं ॥"

**અર્થ**:—ઉપરોક્ત કરણના ૧૨×૮=૯૬ (છન્નુ) ભેદો સાથે ધ્યાનના ચોવીસ ભેદોને પણ ગુણતાં ૯૬×૨૪=૨૩૦૪ થાય છે. તેને (છન્નુ) કરણયોગ વડે ગુણતાં ૨,૨૧,૧૮૪ ભેદો થાય છે. એ જ રીતે ૨૩૦૪ને ૯૬ (છન્નુ) ભવનયોગ વડે ગુણતાં પણ ૨,૨૧,૧૮૪ ભેદો થાય છે.

આ બંને મળીને કુલ ૪,૪૨,૩૬૮ ધ્યાનભેદો થાય છે,

કહ્યું પણ છેઃ-

"ચાર લાખ, બેતાળીસ હજાર, ત્રણસો અને અડસઠ એ છદ્મસ્થ ધ્યાનના પ્રકારો જાણવા."

**વિવેચન**-આત્માની મુખ્ય બે શક્તિ છેઃ (૧) યોગ(ક્રિયા)શક્તિ અને (૨) ઉપયોગ(જ્ઞાન)-શક્તિ ° પ્રણિધાન આદિ છન્નુ યોગ પ્રકારોમા પ્રધાનતયા યોગ(ક્રિયા)શક્તિની અને ઉન્મનીકરણ આદિ છન્નુ કરણોમાં પ્રધાનતયા ઉપયોગ(જ્ઞાન)શક્તિની ઉત્તરોત્તર વિશેષ પ્રબળતા હોય છે.

ધ્યાન-સાધનામાં વપરાતી આ બંને પ્રકારની શક્તિઓની મંદતા અને તીવ્રતા અનુસાર ધ્યાનમાં પણ મદતા-તીવ્રતા હોય છે. યોગ અને ઉપયોગ શક્તિના આ તારતમ્યને લઈને જ ચોવીસ ધ્યાનના કુલ ૪, ૪૨, ૩૬૮ ભેદ થાય છે તે આ રીતે - ધ્યાનના ચોવીસ પ્રકારોનો ૯૬ પ્રકારના પ્રણિધાનયોગ આદિ સાથે અને ૯૬ પ્રકારના ઉન્મની કરણ આદિ સાથે સંબંધ હોવાથી ૨૪ ધ્યાન ભેદોને ૯૬ પ્રકારના કરણ સાથે ગુણતાં ૨૪×૯૬=૨૩૦૪ ભેદ થાય છે. આ ૨૩૦૪ ને ૯૬ કરણયોગ સાથે ગુણતાં ૨૩૦૪×૯૬=૨,૨૧,૧૮૪ ભેદ થાય છે.

આ જ પ્રમાણે ૨૪ (ધ્યાન) × ૯૬ (કરણ) =૨૩૦૪ ભેદને ૯૬ પ્રકારના ભવનયોગ સાથે ગુણવાથી પણ ૨૩૦૪ × ૯૬ (ભવનયોગ) = ૨,૨૧,૧૮૪ થાય છે અને તે બન્ને મળીને કુલ ધ્યાન ભેદો-૪,૪૨,૩૬૮ થાય છે.

આ વિશાળ ભેદ સંખ્યા ભિન્ન-ભિન્ન પ્રકારના સાધકોની અપેક્ષાએ સારી રીતે ઘટી શકે છે. સમુદિત ૨૪ ધ્યાન ભેદોની અપેક્ષાએ ધ્યાનના કુલ ૪,૪૨, ૩૬૮ ભેદ વિચાર્યા. હવે તેમાંથી એક-એક ધ્યાન-ભેદની અપેક્ષાએ થતા ૧૮,૪૩૨ ભેદનો વિચાર કરીએ જેથી સમુદિત ૨૪ ધ્યાન ભેદોને સમજવામાં સરળતા થશે.

---

° योगोपयोगौजीवेषु । -तत्त्वार्थसूत्र ॥ ४४-५ ॥

૨૪ ધ્યાન ભેદોમાં પ્રથમ ભેદ 'ધ્યાન'-(આજ્ઞા-વિચયાદિરૂપ ધર્મધ્યાન) ને ૯૬ પ્રકારના યત્નપૂર્વક થતા કરણયોગ સાથે ગુણતાં ૧×૯૬=૯૬ ભેદ થાય છે, તેને ૯૬ પ્રકારના ઉન્મનીકરણ આદિ સાથે ગુણતાં ૯૬×૯૬=૯૨૧૬ ભેદ થાય છે.

એ જ રીતે સહજ ભાવે થતા ભવનયોગની અપેક્ષાએ પણ ૯૨૧૬ ભેદ થાય છે. ૧×૯૬ (ભવનયોગ) = ૯૬×૯૬ (કરણ) = ૯૨૧૬ થાય છે. તે બન્ને મળીને એક ધ્યાનના કુલ ભેદ, ૧૮,૪૩૨ થાય છે, તેમાં કરણયોગની અપેક્ષાએ થતા ૯૬ ધ્યાન ભેદો આ પ્રમાણે છે:—

(૧) જઘન્ય અશુભયોગથી નિવૃત્ત સાધકનું (આજ્ઞાવિચયાદિરૂપ) ધર્મધ્યાન એ પ્રણિધાનયોગ યુક્ત ધ્યાન છે
(૨) મધ્યમ „ „ „ , પ્રણિધાન–મહાયોગ „ „
(૩) ઉત્કૃષ્ટ „ „ „ „ પ્રણિધાન–પરમયોગ „ „
(૪) જઘન્ય શુભ યોગમાં પ્રવૃત્ત સાધકનું ધર્મ ધ્યાન એ સમાધાનયોગ યુક્ત ધ્યાન છે.
(૫) મધ્યમ „ „ „ „ સમાધાન–મહાયોગ „ „
(૬) ઉત્કૃષ્ટ „ „ „ „ સમાધાન–પરમયોગ „ „
(૭) જઘન્ય મધ્યસ્થ ભાવથી યુક્ત સાધકનું „ સમાધિયોગ „ „
(૮) મધ્યમ „ „ „ „ સમાધિ–મહાયોગ „ „
(૯) ઉત્કૃષ્ટ „ „ „ „ સમાધિ–પરમયોગ „ „
(૧૦) જઘન્ય ઉચ્છ્વાસનિરોધથી યુક્ત સાધકનુ „ કાષ્ઠ યોગ „ „
(૧૧) મધ્યમ „ „ „ „ કાષ્ઠા–મહાયોગ „ „
(૧૨) ઉત્કૃષ્ટ „ „ „ „ કાષ્ઠા–પરમયોગ „ „

યોગના મુખ્ય ૮ પ્રકાર છે. તેમાં પ્રથમ પ્રકાર-'યોગ'ના બાર ભેદ ઉપર મુજબ છે. એ જ રીતે શેષ સાત પ્રકાર-વીર્ય, સ્થામ, ઉત્સાહ, પરાક્રમ, ચેષ્ટા, શક્તિ અને સામર્થ્યની અપેક્ષાએ પણ દરેકના બાર-બાર પ્રકાર ઉપર મુજબ સમજવા

આ રીતે પ્રથમ ધ્યાન (ધર્મધ્યાન), યોગાદિ આઠના બાર–બાર પ્રકારો સાથે ગુણવાથી ૮×૧૨ =૯૬ પ્રકારનું થાય છે તે પ્રયત્નપૂર્વક થતાં કરણયોગની અપેક્ષાએ સમજવું.

આ ૯૬ ધ્યાન પ્રકારોમાં ઉત્તરોત્તર યોગ શક્તિની પ્રબળતા હોય છે એટલે કે 'યોગ' કરતાં વીર્યની શક્તિ વધુ પ્રબળ હોય છે અને વીર્યથી સ્થામ વધુ પ્રબળ હોય છે – આ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી પ્રબળતામાં મુખ્ય કારણ તેનાં વિશિષ્ટ આલંબનો છે.

## ૯૬ કરણની અપેક્ષાએ ૯,૨૧૬ ધ્યાન ભેદો

કરણયોગની અપેક્ષાએ પ્રથમ 'ધ્યાન'ના જે ૯૬ ભેદ વિચાર્યા, તે પ્રત્યેકના ૯૬ પ્રકાર ઉન્મની કરણ આદિની અપેક્ષાએ થતાં હોવાથી તેના કુલ ૯,૨૧૬ ભેદ થાય તે આ પ્રમાણે છે

(૧) પૂર્વોક્ત ૯૬ ધ્યાનભેદો જ્યારે જઘન્ય પ્રકારની નિર્વિકલ્પ અવસ્થાને પામે છે, ત્યારે તે ઉન્મની કરણયુક્ત કહેવાય છે.
(૨) „ ૯૬ „ મધ્યમ „ „ „ „ મહોન્મનીકરણ „
(૩) „ ૯૬ „ ઉત્કૃષ્ટ „ „ „ „ પરમોન્મનીકરણ „
(૪) „ ૯૬ „ મિશ્ર „ „ „ „ * સર્વોન્મનીકરણ „
(૫) „ ૯૬ „ જઘન્ય „ „ „ „ ઉન્મનીભવન „
(૬) „ ૯૬ „ મધ્યમ „ „ „ „ મહોન્મનીભવન „
(૭) „ ૯૬ „ ઉત્કૃષ્ટ „ „ „ „ પરમોન્મનીભવન „
(૮) „ ૯૬ „ મિશ્ર „ „ „ „ * સર્વોન્મનીભવન „

કુલ ૭૬૮

---

* ફૂટનોટ આગળના પૃષ્ઠ પર છે.

આ રીતે પ્રથમ ઉન્મનીકરણના આઠ પ્રકારો સાથે પૂર્વોક્ત ૯૬ ધ્યાન ભેદને ગુણવાથી કુલ ૭૬૮ થય તે જ રીતે નિશ્ચિનીકરણ આદિ પ્રત્યેક કરણની અપેક્ષાએ પણ ૭૬૮-૭૬૮ એવા ભેદ થાય છે

પૂર્વોક્ત ૯૬ ધ્યાન પ્રકારોને બીજા નિશ્ચિત્તીકરણના ૮ ભેદ વડે ગુણતા ૭૬૮ ભેદ થાય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ૯૬ | ,, | ત્રીજા નિશ્ચેતનીકરણના | ,, ૭૬૮ | ,, |
| ,, | ૯૬ | ,, | ચોથા નિઃસંજ્ઞીકરણના | ,, ૭૬૮ | ,, |
| ,, | ૯૬ | ,, | પાંચમા નિર્વિજ્ઞાનીકરણના | ,, ૭૬૮ | ,, |
| ,, | ૯૬ | ,, | છઠ્ઠા નિર્ધારણીકરણના | ,, ૭૬૮ | ,, |
| ,, | ૯૬ | ,, | સાતમા વિસ્મૃતીકરણના | ,, ૭૬૮ | ,, |
| ,, | ૯૬ | ,, | આઠમા નિર્બુદ્ધીકરણના | ,, ૭૬૮ | ,, |
| ,, | ૯૬ | ,, | નવમા નિરીહીકરણના | ,, ૭૬૮ | ,, |
| ,, | ૯૬ | ,, | દસમા નિર્મતીકરણના | ,, ૭૬૮ | ,, |
| ,, | ૯૬ | ,, | અગીયારમા નિર્ચિંતકીંકરણના | ,, ૭૬૮ | ,, |
| ,, | ૯૬ | ,, | બારમા નિરુપયોગીકરણના | ,, ૭૬૮ | ,, |
| | | | | ૯,૨૧૬ ભેદ થાય છે. | |

## ભવનયોગની અપેક્ષાએ ૯૨૧૬ ભેદ

પ્રયત્નપૂર્વક થતા કરણયોગની અપેક્ષાએ જેવી રીતે પ્રથમ 'ધ્યાન' ભેદના ૯૨૧૬ કુલ ભેદ થાય છે, તેવી જ રીતે પ્રયત્ન વિના સહજભાવે થતા ભવનયોગની અપેક્ષાએ પણ પ્રથમ 'ધ્યાન' ભેદના ૯૨૧૬ ભેદ થાય છે.

ધર્મધ્યાન ભવનયોગ ઉન્મનીકરણ

૧ × ૯૬ = ૯૬ × ૯૬ = ૯૨૧૬

આ રીતે કરણયોગ અને ભવનયોગની અપેક્ષાએ થતાં ૯૨૧૬-૯૨૧૬ ભેદ મળીને કુલ ૧૮,૪૩૨ ભેદો પ્રથમ 'ધ્યાન'ના થાય છે. તે રીતે શેષ પરમધ્યાન, શૂન્ય, પરમશૂન્ય આદિ ત્રવીસ ધ્યાન ભેદોના પ્રત્યેકના પણ ૧૮,૪૩૨ ભેદ થાય છે. તે આ પ્રમાણે—

## પરમધ્યાન આદિ ૨૩ ધ્યાનોની અપેક્ષાએ ધ્યાનભેદો :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| (૨) પરમધ્યાનના | કરણયોગની અપેક્ષાએ | ૯૨૧૬ | અને ભવનયોગની | અપેક્ષાએ | ૯૨૧૬=૧૮૪૩૨ | ભેદ જાણવા. |
| (૩) શૂન્યના | ,, | ,, ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૪) પરમશૂન્યના | ,, | ,, ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૫) કલાના | ,, | ,, ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |

: પ્રયત્નપૂર્વક થતાં કરણયોગના ૯૬ ધ્યાન પ્રકારોમાં નિર્વિકલ્પ અવસ્થા બન્ને રીતે પ્રાપ્ત થઇ શકે છે. એટલે કે–ઉન્મનીકરણના આઠ ભેદોમાં પ્રથમના ચાર ભેદ પ્રયત્નપૂર્વક પ્રાપ્ત થતી ધ્યાનની નિર્વિકલ્પ અવસ્થાના સૂચક છે અને ઉન્મનીભવન આદિ ચાર ભેદ એ પ્રયત્ન વિના સહજભાવે પ્રગટતી ધ્યાનની નિર્વિકલ્પ અવસ્થાના દ્યોતક છે. તેમજ સર્વોન્મનીકરણ અને સર્વોન્મનીભવન આ બન્ને ભેદ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ–આ ત્રણે પ્રકારોના મિશ્રણવાળું હોય છે. બાકીનાં બધાં કરણોમાં પણ આ રીતે સમજવું.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| (૬) પરમકલાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૭) જ્યોતિના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૮) પરમજ્યોતિના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૯) બિન્દુના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૦) પરમબિન્દુના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૧) નાદના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૨) પરમનાદના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૩) તારાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૪) પરમતારાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૫) લયના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૬) પરમલયના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૭) લવના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૮) પરમલવના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૯) માત્રાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૦) પરમમાત્રાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૧) પદના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૨) પરમપદના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૩) સિદ્ધિના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૪) પરમસિદ્ધિના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |

આ રીતે ૨૪×૧૮૪૩૨=૪,૪૨,૩૬૮ કુલ ધ્યાનના ભેદો થાય છે જેમાં છદ્મસ્થ જીવોની અપેક્ષાએ સંભવતા સમસ્ત ધ્યાનપ્રકારોનો સમાવેશ થઈ જાય છે.

## યોગનાં આલંબનો

**મૂળપાઠઃ**—योगो विरियं० इत्यादि यो योग उक्तस्तस्यालम्बनानि २९० ॥

तत्र मनोयोगः, 'जणवयसम्मय' इत्यादि भाषाः ४२,
'कालतियं' इत्यादि १६, उभयं ५८ ।
तत आसां मनश्चिन्तनावसरे मनोयोगत्वम् ५८,
भाषणावसरे भाषायोगत्वम् ५८ ॥
औदारिककाययोगो द्वात्रिंशद्भेदो जीवभेदात्-

**અર્થ**:—'યોગો વિરિયં૦' ઇત્યાદિ ગાથા દ્વારા જે યોગ કહેવામાં આવ્યો છે, તેનાં આલંબનો ૨૯૦ છે. તેમાં મનોયોગ આ પ્રમાણે સમજવોઃ

* जणवय-सम्मय-ठवणा नामे रूवे पडुच्च सच्चे अ ।
ववहार-भाव-जोगे दसमे ओवम्मसच्चे अ ॥ २७३ ॥

* આ ગાથાના અર્થ માટે જુઓ પરિશિષ્ટ નંબર ૮.

कोहे माणे माया लोभे पेज्जे तहेव दोसे अ ।
हासभए अक्खाइय उवधाए निस्सिआ दसमा ॥ २७४ ॥
उप्पन्नविगयमीसग जीवमजीवे अ जीवअज्जीवे ।
तहऽणंतमीसगा खलु परित्त अद्धा अ अद्धद्धा ० ॥२७५॥
आमंतणि आणवणी जायणि तह पुच्छणी अ पन्नवणी ।
पच्चक्खाणी भासा मासा इच्छाणु लोभा अ ॥२७६॥
अणभिग्गहिआ भासा भासा अ अभिग्गहम्मि बोद्धव्वा ।
संसयकरणी भासा वाडय अव्वायडा चेव ॥ २७७ ॥

—શ્રી દશવૈકાલિક નિર્યુક્તિ; પૃ. ૪૧૬

આ ગાથાઓ અનુસાર ભાષાના બેતાલીસ પ્રકારો તેમજ 'कालतिय' ◈ ઇત્યાદિ ગાથાનુસાર સોળ પ્રકારો થાય છે[૫૪] આ બંને મળીને અઠ્ઠાવન પ્રકારો થાય છે. આ બધા પ્રકારોનો મનથી ચિંતન કરતી વખતે અઠ્ઠાવન પ્રકારનો મનોયોગ બને છે અને બોલતી વખતે અઠ્ઠાવન પ્રકારનો ભાષાયોગ બને છે.

---

० ૨૭૫મી ગાથા સિવાયની આ સર્વ ગાથાઓ 'શ્રી પન્નવણાસૂત્ર'ના ૧૧મા ભાષાપદમાં, ૧૬૫-મા સૂત્રમાં પણ છે

◈ 'શ્રી બૃહત્ કલ્પસૂત્ર'ની શ્રી મલયગિરિસૂરિ વિરચિત ટીકામા આ ગાથા જોવા મળે છે તે પાઠ માટે જુઓ પરિશિષ્ટ નં. ૮.

૫૪. "श्री-बृहत्-कल्प सूत्र"ની શ્રી મલયગિરિસૂરિકૃત ટીકામાં વચનના સોળ ભેદ આ પ્રમાણે છે :

तानि च षोडश वचनान्यमूनि –
लिंगतियं वयणतियं. कालतियं तह परुक्ख पच्चक्खं ।
उवणय-ऽवणयचउक्कं, अज्झत्थियय़ं तु सोलसम ॥

अस्या(अ)क्षरगमनिका-'लिंगत्रयम्'-इयं स्त्री, अयं पुमान्, इदं कुलम्। 'वचनत्रिकम्'-एकवचनं, द्विवचनं, बहुवचनमिति ।'
'कालत्रिकम्'-अकरोत्, करोति, करिष्यति च ।
'परोक्ष वचनं'-यथा स इति ।
'प्रत्यक्षवचनं' एष इति ।
'उपनयः'—स्तुतिः ।
'अपनयः। निन्दा तयोश्चतुष्कमुपनया-उपनयचतुष्कम्.-यथा रूपवती स्त्रीत्युपनयवचनम्ः कुरूपा स्त्रीत्यपनयवचनम्ः रूपवती स्त्री किन्तु दुःशीलेत्युपनयाऽपनयवचनम्, कुरूपा स्त्री किन्तु सुशीलेत्यपनयोपनयवचनम्। तथा अन्यच्चेतसि निधाय विप्रतारकबुद्धया अन्यद् भिभणिषुरपि सहसा यच्चेतसि तदेव यद् वक्ति तत् षोडशमध्यात्मवचनम् ॥ १६४ ॥ पीठिका पृ. ५० ।

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| (૬) પરમકલાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૭) જ્યોતિના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૮) પરમજ્યોતિના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૯) બિન્દુના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૦) પરમબિન્દુના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૧) નાદના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૨) પરમનાદના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૩) તારાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૪) પરમતારાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૫) લયના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૬) પરમલયના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૭) લવના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૮) પરમલવના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૧૯) માત્રાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૦) પરમમાત્રાના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૧) પદના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૨) પરમપદના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૩) સિદ્ધિના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |
| (૨૪) પરમસિદ્ધિના | ,, | ,, | ૯૨૧૬ | ,, | ,, | ૯૨૧૬=૧૮૪૩૨ | ,, |

આ રીતે ૨૪×૧૮૪૩૨=૪,૪૨,૩૬૮ કુલ ધ્યાનના ભેદો થાય છે જેમાં છદ્મસ્થ જીવોની અપેક્ષાએ સંભવતા સમસ્ત ધ્યાનપ્રકારોનો સમાવેશ થઈ જાય છે.

## યોગનાં આલંબનો

**મૂળપાઠઃ**—योगो विरियं० इत्यादि यो योग उक्तस्तस्यालम्बनानि २९० ॥

तत्र मनोयोगः, 'जणवयसम्मय' इत्यादि भाषाः ४२,

'कालतियं' इत्यादि १६, उभयं ५८ ।

तत आसां मनश्चिन्तनावसरे मनोयोगत्वम् ५८,

भाषणावसरे भाषायोगत्वम् ५८ ॥

औदारिककाययोगो द्वात्रिंशद्भेदो जीवभेदात्–

**અર્થ**—'યોગો વિરિયં૦' ઇત્યાદિ ગાથા દ્વારા જે યોગ કહેવામાં આવ્યો છે, તેનાં આલંબનો ૨૯૦ છે. તેમાં મનોયોગ આ પ્રમાણે સમજવો:

* जणवय-सम्मय-ठवणा नामे रूवे पडुच्च सच्चे अ ।
ववहार-भाव-जोगे दसमे ओवम्मसच्चे अ ॥ २७३ ॥

* આ ગાથાના અર્થ માટે જુઓ પરિશિષ્ટ નંબર ૮.

कोहे माणे माया लोभे पेज्जे तहेव दोसे अ ।
हासभए अक्खाइय उवधाए निस्सिआ दसमा ॥ २७४ ॥
उप्पन्नविगयमीसग जीवमजीवे अ जीवअज्जीवे ।
तहऽणंतमीसगा खलु परित्त अद्धा अ अद्धद्धा ० ॥२७५॥
आमंतणि आणवणी जायणि तह पुच्छणी अ पन्नवणी ।
पच्चक्खाणी भासा भासा इच्छाणु लोमा अ ॥२७६॥
अणभिग्गहिआ भासा भासा अ अभिग्गहम्मि बोद्धव्वा ।
संसयकरणी भासा वाडय अव्वायडा चेव ॥ २७७ ॥

—શ્રી દશવૈકાલિક નિર્યુક્તિ; પૃ ૪૧૬

આ ગાથાઓ અનુસાર ભાષાના બેતાલીસ પ્રકારો તેમજ 'कालतिय' ◆ ઇત્યાદિ ગાથાનુસાર સોળ પ્રકારો થાય છે.[૫૪] આ બંને મળીને અઠ્ઠાવન પ્રકારો થાય છે. આ બધા પ્રકારોનો મનથી ચિંતન કરતી વખતે અઠ્ઠાવન પ્રકારનો મનોયોગ બને છે અને બોલતી વખતે અઠ્ઠાવન પ્રકારનો ભાષાયોગ બને છે.

---

० ૨૭૫મી ગાથા સિવાયની આ સર્વ ગાથાઓ 'શ્રી પન્નવણાસૂત્ર'ના ૧૧મા ભાષાપદમાં, ૧૬૫-મા સૂત્રમાં પણ છે

◆ 'શ્રી બૃહત્ કલ્પસૂત્ર'ની શ્રી મલયગિરિસૂરિ વિરચિત ટીકામા આ ગાથા જોવા મળે છે તે પાઠ માટે જુઓ પરિશિષ્ટ નં. ૮.

૫૪. "श्री-बृहत्-कल्प सूत्र"ની શ્રી મલયગિરિસૂરિકૃત ટીકામાં વચનના સોળ ભેદ આ પ્રમાણે છે :

तानि च षोडश वचनान्यमूनि –
लिंगतियं वयणतियं. कालतियं तह परुक्ख पच्चक्खं ।
उवणय-ऽवणयचउक्कं, अज्झत्थियं तु सोलसम ॥

अस्या( अ )क्षरगमनिका-'लिंगत्रयम्'-इयं स्त्री, अयं पुमान्, इदं कुलम् । 'वचन त्रिकम्'-एकवचनं, द्विवचनं, बहुवचनमिति ।'

'कालत्रिकम्'-अकरोत्, करोति, करिष्यति च ।

'परोक्ष वचनं'-यथा स इति ।

'प्रत्यक्षवचनं' एष इति ।

'उपनयः'—स्तुतिः ।

'अपनयः। निन्दा तयोश्चतुष्कमुपनया-उपनयचतुष्कम्,-यथा रूपवती स्त्रीत्युपनयवचनम्ः कुरूपा स्त्रीत्यपनयवचनमः रूपवती स्त्री किन्तु दुःशीलेत्युपनयाऽपनयवचनम्, कुरूपा स्त्री किन्तु सुशीलेत्यपनयोपनयवचनम्। तथा अन्यच्चेतसि निधाय विप्रतारकबुद्धया अन्यद् विभणिषुरपि सहसा यच्चेतसि तदेव यद् वक्ति तत् षोडशमध्यात्मवचनम् ॥ १६४ ॥ पीठिका पृ. ५० ।

મૂળપાઠઃ-"पुढवी-दग-अगणि-मारुय-वणस्सइऽणंता पणिंदिया चउहा ।
वणपत्तेया विगला दुविहा सव्वे वि बत्तीसं ॥"

तत्र पृथिव्यप् तेजो-वाय्वनन्तकायिकाः सूक्ष्म-बादरपर्याप्ताऽपर्याप्तभेदाश्चतुर्धा। संज्ञ्य-संज्ञिपर्याप्ताऽपर्याप्तभेदात् पंचेन्द्रियाश्चतुर्धा। प्रत्येकवनस्पति-विकलेन्द्रियाः पर्याप्ताऽपर्याप्तभेदाः ।

वैक्रियं पञ्चविंशतिधा । सप्तानां नारकभेदानां पर्याप्ताऽपर्याप्तभेदेन चतुर्दश । वायुकायिकानां पञ्चेन्द्रियतिरश्चां मनुष्याणां च एकैकम् । देवानां चतुर्विधानां पर्याप्तापर्याप्त भेदेनाष्टौ-एव २५ ।

आहारकं चैकविधम् । एवं कायत्रयस्यापि भेदाः ५८। एतदन्तर्गतत्वात् तैजसस्यापि ५८ । एवं कार्मणस्यापि ५८ । एवमालम्बनानि ॥२९०॥

अत्र मनःप्रभृतीनि योगप्रासादारोहणालम्बनानि यथा वा रङ्गदानाय वस्त्रे पाशः क्रियते।

**અર્થ**:—પૃથ્વી, અપ્, તેઉ, વાયુ, સાધારણ વનસ્પતિ અને પંચેન્દ્રિય એ સર્વ ચાર-ચાર પ્રકારે છે પ્રત્યેક વનસ્પતિ અને વિકલેન્દ્રિય (બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય) બબ્બે પ્રકારે છે. સર્વ મળીને ૩૨ ભેદ થાય છે. [૬×૪=૨૪; (૧+૩) ૨=૮;૨૪+૮= ૩૨ ભેદો થાય છે.]

અથવા પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને અનંતકાય-એ પાંચે સૂક્ષ્મ તથા બાદર અને પર્યાપ્તા તથા અપર્યાપ્તા એમ ચાર ભેદોથી વીસ પ્રકારે છે

પંચેન્દ્રિયના સંજ્ઞી, અસંજ્ઞી, પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ ચાર ભેદો છે.

પ્રત્યેક વસ્પતિકાય તથા વિકલેન્દ્રિય-અર્થાત્ બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય તે ચારેના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે ભેદો હોવાથી તેના આઠ પ્રકારે છે. (૨૦+૪+૮=૩૨)

વૈક્રિયયોગ પચીસ પ્રકારે છે. નારકી-જીવોના સાત ભેદ છે તે દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત બે ભેદ હોવાથી બધા મળીને ચૌદ ભેદ થાય છે

---

**અર્થ**:- ત્રણ લિંગ-પુલ્લિંગ, સ્ત્રીલિંગ. નપુંસકલિંગ જેમકે પુરુષ, સ્ત્રી અને કુલ.
ત્રણ વચન- એકવચન, દ્વિવચન, બહુવચન જેમકે એક પુરુષ, બે પુરુષ, ઘણા પુરુષ
ત્રણ કાળ- વર્તમાનકાળ, ભૂતકાળ અને ભવિષ્યકાળ, જેમકે કરે છે, કર્યું, કરશે,
પરોક્ષ વચન- જેમકે 'તે', પ્રત્યક્ષ વચન- જેમકે 'આ.'
ઉપનય વચન (પ્રશંસા વચન) જેમકે 'આ રૂપવતી સ્ત્રી છે.'
અપનય વચન (નિંદા વચન) જેમકે 'આ સ્ત્રી કુરૂપા છે.'
ઉપનય-અપનય વચન, જેમકે 'આ સ્ત્રી રૂપવતી છે, પરંતુ દુઃશીલા છે'
અપનય-ઉપનય વચન- જેમકે 'આ સ્ત્રી કદરૂપી છે, પરંતુ સુશીલા છે'
અધ્યાત્મવચન-મનમાં જુદું ધારીને બીજાને ઠગવાની બુદ્ધિથી બીજું કહેવાની ઈચ્છા હોય છતાં. સહસા જે મનમા ધારેલું હોય, એ જ બોલાઈ જાય.
આ સોળ ભેદોનો ઉલ્લેખ 'શ્રી પન્નવણા સૂત્ર' ના ભાષાપદમાં ૧૭૩મા સૂત્રમાં પણ છે.

વાયુકાયનો એક ભેદ છે.

પંચેન્દ્રિય-તિર્યંચ અને મનુષ્યનો એકેક ભેદ છે.

ચાર પ્રકારના ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોના દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત બે ભેદ હોવાથી એકંદરે આઠ ભેદ થાય છે – એમ બધા મળીને પચીસ પ્રકારો થાય છે(૧૪+૧+૨+૮=૨૫).

આહારક એક પ્રકારનો છે. આ રીતે ત્રણે કાય – ઔદારિક, વૈક્રિય, આહારકના મળીને ૫૮ ભેદો થાય છે. તેજસ્ શરીર તેમાં અંતર્ગત હોવાથી તેના પણ ૫૮ ભેદો છે. એ જ રીતે કાર્મણ શરીરના પણ ૫૮ ભેદો છે કુલ મળીને ૫૮ (મનોયોગ) +૫૮ ( વાગ્ યોગ ) +૫૮ ( ઔ. કાયયોગ )+૫૮( વૈ. કાયયોગ ) +૫૮( આ. કાયયોગ )= ૨૯૦ આલંબનો છે.

અહીં મોક્ષસાધકને યોગપ્રાસાદ ઉપર ચઢવા માટે મન, વાણી અને કાયા વગેરે આલંબનરૂપ-ટેકારૂપ છે, જેમ વસ્ત્ર ઉપર રંગ ચઢાવવા માટે તેને પ્રથમ પાશ આપવામાં આવે છે.

વિવેચનઃ-યોગ, વીર્ય આદિ મુખ્ય આઠ પ્રકારના જે યોગોનું વર્ણન અગાઉ કરેલું છે, તેના ભિન્ન-ભિન્ન આલબનોનુ સ્વરૂપ અહી બતાવવામાં આવે છે

આલંબન એટલે શું ? તેનું સ્પષ્ટીકરણ તેના માટે આપેલા ઉદાહરણથી વિચારીએ :

"જેમ વસ્ત્રને રંગ ચડાવવા માટે પ્રથમ પાશ આપવામાં આવે છે એટલે કે ભાત વગેરે ચીકણા પદાર્થોના પાણીમાં ઝબોળીને વસ્ત્રને મજબૂત રીતે બાંધવામાં આવે છે (જેથી તેના ઉપર રંગ બરાબર બેસે, ટકે, તેમજ તેની ચમક ખીલે), તેવી રીતે યોગ-પ્રાસાદ ઉપર અસ્ખલિતપણે આરોહણ કરી શકાય, ત્યાં સ્થિર રહી શકાય, તે માટે (શુભ અને સ્થિર મન આદિ) આલબનો જરૂરી છે.

પ્રથમ – 'યોગ'ના આલબન ત્રણ છે, મન, વચન અને કાયા તેના પેટાભેદ ૨૯૦ છે તેમા મનોયોગના ૫૮ પ્રકાર છે. વાગ્ (ભાષા) યોગના ૫૮ પ્રકાર છે તે 'જનપદસત્ય' આદિ ૪૨ પ્રકાર અને 'કાલ-ત્રિક' આદિ ૧૬ પ્રકારો મળીને ૫૮ પ્રકાર થાય છે.

આ બધા પ્રકારોનો મનથી ચિંતન કરતી વખતે ૫૮ પ્રકારનો મનોયોગ બને છે અને ઉચ્ચારણ કરતી વખતે ૫૮ પ્રકારનો વાગ્-યોગ બને છે.

ભાષા બોલતા પહેલા તેવા પ્રકારનો વિચાર આવે છે, પછી શબ્દોનો ઉચ્ચાર થાય છે. એટલે જ 'જનપદ સત્ય' આદિ ૫૮ પ્રકારો ચિંતનની દૃષ્ટિએ મનોયોગના પ્રકાર કહેવાય છે અને ભાષાની દૃષ્ટિએ વાગ્-યોગના પ્રકાર કહેવાય છે

કાયયોગના ૧૭૪ પ્રકાર છે જીવોના ૩૨ ભેદની અપેક્ષાએ ઔદારિક શરીરના ૨૫ પ્રકાર થાય છે, આહારક શરીરનો એક પ્રકાર છે.

આ રીતે ત્રણે શરીરના મળીને ( ૩૦+૨૫+૧ ) ૫૮ પ્રકાર થાય છે.

તેજસ્ શરીર અને કાર્મણ શરીર – આ બંને સૂક્ષ્મ છે અને તે ઉપરોક્ત ત્રણે શરીરની સાથે જ રહેલા હોવાથી તે બંને શરીરના પણ ૫૮-૫૮ ભેદ થાય છે. પાંચે શરીરના કુલ ૧૭૪ પ્રકાર થાય છે અને ત્રણે યોગના કુલ મળીને ૫૮+૫૮+૧૭૪= ૨૯૦ પ્રકાર થાય છે

જેમ વસ્ત્રને રંગવા માટે પ્રથમ પાશરૂપ આલંબન આવશ્યક છે, તે જ રીતે અહીં યોગરૂપ મહેલ ઉપર ચઢવા માટે મન વગેરે આલંબનો આવશ્યક છે.

યોગ શબ્દના અનેક અર્થો છે અહીં 'યોગ' શબ્દ 'આત્મવીર્ય'ના અર્થમાં છે, અર્થાત્ યોગ એટલે વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમ આદિથી પુદ્ગલના આલંબન વડે પ્રવર્તમાન વીર્ય વિશેષ છે-જે આત્મસામર્થ્યરૂપ છે અને તેનું કાર્ય આત્મપ્રદેશોને કર્મક્ષય માટે કાર્યશીલ બનાવવા તે છે.

સંસારી પ્રત્યેક જીવને વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમાદિથી પ્રગટેલી આત્મશક્તિનો ઉપયોગ કરવા પુદ્ગલના આલંબનની આવશ્યકતા રહે છે. જેમ નદી, તળાવ કે સરોવરના પાણીનો ઉપયોગ નીક-નહેર આદિ દ્વારા ભિન્ન-ભિન્ન રીતે થાય છે, તેવી રીતે પ્રત્યેક સંસારી જીવમાં રહેલી યોગશક્તિનો ઉપયોગ મન, વચન અને કાયાના ભિન્ન-ભિન્ન આલંબનથી થાય છે.

આત્મામાં રહેલી વીર્યશક્તિ એક જ હોવા છતાં તેનો ઉપયોગ કરવાનાં સાધન ત્રણ હોવાથી તેના પણ ત્રણ પ્રકાર પડે છે :

(૧) કાયાના આલંબનથી થતો વીર્યશક્તિનો ઉપયોગ – એ કાયયોગ કહેવાય છે.

(૨) વચનના આલંબનથી થતો વીર્યશક્તિનો ઉપયોગ – એ વચનયોગ કહેવાય છે

(૩) મનના માધ્યમથી થતો વીર્યશક્તિનો ઉપયોગ – એ મનોયોગ કહેવાય છે.

સંજ્ઞી જીવોને મન, વચન અને કાયા – ત્રણે યોગો હોવાથી, ત્રણે યોગોની નિર્મળતા અને નિશ્ચળતાના પ્રમાણમાં તેમને યોગની શુદ્ધિ અને સ્થિરતા થાય છે

મન વગેરેની શુદ્ધિ માટે સાત પ્રકારની પ્રશસ્ત ચિંતા અને ચાર પ્રકારની શુભ ભાવનાનું વિધાન ધ્યાનની વ્યાખ્યામાં આ ગ્રન્થકાર મહર્ષિએ કર્યું છે.

આ રીતે પવિત્ર-શુદ્ધ અને સ્થિર બનેલા મનોયોગ, વચનયોગ અને કાયયોગને અહીં પ્રણિધાનાદિ 'યોગ'નાં આલંબન તરીકે જણાવ્યાં છે, તે યથાર્થ છે

## (૧) વીર્યયોગનાં આલંબનો

**મૂળપાઠઃ-वीर्ययोगालम्बनानि-ज्ञानाचार ८, दर्शनाचार ८, चारित्राचार ८, तप आचार १२, वीर्याचार ३६ — एवम् ७२ ॥**

**અર્થ :-વીર્યયોગનાં આલંબનો – જ્ઞાનાચારના ૮, દર્શનાચારના ૮, ચારિત્રાચારના ૮, તપાચારના ૧૨, અને વીર્યાચારના ૩૬ પ્રકાર એમ કુલ ૭૨ પ્રકારનાં વીર્યયોગનાં આલંબનો છે.**

**વિવેચન-:** 'વીર્ય' આત્મિક સામર્થ્ય-વિશેષ છે. આત્મપ્રદેશો દ્વારા કર્મ દલિકોને ધ્યાનાગ્નિમાં નાખવા-હોમી દેવા માટે પ્રેરિત કરવા તે વીર્યયોગનું કાર્ય છે.

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યના વિષયમાં આચરણ કરવું તે આચાર કહેવાય છે. આ આચાર જ્ઞાનાદિ પાંચ પ્રકારનો છે, તેનું યથાર્થ સ્વરૂપ જાણી, સમ્યગ્ વિધિપૂર્વક પાલન કરવાથી વીર્યયોગની પુષ્ટિ અને શુદ્ધિ થાય છે આત્મિક સામર્થ્ય રૂપ વીર્યયોગનાં ઉત્થાન અને વિકાસમાં આ આચારપાલન પરમ આલંબન રૂપ બને છે.

જ્ઞાનાચાર આદિ આચારોનો નામનિર્દેશ અને તેની ટૂંકી સમજ અહીં આપવામાં આવે છે. વિસ્તૃત માહિતી જ્ઞાની પુરુષો દ્વારા અથવા અન્ય ગ્રન્થોથી જાણી લેવી.

## જ્ઞાનાચારના આઠ પ્રકાર

काले विणए बहुमाणे, उवहाणे तह अनिण्हवणे ।
वंजण-अत्थ-तदुभये, अट्ठविहो नाणमायारो ॥ १ ॥

કાલ, વિનય, બહુમાન, ઉપધાન, અનિન્હવન, વ્યંજન, અર્થ અને તદુભય – આ આઠ પ્રકારનો જ્ઞાનાચાર છે.

(૧) **કાલ** – શાસ્ત્રોમાં બતાવેલા સ્વાધ્યાયના નિશ્ચિત સમયે શ્રુત-જ્ઞાનનું પઠન-પાઠન, પુનરાવર્તન વગેરે કરવું

(૨) **વિનય** – જ્ઞાની, જ્ઞાન અને જ્ઞાનનાં ઉપકરણો – પુસ્તક, પાનાં વગેરેનો ઉચિત આદર કરવો, જ્ઞાનદાતા ગુરુનો વિનય કરવો – ઊભા થઈને સામે જવું, આસન આપવું, પ્રણામ વંદન કરવાં, તેમની આજ્ઞાનું પાલન કરવું વગેરે

(૩) **બહુમાન** – જ્ઞાની ગુરુ આદિ પ્રત્યે આંતરિક પ્રીતિ, પૂર્ણ સદ્ભાવ, આદરભાવ રાખવાં

(૪) **ઉપધાન** – જ્ઞાનની ઉપાસના માટે, સૂત્રોના પઠન-પાઠનના અધિકારી-પાત્ર બનવા માટે શાસ્ત્રકથિત તપોમય અનુષ્ઠાન કરવું.

(૫) **અનિન્હવન** – ગુરુ અને સિદ્ધાંત વગેરેનો અપલાપ ન કરવો. જે ગુરુએ શાસ્ત્રાભ્યાસ કરાવ્યો હોય, તેનું નામ ન છુપાવવું. તે જ રીતે સિદ્ધાન્તનો અપલાપ ન કરવો, શાસ્ત્ર-વિરુદ્ધ પ્રતિપાદન ન કરવું.

(૬) **વ્યંજન** – સૂત્રોની અક્ષર-રચનાને વફાદાર રહેવું; સૂત્રમાં કાના, માત્રા અને અનુસ્વાર વગેરેનો વધારો-ઘટાડો ન થાય, એક અક્ષર પણ આગળ-પાછળ ન થાય, તેવી પૂરી સાવધાનીપૂર્વક, સ્પષ્ટ અને શુદ્ધ સૂત્રોચ્ચાર કરવો.

(૭) **અર્થ** – શબ્દના બોધ્ય વિષયને 'અર્થ' કહે છે; સૂત્રોના તાત્પર્યને, મૂળ ભાવને જાળવીને શબ્દનો વાસ્તવિક અર્થ કરવો – તે અર્થ શુદ્ધિ છે.

(૮) **તદુભય** – શબ્દ અને અર્થ બન્નેની શુદ્ધિ જાળવી રાખવાપૂર્વક શાસ્ત્રાભ્યાસ કરી, શાસ્ત્રોક્ત સત્યને જીવનમાં ભાવિત બનાવવું, અર્થાત્ આત્મસાત્ કરવું. જ્ઞાનના આ આઠ આચારો એ જ્ઞાનોપાસનાનાં આઠ અંગ છે, તેનું પાલન કરવાથી જ્ઞાન-ગુણની વૃદ્ધિ અને શુદ્ધિ થાય છે.

## દર્શનાચારના આઠ પ્રકાર

निस्संकिअ निक्कंखिअ, निव्वितिगिच्छा अमूढदिट्ठी अ ।
उववूह-थिरीकरणे, वच्छल्ल-पभावणे अट्ठ ॥ २ ॥

નિઃસંકતા, નિષ્કાંક્ષતા, નિર્વિચિકિત્સા, અમૂઢ-દષ્ટિતા. ઉપબૃંહણા, સ્થિરી-કરણ, વાત્સલ્ય અને પ્રભાવના – આ આઠ પ્રકાર દર્શનાચારના છે.

(૧) **નિઃસંકતા** – 'तमेव सच्चं णिस्सकं जं जिणेहिं पवेइयं–' 'શ્રી જિનેશ્વર દેવોએ કહ્યું છે, તે જ સત્ય છે, શંકા વગરનું છે' – એવી શાસ્ત્રવચનમાં દૃઢ શ્રદ્ધા રાખવી, જરા પણ શંકા ન કરવી તે પ્રથમ દર્શનાચાર છે.

(૨) **નિષ્કાંક્ષતા** – કાંક્ષા એટલે ઇચ્છા–અભિલાષા. શ્રી જિનેશ્વર પરમાત્મા પ્રત્યે અખૂટ શ્રદ્ધા કેળવવી. કોઇ અન્ય મતની, મિથ્યા દર્શનની અભિલાષા કરવી નહીં, તેમ જ ધર્મના બદલામાં કોઇ પ્રકારના ભૌતિક ફળની ઇચ્છા કરવી નહીં : આ બન્ને પ્રકારની કાંક્ષા–ઇચ્છા ધ્યેયમાંથી વિચલિત બનાવે છે, માટે તેનો ત્યાગ કરવો

(૩) **નિર્વિચિકિત્સા** – 'હિતકારી વસ્તુમાં પણ તે હિતકર હશે કે કેમ ?' એવો મતિ વિભ્રમ થવો તે વિચિકિત્સા છે. જેમ જિનશાસન સર્વ હિતકર છે, ધર્મનું આરાધન સર્વ વાંછિત ફળ આપનાર છે, છતાં તેમાં પ્રવૃત્તિ કરવાથી 'મને ફળ મળશે કે કેમ ?'–આ રીતે ધર્મના ફળમાં સંદેહ ઉત્પન્ન થવો તે વિચિકિત્સા છે, તેનાથી રહિત થવું તે નિર્વિચિકિત્સા છે.

નિર્વિચિકિત્સાનો એક અર્થ છે – મુનિ મહાત્માઓનાં મલિન વસ્ત્ર, ગાત્ર આદિ જોઇ, તેની નિંદા, જુગુપ્સા-ઘૃણા ન કરવી અને બીજો અર્થ છે – ધર્મના ફળમાં સંદેહ ઉત્પન્ન કરી, ચલચિત્તવાળા ન થવું.

(૪) **અમૂઢ દૃષ્ટિતા** – જેનામાં સાચા ખોટાને પારખવાની દૃષ્ટિ ન હોય તે 'મૂઢદૃષ્ટિ' કહેવાય છે. કોઇનો બાહ્ય ઠઠારો, આડંબર, વાણી-વિલાસ કે ચમત્કારો જોઇ, તેના પ્રતિ મોહિત ન થવું, પણ શ્રી જિનેશ્વર કથિત સત્ય માર્ગ ઉપર સ્થિર ચિત્ત રહેવું; જિનશાસનની લોકોત્તરતામા દૃઢ વિશ્વાસ રાખવો તે અમૂઢ દૃષ્ટિતા છે

(૫) **ઉપબૃંહણા** – જિન શાસન, ચતુર્વિધ સંઘ, અને તેનાં સાધનો–અનુષ્ઠાનો વગેરેની સર્વાંગ સુંદર વ્યવસ્થા, અદ્ભુતતાની પ્રશંસા કરવી, તથા ગુણી પુરુષોના ગુણોની યોગ્ય પ્રશંસા કરવી–સમાનધર્મીના ગુણની પ્રશંસા કરી તેની વૃદ્ધિ કરવી.

(૬) **સ્થિરીકરણ** – ધર્મમાર્ગથી વિચલિત થનારને ધર્મમાં સ્થિર રાખવાનો પ્રયત્ન કરવો.

(૭) **વાત્સલ્ય** – સમાનધર્મી પર હૃદયથી પ્રેમ રાખવો, તેના પ્રતિ હિતનો ભાવ રાખવો, તથા જિન શાસનનાં પ્રત્યેક અંગો – સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, મંદિર, મૂર્તિ, આગમ, તીર્થ વગેરે પ્રતિ પ્રેમભાવ ધારણ કરવો.

(૮) **પ્રભાવના** – ધર્મનો પ્રભાવ લોકોના હૃદય પર પડે અને તેઓ ધર્માચરણ કરવાની ભાવનાવાળા થાય તેવાં કાર્યો કરવાં. તેમજ જિન શાસન પ્રત્યે લોકોનો પ્રેમ–આદર વધે તે રીતે શાસન ઉન્નતિનાં ઉત્તમ કાર્યો કરવાં.

દર્શનાચારના આ આઠ આચારોનું પાલન કરવાથી દર્શન–ગુણની પુષ્ટિ અને સ્થિરતા થાય છે.

## ચારિત્રાચારના આઠ પ્રકાર

पणिहाण-जोग-जुत्तो, पंचहिं समिईहिं तीहिं गुत्तीहि ।
एस चरित्तायारो, अट्ठविहो होइ नायव्वो ॥ ३ ॥

ચિત્તની સમાધિપૂર્વક પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ વડે (અર્થાત્ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ રૂપ આઠ પ્રવચન માતાનું પાલન કરવું તે) આઠ પ્રકારનો ચારિત્રાચાર જાણવો.

સમિતિનો અર્થ છે સમ્યગ્ પ્રવૃત્તિ, તે પાંચ પ્રકારની છે. ગુપ્તિનો અર્થ છે, પ્રશસ્ત નિગ્રહ કે નિવૃત્તિ; તેના ત્રણ પ્રકાર નીચે મુજબ છે :–

(૧) **ઈર્યા-સમિતિ** — અચિત્ત પૃથ્વી ઉપર સાડા ત્રણ હાથ લાંબી દૃષ્ટિ રાખી, કોઈ જીવને આઘાત, પીડા, ત્રાસ ન થાય તેવી કાળજી રાખીને ગમનાગમન કરવું.

(૨) **ભાષા-સમિતિ** — હિત-મિત મધુર અને નિરવદ્ય વચન બોલવું. કઠોર માર્મિક ભાષા ન બોલવી. ઉઘાડા મુખે ન બોલવું.

(૩) **એષણા — સમિતિ**–વસ્ત્ર, પાત્ર, આહાર આદિ શાસ્ત્રવિધિ મુજબ બેતાળીસ દોષ ટાળીને ગ્રહણ કરવાં વગેરે.

(૪) **આદાન-નિક્ષેપ સમિતિ** — વસ્ત્ર, પાત્ર, ઉપકરણો વગેરે જયણા-સાવધાની પૂર્વક લેવાં-મૂકવાં.

(૫) **પારિષ્ઠાપનિકા-સમિતિ** — મલ, મૂત્ર, શ્લેષ્મ, વગેરે નિર્જીવ ભૂમિ ઉપર જયણા-ઉપયોગ પૂર્વક પરઠવવા-ત્યાગ કરવાં.

(૬) **મનો-ગુપ્તિ** — મનનો પ્રશસ્ત નિગ્રહ. મનને દુષ્ટ સંકલ્પોમાં અથવા અશુભ વિચારોમાં પ્રવર્તવા ન દેવું, સમભાવમાં સ્થિર કરવું.

(૭) **વચન-ગુપ્તિ** — વાણીનો સંયમ. મૌન પાળવું, ખાસ જરૂર વિના ન બોલવું.

(૮) **કાય-ગુપ્તિ** — કાયાનો પ્રશસ્ત નિગ્રહ કાયાના હલન-ચલન ઉપર અંકુશ રાખવો સામાન્ય રીતે સમિતિ શુભ પ્રવૃત્તિ પ્રધાન છે અને ગુપ્તિ શુભમાં પ્રવૃત્તિ અને અશુભથી નિવૃત્તિ સ્વરૂપ છે.

આ આઠ આચારોના યથાર્થ પાલનથી આત્માનો ચારિત્ર-ગુણ વિકસે છે.

## તપાચારના બાર પ્રકાર

अणमणमूणोअरिया वित्तीसंखेवणं रसच्चाओ ।
कायकिलेसो संलीणया य. बज्झो तवो होइ ॥३५॥
पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ ।
झाणं उस्सग्गोऽवि अ, अब्भिंतरओ तवो होइ ॥३६॥

તપના છ બાહ્ય અને છ આભ્યંતર એમ બાર પ્રકાર છે, તે આ પ્રમાણે :–

**બાહ્યતપના છ પ્રકાર :–**

(૧) **અનસન** – આહારનો ત્યાગ કરવો. નવકારશીથી લઈને એકાસણુ, આયંબીલ, ઉપવાસ યાવત્ માસક્ષમણુ આદિ તપ અનસનરૂપ છે,

(૨) **ઉણોદરી** – પોતાના ચાલુ ખોરાકથી ઓછું ખાવાનો વિવિધ પ્રકારથી નિયમ રાખવો.

(૩) **વૃત્તિ-સક્ષેપ** – વૃત્તિ એટલે દ્રવ્ય અથવા આહાર-પાણીની વસ્તુઓ–તેનો સંક્ષેપ એટલે ઘટાડો કરવો, ખાન-પાનની ચીજોની સંખ્યા ઘટાડીને મર્યાદિત કરવી.

(૪) **રસ-ત્યાગ** – શરીરની ધાતુઓને પુષ્ટ કરે, તેને 'રસ' કહે છે જેમ કે–દૂધ, દહી, ઘી, તેલ, ગોળ અને પકવાન્ન. તેનો અમુક મર્યાદામાં અથવા સંપૂર્ણ ત્યાગ કરવો.

(૫) **કાય-કલેશ** – કષ્ટ સહન કરવું. મન અને ઇન્દ્રિયોના વિકારોનું સમજ-પૂર્વક દમન કરવું એ કાયિક કષ્ટનું પ્રયોજન છે.

(૬) **સંલીનતા** – ઇન્દ્રિય અને કષાયો પર જય મેળવવાના હેતુથી શરીરનાં અંગો સંકોચવાં–મન, વાણી અને કાયાની અસત્ પ્રવૃત્તિ રોકવી – સકોચવી.

આ છ પ્રકારનો બાહ્ય(સ્થૂળ) તપ એ આભ્યંતર તપનો હેતુ છે. બાહ્ય તપના સેવનથી શરીર ઉપરનુ મમત્વ અને આહારની લાલસા ઘટે છે. પરિણામે ઇન્દ્રિયો ઉપર વિજય અને શારીરિક રોગોનો અભાવ થાય છે. સંયમની ક્રિયા અને યોગ સાધનામાં સ્ફૂર્તિ–ઉલ્લાસ વધવાથી નિકાચિત પ્રાયઃ દુષ્ટ કર્મોની પણ નિર્જરા ઇત્યાદિ અનેક લાભો થાય છે.

**આભ્યંતર તપના છ પ્રકારઃ–**

(૧) **પ્રાયશ્ચિત્ત** – અપરાધ દોષની શુદ્ધિ કરે, પાપનો છેદ કરે તે 'આલોચના' આદિ નવ પ્રકારનો પ્રાયશ્ચિત્ત તપ છે.

(૨) **વિનય** – જ્ઞાની ગુણી ઉપકારી આદિનો, મોક્ષનાં સાધનોનો, યથાવિધિ આદર, બહુમાન, ભક્તિ, આરાધના કરવાં.

(૩) **વૈયાવૃત્ય** – આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, ગ્લાન વગેરેની સેવા–શુશ્રૂષા કરવી.

(૪) **સ્વાધ્યાય**–આત્મહિતકર એવાં શાસ્ત્રો, ગ્રન્થોનુ અધ્યયન, અધ્યાપન કરવું તથા વાચના, પૃચ્છના. પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથારૂપ પાંચ પ્રકારના સ્વાધ્યાયમાં તત્પર રહેવુ.

(૫) **ધ્યાન** – ધ્યાન એટલે ચિત્તની એકાગ્રતા. વિવિધ વિષયોમાં ભટકતા ચિત્તની કોઈ એક વિષયમાં સ્થિરતા–એકાગ્રતા તે ધ્યાન છે. ચાર પ્રકારનાં ધ્યાનમાંથી પ્રથમનાં

એ અશુભ ધ્યાન – આર્ત્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી, ધર્મ અને શુકલ ધ્યાનમાં તત્પર થવું.

**(૬) કાયોત્સર્ગ** – પાપશુદ્ધિ, વિઘ્નજય, આદિ શુભ સંકલ્પપૂર્વક કાયાની મમતાનો ત્યાગ કરી, કાયાને સ્થાનથી (સ્થિર ઊભા રહીને), વાણીને મૌનથી, મનને નિશ્ચિત કરેલા ધ્યાનથી સ્થિર કરવું.

આ આભ્યંતર છ પ્રકારનું તપ, મન અને આત્માની વિશેષ શુદ્ધિ કરનાર છે.

### વીર્યાચારના છત્રીસ પ્રકાર

જીવનું સામર્થ્ય, આત્મશક્તિ કે આત્મબળને 'વીર્ય' કહે છે *

ઉક્ત જ્ઞાનાદિ ચારે આચારોના છત્રીસ પ્રકારોનું મન, વચન અને કાયાની શક્તિને છુપાવ્યા વિના–યથાશક્તિ આચરણ કરવું એ જ વીર્યાચારના છત્રીસ પ્રકાર છે.

આ પાંચે આચારના પાલનમા રત્નત્રયી, × સામાયિક, દાન, શીલ, તપ અને ભાવરૂપ ધર્મની આરાધના રહેલી હોવાથી, તેના દ્વારા સમગ્ર જિન શાસનની આરાધના થાય છે.

ધ્યાન સાધનામાં આવશ્યક મન, વાણી અને કાયાની સ્થિરતાનું બળ આચારપાલનથી જ કેળવાય છે, આત્મવીર્યની પુષ્ટિ અને યોગોની સ્થિરતામાં આચાર પાલન અગત્યનો ભાગ ભજવે છે. આ અપેક્ષાએ આચાર–પાલન એ ધ્યાનનું મૂળ છે. આ વાત સ્પષ્ટ રીતે સમજાય છે.

### (૩) સ્થામયોગનાં આલંબનો

મૂળપાઠઃ–स्थाममालम्बनानि—"बंधण–संकमणुव्वटणा य अपवट्टणा उदीरणया ।
उवसामणा–निहत्ती–निकायणा च त्ति करणाइं ॥ २ ॥"

—'कम्मपयडी' गाथा–२.

**અર્થ** :– સ્થામ યોગનાં આઠ આલંબનો આ પ્રમાણે છે :–

(૧) બંધનકરણ, (૨) સંક્રમણકરણ, (૩) ઉદ્વર્તનાકરણ, (૪) અપવર્તનાકરણ, (૫) ઉદીરણાકરણ, (૬) ઉપશમનાકરણ, (૭) નિધત્તિકરણ, અને (૮) નિકાચના કરણ.

વિવેચન–: 'સ્થામ' એક વિશિષ્ટ આત્મ–સામર્થ્યરૂપ છે. જે સામર્થ્ય–વિશેષથી જીવ પોતાના આત્મપ્રદેશો પર ચોંટેલા કર્મના દલિકોને ખપાવવા માટે ખેંચી લાવે અર્થાત્ ને કર્મદલિકો અલ્પકાળમા સરલતાથી ખપી જાય તેવી ભૂમિકાવાળા કરે તે 'સ્થામયોગ' છે.

ઉપર્યુક્ત બંધનકરણ આદિ આઠ કરણો સ્થામયોગનાં આલંબન છે. એટલે કે આ બંધનકરણ આદિ કરણો જ્યારે વિશુદ્ધ કોટિનાં બને છે ત્યારે તેના આલંબને સ્થામયોગનુ ઉત્થાન થાય છે.

સ્થામયોગ આત્મિક સામર્થ્ય સ્વરૂપ છે અને કરણ પણ આત્માનો એક વિશિષ્ટ વીર્યપરિણામ વિશેષ છે. સાધક આત્મામાં જ્યારે એવા પ્રકારનો અપૂર્વ પ્રયત્ન–અપૂર્વ વીર્ય પરિણામ પ્રગટ થાય છે

* 'वीरियं ति बलं जीवस्स लक्खणं ।' —विशेषावश्यकभाष्य गा. २१७२

× સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને સમ્યક્ ચારિત્ર આ ત્રણ ગુણને 'રત્નત્રયી' કહે છે.

ત્યારે તેના આલંબને સ્થામયોગરૂપ એક વિશિષ્ટ પ્રકારના આત્મિક સામર્થ્યનો પ્રાદુર્ભાવ થાય છે અને તેના દ્વારા પ્રણિધાન, સમાધાન, સમાધિ, અને કાષ્ઠા રૂપ યોગો [ ધ્યાનો ] વધુ પ્રબળ અને વિશુદ્ધ કોટિનાં બને છે.

## આઠ કરણોનું સ્વરૂપ

બંધન આદિ કરણોનું વિસ્તૃતસ્વરૂપ 'કર્મપ્રકૃતિ', 'પંચસંગ્રહ' આદિ ગ્રંથોમાં વર્ણવેલું છે. જિજ્ઞાસુઓએ ગુરુગમ દ્વારા ત્યાંથી જાણી લેવું. અહીં તે આઠ કરણોનો સંક્ષેપથી વિચાર કરીશું. તે આ પ્રમાણે છે :–

(૧) **બંધનકરણ** – જીવ મિથ્યાત્વ, અવિરતિ આદિ હેતુઓ વડે કર્મ યોગ્ય પુદ્ગલોને આત્મ–પ્રદેશો સાથે જે વીર્ય-પ્રયત્નવિશેષ વડે બાંધે છે, તેને 'બંધનકરણ' કહે છે.

**સંક્રમણકરણ** – એક કર્મ સ્વરૂપે રહેલાં પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશોનો અન્ય સજાતીય કર્મરૂપે ફેરફાર–રૂપાન્તર જે પરિણતિ કે પ્રયત્ન-વિશેષથી થાય છે, તેને સંક્રમણકરણ કહે છે. જેમ અશાતાવેદનીય–કર્મના પરમાણુઓનું શાતાવેદનીય–કર્મરૂપે પરિણમન થવું.

**ઉદ્વર્તનાકરણ** – જે પરિણતિ કે પ્રયત્ન-વિશેષથી કર્મની સ્થિતિ અથવા તેના રસમાં અભિવૃદ્ધિ થાય છે, તેને ઉદ્વર્તનાકરણ કહે છે.

(૪) **અપવર્તનાકરણ** – જે પરિણામ કે પ્રયત્ન-વિશેષથી કર્મની સ્થિતિ અથવા તેના રસમાં હાનિ થાય છે, તેને અપવર્તનાકરણ કહે છે

(૫) **ઉદીરણાકરણ** – ઉદય અપ્રાપ્ત કર્મ-દલિકોને જે પરિણામ કે પ્રયત્ન વિશેષથી ઉદયાવલિકામાં લાવી ઉદય સન્મુખ કરાય છે, તેને 'ઉદીરણાકરણ' કહે છે.

(૬) **ઉપશમનાકરણ** – જે પરિણામ કે પ્રયત્ન વિશેષથી કર્મોને ઉદય, ઉદીરણા, નિધત્તિ અને નિકાચનાકરણને અયોગ્ય બનાવાય તે 'ઉપશમનાકરણ' છે.

(૭) **નિધત્તિકરણ** – જે પરિણામ કે પ્રયત્ન વિશેષ વડે કર્મોને ઉદ્વર્તના તથા અપવર્તના સિવાય અન્ય કોઇ કરણ ન લાગે તેવાં કરાય છે, તેને 'નિધત્તિકરણ' કહે છે.

(૮) **નિકાચનાકરણ** – જે પરિણામ કે પ્રયત્ન-વિશેષ વડે કર્મોને કોઇ પણ કરણ ન લાગે તેવાં કરાય છે, તેને 'નિકાચનાકરણ' કહે છે

આ બંધન આદિ આઠે કરણો કયારે અને કઇ રીતે અપૂર્વ કોટિનાં બને છે, તે સમજવા માટે જ્યારે જીવ સર્વ પ્રથમ સમ્યક્ત્વ પામે છે, ત્યારે તે કેવાં–કેવાં લક્ષણો–ગુણોથી યુક્ત હોય છે અને તે સમયે કર્મોની સ્થિતિ આદિ પણ કેટલી અલ્પ પ્રમાણવાળી હોય છે, તે જાણવું જરૂરી હોવાથી અહીં સંક્ષેપમાં તેનો વિચાર કરીશું

## પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્તિ

મોક્ષનો માર્ગ જીવને અનાદિ કાળથી દુર્લભ છે. મિથ્યાત્વ આદિ દોષોને લઈને જીવ પોતાના સહજ-શુદ્ધ સ્વરૂપને જ જાણી શકતો નથી, તેની શ્રદ્ધા પણ કરી શકતો નથી. જૈન શાસનમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રના સમુદાયને મોક્ષ-માર્ગ કહ્યો છે.

કારણ અને કાર્યને પરસ્પર સંબંધ છે. એક કાર્ય થવામાં અનેક કારણો મળે છે, ત્યારે તે કાર્ય થાય છે સમ્યગ્દર્શન આદિ મોક્ષનાં ઉપાય-કારણ છે. આ સમ્યગ્દર્શન પણ 'કાલ-લબ્ધિ' વિના થતું નથી. કોઈ પણ કર્મસહિત ભવ્ય આત્મા વધારેમાં વધારે કંઈક ન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્તકાલ શેષ રહે ત્યારે પ્રથમ સમ્યક્ત્વ પામવા યોગ્ય બને છે. પણ અધિક કાલ શેષ હોય તો બનતો નથી—આ એક કાલ-લબ્ધિ છે બીજી કાલ-લબ્ધિઓનો સંબંધ કર્મની સ્થિતિ સાથે છે. ઉત્કૃષ્ટ સ્થિતિવાળાં કર્મો બાકી રહ્યાં હોય કે કોડાકોડી સાગરોપમથી અધિક સ્થિતિવાળાં કર્મો શેષ રહ્યાં હોય તો પ્રથમ સમ્યક્ત્વનો લાભ થતો નથી. ભવની અપેક્ષાએ પણ કાલ-લબ્ધિ હોય છે. જે ભવ્ય છે, સંજ્ઞી છે, પર્યાપ્ત છે, પ્રતિ સમય અનંતગુણ વિશુદ્ધિ ધારક છે – તેને પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે.

કાલ-લબ્ધિની જેમ બીજી પણ પાંચ લબ્ધિઓ 'કર્મપ્રકૃતિ' માં બતાવી છે. સમ્યક્ત્વ પ્રાપ્તિની પૂર્વે યથા-પ્રવૃત્તિ આદિ ત્રણ કરણ કરવાનાં હોય છે. તે ત્રણ કરણની યોગ્યતા પાંચ લબ્ધિ દ્વારા પ્રગટે છે. તે પાંચ લબ્ધિઓ આ પ્રમાણે છેઃ-

**પાંચ લબ્ધિઓઃ**-(૧) ક્ષયોપશમ, (૨) વિશુદ્ધિ, (૩) દેશના-શ્રવણ, (૪) પ્રાયોગ્ય અને (૫) ઉપશમ.

**(૧) ક્ષયોપશમ-લબ્ધિ** – સત્તામાં રહેલા કર્મોના અનુભાગ=રસસ્પર્દ્ધકોની પ્રતિ સમય અનંતગુણહીન ઉદીરણા કરવી અર્થાત્ જે કાલમાં અશુભ જ્ઞાનાવરણીય આદિ કર્મ-સમૂહની પ્રતિ સમય અનંતગુણહીન ઘટતી એવી ઉદીરણા થાય તેને ક્ષયોપશમ-લબ્ધિ કહે છે.

જે લબ્ધિના પ્રભાવે તત્ત્વનો વિચાર કરી શકાય તેવો જ્ઞાનાવરણીય આદિ કર્મોનો ક્ષયોપશમ થાય છે.

**(૨) વિશુદ્ધિ – લબ્ધિ**—ઉક્ત ક્ષયોપશમ-લબ્ધિથી અશુભ કર્મોનો રસ ઘટવાથી સંક્લેશની હાનિ અને તેની પ્રતિપક્ષી વિશુદ્ધિની વૃદ્ધિ થાય છે. તે પ્રથમ લબ્ધિથી જન્ય શાતા આદિ શુભકર્મોના બંધમાં નિમિત્તભૂત અને અશાતા આદિ કર્મોના બંધનો વિરોધી જે જીવનો શુભ પરિણામ – તેની પ્રાપ્તિને જ વિશુદ્ધિ-લબ્ધિ કહેવાય છે.

જે ભાવમાં સંસાર પ્રત્યે નિર્વેદ-વૈરાગ્ય થાય છે અને જીવાત્મા, આત્મહિત

અને જીવાદિતત્ત્વનો વિચાર હોય તે ભાવ જ વિશુદ્ધિ-લબ્ધિ છે કષાયો મંદ થવાથી વિશુદ્ધિ-લબ્ધિ થાય છે.

(૩) **દેશના-શ્રવણ લબ્ધિ**—ઉક્ત ભાવ દ્વારા જીવને મોક્ષમાર્ગમાં પરિણત આચાર્ય આદિ સદ્‌ગુરુનો યોગ તથા સર્વજ્ઞ કથિત, ગુરુ-ઉપદિષ્ટ છ દ્રવ્ય અને જીવાદિ નવ પદાર્થ રૂપ તત્ત્વોપદેશને ગ્રહણ-ધારણ કરવાની જે શક્તિ પ્રાપ્ત થાય – તે દેશના-શ્રવણ-લબ્ધિ છે.

આ લબ્ધિ જિનવચનની ગાઢ રુચિ સ્વરૂપ હોય છે. તે જેમ સદ્‌ગુરુના ઉપદેશથી થાય છે, તેમ ઉપદેશ આદિ નિમિત્ત વિના પૂર્વભવના તથા સંસ્કારના બળે ભવ-પ્રત્યય રૂપ પણ હોય છે. તથા નરકાદિ ગતિમાં તે પૂર્વસંસ્કારથી જ હોય છે

આ તત્ત્વોપદેશનું ગ્રહણ જીવને ભવાટવીમાં તથા તેની તત્ત્વજિજ્ઞાસાને શાન્તિ પ્રદાન કરનાર છે, તેનાથી તેને સ્વાત્મ સ્વરૂપમાં એકાગ્રતા ઉત્પન્ન કરવાનો ભાવ જાગે છે.

(૪) **પ્રાયોગ્ય-લબ્ધિ**—જીવ પોતાના સ્વરૂપનું પરોક્ષજ્ઞાન મેળવીને તેના પ્રગટીકરણ માટેનો ભાવ કરે છે, સંકલ્પ સાથે તે દિશામાં પુરુષાર્થ સન્મુખ બને છે, ત્યારે જીવની કર્મસત્તાની સ્થિતિ ક્ષય પામીને અન્તઃ કોડા-કોડી સાગર પ્રમાણ જ શેષ રહી જાય છે. હવે જે નવીન બંધ પડશે તે પણ આવા વિશુદ્ધ ભાવોને લઈને એટલા જ પ્રમાણવાળો પડશે કેટલીક પાપ-પ્રકૃતિઓનો બંધ અટકી જાય છે અને અશુભ કર્મપ્રકૃતિનો રસ (અનુભાવ) પણ ઘટી જાય છે. માત્ર બે સ્થાનિક રસમાં અવસ્થિત થઈ જાય છે. આવી અવસ્થા પ્રગટ થવી તે પ્રાયોગ્ય-લબ્ધિ છે.

આ ચાર લબ્ધિઓ ભવ્ય અને અભવ્ય બન્નેને પ્રાપ્ત થઈ શકે છે. તેમાં ભવ્ય જીવને શ્રદ્ધાદિ ગુણની પરિણતિ રૂપ વિશિષ્ટ પરિણમન થઇ શકે છે, જેમ મગના દાણામાં સીઝવાની યોગ્યતા હોય છે, તેથી તે ક્રમશઃ સીઝીને પરિપક્વ બને છે–તેમ ભવ્ય જીવ શ્રદ્ધાદિ ગુણને પરિપક્વ બનાવી મોક્ષને પ્રાપ્ત કરી શકે છે. અભવ્ય જીવનું સત્તાએ સિદ્ધ સદૃશ સ્વરૂપ હોવા છતાં કોરડું, મગના દાણાની જેમ તેને તેવા પ્રકારની શ્રદ્ધાદિ ગુણોની પરિણતિ થતી નહીં હોવાથી કર્મક્ષય કરીને તે મુક્ત બની શકતો નથી.

આ ચાર લબ્ધિઓ પ્રાપ્ત થયા પછી પણ જીવને સમ્યક્ત્વ પ્રાપ્ત થઈ જ જાય એવો નિયમ નથી. આ ચાર લબ્ધિઓમાં ક્રમશઃ તત્ત્વવિચાર વિકસતો જાય છે, છતાં તત્ત્વવિચારકને સમ્યક્ત્વ પ્રગટ થઈ જાય તેવો નિયમ નથી, કેમકે વિપરીત વિચાર ઉત્પન્ન થવાના કારણે કે ભિન્ન વિચારોમાં અટવાઇ જવાના કારણે, તત્ત્વની પ્રતીતિ અને તત્ત્વનો નિર્ણય ન પણ થાય એ સંભવિત છે. તો આ સ્થિતિમાં સમ્યક્ત્વરૂપ તત્ત્વની અન્તઃરુચિ કઈ રીતે પ્રગટે યા ટકી શકે ?

(૫) ઉપશમ-લબ્ધિ — પ્રાયોગ્ય લબ્ધિવાળાનો પ્રયત્ન તત્ત્વવિચાર કરવા સુધી સીમિત હોય છે. પણ આ પાંચમી ઉપશમ-લબ્ધિ પ્રગટ થયા પછી જીવને અવશ્ય સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. મિથ્યાત્વ મોહનીય કર્મને સર્વથા ઉપશમાવવાની શક્તિ એ જ ઉપશમકરણ લબ્ધિ છે. આ લબ્ધિમાં જીવનાં પરિણામોની વિશુદ્ધિ સમયે-સમયે અનંતગુણ વૃદ્ધિ પામતી હોય છે, તેનો કાલ અન્તર્મુહૂર્તનો છે. આ પાંચે લબ્ધિઓ સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્તા ભવ્ય જીવોને હોય છે.

## પાંચ લબ્ધિવાળા જીવોની વિશેષતાઓ

* આ લબ્ધિવાળા જીવો પરાવર્તમાન શુભ પ્રકૃતિના બંધક હોય છે.
* ઉત્તરોત્તર સમયે અનંતગુણ વિશુદ્ધ પરિણામોથી યુક્ત હોય છે.
* શુભ પ્રકૃતિના રસને અનંતગુણ-અનંતગુણ વૃદ્ધિ પમાડે છે અને બે સ્થાનિકમાંથી વધારીને ચાર સ્થાનિક કરે છે.
* અશુભ પ્રકૃતિના રસને ચાર સ્થાનિકમાંથી ઘટાડીને બે સ્થાનિક કરે છે.
* આયુષ્યકર્મના બંધક ન હોય અર્થાત્ આયુષ્યવર્જિત સાત કર્મોની અન્તઃ કોડાકોડી સ્થિતિ સત્તાવાળા હોય છે.
* મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન અને વિભંગ જ્ઞાન – આ ત્રણ અજ્ઞાનરૂપ સાકાર ઉપયોગમાં વર્તતા હોય છે.
* ત્રણ યોગમાંથી કોઇ એક યોગમાં વર્તતો હોય છે.
* ત્રણ શુભ લેશ્યામાંથી કોઈ એક લેશ્યામાં વર્તતો હોય છે.
* પ્રતિ અન્તર્મુહૂર્તે અશુભ કર્મને પણ ઉત્તરોત્તર પલ્યોપમના સંખ્યાતમા ભાગે ન્યૂન બાંધતો હોય છે.

આવી યોગ્યતાવાળા જીવો સમ્યક્ત્વની પ્રાપ્તિ પહેલાં (૧) યથાપ્રવૃત્તિકરણ, (૨) અપૂર્વકરણ અને (૩) અનિવૃત્તિકરણ – આ ત્રણ કરણ કરે છે. આ ત્રણે કરણ એ આત્માની ઉત્તરોત્તર અધિક વિશુદ્ધિ કોટિની અવસ્થાઓ છે, ધ્યાનની ભૂમિકાઓ છે. તેનો કાલ અલગ-અલગ તેમજ સમુદિત રૂપે પણ અન્તર્મુહૂર્ત પ્રમાણ કહ્યો છે.

ઉક્ત ત્રણ કરણની અવસ્થાઓમાંથી પસાર થયા પછી જીવ અન્તર્મુહૂર્તની સ્થિતિવાળા 'અન્તરકરણ' (ઉપશાન્ત અધ્ધા)માં પ્રવેશ કરે છે. અહીં 'મિથ્યાત્વ મોહનીય'નો સર્વથા ઉપશમન થવાથી પ્રથમ સમયે જ ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, ત્યારે આત્માને એવો અપૂર્વકોટિનો આનંદ અનુભવવા મળે છે-જે પૂર્વે કદી પણ અનુભવ્યો ન હતો.

## વિશુદ્ધિનું તારતમ્ય

પ્રથમ યથાપ્રવૃત્તિકરણના પહેલા સમયે પરિણામોની જે વિશુદ્ધિ હોય છે, તેના કરતાં બીજા સમયની વિશુદ્ધિ અનંતગુણી વિશેષ હોય છે. એ જ રીતે અપૂર્વકરણ

અને અનિવૃત્તિકરણમાં પણ પૂર્વ-પૂર્વના સમય કરતાં પછી-પછીના સમયે ઉત્તરોત્તર અનંતગુણ-અનંતગુણ અધિક આત્મવિશુદ્ધિ હોય છે. વિશુદ્ધિની વૃદ્ધિનો આ ક્રમ ત્રણે કરણોના ચરમ સમય સુધી હોય છે.

યથાપ્રવૃત્તિકરણ અને અપૂર્વકરણ આ બે કરણમાં એક સાથે પ્રવેશ કરનારા જીવોમાં પણ પરસ્પર વિશુદ્ધિનું તારતમ્ય હોય છે. કોઈ જીવ જઘન્ય વિશુદ્ધિવાળો હોય છે, કોઇ મધ્યમ અને કોઈ ઉત્કૃષ્ટ વિશુદ્ધિવાળો હોય છે. વિશુદ્ધિના આ તારતમ્યને સામાન્ય રીતે છ વિભાગમાં વહેંચી શકાય છે; જેને ષટ્સ્થાન-પતિત-વિશુદ્ધિ કહે છે તે આ રીતે --

કોઇ એક જીવનું વિશુદ્ધિ સ્થાન બીજા જીવના વિશુદ્ધિ સ્થાન કરતાં (૧) અનંતભાગ અધિક, (૨) અસંખ્યાતભાગ અધિક અને (૩) સંખ્યાતભાગ અધિક હોઈ શકે છે. તેમજ (૪) સંખ્યાતગુણ અધિક, (૫) અસંખ્યાતગુણ અધિક અને (૬) અનંતગુણ અધિક પણ હોઇ શકે છે.

ત્રીજા અનિવૃત્તિકરણમાં વિશુદ્ધિનું આવું તારતમ્ય હોતું નથી. આ ત્રીજા કરણમાં પ્રવેશ પામેલા, સમાન સમયે રહેલા સર્વ જીવોના અધ્યવસાય અને વિશુદ્ધિસ્થાન પરસ્પર સમાન જ હોય છે. અનંત ભાગ અધિક આદિ કોઇ ભેદ તેમનામાં હોતા નથી.

ઉપશમ અને ક્ષપક શ્રેણિમાં થતાં અપૂર્વકરણ વગેરેનું વિશેષ સ્વરૂપ પણ કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ આદિ ગ્રન્થોથી જાણી લેવું.

આ યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ એ ઉત્તરોત્તર સ્થિર અને વિશુદ્ધ અધ્યવસાય-પરિણામ સ્વરૂપ હોવાથી ધ્યાનાત્મક છે– એમ સ્પષ્ટ રીતે સમજી શકાય છે. તેમાં બતાવેલા વિશુદ્ધિના તારતમ્યનો વિચાર કરવાથી ધ્યાનના બહુસંખ્ય ભેદ-પ્રભેદોનો વિસ્તાર પણ સારી રીતે ઘટી જાય છે અને 'યોગ અસંખ્ય જિન કહ્યા' – આ પંક્તિનું તાત્પર્ય પણ હૃદયંગમ બને છે

આ રીતે આઠ કરણોનાં આલંબને સ્થામયોગનો પ્રાદુર્ભાવ થવાથી તેના દ્વારા આત્મા પોતાના પ્રદેશોમાં વ્યાપીને રહેલા કર્મદલિકોને ખેંચી લાવે છે અર્થાત્ અલ્પ કાળમાં સરલતાથી ખપી જાય તેવી ભૂમિકાવાળા કરે છે.

### (૪) ઉત્સાહ, (૫) પરાક્રમ અને (૬) ચેષ્ટાયોગનાં આલંબનો :

**મૂળપાઠ**:–उत्साहस्य ऊर्ध्वलोकवस्तुचिन्ता ।

पराक्रमस्य अधोलोकचिन्ता । चेष्टायाः तिर्यग्लोकचिन्तनम् ॥

**અર્થ**:–ઊર્ધ્વલોકમાં રહેલી વસ્તુઓની ચિંતા તે– ઉત્સાહનું આલંબન છે.

અધોલોકમાં રહેલી વસ્તુઓની ચિંતા તે– પરાક્રમનું આલંબન છે.

તિર્યગ્લોકમાં રહેલી વસ્તુઓની ચિન્તા તે– ચેષ્ટાનું આલંબન છે.

વિવેચનઃ- આત્મા અનંત વીર્ય-શક્તિનો મહાસાગર છે, એને જેવાં આલંબનો મળે છે તેને અનુરૂપ વીર્ય-શક્તિ ઉલ્લસિત થઈને પોતાનું કાર્ય કરે છે.

ઉત્સાહ, પરાક્રમ અને ચેષ્ટા એ આત્માની વીર્ય-શક્તિના સામર્થ્ય વિશેષના જ વિશિષ્ટ પ્રકારો છે. ઊર્ધ્વલોક, અધોલોક અને તિર્યગ્ લોકના પદાર્થોના ચિંતનના આલંબને ક્રમશઃ ઉત્સાહ આદિ ત્રણે યોગો ઉલ્લસિત થાય છે

આ ત્રણ યોગોમાં ઉત્સાહ-યોગનું કાર્ય આત્મપ્રદેશોમાં રહેલા કર્મોને ઉપર લઈ જવાનું છે, પરાક્રમ-યોગનું કાર્ય ઉપર આવેલા કર્મ-દલિકોને પાછા નીચે લઈ જવાનું છે અને ચેષ્ટા-યોગ પોતાના સ્થાનમાં રહેલા કર્મ-પ્રદેશોને સૂકવી નાખવાનું કાર્ય કરે છે.

ઊર્ધ્વ, અધો અને તિર્યગ્ લોકના સ્વરૂપનું વિસ્તૃત વર્ણન 'બૃહત્ સંગ્રહણી', 'લોકપ્રકાશ' આદિ ગ્રન્થોમાં છે, ત્યાંથી ગુરુગમ દ્વારા જાણી લેવું. અહીં તેનો સંક્ષિપ્ત વિચાર કરીશું.

## —: લોકપુરુષ :—

સમગ્ર લોક ચૌદ રજ્જુપ્રમાણ છે-અને તે પુરુષાકાર ધારણ કરતો હોવાથી તેને 'લોકપુરુષ' કહેવામાં આવે છે, અર્થાત્ સમતલ ભૂમિ ઉપર બે પગ પહોળા કરી, બંને હાથ કેડ પર રાખી ટટ્ટાર ઊભેલા પુરુષ જેવો લોકનો આકાર છે.

તાત્પર્ય કે માનવાકૃતિ એ લોકપુરુષની આકૃતિની જ લઘુ આવૃત્તિ છે, પણ તેમાં રહેલા આત્માના અસંખ્ય પ્રદેશોનું પૂર્ણ પ્રાગટય અને શુદ્ધીકરણ, ચિંતનને લોક-સ્વરૂપના યથાર્થ ચિંતનમાં ઢાળવાથી થાય છે – આ રીતે 'પિંડે સો બ્રહ્માંડે' ઉક્તિ સંગત ઠરે છે.

સમગ્ર લોકને પોતામાં સમાવીને રહેલા લોકપુરુષનું ચિંતન અને ધ્યાન 'सर्वत्र सुखी भवतु लोकः' પદના સતત જાપ તેમજ ચિંતન-મનનથી ક્રમશઃ પ્રગટે છે.

એટલે કે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવા-સ્તિકાય અને કાળ – આ છ દ્રવ્યોથી આ લોક પરિપૂર્ણ-વ્યાપ્ત છે.

અનંત કરુણાવંત ભગવંતોએ જીવો પર ઉપકાર કરવાના શુદ્ધ આશયથી આવા આ લોકના ત્રણ વિભાગ પાડીને તેના સ્વરૂપનું યથાર્થ વર્ણન કર્યું છે.

આ ત્રણ વિભાગ તે ઊર્ધ્વલોક, અધોલોક અને તિર્છાલોક.

## —: અધોલોક :—

ચૌદ રજ્જુપ્રમાણ આ લોકનો નીચેનો સાત રજ્જુપ્રમાણ જે અર્ધો ભાગ છે, તે અધોલોક છે-અને તે લોકપુરુષના પહોળા કરેલા બે પગના આકારવાળો છે.

આ અધોલોકમાં ક્રમશઃ નીચે-નીચે વિસ્તાર પામતી છત્રાકારવાળી રત્નપ્રભા આદિ નામની સાત નરકભૂમિઓ છે.

રત્નપ્રભા પૃથિવીનો પિંડ એક લાખ એંસી હજાર યોજનપ્રમાણ જાડો છે, તેની ઉપર અને નીચે એક-એક હજાર યોજન છોડીને શેષ એક લાખ અઠયોતેર હજાર

યોજનમાં તેર પ્રતર હોય છે, તેમાં ૩૦ લાખ નરકાવાસો-નારકીના જીવોને ઉત્પન્ન થવાનાં સ્થાનો છે.

આ તેર પ્રતર-થરના બાર આંતરામાં ભવનપતિ-દેવોનાં ભવનો-માંડવા જેવા આવાસો છે.

ઉપરના શેષ રહેલા એક હજાર યોજનના દળમાંથી સો યોજન ઉપર-નીચેના છોડીને શેષ આઠસો યોજનમાં આઠ વ્યંતરદેવોની જાતિ રહે છે અને ઉપર છોડેલા સો યોજનમાં દસ-દસ યોજન છોડી, મધ્યના એંસી યોજનમાં આઠ વ્યંતર જાતિના દેવો રહે છે.

—: મધ્યલોક :—

ચૌદ રાજલોકની મધ્યમાં અસંખ્ય દ્વિપો અને અસંખ્ય સમુદ્રોથી વીંટળાયેલો એક રજ્જુપ્રમાણ મધ્યલોક છે. તેની વચ્ચોવચ્ચ જમ્બૂદ્વિપનો મેરુ પર્વત છે. તે મેરુના મૂળમાં સમભૂતલા પૃથિવીમાં આઠ રુચક પ્રદેશ છે. ०

તે સમભૂતલા પૃથ્વીથી નવસો યોજન ઉપર અને નવસો યોજન નીચે – એમ એક હજાર આઠસો યોજનપ્રમાણ અને એક રાજના વિસ્તારવાળો તિર્છાલોક છે, તેના ઉપરના નવસો યોજનમાં પ્રકાશ કરનારા સૂર્ય-ચન્દ્રાદિ જ્યોતિષ્ક દેવોનાં વિમાનો નીચે જણાવ્યા મુજબ રહેલાં છે.

સમભૂતલા પૃથ્વીથી સાતસો નેવું યોજન ઉપર તારાઓનાં વિમાનો છે.

આ વિમાનોથી દસ યોજન ઊંચે સૂર્યનાં વિમાનો છે.

આ વિમાનોથી એંશી યોજન ઊંચે ચન્દ્રના વિમાનો છે.

આ વિમાનોથી ચાર યોજન ઊંચે નક્ષત્રોનાં વિમાનો છે.

નક્ષત્રથી ચાર યોજન ઊંચે બુધ, ત્યાંથી ત્રણ યોજન ઊંચે શુક્ર, ત્યાંથી ત્રણ યોજને ગુરુ, ત્યાંથી ત્રણ યોજને મંગળ અને ત્યાંથી ત્રણ યોજન ઊંચે શનિ-ગ્રહનાં વિમાનો છે.

અઢી દ્વિપની ઉપર રહેલા સૂર્યાદિ જ્યોતિષ્ક દેવોનાં સર્વ વિમાનો મેરુ પર્વતની ચારે બાજુ ફરતાં રહે છે, માટે તેને 'ચર' કહેવાય છે. અને અઢી દ્વિપની બહારનાં વિમાનો સ્થિર રહેલાં હોવાથી 'અચર' કહેવાય છે.

સમભૂતલા પૃથ્વીની નીચેના નવસો યોજનમાં વ્યંતર-વાણવ્યંતર દેવો રહે છે.

તિર્યગ્ દિશાની અપેક્ષાએ એ એક રજ્જુપ્રમાણમાં જમ્બૂદ્વિપ આદિ અસંખ્ય દ્વિપો અને લવણસમુદ્ર આદિ અસંખ્ય સમુદ્રો છે. આ દ્વિપ અને સમુદ્રો ઉત્તરોત્તર એક બીજાથી બમણા વિસ્તારવાળા છે, અને પૂર્વ-પૂર્વના દ્વિપ-સમુદ્રોને ઘેરીને વલયાકારે રહેલા છે

આ સર્વ દ્વિપ અને સમુદ્રોની વચ્ચે એક લાખ યોજન વિસ્તારવાળો થાળી જેવો ગોળ જમ્બૂદ્વિપ છે. તેની મધ્યમાં એક હજાર યોજન ઊંડો અને નવ્વાણુ હજાર યોજન

० આ ભૂમિ ઉપરથી શ્રી જિનાગમોમાં બતાવેલા બધાં માપો થાય છે.

ઊંચો – કુલ એક લાખ યોજનનો મેરુ પર્વત છે, અને તેની દક્ષિણ-ઉત્તર દિશામાં ભરતાદિ સાત ક્ષેત્રો અને હિમવાન આદિ છ વર્ષધર પર્વતો વગેરે છે. તેની ચારે બાજુ બે લાખ યોજનના વિસ્તારવાળો લવણ સમુદ્ર છે, ત્યાર પછી ધાતકીખંડ – ચાર લાખ યોજનપ્રમાણનો છે. ત્યાંનાં ક્ષેત્રો તથા પર્વતો પૂર્વના ( જમ્બૂદ્વિપના) માપથી બમણા છે તેની ચારે બાજુ આઠ લાખ યોજનના વિસ્તારવાળો કાલોદધિ સમુદ્ર છે. ત્યાર બાદ આઠ લાખ યોજનના વિસ્તારવાળો પુષ્કરાર્ધ-દ્વિપ છે. ત્યાંનાં ક્ષેત્રો તથા પર્વતોનાં માપ ધાતકી ખંડની જેમ જાણવાં.

પુષ્કરાર્ધ-દ્વિપને ચારે બાજુ ફરતો માનુષોત્તર પર્વત છે મનુષ્યોની વસતિ ત્યાં સુધી જ હોવાથી તે 'અઢી દ્વિપ' અથવા મનુષ્યલોકના નામથી પણ ઓળખાય છે ત્યાર પછી જે અસંખ્ય દ્વિપો અને સમુદ્રો છે, તે એક-એકથી બમણા વિસ્તાવાળા છે અને તેમાં તિર્યંચો રહે છે, તથા ત્યાં દેવોની નગરીઓમાં દેવો પણ વસે છે.

આ અસંખ્ય દ્વિપ-સમુદ્રોમાં સૌથી છેલ્લે સ્વયંભૂરમણ દ્વિપ અને સ્વયંભૂરમણ સમુદ્ર આવે છે.

મનુષ્ય લોકનો કુલ વિસ્તાર પિસ્તાલીશ લાખ યોજનનો છે – તેમાં પંદર કર્મભૂમિ, ત્રીસ અકર્મભૂમિ અને છપ્પન અન્તર્દ્વિપો – તેમાં મનુષ્યો રહે છે.

મનુષ્ય, મનુષ્યક્ષેત્રમાંથી જ સિદ્ધ થઇ શકે છે, તેથી સિદ્ધશિલા પણ પિસ્તાલીશ લાખ યોજનપ્રમાણ વિસ્તારવાળી – આ મનુષ્ય લોકની બરાબર ઉપર આવેલી છે.

**ઊર્ધ્વલોક** :–સમભૂતલા પૃથ્વીથી નવસો યોજન ઊંચે આવેલાં ગ્રહોનાં વિમાનો પછી ઊર્ધ્વલોકની હદ શરૂ થાય છે. ત્યાંથી અસંખ્ય યોજન પ્રમાણમાં કંઇક ન્યૂન એક રજ્જુ પછી દક્ષિણ દિશામાં 'સૌધર્મ' નામનો પ્રથમ દેવલોક આવે છે અને ઉત્તર દિશામાં 'ઈશાન' નામનો બીજો દેવલોક આવે છે.

આ બંને દેવલોકના મળીને કુલ તેર પ્રતરો° છે. ત્યાર પછી ઉપર જતાં દક્ષિણ દિશામાં ત્રીજો 'સનત્કુમાર' અને ઉત્તર દિશામાં ચોથો 'માહેન્દ્ર' દેવલોક આવે છે.

ત્યાર પછી ઉપર જતાં પાંચમો 'બ્રહ્મલોક' દેવલોક છે, તેના છ પ્રતર છે. પછી ઉપર જતાં છઠ્ઠો 'લાંતક' દેવલોક છે, તેના પાંચ પ્રતર છે. ઉપર જતાં 'મહાશુક્ર' દેવ-લોક છે. તેના ચાર પ્રતર છે. એની ઉપર જતાં આઠમો 'સહસ્રાર' દેવલોક છે, તેના ચાર પ્રતર છે. દક્ષિણ તરફ નવમો 'આનત' અને ઉત્તર દિશામાં દશમો 'પ્રાણત' દેવ-લોક છે. આ બંને દેવલોકના મળી કુલ ચાર પ્રતર છે. ત્યાર પછી દક્ષિણ દિશામાં આગળ જતાં અગિયારમો 'આરણ' અને ઉત્તર દિશામાં બારમો અચ્યુત દેવલોક છે, આ બન્નેના પણ ચાર પ્રતર છે.

---

° પ્રતર એટલે ઉપરાઉપરી વલયાકારે ગોઠવાયેલા માળ.

ત્યાર પછી ઉપરાઉપરી રહેલા 'નવ ગ્રૈવેયક'નાં વિમાનો છે. તે નવેના નવ પ્રતર જ છે. ત્યાર પછી ઉપર જતાં સરખી સપાટીએ રહેલાં પાંચ 'અનુત્તર'નાં વિમાનો છે. આ પાંચનો પ્રતર એક જ છે

આ પાંચ વિમાનોમાંથી વિજય, વૈજયંત, જયંત અને અપરાજિત – આ ચાર વિમાનો ચારે દિશામાં છે અને પાંચમું 'સર્વાર્થસિદ્ધ' વિમાન મધ્યમાં છે. આ બધાં વિમાનોમાં વસનારા દેવો 'વૈમાનિક' કહેવાય છે તેમના ભેદ-પ્રભેદ વગેરેની વિશેષ માહિતી ગુરુગમ દ્વારા જાણી લેવી.

અધો, મધ્ય અને ઊર્ધ્વ – આ ત્રણે લોક મળી ચૌદ રાજપ્રમાણનો 'લોકપુરુષ' છે. આ ચૌદ રાજની ગણતરી અને વ્યવસ્થા આ રીતે છે.

મેરુપર્વતના મધ્યભાગમાં ગોસ્તનાકારના ચાર ઉપર અને ચાર નીચે એમ આઠ રુચક પ્રદેશો છે; ત્યાંથી કંઈક ન્યૂન સાત રાજપ્રમાણ ઊંચો ઊર્ધ્વલોક છે અને કંઈક અધિક સાત રાજપ્રમાણ નીચો અધોલોક છે. આ બંને મળી ચૌદ રાજપ્રમાણ ઊંચાઈ વાળો લોકાકાશ છે.

### —: અધોલોકની વ્યવસ્થા :—

(૧) રત્નપ્રભા પૃથ્વીના ઉપરના પ્રતરથી શર્કરાપ્રભાના ઉપરના પ્રતર સુધી એક રજ્જુ. તેમાં રત્નપ્રભા પૃથ્વીથી, ઘનોદધિ, ઘનવાત, તનવાત અને આકાશ અનુક્રમે નીચે-નીચે રહેલા છે : આ રીતે પ્રત્યેક નરક પૃથ્વીમાં સમજવું.

(૨) શર્કરાપ્રભાના ઉપરના પ્રતરથી લઈ, વાલુકાપ્રભાના ઉપરના પ્રતર સુધી એક બીજો રજ્જુ.

(૩) વાલુકાપ્રભાના ઉપરના પ્રતરથી લઈ પંકપ્રભાના ઉપરના પ્રતર સુધી એક ત્રીજો રજ્જુ.

(૪) પંકપ્રભાના ઉપરના પ્રતરથી લઈ ધૂમપ્રભાના ઉપરના પ્રતર સુધી એક ચોથો રજ્જુ.

(૫) ધૂમપ્રભાના ઉપરના પ્રતરથી લઈ તમઃપ્રભાના ઉપરના પ્રતર સુધી એક પાંચમો રજ્જુ.

(૬) તમઃપ્રભાના ઉપરના પ્રતરથી લઈ તમઃ તમઃ પ્રભા પૃથ્વી સુધી એક છઠ્ઠો રજ્જુ.

(૭) તમઃતમઃપ્રભા પૃથ્વીથી લઈ લોકના છેડા સુધી એક સાતમો રજ્જુ.

આ પ્રમાણે સાત નરક પૃથ્વીઓ વડે અધોલોક કંઈક અધિક સાત રજ્જુપ્રમાણની ઊંચાઈમાં છે.

—: ઊર્ધ્વલોકની વ્યવસ્થા :—

(૧) રત્નપ્રભાના ઉપરના પ્રતરથી લઈ સૌધર્મ-પ્રથમ દેવલોકના તેરમા પ્રતરના વિમાનની ધજાના અંત સુધી એક રજ્જુ.

(૨) સૌધર્મથી લઈ ચોથા માહેન્દ્ર દેવલોકના બારમા પ્રતરના વિમાનના અંત સુધી બીજો એક રજ્જુ.

(૩) 'લાંતક'ના પાંચમા પ્રતરના અંત સુધી ત્રીજો એક રજ્જુ.

(૪) 'સહસ્રાર'ના ચોથા પ્રતર સુધી ચોથો રજ્જુ

(૫) 'અચ્યુત'ના છેલ્લા પ્રતર સુધી પાંચમો રજ્જુ.

(૬) ગ્રૈવેયકના નવમા પ્રતર સુધી છઠ્ઠો રજ્જુ.

(૭) લોકાન્ત સુધી સાતમો રાજ પૂર્ણ થવાથી અધો-ઊર્ધ્વ બંને મળી સંપૂર્ણ લોક ચૌદરાજ પ્રમાણ ઊંચો જાણવો અને તેની પહોળાઇ અધોલોકમાં સાતમી નરક પૃથ્વીતલે કાંઇક ન્યૂન સાત રજ્જુની છે, પછી ક્રમશઃ ઘટતાં-ઘટતાં મધ્ય-નાભિના સ્થાને એક રજ્જુની પહોળાઇ રહે છે. ત્યાર પછી ઊર્ધ્વલોકમાં વધતાં-વધતાં હાથની બે કોણીના સ્થાનની પહોળાઇ પાંચ રજ્જુની થાય છે. તે પછી ઘટીને મસ્તકના સ્થાને એક રજ્જુપ્રમાણ પહોળાઈ રહે છે.

મેરુના મધ્યભાગે ત્રસ નાડી છે. તે એક રજ્જુપ્રમાણ પહોળી અને ચૌદ રજ્જુપ્રમાણ લાંબી-ઊંચી છે. ત્રસ જીવોની ઉત્પત્તિ તેમાં જ થાય છે.

—: ચૌદ રાજલોકની સ્પર્શના :—

જિનાગમોમાં સ્પષ્ટપણે જણાવેલું છે કે – "કેવળી ભગવાન જ્યારે કેવળી સમુદ્ઘાતની પ્રક્રિયા કરે છે, ત્યારે આઠ સમયની આ પ્રક્રિયામાં ચોથા સમયે તેઓ પોતાના આત્માના એક-એક પ્રદેશને આકાશના પ્રત્યેક પ્રદેશમાં ગોઠવીને સર્વ લોકવ્યાપી બને છે."

કોઇક શ્રુતજ્ઞાની મહાતપસ્વી મુનિરાજ ઇલિકાગતિ વડે અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થતા હોય ત્યારે અહીંથી સાત રાજ સુધી ઊર્ધ્વલોકની સ્પર્શના કરે છે.

આ રીતે સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ વગેરે ઉત્તમ આત્માઓ પણ ઉત્કૃષ્ટથી પાંચ રાજની સ્પર્શના કરે છે. °

આ બધા પરમ પવિત્ર આત્માઓના પવિત્રતમ આત્મ-પ્રદેશોના પાવનકારી સ્પર્શથી આ આખો ય લોક પાવન થયેલો છે તેમજ આજે ય પાવન થઇ રહ્યો છે.

આ પવિત્રતાનો સમ્યગ્પણે વિચાર કરતાં અનંત ઉપકારી ભગવંતોના અનંત ઉપકાર સાથે આંતરિક જોડાણ થાય છે. તેના પ્રભાવે સાધકને આધ્યાત્મિક સાધનામાં અપૂર્વ બળ મળે છે અને તેમાં આગળ વધતાં નિર્મળ ધ્યાનયોગ વડે એ વિશ્વવ્યાપી પવિત્રતાનો કંઇક અંશે અનુભવ પણ કરી શકે છે.

° આ સંબંધી વિશેષ માહિતી માટે જુઓ :
'સર્વજ્ઞ કથિત પરમ સામાયિક ધર્મ' (કર્તા-વિ. કલાપૂર્ણસૂરિ) સ્પર્શના દ્વાર વિભાગ પૃ. ૭૮.

શુદ્ધ આત્માની અચિન્ત્ય શક્તિના સ્વાભાવિક આ પ્રભાવ ઉપર જેમ-જેમ ચિંતન-મનન-ધ્યાન કેન્દ્રીભૂત થાય છે, તેમ-તેમ અભેદાનુભૂતિની કક્ષા પરિપકવ થાય છે, વિશ્વાત્મભાવની ભૂમિકા સુદૃઢ થાય છે, વિશ્વેશ્વર વીતરાગ પરમાત્માનું ધ્યાન લાગુ પડવા માંડે છે.

## -: લોકસ્વરૂપના ચિંતનનું મહત્ત્વ :-

ચૌદ રાજલોકનું તેમજ તેમાં રહેલા જીવાદિ દ્રવ્યોનું ચિંતન સંવેગ * અને વૈરાગ્ય આદિ ગુણોને પ્રગટાવે છે.

મુમુક્ષુ સાધકે જેના વડે પોતાની સમગ્રતાને નિત્ય ભાવિત કરવાની છે, તે બાર ભાવનાઓમાં 'લોકસ્વરૂપ' ભાવનાને પણ સ્થાન છે.

સંસ્થાન વિચય ધ્યાનમાં પણ લોક સ્વરૂપનું ચિંતન કરવાનું વિધાન છે

ભાવના સંવરરૂપ છે, જે આવતાં કર્મોનો નિરોધ કરે છે અને ધ્યાન નિર્જરારૂપ છે, જે જૂનાં કર્મોનો ક્ષય કરે છે.

આ રીતે લોકસ્વરૂપની વિચારણા દ્વારા તેમાં છુપાયેલાં તત્ત્વગર્ભિત ઊંડાં રહસ્યો સ્પષ્ટ-સ્પષ્ટતર થતાં તે આધ્યાત્મિક સાધનાનું એક અંગ બની રહે છે

## --: લોકસ્વરૂપના ચિંતનના મુદ્દાઓ :--

ક્ષિતિ-પૃથ્વી, વલય-ઘનોદધિ આદિ, દ્વિપ-જમ્બૂદ્વિપ આદિ ભરતાદિ ક્ષેત્રો, લવણ સમુદ્ર આદિ સાગરો, નરક-રત્નપ્રભાદિ, વિમાન-જ્યોતિષ આદિ દેવોનાં વિમાનો, ભવન-અસુરકુમાર આદિ ભવનપતિ દેવોનાં સાત કરોડ બોતેર લાખ ભવનો તેમજ આ પૃથ્વી વગેરે વસ્તુઓ.

લોકસ્વરૂપના ચિંતન માટે જરૂરી મુદ્દા ટાંકયા પછી ચિંતન કેમ કરવું તે જોઇએ :

(૧) ઊર્ધ્વલોકમાં રહેલા દેવો અને તેમને રહેવાનાં વિમાનાદિનું સ્વરૂપ, તેમની સંખ્યા વગેરેનું ચિંતન કરવાથી 'ઉત્સાહ' યોગ વૃદ્ધિંગત થાય છે. આ ઉત્સાહ, દબાયેલી આત્મશક્તિને પ્રગટ કરે છે.

(૨) અધોલોકમાં રહેલા ભવનપતિ નિકાયના દેવોને રહેવાના ભવનાદિ તથા નરકાવાસ વગેરેના ચિંતન વડે 'પરાક્રમ' યોગ વૃદ્ધિ પામે છે. ઉત્સાહરૂપ વીર્ય શક્તિના વિશેષથી ઉપર લઈ જવાયેલાં કર્મોને પાછાં નીચે લઇ આવનાર એક વિશિષ્ટ આત્મ-શક્તિને 'પરાક્રમ' કહે છે.

(૩) તિર્યગ્ લોકમાં રહેલા દ્વિપ, સમુદ્ર વગેરેના ચિંતન વડે 'ચેષ્ટા' યોગ વૃદ્ધિ પામે છે. સ્વ-સ્વ સ્થાને રહેલાં કર્મોને તપેલા લોખંડના ભાજનમાં રહેલા પાણીની જેમ સૂકવી નાંખનાર એક વિશિષ્ટ આત્મશક્તિને 'ચેષ્ટા' કહે છે

* जगत्कायस्वभावौ च संवेगवैराग्यार्थम् । --तत्त्वार्थसूत्र

ત્રણે લોકમાં રહેલા સર્વ પદાર્થોમાં જીવ મુખ્ય છે, અને તેના ઉત્કૃષ્ટ મંગલનું ચિંતન કરતા રહેવાથી અપૂર્વ ઉત્સાહ વધે છે. જેનાથી ત્રણે લોકના સર્વ પદાર્થોનું યથાર્થ ચિંતન કરવાની મહાન કળા સાધી શકાય છે, અને તેના દ્વારા ધ્યાનમાં પણ વિશેષ-વિશેષ સ્થિરતા પ્રાપ્ત થાય છે.

સ્થિર-નિશ્ચળ ધ્યાનથી કર્મક્ષયની પ્રક્રિયા વેગવંત બને છે અને તેનાથી આત્મા વિશુદ્ધતર અને વિશુદ્ધતમ બનતો જાય છે.

જિનાગમોમાં બતાવેલા દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, કથાનુયોગ અને ગણિતાનુ-યોગ – આ ચારે અનુયોગોનું અધ્યયન, મનન, ચિંતન સંવર–નિર્જરારૂપ આત્મ-સાધનામાં પોતપોતાને સ્થાને આવશ્યક અને ઉપકારક છે. એક પણ અનુયોગની ઉપેક્ષા એ સાધ-કની સાધ્ય પ્રત્યેની ઉપેક્ષા છે.

આત્મિક સાધનાના માર્ગે સંગીન વિકાસ કરવાની ઉત્કટ ભાવનાવાળા સાધકો માટે આ અનુયોગોનું યથાર્થ જ્ઞાન–શ્રદ્ધાન અતિ આવશ્યક છે.

## (૭) શક્તિ–યોગનાં આલંબનો

મૂળપાઠઃ–शक्तः तत्त्व–परमतत्त्वचिन्ता ।

**અર્થ** :– જીવાદિ તત્ત્વ અને ધ્યાન–પરમધ્યાન આદિ – પરમ તત્ત્વની ચિંતા એ શક્તિ–યોગનાં આલંબનો છે.

**વિવેચન** – એક વિશિષ્ટ પ્રકારના આત્માના સામર્થ્યને શક્તિ કહે છે.

જીવ અને કર્મોને પરસ્પરથી અલગ કરવા માટે શક્તિની અભિમુખતા સાધવી, તે શક્તિ–યોગ છે.

જીવ, અજીવ આદિ નવ તત્ત્વોના સ્વરૂપનું ચિંતન એ તત્ત્વ–ચિંતા છે.

ધ્યાન, પરમધ્યાન આદિ ચોવીસ પ્રકારનાં ધ્યાનો અને ભેદ–પ્રભેદોના સ્વરૂપનું ચિંતન – એ પરમ તત્ત્વચિંતા છે

આ બંને પ્રકારની ચિંતાઓ શક્તિ–યોગને પ્રગટ કરનાર તેમજ પુષ્ટ કરનાર હોવાથી તેના આલંબનરૂપ છે

સર્વજ્ઞ–સર્વદર્શી તીર્થંકર પરમાત્મા પ્રવચન દ્વારા નવ તત્ત્વોના વિશદ સ્વરૂપને પ્રકાશિત કરે છે–સમજાવે છે, ગણધર ભગવંતો તત્ત્વોના સ્વરૂપને સૂત્રરૂપે ગૂંથે છે,

ગણધર ભગવંતો દ્વારા પ્રણીત જિનાગમો એ નવ તત્ત્વોનો જ અર્થ વિસ્તાર છે, અને અન્ય સુવિહિત આચાર્ય ભગવંતો આદિ દ્વારા રચાયેલા પ્રકરણ–ગ્રન્થો વગેરેમાં પણ નવ–તત્ત્વોનું જ વિસ્તૃત વિવેચન કરવામાં આવ્યું છે,

જગતના સમસ્ત ચર–અચર પદાર્થો અને ધર્મ, યોગ કે અધ્યાત્મની સર્વ સાધનાઓ આ નવ–તત્ત્વોમાં જ સમાયેલી છે. નવ–તત્ત્વોથી અલગ કોઇ વસ્તુ નથી.

ધ્યાન–પરમધ્યાન આદિ ધ્યાનો પણ નિર્જરા તત્ત્વના અંગભૂત હોવા છતાં, પરમ તત્ત્વરૂપે તેનો સ્વતંત્ર નિર્દેશ એ આત્મ–સાધનાના માર્ગે તેની સર્વાધિક પ્રધાનતા, ક્ષમતા અને અનિવાર્યતા સૂચિત કરે છે.

હવે નવ-તત્ત્વોનાં નામ અને તેના સ્વરૂપનો ટૂંકમાં વિચાર કરીએ.

નવ-તત્ત્વ નીચે મુજબ છે :—

(૧) જીવ, (૨) અજીવ, (૩) પુણ્ય, (૪) પાપ, (૫) આસ્રવ, (૬) સંવર, (૭) નિર્જરા, (૮) બંધ અને (૯) મોક્ષ.

## —: જીવ દ્રવ્યની સ્વતંત્રતા અને વિશિષ્ટતા :—

જીવ સ્વતંત્ર દ્રવ્ય છે. ધર્માસ્તિકાય આદિ અન્ય પાંચ દ્રવ્યોથી તેનું સ્વરૂપ અને લક્ષણ સર્વથા ભિન્ન છે.

દ્રવ્ય એ ગુણ અને પર્યાયથી યુક્ત હોય છે. એથી જીવ દ્રવ્ય પણ ગુણ અને પર્યાય યુક્ત છે, તેમજ નિત્ય છે.

જીવનો દ્રવ્યરૂપે કદી નાશ થતો નથી. જે સદા જીવે છે, જીવતો હતો અને જીવશે. તે અવિનાશી જીવ, પોતાના 'ઉપયોગ' સ્વભાવને કદી છોડતો નથી, ભલે પછી તે નરકમાં હોય કે નિગોદમાં હોય.

જે ધર્મો દ્રવ્યની સાથે રહેનારા-સહભાવી હોય, તેને 'ગુણ' કહે છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય આદિ ગુણો છે, જે સદા જીવની સાથે જ રહે છે, કોઈ પણ કાળે જીવમાં આ ગુણોનો અભાવ થતો નથી.

જે ધર્મો ક્રમભાવી હોય, એટલે કે ઉત્પન્ન થનારા અને નાશ પામનારા હોય, તેને 'પર્યાય' કહે છે. પર્યાયોનો ઉત્પાદ અને વ્યય થાય છે, છતાં દ્રવ્ય અને ગુણ ધ્રુવ-કાયમ રહે છે.

તાત્પર્ય કે—

દ્રવ્યની અપેક્ષાએ જીવદ્રવ્ય એક છે.

ક્ષેત્રની અપેક્ષાએ જીવ અસંખ્ય આત્મપ્રદેશોમાં રહે છે.

કાળની અપેક્ષાએ જીવ અનાદિ-અનંત છે.

ભાવની અપેક્ષાએ જીવ અનંત પર્યાયવાળો છે, અર્થાત્ જીવના અનંતા જ્ઞાન-પર્યાયો, દર્શન પર્યાયો, ચારિત્ર પર્યાયો અને અગુરુલઘુ પર્યાયો હોય છે. °

'एगे आया' આ સૂત્ર-પદ ચેતના લક્ષણની અપેક્ષાએ આત્મા 'એક છે' એમ જણાવે છે.

જુદી-જુદી અપેક્ષાઓથી જીવોના અનેક ભેદ અનેક રીતે શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યા છે, તેમાં 'ચેતના'ની અપેક્ષાએ જીવનો એક ભેદ કહ્યો છે.

આત્માનું જે સત્-ચિત્-આનંદમય શુદ્ધ સ્વરૂપ છે, તે સર્વ જીવોનું એક સરખું

---

° दव्वेणेक्कं दव्वं, संखातीतप्पदेसमोगाढं ।
कालेऽणादिनिहणं, भावे नाणाइयाऽणंता ॥ १५४ ॥
—बृहत्कल्पसूत्र पीठिका.

છે. સ્વરૂપથી સર્વ જીવો સદૃશ છે. જેવો સ્વભાવ સિદ્ધ-પરમાત્માનો છે, તેવો જ સ્વભાવ સર્વ-જીવોનો છે. એથી જ જે યોગી પુરુષો સચ્ચિદાનંદમય સ્વ-સ્વભાવમાં મગ્ન હોય છે, તેઓ સર્વ જીવોને પણ સચ્ચિદાનંદ સ્વરૂપે જુએ છે.

દ્રવ્યરૂપે આત્મા, પરમાત્મા સ્વરૂપ જ છે, સર્વ જીવોના આઠ રુચક પ્રદેશો સદા કર્મરહિત-નિરાવરણ હોવાથી સિદ્ધ સદૃશ શુદ્ધ છે, અર્થાત્ જીવ માત્રમાં પરમાત્મ-શક્તિ રહેલી છે, તેને ઉપાદાન શક્તિ કહે છે.

જીવના ચૌદ સ્થાનો-ભેદ, ચૌદ ગુણસ્થાન, ચૌદ માર્ગણા* - આ સર્વ જીવનાં પરિણામો છે, જીવની અવસ્થાઓ છે-તે બદલાયા કરે છે, પણ જીવ કદી બદલાતો નથી. તેનો શુદ્ધ જ્ઞાયકભાવ સદા એક સ્વભાવવાળો છે.°

શુદ્ધ નયની દૃષ્ટિએ ઉપરોક્ત સર્વ અવસ્થાઓ કર્મજન્ય હોવાથી ઉપાધિરૂપ છે. જીવ સ્વયં સકળ ઉપાધિઓથી રહિત, નિષ્કલ અને શુદ્ધ સ્ફટિક સદૃશ નિર્મળ છે.

બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા - આ ત્રણે આત્માની જ અવસ્થાઓ છે. અંતરાત્મભાવ વડે બહિરાત્મભાવનો ત્યાગ કરીને પ્રચ્છન્ન પરમાત્મભાવને પ્રગટ કરી શકાય છે, પામી શકાય છે.

આત્મામાં પરમાત્મા બનવા યોગ્યતા રહેલી છે. તેથી જ આત્મા જ્યારે પરમાત્મા સાથે એકત્વ ભાવનાથી ભાવિત બની સમાપત્તિ સિદ્ધ કરે છે, ત્યારે પરમાત્મતુલ્ય પોતાની આત્મશક્તિને જાણે છે. (જે આત્મા આ પરમાત્મભાવનાનો 'વિષય' નથી બનતો, તેને આ તાત્ત્વિકી સમાપત્તિ થતી નથી.)

પરમાત્મ-ધ્યાનના પ્રભાવે અવિદ્યા-મિથ્યા મોહનો નાશ થવાથી, પ્રત્યેક અવસ્થામાં પ્રચ્છન્નરૂપે રહેલી પરમાત્મશક્તિનું જ્ઞાન થાય છે.

---

* ચૌદ માર્ગણા-જીવોની બાહ્ય અને આંતરિક જીવન સંબંધી અનંત ભિન્નતાઓનું એક બુદ્ધિગમ્ય વર્ગીકરણ. તેને 'માર્ગણા' કહે છે ને મુખ્ય ૧૪ માર્ગણાઓ નીચે મુજબ છે :

(૧) ગતિ, (૨) ઇન્દ્રિય, (૩) કાય, (૪) યોગ, (૫) વેદ, (૬) કષાય, (૭) જ્ઞાન, (૮) સંયમ, (૯) દર્શન, (૧૦) લેશ્યા, (૧૧) ભવ્ય, (૧૨) સમ્યક્ત્વ, (૧૩) સંજ્ઞી, (૧૪) આહારક

ગતિ આદિ ચાર અવસ્થાઓને લઈને જીવમાં ગુણસ્થાન આદિની માર્ગણા એટલે કે વિચારણા કરવામાં આવે છે, તે અવસ્થાઓને માર્ગણા કહે છે.

° जीवस्थानानि सर्वाणि, गुणस्थानानि मार्गणाः ।
परिणामा विवर्तन्ते, जीवस्तु न कदाचन ॥ २९ ॥
उपाधिः कर्मणैव स्या-दाचाराऽऽद्यौ श्रुतं ह्यदः ।
विभवानित्यभावेऽपि, ततो नित्यस्वभाववान् ॥३०॥
—द्वा. द्वा. १०.

જગતના સર્વ જીવો સ્વરૂપની શક્તિની અપેક્ષાએ સમાન છે, તેથી તે સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવ–સ્નેહભાવ–સ્વતુલ્ય ભાવ દાખવવો તેમજ તદનુરૂપ પ્રવૃત્તિ કરવી તે મુમુક્ષુ સાધકનું કર્તવ્ય છે – એમ જ્ઞાની પુરુષો ફરમાવે છે.

જે પ્રેમ લાગણી આપણને આપણી જાત માટે છે, આપણા નિકટવર્તી જીવો માટે છે, તે પ્રેમ અને લાગણી તે જીવજાતિ સુધી વિસ્તારવી એ જ 'સામાયિક' પ્રવેશદ્વાર છે.

ત્રણ જગતના તમામ જીવો જ્યારે આત્મવત્ અને આત્મભૂત પ્રતીત થાય છે, ત્યારે સર્વ પ્રકારના અશુભ આસ્રવ–કર્મબંધનાં દ્વારો બંધ થાય છે, અને સંવર–નિર્જરા સ્વરૂપ ચારિત્રનું શુદ્ધ પાલન થવા સાથે આત્મરતિ અનુભવાય છે.

શુદ્ધ નયની દૃષ્ટિએ ચેતના લક્ષણથી જીવનો એક ભેદ છે, તેમ વ્યવહાર નયની દૃષ્ટિએ જીવના ૨, ૩, ૪, ૫, ૬, ૧૪ યાવત્ ૫૬૩ ભેદ પણ થાય છે, અને તે ભેદવાળા જીવોમાં પણ ઔદયિક, ક્ષાયોપશમિક આદિ ભાવોની વિચિત્રતાને લઈને અનેક પ્રકારની વિચિત્રતાઓ જોવા મળે છે. જીવોની કર્મજન્ય તે-તે વિષમ અવસ્થા–વિશેષને લઈને પણ તેમના પ્રત્યેનો મૈત્રીભાવ ખંડિત ન થાય, દ્વેષ કે તિરસ્કાર ન થાય, માટે દુઃખી જીવો પ્રત્યે કરુણા, ગુણી જીવો પ્રત્યે પ્રમોદ અને વિપરીત વૃત્તિવાળા જીવોના દોષ પ્રત્યે ઉપેક્ષા–મધ્યસ્થ ભાવ રાખવાથી 'મિત્તી મે સવ્વ ભૂએસુ'ના પરિણામને અખંડ રાખી શકાય છે.

ઉપકારી ભગવંતો ફરમાવે છે કે – ધર્મની પરિણતિ પહેલાં જીવને જે મૈત્રી પોતાની જાત સાથે હોય છે, જે પ્રમોદ પોતાના ગુણ માટે હોય છે, જે કરુણા પોતાનાં દુઃખ પ્રત્યે હોય છે, જે ઉપેક્ષાભાવ પોતાના દોષ પ્રત્યે હોય છે – ધર્મ પરિણતિ પછી તે જ મૈત્રીભાવ સમસ્ત જીવજાતિ સાથે હોય છે, તેવો જ પ્રમોદ સર્વ ગુણીજનોના ગુણ પ્રત્યે હોય છે, તેવી જ કરુણા સર્વ દુઃખી જીવો પ્રત્યે હોય છે, તેવો જ ઉદાસીનભાવ સર્વના દોષો પ્રત્યે હોય છે.

આ રીતે ઉપયોગ અને ઉપગ્રહ દ્વારા તથા દ્રવ્ય–ગુણ–પર્યાયથી જીવતત્ત્વના સૂક્ષ્મ સ્વરૂપનું ચિંતન કરવું એ જીવતત્ત્વની ચિંતા છે.

આ ચિંતા એટલી સાત્ત્વિક અને તાત્ત્વિક છે કે તેના સતત અભ્યાસથી ચિત્ત, સૂક્ષ્મ–સૂક્ષ્મતર તેમજ શુદ્ધ–શુદ્ધતર બનીને ધ્યાનપાત્ર બને જ છે

### —: જીવનાં બે લક્ષણ :—

જે સદા જીવે છે, તેને જીવ કહેવાય છે. 'જીવ–આત્મા–ચેતન વગેરે એકાર્થક નામો છે.

જીવનું અંતરંગ લક્ષણ 'ઉપયોગ' છે, ઉપયોગના બે પ્રકાર છે :

(૧) સાકાર ઉપયોગ, (૨) નિરાકાર ઉપયોગ.

સાકાર ઉપયોગ વસ્તુના વિશિષ્ટ સ્વરૂપને બતાવે છે, તેને 'જ્ઞાન' કહે છે : તે ભેદ–ગ્રાહક છે.

નિરાકાર ઉપયોગ વસ્તુના સામાન્ય સ્વરૂપને બતાવે છે, તેને 'દર્શન' પણ કહે છે–તે અભેદગ્રાહક છે.

આ બને પ્રકારના ઉપયોગ પ્રત્યેક સંસારી જીવમાં ઓછા-વધતા પ્રમાણમાં અવશ્ય હોય છે અને સિદ્ધાત્માઓને તે સંપૂર્ણ રીતે શુદ્ધ અને પ્રગટ હોય છે.

આમ ઉપયોગ (ચેતના) એ જીવનું સ્વરૂપદર્શક લક્ષણ છે, તેથી તે ત્રણે કાળમાં સર્વ જીવોમાં વ્યાપકરૂપે અવશ્ય હોય છે. ઉપયોગ વિનાનો જીવ કયારેય હોતો નથી, તેમજ જીવ સિવાય બીજા કોઈ દ્રવ્ય(પદાર્થ)માં તે ઉપયોગ (સંવેદનાત્મક શક્તિ) હોતો નથી.

જીવનું બહિરંગ લક્ષણ 'ઉપગ્રહ' છે. એનાથી પ્રત્યેક જીવનો અન્ય સર્વ જીવો સાથે પરસ્પર કયો સંબંધ છે, તેનો બોધ થાય છે

ઉપગ્રહ એટલે જીવોનો પરસ્પર–એક બીજાના હિતાહિતમાં નિમિત્તભૂત બનવાનો સ્વભાવ. ०

ચૈતન્ય શક્તિના તારતમ્યને લઈને જેમ 'ઉપયોગ'માં તારતમ્ય હોય છે, તેમ ઉપગ્રહમાં પણ તારતમ્ય હોય છે, એટલે આ બંને લક્ષણો દરેક જીવમાં હોય જ છે

'ઉપગ્રહ'નો પ્રયોગ ઉપકાર, સહાય અર્થમાં પણ થાય છે જેમકે–જે સાધુ ગચ્છના સાધુઓને ભોજન, શ્રુત આદિના દાન વડે ઉપકાર કરે છે, તે સાધુ ગચ્છનો ઉપગ્રહકારક છે; પરંતુ 'તત્ત્વાર્થ સૂત્ર'માં જે પરસ્પર ઉપગ્રહ કરવાનો જીવ માત્રનો સ્વભાવ જણાવ્યો છે. તેનો અર્થ તત્ત્વાર્થ ભાષ્ય અને વૃત્તિમાં આ પ્રમાણે કરેલો છે:

'परस्परस्य हिताहितोपदेशाभ्यामुपग्रहो जीवानामिति।' *

હિતના પ્રતિપાદન અને અહિતના નિષેધ દ્વારા જીવોનો પરસ્પર 'ઉપગ્રહ' (ઉપકાર) થાય છે.

જેવી રીતે જીવો પરસ્પર-એકબીજાને ઉપકારક બને છે, તેવી રીતે અન્ય પુદ્ગલાદિ પદાર્થો પરસ્પર ઉપકારક બનતા નથી. પુદ્ગલાદિ અન્ય દ્રવ્યોનો ઉપકાર એકપક્ષીય છે. અન્ય દ્રવ્યને તે ઉપકારક બનનાર પુદ્ગલાદિ દ્રવ્યને તે ઉપકારના બદલામાં કોઈ લાભ-હાનિ થતાં નથી.

જીવ સિવાયના અન્ય દ્રવ્યોમાં ભાવના આદાન-પ્રદાનની સ્વાભાવિક ક્ષમતા (શક્તિ) હોતી નથી. ફક્ત જીવ જ જીવોના ઉપકારક સ્વભાવનો પ્રતિનિધિ છે.

મિત્ર-જીવ સન્માર્ગ બતાવીને તેમજ અન્ય આપત્તિઓના વિવિધ પ્રસંગે મદદ દ્વારા ઉપગ્રહકારક નીવડે છે.

---

० परस्परोपग्रहो जीवानाम् २१-५. —तत्त्वार्थ सूत्र.

* તત્ત્વાર્થ ભાષ્ય પૃ. ૨૧.

શત્રુ-જીવ સંકટો ઊભાં કરીને કર્મક્ષયમાં સહાયક નીવડવા દ્વારા ઉપગ્રહકારક નીવડે છે.

ઉદાસીન-જીવ અંતરાય ન કરવા દ્વારા ઉપગ્રહકારક નીવડે છે

આ રીતે 'परस्परोपग्रहो जीवानाम्' સૂત્ર સર્વાંશે યથાર્થ પુરવાર થાય છે.

જીવના આ આગવા સ્વભાવનો સ્પષ્ટ નિર્દેશ કરવા માટે સૂત્રમાં ફરીથી 'ઉપગ્રહ' શબ્દનું ગ્રહણ થયું છે, અને સહુથી વધુ ઉપકાર ધર્મોપદેશ દ્વારા થાય છે – ને બતાવવા ભાષ્યમાં 'ઉપદેશ' શબ્દનો સાક્ષાત્ પ્રયોગ કરવામાં આવ્યો છે.

પ્રશ્ન: અહિતનો ઉપદેશ અથવા અહિતકર હિંસાદિ અનુષ્ઠાન દ્વારા ઉપકાર શી રીતે થાય?

ઉત્તર: અહીં 'ઉપગ્રહ' (ઉપકાર) શબ્દ નિમિત્તવાચી છે, તેથી ઉપદેશ આદિ જેવાં હોય છે – તે મુજબનું પરસ્પર હિત અને અહિત થાય છે.

સર્વ જીવો પરસ્પર ઉપકાર કરે છે. તેનો તાત્પર્યાર્થ એ છે કે સર્વ જીવોનો એક-બીજાના અનુગ્રહ (હિત) અને ઉપઘાત (અહિત)માં નિમિત્તભૂત બનવાનો સ્વભાવ છે

## -: જીવોનો સંબંધ :-

વ્યક્તિની અપેક્ષાએ જીવો અનંત છે, છતાં જીવત્વ જાતિની અપેક્ષાએ જીવ માત્ર એક છે. 'एगे आया' –'આત્મા એક છે.'

આ સૂત્ર-પંક્તિ સર્વ જીવોમાં જીવત્વ એક સરખું હોવાથી એ સ્વરૂપ-સાદૃશ્યની અપેક્ષાએ સર્વ જીવો એક છે – એમ જણાવે છે

'परस्परोपग्रहो जीवानाम' આ સૂત્રમાં પ્રયુક્ત 'પરસ્પર' શબ્દ અત્યંત માર્મિક છે. અને તેનો અર્થ એ છે કે – પ્રત્યેક જીવનો, બીજા સર્વ જીવો સાથે જીવત્વ-જાતિનો એક શાશ્વત સંબંધ રહેલો છે. તેથી એક જીવ, બીજા જીવ સાથે હિત કે અહિતનો જેવો વિચાર કે વર્તાવ કરે છે, તેવા પ્રકારનું હિત કે અહિત તે જીવનું થાય છે

અહીં એ ખાસ નોંધવાનું કે જીવનો મૂળ સ્વભાવ ઉપકારક જ છે, અનુપકારક વલણ યા વર્તાવનું કારણ કર્મવશતા છે, અર્થાત્ જેવો સ્વભાવ સિદ્ધ ભગવંતોનો છે, તેવો જ સ્વભાવ (મૂળ) જીવનો છે. અનુપકારક વલણ આદિ વિભાવ-દશા-જન્ય છે.

આ સ્પષ્ટતા એટલા માટે કરી છે કે પ્રત્યેક સાધકને પોતાના આત્માના મૂળ સ્વભાવનું ભાન રહે.

## -: નિમિત્તની આવશ્યકતા :-

ઉપાદાન કારણની જેમ નિમિત્ત કારણની પણ કાર્યની ઉત્પત્તિમાં જરૂર પડે છે. કોઈ પણ કાર્ય, નિમિત્ત વિના એકલા ઉપાદાનથી સિદ્ધ થતું નથી ઉપાદાનમાં કાર્યશીલતા નિમિત્તના યોગે આવે છે.

તત્ત્વાર્થસૂત્રમાં બતાવેલાં છ દ્રવ્યોનાં કાર્ય-લક્ષણોનું સૂક્ષ્મપણે ચિંતન કરવાથી નિમિત્ત કારણની આવશ્યકતા અને ઉપકારકતા કેટલી છે, તે સ્પષ્ટ સમજી શકાય છે.

જીવ (અને પુદ્ગલ) જ્યારે ગતિ કરે છે ત્યારે ધર્માસ્તિકાય ગતિમાં સહાય કરે છે અને સ્થિતિ(સ્થિરતા)માં અધર્માસ્તિકાય સહાય કરે છે.

જીવ (અને પુદ્ગલ)ની ગતિ-સ્થિતિમાં સહાય કરવી એ જ અનુક્રમે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનું કાર્ય છે.

હકીકતમાં ગતિ-સ્થિતિનું ઉપાદાન કારણ જીવ પોતે જ હોવા છતાં તે કેવળ સ્વ-શક્તિથી ગતિ-સ્થિતિ કરી શકતો નથી. ગતિ-સ્થિતિ કરવામાં તેને સ્વ-શક્તિ ઉપરાંત અન્ય કોઈ નિમિત્ત કારણની અપેક્ષા રહે જ છે.

સ્વ-શક્તિ એ અંતરંગ કારણ છે. કેવળ અંતરંગ કારણથી કાર્ય ન થાય. અંતરંગ અને બહિરંગ ( બાહ્ય ) એ બંને કારણો મળે તો જ કાર્ય થાય જેમ પંખીમાં ઊડવાની શક્તિ છે, પણ પાંખો કે હવા ન હોય, તો તે ન ઊડી શકે, તેમ જીવમાં ( અને પુદ્ગલમાં ) ગતિ-સ્થિતિ કરવાની શક્તિ હોવા છતાં જો બાહ્ય કારણરૂપ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય ન હોય તો ગતિ-સ્થિતિ કરી શકતા નથી.

તાત્પર્ય કે નિમિત્ત કારણ વિના ઉપાદાન કારણ સ્વયં સક્રિય બની શકતું નથી. એથી જ જીવદ્રવ્યની ગતિ-સ્થિતિમાં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય નિમિત્ત કારણરૂપે ઉપકારક બને છે. તેમજ જીવનાં શરીર-વાણી-મન-શ્વાસોચ્છ્વાસ-સુખ-દુઃખ-જીવન અને મરણ એ સર્વ પુદ્ગલ દ્રવ્યનાં ઉપકાર (કાર્ય) છે.

આ રીતે જીવ દ્રવ્યનો બીજાં દ્રવ્યો સાથે કાર્ય-કારણ ભાવરૂપ જે નૈમિત્તિક સંબંધ છે, તે ઉપરોક્ત ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોનાં કાર્ય લક્ષણો દ્વારા સૂચિત કરીને સૂત્રકાર મહર્ષિ શ્રી ઉમાસ્વાતિજી મહારાજ-'परस्परोपग्रह जीवानाम्' – એ સૂત્ર દ્વારા જીવોના પરસ્પર ઉપકારનું કથન કર્યું છે.

જીવો : સ્વામી-સેવક, ગુરુ-શિષ્ય, શત્રુ-મિત્ર – આદિ ભાવો દ્વારા પરસ્પર એક-બીજાના કાર્યમાં નિમિત્ત બનીને પરસ્પર ઉપકાર કરે છે.

ગુરુ, હિતોપદેશ અને સદનુષ્ઠાનના આચરણ દ્વારા શિષ્ય ઉપર ઉપકાર કરે છે. શિષ્ય, ગુરુને અનુકૂળ વર્તન કરવા દ્વારા ગુરુ ઉપર ઉપકાર કરે છે.

સ્વામી ધન આદિ આપવા દ્વારા સેવક ઉપર ઉપકાર કરે છે અને સેવક અનુકૂળ પ્રવૃત્તિ દ્વારા શેઠને ઉપકારક બને છે.

બે મિત્રો પરસ્પર મિત્રભાવ રાખી એકબીજાના કાર્યમાં સહયોગી બનવા દ્વારા ઉપકાર કરે છે

તેથી સંસારમાં જેટલું મૂલ્ય ગુરુનું છે, તેટલું જ શિષ્યનું છે; જેટલું સ્વામીનું છે, તેટલું જ સેવકનું છે.

યાચક માટે જેમ દાતા ઉપકારી છે, તેમ દાતા માટે યાચક ઉપકારી છે.

આ દૃષ્ટિએ જોતાં જીવો, જીવ માત્રના ઉપકારી છે.

જેમ ધર્માસ્તિકાય આદિ પાંચે અજીવ દ્રવ્યો, જીવ આદિ દ્રવ્યોના કાર્યમાં નિમિત્તરૂપે સહાયક બને છે, તેમ જીવ દ્રવ્ય આ પાંચે અજીવ દ્રવ્યોના કાર્યમાં ઉપકારક બનતો નથી, પરંતુ તે પોતાના સજાતીય સર્વ જીવોના હિતાહિતમાં-અનુગ્રહ. ઉપઘાતમાં તો અવશ્ય નિમિત્ત બને છે.

જીવ, અજીવ દ્રવ્યને ઉપગ્રહકારક નથી બનતો તેનું કારણ, અજીવ દ્રવ્યમાં રહેલો ભાવનો અભાવ છે

હકીકતમાં જીવ પોતે જ પોતાના હિત કે અહિતમાં, અનુગ્રહ કે ઉપઘાતમાં ઉપાદાન કારણ છે; છતાં તે હિત કે અહિત થવામાં નિમિત્ત કારણની અપેક્ષા રહે જ છે. એથી એ વાત સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે જીવોનું હિતાહિત થવામાં નિમિત્ત કારણરૂપે અન્ય સર્વ જીવો કોઇને કોઈ પ્રકારે ભાગ ભજવે છે.

## (૧) મૈત્ર્યાદિ ભાવોની વ્યાપકતા :

શ્રી તીર્થંકર પરમાત્મા, ચરમ ભવ પૂર્વેના પોતાના ત્રીજા ભવમાં ‘ સવિ જીવ કરું શાસનરસી ’ ની પરમોત્કૃષ્ટ ભાવના દ્વારા સર્વ જીવોના લોકોત્તર હિતની સતત ભાવના કરે છે. જેના પ્રભાવે તેઓશ્રી તીર્થંકર નામ-કર્મની નિકાચના કરીને ચરમ ભવમાં તીર્થંકરરૂપે જન્મ ધારણ કરે છે અને સ્વાત્મબળે ઘાતીકર્મોનો સમૂળ ઉચ્છેદ કરી, કેવળજ્ઞાન ઉપાર્જી, ધર્મદેશના દ્વારા સકળ જીવરાશિનું હિત-કલ્યાણ થાય – એવો તત્ત્વપ્રકાશ કરે છે અને ‘ लोगहियाणं’ ના બિરુદને સાર્થક કરે છે.

એ જ રીતે ગણધર ભગવંતો અને બીજા મુનિ-મહાત્માઓ વગેરે પણ મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય ભાવના દ્વારા સર્વ જીવોને યથાયોગ્ય રીતે પોતાની ભાવનાના વિષય બનાવે છે; મહાવ્રતોના પાલન દ્વારા અહિંસાદિના ઉપદેશ દ્વારા તેમનું રક્ષણ કરે છે. આ રીતે સર્વ જીવોના યથાર્થ સ્વરૂપ અને સંબંધને જાણી, તેને અનુરૂપ ઉચિત વર્તન કરે છે – તો તેના ફળરૂપે તેઓ અનુક્રમે સદ્દગતિ અને સિદ્ધિગતિને અવશ્ય પામે છે

આ રીતે કોઇ પણ જીવ જ્યારે સમ્યક્ત્વ પામે છે, ત્યારે તેને જગતના સર્વ જીવો પોતાના આત્મા જેવા લાગે છે. તેથી સ્વાત્માના હિતની જેમ સર્વ જીવોના હિતનું ચિંતન એ કરે છે, અને સર્વમાં પોતાના આત્માનું અને પોતાના આત્મામાં સર્વ જીવોનું દર્શન થવું, એ જ સમ્યગ્ દર્શન છે. સર્વ જીવો સાથે આત્મતુલ્ય વર્તન એ જ ( સર્વ વિરતિ ) સમ્યક્ ચારિત્ર છે.

આવા સમ્યક્ ચારિત્રને પ્રાપ્ત કરવાની જેને સદા ઉત્કંઠા રહે છે, તે સમ્યગ્ દૃષ્ટા છે. હકીકતમાં પ્રત્યેક ધર્માનુષ્ઠાન મૈત્ર્યાદિ ભાવોથી યુક્ત હોય છે, તો જ એ મોક્ષસાધક બને છે.

પુદ્ગલ પ્રત્યેના રાગના અભાવરૂપ વૈરાગ્યની સાથોસાથ જીવ માત્ર પ્રત્યેના સદ્ભાવરૂપ મૈત્ર્યાદિ ભાવો વડે જ મોક્ષસાધના સુશકય બને છે.

આ રીતે પ્રત્યેક મોક્ષસાધક આત્માની શુભ ભાવના વિષય બનીને સર્વ જીવો મોક્ષ પ્રાપ્તિમાં નિમિત્તરૂપે ઉપકારક બને છે.

નવ-તત્ત્વોમાં પહેલા જીવતત્ત્વના આવા ઉપકારક સ્વરૂપનો અભ્યાસ વધુ મહત્ત્વનો છે-અધિક ઉપકારક છે.

તીર્થંકર પરમાત્માની ભાવદયાના વિષયભૂત જીવને અપાતો ભાવ, અનંતગુણો થઇને, જીવના હિતમાં માતા સમાન ભાગ ભજવે છે, માટે ભાવદયાને સર્વ જીવોની માતા કહી છે.

સર્વ જીવોને સાધકે સર્વથા પોતાના ઉપકારી સમજવા જોઇએ.

### (૨) અજીવ તત્ત્વની ચિંતા :

અજીવ તત્ત્વ ચેતના શક્તિ રહિત છે. તેના મુખ્ય પાંચ પ્રકાર છે :-

(૧) ધર્માસ્તિકાય, (૨) અધર્માસ્તિકાય, (૩) આકાશાસ્તિકાય, (૪) પુદ્ગલાસ્તિકાય અને (૫) કાળ.

આ પાંચ દ્રવ્યોમાં પુદ્ગલાસ્તિકાય એ રૂપી દ્રવ્ય છે. વર્ણ, ગંધ, રસ, સ્પર્શયુક્ત હોય તે 'રૂપી' કહેવાય છે. અને જે પુદ્ગલો સ્થૂલ પરિણામવાળાં હોય તે ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી ગ્રાહ્ય બને છે સૂક્ષ્મ પરિણામી હોય, તે ઇન્દ્રિયગ્રાહ્ય બની શકતાં નથી. આપણી નજરે જે કાંઇ દેખાય છે, તે સર્વ પૌદ્ગલિક દ્રવ્યો છે. શેષ ધર્માસ્તિકાય આદિ ચાર દ્રવ્યો અરૂપી છે. અરૂપી દ્રવ્યો વર્ણાદિથી રહિત હોય છે, તેથી ઇન્દ્રિયગ્રાહ્ય બની શકતાં નથી.

આ પાંચે દ્રવ્યોના ગુણધર્મો તથા ભેદ, લક્ષણ વગેરેની વિચારણા કરવી તે અજીવ તત્ત્વની ચિંતા છે.

### (૩-૪) પુણ્ય-પાપ તત્ત્વની ચિંતા :

શુભ કર્મ અને તેનું ફળ એ પુણ્ય છે, તેના બેતાલીસ ભેદ છે. પુણ્યોપાર્જન નવ પ્રકારનાં દાનથી થાય છે – અન્નદાન, જળદાન, વસ્ત્રદાન, આસનદાન, વગેરે સાધનમાં સાધ્યનો ઉપચાર કરીને અન્નદાન વગેરે 'અન્નપુણ્ય' કહેવાય છે. નવમું નમસ્કાર પુણ્ય એ ઉત્કૃષ્ટ પુણ્યબંધનું કારણ છે.

અશુભ કર્મ અને તેનું ફળ એ પાપ છે. તેના બ્યાશી ભેદ છે. હિંસાદિ અઢાર પાપ સ્થાનકો એ પાપોપાર્જનનાં સ્થાનો-કારણો છે.

## (૫) આશ્રવ તત્ત્વની ચિંતા :

કર્મને આવવાનાં દ્વાર એ આશ્રવ તત્ત્વ છે. તેના મુખ્ય પાંચ ભેદ છે : (૧) મિથ્યાત્વ, (૨) અવિરતિ, (૩) પ્રમાદ, (૪) કષાય અને (૫) યોગ. પ્રાણાતિપાત આદિ અઢાર પાપસ્થાનક, સત્તર અસંયમ અને પચીસ ક્રિયાઓ આદિ–આ પાંચ મુખ્ય ભેદનો જ વિસ્તાર છે. તેનું ચિંતન – એ આશ્રવ તત્ત્વની ચિંતા છે.

## (૬) સંવર તત્ત્વની ચિંતા :

આવતાં કર્મોને અટકાવવાં એ સંવર તત્ત્વ છે પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, બાવીસ પરિષહજય, દસ યતિધર્મ, બાર ભાવના અને પાંચ ચારિત્ર વડે આત્મ–પ્રદેશોની અંદર દાખલ થતાં કર્મો અટકી જાય છે; કર્મ નિરોધના સ્વરૂપ વગેરેની વિચારણા એ સંવર તત્ત્વની ચિંતા છે.

## (૭) નિર્જરા તત્ત્વની ચિંતા :

પૂર્વોપાર્જિત કર્મોનો અંશે–અંશે ક્ષય થવો એ નિર્જરા તત્ત્વ છે. છ બાહ્ય અને છ અભ્યંતર – એમ કુલ બાર પ્રકારનાં તપ વડે કર્મોની નિર્જરા થાય છે. બાર પ્રકારનાં તપનું સ્વરૂપ તથા તેના મહિમા વગેરેની વિચારણા એ નિર્જરા તત્ત્વની ચિંતા છે.

## (૮) બંધ તત્ત્વની વિચારણા :

દૂધ અને પાણીની જેમ જીવ અને કર્મનો પરસ્પર સંબંધ થવો – એ બંધ છે. કર્મના મૂળ આઠ અને ઉત્તર એકસો અઠ્ઠાવન ભેદો તથા પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ વગેરેનું સૂક્ષ્મ સ્વરૂપ ચિંતવવું એ બંધ તત્ત્વની ચિંતા છે.

## (૯) મોક્ષ તત્ત્વની ચિંતા :

સર્વ કર્મોનો સમૂળ ઉચ્છેદ થવાથી આત્માના સર્વ ગુણોનો આવિર્ભાવ થવો એ મોક્ષતત્ત્વ છે. 'સત્પદ' પ્રરૂપણા આદિ દ્વારા મોક્ષના સ્વરૂપનો વિચાર કરવો એ મોક્ષ તત્ત્વની ચિંતા છે.

પૂર્વે બતાવેલી આઠ પ્રકારની ચિંતાઓમાં પ્રથમ તત્ત્વ–ચિંતા અને પરમતત્ત્વ–ચિંતા બતાવવાનું કારણ એ જ છે કે – શેષ સર્વ ચિંતાઓનો સમાવેશ તેમાં થયેલો છે, છતાં શુદ્ધિ અને અશુદ્ધિની અપેક્ષાએ પ્રથમ ગુણસ્થાનકથી લઈ સિદ્ધ અવસ્થા સુધીના જીવોની વિશુદ્ધિના તારતમ્ય વગેરેનું ચિંતન કરવા માટે શેષ સર્વ ચિંતાઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેમજ સમ્યગ્ દર્શનાદિ તે–તે ગુણસ્થાનકોની વિશેષ વિશુદ્ધિનું તારતમ્ય વિચારવાનું વિધાન કરાયું છે.

આ બંને ચિંતાઓ દ્વારા સમગ્ર દ્રવ્યાનુયોગનું ચિંતન કરવાનું સૂચન ગર્ભિત રીતે ગ્રન્થકાર મહર્ષિએ કર્યું હોય, એમ જણાય છે.

### પરમતત્ત્વ-ચિંતા :

ધ્યાન, પરમધ્યાન આદિ ચોવીસ પ્રકાર અને તેના પેટા ભેદો (૪, ૪૨૩૭૮) નું જે વિસ્તૃત વર્ણન આ ગ્રન્થમાં કરવામાં આવ્યું છે અને જેનું સંક્ષિપ્ત સ્વરૂપ ગ્રન્થ-પરિચયમાં દર્શાવવામાં આવ્યું છે, તેનો વિચાર કરવો – એ પરમતત્ત્વની ચિંતા છે.

### ચિંતાનું ફળ :

આ બંને પ્રકારની ચિંતાઓ, શક્તિયોગના આલંબન રૂપ છે, અથવા આ બંને પ્રકારની ચિંતાઓના બળે, આત્માની વીર્યશક્તિ વધુ પ્રબળ અને પુષ્ટ બને છે – તેથી ધ્યાનમાં અધ્યવસાયની વિશેષ સ્થિરતા થાય છે.

ક્ષીર-નીર ન્યાયે આત્માના પ્રદેશોમાં રહેલાં કર્મોનો નાશ કરવા માટે ઉદ્યુક્ત થવું એ શક્તિયોગનું કાર્ય છે. જેમ તલમાંથી તેલ કાઢવા માટે તલને ઘાણીમાં નાંખીને પીલવામાં આવે છે, તેમ જીવ પોતાના આત્મ-પ્રદેશોમાંથી કર્મોને અલગ કરવા પ્રયત્ન-શીલ બને છે

આ શક્તિયોગ એક વિશિષ્ટ કોટિનુ ધ્યાન છે. તેના પ્રભાવે તલની જેમ કર્મો પીલાવા લાગે છે અને તેલની જેમ આત્માથી છૂટાં પડવા લાગે છે.

### (૮) સામર્થ્ય યોગનાં આલંબનો :

**મૂળપાઠ:**–सामर्थ्यस्य सिद्धायतनसिद्धस्वरूपचिन्ताऽऽलम्बनम् ।

**અર્થ:**—સિદ્ધાયતન-શાશ્વત જિનચૈત્યો અને શાશ્વત પ્રતિમાઓનું અને સિદ્ધ ભગવંતોના પૂર્ણ શુદ્ધ સ્વરૂપનુ ચિંતન – એ સામર્થ્યયોગ-સર્વોત્કૃષ્ટ વીર્ય શક્તિને પ્રગટ કરવામાં પરમ સહાયક હોવાથી તેના આલંબન રૂપ છે.

**વિવેચન:**– આત્માના એક વિશિષ્ટતમ બળનું નામ 'સામર્થ્ય' છે

પોતાના પ્રદેશમાં પ્રવેશેલા પરદેશીઓને શક્તિ-પ્રયોગ દ્વારા બહાર ધકેલી દેતા સમ્રાટની જેમ આત્મારૂપી સમ્રાટ પોતાના પ્રદેશમાં દાખલ થઈ ગયેલા કર્મોરૂપી પરદેશીઓને જે શક્તિ-પ્રયોગ દ્વારા બહાર ધકેલી મૂકે છે. તેને સામર્થ્ય-યોગ કહે છે.

આવી વિશિષ્ટતમ શક્તિને પ્રગટ કરવા માટે સાધકે સિદ્ધાયતન એટલે કે જિનચૈત્ય તથા સિદ્ધ પરમાત્માના પૂર્ણ શુદ્ધ સ્વરૂપનુ ચિંતન કરવારૂપ આલંબન ગ્રહણ કરવાનું હોય છે.

આલંબન જેટનું શુદ્ધ, પુષ્ટ તેટલું ઉત્કૃષ્ટ શક્તિ પ્રાગટ્ય, એ નિયમ અહીં લાગુ પડે છે.

પૂર્વે પરમ માત્રા ધ્યાનના સત્તરમા વલયમા અસંખ્યાના શાશ્વત અને અશાશ્વત જિન-પ્રસાદો અને જિન-પ્રતિમાઓના ચિંતનની વાત જણાવી હતી અહીં તેના વિશિષ્ટ ફળની વાત જણાવવામાં આવી છે.

ત્રણુ લોકના શાશ્વત ચૈત્યોનો સંખ્યા ૮૫,૭,૦૦ ૨૮૨ અને શાશ્વત જિન-પ્રતિમાઓની સંખ્યા-૧૫, ૪૨, ૫૮, ૩૬૦ ૮૦ છે, તથા વ્યંતર અને જ્યોતિષીના નિવાસ સ્થાનોમાં અને વિમાનોમાં પણ

અસંખ્ય શાશ્વત ચૈત્યો અને જિન-બિંબ છે-આ બધાં ચૈત્યો ક્યાં ક્યાં છે અને 'એક એક ચૈત્યમાં કેટકેટલી પ્રતિમાઓ છે, તેની માહિતી ગ્રન્થાંતરથી-ગુરુગમથી જાણી લેવી.

સિદ્ધ પરમાત્માઓના સ્વરૂપના ચિંતનની જેમ સિદ્ધાયતન-શાશ્વત જિન-પ્રતિમાઓ અને તેના ચૈત્યોનું ચિંતન કરવાના વિધાન પાછળ વિશિષ્ટ રહસ્ય છુપાયેલું છે.

સિદ્ધ પરમાત્માની પ્રતિમા, સિદ્ધ-સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે

## સિદ્ધ સ્વરૂપનું ચિંતન :

અગાઉ સિદ્ધિ અને પરમસિદ્ધિ ધ્યાનમાં સિદ્ધ પરમાત્માના સ્વરૂપ વિષે થોડોક વિચાર પ્રસ્તુત થયેલો છે. અહીં સિદ્ધ સ્વરૂપના ચિંતનનું વિશિષ્ટ મહત્ત્વ અને ફળ બતાવવા માટે જ વિશિષ્ટ નિર્દેશ કર્યો છે.

## મોક્ષનું સ્વરૂપ :

સર્વ કર્મોનો સંપૂર્ણ ક્ષય થવો એનું નામ મોક્ષ છે. °

જ્ઞાનાવરણીયાદિ આઠ મૂળ કર્મ છે. તેના પેટા ભેદ એકસો અઠ્ઠાવન છે, બંધ, ઉદય, ઉદીરણા અને સત્તારૂપે તે પ્રત્યેક સંસારી જીવોને વળગેલાં હોય છે. પરંતુ ચૌદ ગુણ સ્થાનકની અપેક્ષાએ તેનો ક્રમશઃ ક્ષય થતો જાય છે; ચૌદમા ગુણ સ્થાનકના અંતિમ સમયે શેષ સર્વ કર્મોનો સંપૂર્ણ ક્ષય થવાથી આત્મા મુક્ત થાય છે, તે તેનો 'મોક્ષ' કહેવાય છે.

મુક્ત અવસ્થામાં આત્મા સંપૂર્ણ શુદ્ધ-સહજ સ્થિતિને પ્રાપ્ત કરે છે અને એ સ્થિતિ શાશ્વત હોય છે.

## સિદ્ધ પરમાત્મા :

મોક્ષપદ કહો, મુક્તાત્મા કહો કે સિદ્ધત્વ કહો – એ બધા શબ્દો આત્માની સહજ શુદ્ધ ચિદાનંદપૂર્ણ અવસ્થાના સૂચક છે.

આ અવસ્થાનું પૂર્ણ નિરૂપણ શબ્દાતીત છે, કેવળ અનુભવ ગમ્ય છે. અહીં તો શાસ્ત્રની આંખે જોઇને તેનું યત્કિંચિત્ સ્વરૂપ વર્ણવ્યું છે.

ભવ્યત્વ ° અને ઔપશમિક આદિ ભાવોનો સર્વથા અભાવ થવાથી, આત્મા કેવળ સમ્યક્ત્વ, કેવળજ્ઞાન અને સિદ્ધત્વને પામે છે.

આત્મા એક દ્રવ્ય છે. દ્રવ્ય, ગુણ-પર્યાય યુક્ત હોય છે; ગુણ અને પર્યાય એ પોતાના આશ્રય-આધાર વિના એકલા રહી શકતા નથી.

---

° कृत्स्नकर्मक्षयो मोक्ष : ।। २-१० ।। —तत्त्वार्थ सूत्र

० औपशमिक आदिभव्यत्वाभावाच्चान्यत्र केवल सम्यक्त्व ज्ञान-दर्शनसिद्धत्वेभ्यः । ।। ४-१० ।। —तत्त्वार्थ सूत्र.

સંસારી અવસ્થામાં કેવળજ્ઞાન, કેવળદર્શન આદિ ગુણો પ્રચ્છન્નરૂપે પણ આત્મામાં જ રહેલા હતા—કર્મો વડે ઢંકાયેલા હતા. તે આવરણો સર્વથા ખસી જતાં આત્માના તે ગુણો ક્ષાયિકભાવે પ્રગટ થાય છે તેમજ સ્થિરતારૂપ ચારિત્ર આદિ શેષ ગુણો પણ 'સિદ્ધત્વ'માં સમાયેલા જ છે.

આત્માનું સત્—ચિત્—આનંદમય સ્વરૂપ આ અવસ્થામાં સદાકાળ માટે પ્રગટ રહે છે. કર્મનો સર્વથા અભાવ થઈ જવાથી સિદ્ધ પરમાત્મા પોતાની સહજ સ્થિતિમાંથી કદાપિ ચ્યુત થતા નથી.

**સિદ્ધોનું અવસ્થાન ક્ષેત્ર :**

સર્વ કર્મોના બંધનમાંથી સર્વથા મુક્ત બનેલા સિદ્ધ આત્માઓ, આકાશ પ્રદેશની સમ–શ્રેણિએ અન્ય પ્રદેશને સ્પર્શ્યા વિના એક-સમય માત્ર કાળમાં સિદ્ધશિલા ઉપર પહોંચી જાય છે.

આ સિદ્ધશિલા શુદ્ધ સ્ફટિક જેવી નિર્મળ છે. જેને શાસ્ત્રીય પરિભાષામાં 'ઈષત્ પ્રાગ્ભારા પૃથ્વી' ના નામથી પણ ઓળખવામાં આવે છે. તેની લંબાઈ અને પહોળાઈ પિસ્તાળીશ લાખ યોજનની છે. લોકના અગ્રભાગે છેલ્લા એક યોજન ઉપર તે આવેલી છે. લોકના અંતભાગને સ્પર્શીને સર્વ સિદ્ધાત્માઓ આ સિદ્ધશિલા ઉપર પ્રતિષ્ઠિત થાય છે.

**અવગાહના :** સિદ્ધાત્માઓની અવગાહના એટલે કે તેમના આત્મ-પ્રદેશોની રચનાની ઊંચાઈ કેટલી હોય છે? તો કહે—તેમના ચરમ શરીરનું જે પ્રમાણ હોય છે, તેનાથી ૨/૩ (બે તૃતીયાંશ) ભાગની સિદ્ધોની અવગાહના હોય છે.

માનવ શરીરની ઉત્કૃષ્ટ અવગાહના—ઊંચાઈ ૫૦૦ ધનુષની હોય છે, તેની અપેક્ષાએ સિદ્ધાત્મા ૩૩૩ ૧/૩ ધનુષ જેટલા ભાગમાં રહે છે. જઘન્યથી ચરમશરીરી માનવ શરીરની ઊંચાઇ બે હાથની હોય છે. તેની અપેક્ષાએ સિદ્ધોની અવગાહના એક હાથ અને આઠ અંગુલની હોય છે.

'જિહાં એક સિદ્ધાત્મા, તિહાં છે અનંતા.'

જે આકાશ–પ્રદેશોમાં એક સિદ્ધાત્માનું અવસ્થાન છે, તે જ આકાશ પ્રદેશોમાં અનંતા સિદ્ધાત્માઓ તેમજ તેમના દેશ અને પ્રદેશને સ્પર્શીને રહેલા સિદ્ધાત્માઓ અસંખ્ય ગુણ હોય છે.

જેમ મનુષ્યોના રહેઠાણનું ક્ષેત્ર અઢી દ્વિપ છે, તેમ મોક્ષ પ્રાપ્તિનું ક્ષેત્ર પણ અઢી દ્વિપ જ છે. અઢી દ્વિપ સિવાય બીજા એક પણ ક્ષેત્રમાંથી કોઇ પણ જીવ મોક્ષમાં જતો નથી—આ એક સનાતન નિયમ છે અને તેને લઇને જ અઢી દ્વિપ અને સિદ્ધશિલા બંનેની પહોળાઈ પિસ્તાળીશ લાખ યોજનપ્રમાણની એક સરખી જ છે.

મનુષ્ય ક્ષેત્રનું કોઈ પણ સ્થાન એવું નથી, જ્યાંથી અનંત આત્માઓએ મુક્તિ ન મેળવી હોય! વર્તમાન કે ભવિષ્ય કાળમાં પણ આત્માઓનું મુક્તિગમન આ જ ક્ષેત્ર અને તેના પ્રત્યેક સ્થાનોમાંથી જ થવાનું છે.

પ્રત્યેક મુક્તાત્માનું સિદ્ધિગમન હંમેશાં સમશ્રેણિએ જ થાય છે જે ક્ષેત્રમાં તેઓ દેહત્યાગ કરે છે, તે ક્ષેત્રમાં સમશ્રેણિએ રહેલા આકાશ-પ્રદેશોને આશ્રયીને જ તે સિદ્ધશિલા તરફ ગમન થાય છે અને એક-સમય માત્રમાં જ તે લોકાકાશની ટોચે પહોંચી જઈને પોતાની અવગાહના મુજબ જ્યાં અનંત સિદ્ધો રહેલા છે, તેમની સાથે સમાઈ જઈને પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વરૂપે સાદિ અનંતકાળ સુધી ત્યાં જ અવસ્થિત રહે છે.

ઓરડામાં એક દીવાનો પ્રકાશ પથરાયેલો હોય, ત્યાં બીજા ગમે તેટલા દીવા પ્રગટાવવામાં આવે, તો એ બધા દીવાઓનો પ્રકાશ એ ઓરડામાં જ અરસપરસ મળી જઈને સમાઈ જાય છે. એ રીતે જ્યાં એક સિદ્ધાત્મા બિરાજમાન છે, ત્યાં બીજા અનંતા સિદ્ધાત્માઓ પણ અરૂપી અને ચિન્મય જ્યોતિ સ્વરૂપી હોવાથી જ્યોતિમાં જ્યોતિની જેમ એકબીજામાં સમાઇ જઇને નિરાબાધપણે સદા અવસ્થિત રહે છે.

સિદ્ધશિલા લોક બહાર નથી, પણ લોકના માથે છે, એ હકીકત ખૂબ જ ધાર્મિક છે સિદ્ધ પરમાત્મા યાને સુસ્થિત મહારાજા વડે લોક સદા સનાથ હોવાનું ગર્ભિત સૂચન તેમાં છે

જેમના વિશુદ્ધ આત્મામાં કોઈ કર્મ ન રહ્યું હોવાના કારણે સિદ્ધાત્માઓ નિષ્ક્રિય નહિ, પણ અક્રિય હોય છે તેમનો આ સ્વાભાવિક મહાન ગુણ, તેમની અનંત શક્તિના નૈસર્ગિક વિનિયોગમાં પરિણમે છે.

પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ એ ક્રમ વિશ્વવિખ્યાત છે

અરિહંત પરમાત્મા એ જીવની માતા છે, તો સિદ્ધ પરમાત્મા એ જીવના પિતા છે.

એક આત્મા સર્વ કર્મ ખપાવીને મુક્ત થાય છે, ત્યારે નિગોદની અવ્યવહાર રાશિમાંથી બહાર નીકળીને એક જીવ વ્યવહાર રાશિમાં આવે છે. તે અસાધારણ પ્રતાપ સિદ્ધ પરમાત્માનો છે.

ઊંડી ખીણમાં ખૂંપેલા માણસને તેમાંથી બહાર કાઢનાર માણસ દેવ સમાન લાગે છે, તેમજ તે જીવે છે ત્યાં સુધી તેના આ ઉપકારને ભૂલતો નથી. તો આપણે બધા જે સંજ્ઞી પંચેન્દ્રિય મનુષ્યરૂપે આજે જીવીએ છીએ, તેના મૂળમાં (અનંતા) શ્રીસિદ્ધ ભગવંતનો અસીમ ઉપકાર રહેલો છે, તે એક ક્ષણ વાર ભૂલી જઈએ તો કૃતઘ્ની ઠરીએ.

શાસ્ત્રોએ મુક્તિને લક્ષ્ય બનાવવાનું જે ફરમાન કર્યું છે તે એકદેશીય નથી, પણ સર્વદેશીય છે, કારણ કે એક જીવની મુક્તિની સાથે બીજા અનંતા જીવોના ઉદ્ધારની પ્રક્રિયા અવિરતપણે ચાલુ રહે છે.

એટલે પ્રત્યેક મુમુક્ષુ આત્માની એ ફરજ છે કે તે અન્ય સર્વ જીવોને પોતાના ઉપકારી સમજી તેમના ઉત્કૃષ્ટ મંગલના હેતુને પણ ધર્મસાધનાના અંગભૂત બનાવે.

મુક્તિના મર્મને આત્મસાત્ કરવામાં જ તેનું યથાર્થ બહુમાન છે.

## સિદ્ધોના ગુણની અનંતતા

'સિદ્ધાત્માઓનું સુખ કેટલું અને કેવું છે' તેનું વર્ણન કેવળી ભગવંતો પણ સ્વમુખે કરી શકતા નથી.

શુદ્ધાત્માનું સુખ, અતીન્દ્રિય, અવાચ્ય, અનુપમ, અક્ષય, અનંત અને અવ્યાબાધ સ્વરૂપવાળું છે.

અસંખ્ય પ્રદેશાત્મક આત્માના એક એક પ્રદેશે અનંતા ગુણો રહેલા છે.

સિદ્ધ ભગવંતો અવ્યાબાધ સુખ, અનંત જ્ઞાન-દર્શન, અનંત ગુણો, અનંત દાન, અનંત ગુણોનો લાભ, અનંત પર્યાયનો ભોગ, અનંત ગુણોનો ઉપભોગ, અનંત ગુણોમાં રમણ, અનંત વીર્યના સહકારથી નિરંતર સમયે સમયે કરીને, ભિન્ન-ભિન્ન ગુણોમાં આનંદનો આસ્વાદ અનુભવતા હોય છે. તેઓ નિરંજન, અરૂપી, નિરાકાર, અગુરુ લઘુ અને અક્ષય સ્થિતિવાળા હોય છે.

જગતના જીવો ઇષ્ટ-શુભ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શવાળા ભિન્ન-ભિન્ન પદાર્થોના શ્રવણ, દર્શન, આસ્વાદ, સુગંધ અને સ્પર્શન વડે પોતાપોતાની રુચિ મુજબ અહર્નિશ ભિન્ન-ભિન્ન આનંદનો આસ્વાદ કરતા હોય છે. એ જ રીતે સિદ્ધ પરમાત્માઓ પણ પૌદ્ગલિક પદાર્થોના વિષયોના આધાર વિના જ સ્વાધીન અને સહજ એવા પોતાના અનંત ગુણ-પર્યાયના ભોક્તા હોય છે. તે અનંત ગુણોના આનંદનો આસ્વાદ પણ અનંત હોવાથી સિદ્ધ પરમાત્મા પરમાનંદી છે. તેમના ગુણોની અનંતતા, નિર્મળતા અને પૂર્ણતાનું જ્ઞાનશ્રદ્ધાન થવું પણ દુર્લભ છે, તો તેની પ્રાપ્તિ દુર્લભતર અને દુર્લભતમ હોય તેમાં શી નવાઈ ?

## સિદ્ધિના સુખની પરાકાષ્ઠા

સાંસારિક સુખમાં અનુત્તરવાસી સર્વાર્થસિદ્ધના દેવોનું સુખ સૌથી ચઢિયાતું હોય છે. તેના કરતાં વિરતિવંત સાધુનું સુખ અનંતગુણું છે. તેમાં પણ ક્ષપકશ્રેણિને પ્રાપ્ત થયેલા ધ્યાનીનું સુખ અનંતગુણું છે, તેનાથી ક્ષીણમોહી મુનિનું સુખ અનંતગુણું છે અને તેના કરતાં પણ સિદ્ધ પરમાત્માનું સુખ અનંતગુણું છે.

આવું નિરુપમ, નિરાબાધ, અનંત સુખ, દરેક સંસારી જીવને સત્તામાં રહેલું જ છે. કર્મોથી આચ્છાદિત થયેલું આ સુખ, જીવ આત્મિક વિકાસની ભૂમિકાઓમાં

જેમ-જેમ આગળ વધતો જાય છે, તેમ-તેમ ક્રમશઃ પ્રગટતું જાય છે. સર્વ કર્મોથી સર્વથા મુક્ત થતાં અંતે તે સુખ પૂર્ણતયા પ્રગટરૂપે અનુભવાય છે.

## સિદ્ધિના સુખની અનંતતા

સિદ્ધ પરમાત્માના એક-એક પ્રદેશે અનંત અવ્યાબાધ સુખ પ્રગટ થયેલું હોય છે. તેમના એક પ્રદેશમાં રહેલા સુખના એક–એક પર્યાયને એક–એક આકાશમાં ગોઠવવામાં આવે, તો પણ તે સમગ્ર લોકાકાશમાં સમાઇ શકે નહીં.

"એક પ્રદેશમાં સુખ અનંતુ, તે પણ લોકાકાશે ન માવે."

આ પદ–પંક્તિ પણ આપણને સિદ્ધ પરમાત્માના સુખની અનંતતા કેવી હોય છે, તે બતાવે છે. જે સિદ્ધ પરમાત્માના એક પ્રદેશમાં આટલું અનંત સુખ રહેલું છે, તે સિદ્ધ પરમાત્માના અસંખ્ય આત્મ-પ્રદેશોમાં રહેલા સુખને શબ્દોમાં શી રીતે વર્ણવી શકાય ?

સિદ્ધ પરમાત્માના સુખનો આછો અંદાજ આપતાં જ્ઞાની પુરુષો ફરમાવે છે કે 'સમગ્ર દેવ અને મનુષ્યના ત્રણે કાળનું સુખ એકત્ર કરવામાં આવે, તેમજ તેનો અનંત વર્ગ કરવામાં આવે, તો પણ સિદ્ધ પરમાત્માના એક–સમય માત્રનું સુખ પણ તેના કરતાં અનંતગુણું અધિક હોય છે.'

સિદ્ધ પરમાત્માનું સુખ સહજ, સ્વતંત્ર, ઐકાન્તિક, આત્યંતિક, અકૃત્રિમ, નિરૂપચરિત, નિર્દ્વન્દ્વ, અહેતુક અને અપ્રયાસી હોય છે.

જે સુખ મેળવવા માટે બીજા જીવોને દુઃખ પહોંચતું હોય, મેળવ્યા પછી ભોગવવા માટે ઇન્દ્રિયાદિની આધીનતા સ્વીકારવી પડતી હોય, તેમ છતાં જે આષાઢી વીજળી જેવું ક્ષણિક નીવડે અને દીર્ઘ કાળના દુઃખનું બીજ બને, તેને 'સુખ' કહેવાય જ શી રીતે !

આપણે સિદ્ધ પરમાત્માના સુખના ચિંતન–મનન અને ધ્યાનમાં વધુને વધુ એકાગ્રતા કેળવવી જોઈએ.

## જ્ઞાનદર્શનની અનંતતા

આ વિરાટ વિશ્વમાં દ્રવ્યો–પદાર્થો અનંત છે, તેનાથી પ્રદેશો અનંત છે, સર્વ પ્રદેશોથી પણ સર્વ ગુણો અનંત છે અને સર્વ દ્રવ્યોમાં રહેલા સર્વ ગુણોથી પણ પર્યાયો અનંતા છે.

આ બધી સંખ્યાનો સરવાળો કરતાં જે સંખ્યા આવે, તેને તે જ સંખ્યા વડે ગુણવાથી જે અનંત રાશિ આવે તેના કરતાં પણ કેવળજ્ઞાન અને કેવળદર્શન અનંતગુણું છે.

લોક અને અલોકમાં રહેલાં સમગ્ર દ્રવ્યો અને તેના સર્વ પ્રદેશો અને પર્યાયોનાં ત્રિકાલવર્તી પરિણામોને એકી સાથે જાણવાં અને જોવાની કેવળજ્ઞાન અને કેવળદર્શનમાં સહજ ક્ષમતા છે; એટલું જ નહિ પણ જગતમાં છે તેના કરતાં પણ અનંતગુણાં અધિક દ્રવ્યો અને પર્યાયો હોય, તો તે સર્વને પણ જાણવા-જોવાનું સહજ સામર્થ્ય કેવળજ્ઞાન-કેવળદર્શન ધરાવે છે

કેવળજ્ઞાન વસ્તુના વિશેષ ધર્મને જાણે છે અને કેવળદર્શન વસ્તુના સામાન્ય ધર્મને ગ્રહણ કરે છે.

## ચારિત્રગુણની અનંતતા

સ્વભાવરમણતા અને પરભાવનિવૃત્તિરૂપ ચારિત્ર એ 'સંવરભાવ' સ્વરૂપ છે. સિદ્ધ પરમાત્માની ચેતના – જ્ઞાન, દર્શન અને વીર્યાદિ ગુણોની પરિણમન શક્તિ એ સર્વ પરભાવથી વિરામ પામી, માત્ર સ્વભાવમાં જ પૂર્ણતયા સ્થિર થઈ છે તેથી તેમને સંપૂર્ણ સંવરભાવ સ્વરૂપ ચારિત્ર હોય છે.

આ ચારિત્ર ગુણની અનંતતા, એ અનંત સ્વગુણ પર્યાયની રમણતા અને અનંત પર પર્યાયની નિવૃત્તિની અપેક્ષાએ સમજવી.

'સંયમ શ્રેણિ'નું સ્વરૂપ સમજવાથી ચારિત્ર ગુણની અનંતતા કઈ રીતે છે, તે સરળતાથી સમજી શકાય છે જિજ્ઞાસુઓએ 'વ્યવહારભાષ્ય' વગેરે ગ્રન્થોથી તેનું સ્વરૂપ ગુરુગમ દ્વારા સમજવા પ્રયત્ન કરવો.

## વીર્યગુણની અનંતતા

સર્વ ગુણોને સ્વ-સ્વ કાર્યમાં પ્રવર્તાવવામાં વીર્યગુણનો સહકાર અવશ્ય હોય છે. જ્ઞાનને જાણવામાં, દર્શનને જોવામાં, ચારિત્રને રમણતામાં વીર્યગુણ સહાયક બને જ છે. તેથી તેની અનંતતા જ્ઞાનાદિ ગુણની જેમ સમજી લેવી.

આત્માના પ્રત્યેક પ્રદેશે અનંત વીર્યગુણ રહેલો છે. સિદ્ધ ભગવંતોને તે પ્રગટરૂપે હોય છે. સંસારી જીવોને સત્તામાં-અપ્રગટપણે હોય છે.

વીર્યગુણની જેમ આત્માના દાન, લાભ, ભોગ અને ઉપભોગ આદિ ગુણોની પણ અનંતતા સમજી લેવી.

આત્મા, અનંતગુણોને પરસ્પર દાન કરે છે, અનંત લાભ પ્રાપ્ત કરે છે, અનંત પર્યાયને ભોગવે છે અને અનંત ગુણનો ઉપભોગ કરે છે.

જેમ વીર્યગુણ જ્ઞાનાદિ સર્વ ગુણોને જાણવા વગેરે પ્રવૃત્તિમાં પ્રેરક બને છે, તેમ જ્ઞાનાદિ અનંત ગુણો પરસ્પર દાન કરે છે. એ દાનગુણની અનંતતા સમજવી. પરસ્પર એકબીજાની સહાય મેળવે છે – એ લાભગુણની અનંતતા જાણવી.

એક વાર ભોગવાય તે ભોગ કહેવાય છે. આત્મા પ્રતિસમય નવા-નવા પર્યાયને ભોગવે છે. એ ભોગગુણની અનંતતા છે અને ગુણો વારંવાર ઉપભોગમાં આવે છે, એ ઉપભોગ ગુણની અનંતતા છે.

આ રીતે સિદ્ધ પરમાત્માના અનંત ગુણોની અનંતતા કેવળી ભગવતો સાક્ષાત્ જાણે છે, છતાં વચન દ્વારા પૂર્ણતયા તેને કહી શકતા નથી.

સિદ્ધ પરમાત્મા સર્વ સંગથી રહિત અને નિરાવરણ હોવાથી નિર્મળ છે, પૂર્ણ છે.

અનંત, નિર્મળ અને સંપૂર્ણ પ્રભુતામય સિદ્ધ સ્વરૂપનું ચિંતન કરવાથી સામર્થ્ય-યોગરૂપ પ્રબળ વીર્ય પ્રગટ થાય છે. જેના પ્રભાવે 'સિદ્ધિ અને પરમ સિદ્ધિ' ધ્યાન કરવાની સહજ શક્તિ ખીલે છે અને ક્રમશઃ આત્મા સિદ્ધ સ્વરૂપના ધ્યાનમાં તન્મયતા પ્રાપ્ત કરીને પોતાના આત્માનું પણ સત્તા સિદ્ધ સ્વરૂપે ધ્યાન કરે છે. તે ધ્યાનના બળે કિલષ્ટ કર્મોનો ક્ષય થાય છે અર્થાત્ જેમ ઘાણીમાં તલ પીલીને ખોળ અને તેલ જુદાં પાડવામાં આવે છે, તેમ આત્મ-પ્રદેશો સાથે ચોંટીને રહેલાં કર્મોને સામર્થ્ય-યોગ વડે જુદાં પાડી તેનો સર્વથા વિયોગ કરવામાં આવે છે.

આ રીતે સિદ્ધાયતન અને સિદ્ધસ્વરૂપનું ચિંતન એ સામર્થ્ય-યોગને પ્રગટાવનાર હોવાથી તેના આલંબનભૂત છે.

ગ્રન્થ-સમાપ્તિમાં મંગળને માટે પણ સિદ્ધાયતનનું અને સિદ્ધ ભગવંતોનું ચિંતન અને ધ્યાન કરવાનું ગ્રન્થકારશ્રીએ સૂચન કર્યું છે.

પરમપદની સાધનામાં નિપુણતા કેળવીને, પરમસિદ્ધિ ધ્યાનમાં સફળ નીવડી, સર્વ મંગળકારી પદને પામવાનું છે.



## પરિશિષ્ટ નં. ૧

# આચાર્ય શ્રી પુષ્પભૂતિ મહારાજ

[ 'ભાવથી કલા'ની જે વ્યાખ્યા કહેવામાં આવી છે, તે આ દૃષ્ટાન્ત સમર્થન કરે છે. અત્યંત અભ્યાસને કારણે દેશ, કાલ તેમજ કારણની અપેક્ષાએ સ્વયમેવ ચડે અને બીજા વડે ઉતારાય તે સમાધિને 'ભાવ-કલા' કહેવામાં આવે છે. આચાર્ય પુષ્પભૂતિની આવી સમાધિ તેમના શિષ્ય પુષ્યમિત્ર મુનિએ ઉતારી હતી. આ પ્રસંગ 'શ્રી આવશ્યક નિર્યુક્તિ' ની હરિભદ્રીય ટીકામા પૃ. ૭૨૨માં 'ધ્યાન સંવરયોગ'ના પ્રસ્તાવમાં છે. તેનો સાર નીચે મુજબ છે. ]

શિલાવર્ધન નગરમાં 'મુંડીકામક' નામે રાજા હતો. આ નગરમાં એક વાર પુષ્પભૂતિ નામના આચાર્ય મહારાજ પધાર્યા તેમના ધર્મોપદેશથી રાજા જિન-ધર્માનુયાયી બન્યો.

સમર્થ આ આચાર્ય મહારાજને બહુશ્રુત અને વિજયવંત અનેક શિષ્યો હતા. પણ પુષ્યમિત્ર નામનો શિષ્ય સમર્થ શ્રુતધર હોવા છતાં આચારમાં શિથિલ હતો એટલે તેઓ પોતાના ઉપકારી ગુરુથી અલગ રહેતો હતો.

એક વખત પુષ્પભૂતિ આચાર્ય મહારાજને 'મહાપ્રાણ' ધ્યાન જેવું સૂક્ષ્મ-ધ્યાન કરવાનો ભાવ ઉત્પન્ન થયો.

આ ધ્યાનમાં જ્યારે પ્રવેશ કરવામાં આવે, ત્યારે એવી રીતે 'યોગ-નિરોધ' કરવામાં આવે છે કે કાંઇ વેદન જ થાય નહિ એટલે આ ધ્યાનમાં કોઇ વ્યક્તિ તરફથી કે પરિસ્થિતિવશાત્ અંતરાય ન નડે તેની પૂરેપૂરી કાળજી રાખવી પડે છે.

આવી કાળજી રાખવાનું કાર્ય કોઇ સામાન્ય સાધુ નહિ પણ બહુશ્રુત તેમજ ધ્યાનમર્મજ્ઞ સાધુ જ કરી શકે છે એટલે આચાર્ય મહારાજે પુષ્યમિત્ર મુનિને બોલાવ્યા અને ઉક્ત હકીકત સમજાવી, ખાસ કાળજી રાખવાની જવાબદારી તેમને સોંપી.

વંદન કરવા આવતા શિષ્યોને ઓરડા બહાર રહીને જ વંદન કરવાની ગુરુની આજ્ઞા હતી એટલે બધા શિષ્યો બંધ દ્વારની તિરાડમાંથી ગુરુવંદન કરવા લાગ્યા એક વાર જરા ધારીને જોયું તો ગુરુદેવ એકદમ નિશ્ચેષ્ટ જેવા દેખાયા.

આ હકીકત તેમણે પુષ્યમિત્રને જણાવી ત્યારે પુષ્યમિત્રે કહ્યું : આ ધ્યાન જ એવું છે કે તેમાં શ્વાસ લેવા-મૂકવાની ગતિ પણ અતિ સૂક્ષ્મ બની જાય છે. તેથી જોનારને એમ લાગે કે ધ્યાનસ્થ સાધક નિશ્ચેષ્ટ છે. માટે તમે ચિંતા ન કરશો.

શિષ્યગણને પુષ્યમિત્રની આ રજૂઆતથી સંતોષ ન થયો. અને ઊલટાની એવી કુશંકા થઇ કે આ વેશધારી સાધુ આપણને ભૂલાવામાં નાંખી રહ્યો છે, આથી તેમણે પુષ્યમિત્રને કહ્યું : અમને ઓરડામાં જવા દો. પુષ્યમિત્રે તેમને ન જવા દીધા.

આ ઘટનાથી શંકિત અને ગુસ્સે ભરાયેલા શિષ્યોએ રાજા પાસે સર્વ હકીકત રજૂ કરી. રાજા પોતે ત્યાં જોવા ગયા. જોયા પછી તેમને પણ લાગ્યું કે 'ખરેખર ! આચાર્ય મહારાજ કાલધર્મ પામ્યા છે', પુષ્યમિત્ર ખોટો છે '

આચાર્ય મહારાજ નક્કી કાલધર્મ પામ્યા છે એમ માની રાજાએ તેમના પાર્થિવ દેહને પધરાવવા માટે પાલખી તૈયાર કરાવી.

આ સર્વ પરિસ્થિતિ વિચારતાં પુષ્યમિત્રને લાગ્યું કે આચાર્ય મહારાજના ધ્યાનમાં ભંગ નહીં પાડું તો ભારે અનર્થ થઇ જશે. આ અજ્ઞાન જીવો ન તો ધ્યાનનું સ્વરૂપ સમજે છે, ન મારી વાત સાચી માને છે.

છેવટે આચાર્ય મહારાજના સૂચન અનુસાર તેમણે આચાર્ય મહારાજના અંગૂઠાનો સ્પર્શ કર્યો એટલે તરત જ ધ્યાનમાંથી જાગૃત થઈ તેઓશ્રીએ પૂછ્યું : 'મને ધ્યાનભંગ કેમ કર્યો ?' પ્રત્યુત્તરમાં વિનયપૂર્વક પુષ્યમિત્રે કહ્યું : "ગુરુદેવ ! આપના આ શિષ્યોની મિથ્યાસમજનું આ પરિણામ છે"

' ભાવિભાવ ' કહીને આચાર્ય મહારાજ અન્તર્મુખ થયા.

અત્યંત સૂક્ષ્મ આ ધ્યાનમાં, પાસે રહેલી વ્યક્તિને પણ ન સંભળાય, ન દેખાય એવી અત્યંત સૂક્ષ્મ ગતિ–પ્રક્રિયા શ્વાસ લેવાની અને મૂકવાની બની જાય છે.



## પરિશિષ્ટ નં. ૨

| આદ્યગણધરપ્રભૃતિસાધુસંખ્યા (વલય ૧૮) | | આદ્યમહત્તરાપ્રભૃતિસાધ્વીસંખ્યા (વલય ૧૯) | | |
|---|---|---|---|---|
| ૧. ઋષભ ઋષભસેનાદિ | ૮૪૦૦૦ | બ્રાહ્મી | આદિ | ૩૦૦૦૦૦ |
| ૨. અજિત સિંહસેનાદિ | ૧૦૦૦૦૦ | ફાલ્ગુની | ” | ૩૩૦૦૦૦ |
| ૩. સંભવ ચારૂરૂઆદિ | ૨૦૦૦૦૦ | શ્યામા | ” | ૩૩૬૦૦૦ |
| ૪. અભિનંદન વજ્રનાભાદિ | ૩૦૦૦૦૦ | અજિતા | ” | ૬૩૦૦૦૦ |
| ૫ સુમતિ ચમરગણી આદિ | ૩૨૦૦૦૦ | કાશ્યપી | ” | ૫૩૦૦૦૦ |
| ૬ પદ્મપ્રભ સુદ્યોતાદિ | ૩૩૦૦૦૦ | રતિ | ” | ૪૨૦૦૦૦ |
| ૭. સુપાર્શ્વ વિદર્ભાદિ | ૩૦૦૦૦૦ | સોમા | ” | ૪૩૦૦૦૦ |
| ૮ ચન્દ્રપ્રભ દત્તાદિ | ૨૫૦૦૦૦ | સુમના | ” | ૩૮૦૦૦૦ |
| ૯. સુવિધિ વરાહકાદિ | ૨૦૦૦૦૦ | વારુણી | ” | ૧૨૦૦૦૦* |
| ૧૦. શીતલ નંદાદિ | ૧૦૦૦૦૦ | સુયશા | ” | ૧૦૦૦૦૬* |
| ૧૧. શ્રેયાંસ કૌસ્તુભાદિ | ૮૪૦૦૦ | ધારિણી | ” | ૧૦૩૦૦૦* |
| ૧૨. વાસુપૂજ્ય સુભૂમાદિ | ૭૨૦૦૦ | ધરણી | ” | ૧૦૦૦૦૦ |
| ૧૩. વિમલ મંદરાદિ | ૬૮૦૦૦ | ધરા | ” | ૧૦૦૮૦૦ |
| ૧૪. અનંત યશઃઆદિ | ૬૬૦૦૦ | પદ્મા | ” | ૬૨૦૦૦ |
| ૧૫. ધર્મ અરિષ્ટાદિ | ૬૪૦૦૦ | શિવા | ” | ૬૨૪૦૦ |
| ૧૬. શાંતિ ચક્રાયુધાદિ | ૬૨૦૦૦ | શ્રુતિ | ” | ૬૧૬૦૦ |
| ૧૭. કુન્થુ શમ્બાદિ | ૬૦૦૦૦ | દામિની | ” | ૬૦૬૦૦ |
| ૧૮. અર કુંભાદિ | ૫૦૦૦૦ | રક્ષિકા | ” | ૬૦૦૦૦ |
| ૧૯. મલ્લિ ભિષજાદિ | ૪૦૦૦૦ | બન્ધુમતી | ” | ૫૫૦૦૦ |
| ૨૦. મુનિસુવ્રત મલ્લિ આદિ | ૩૦૦૦૦ | પુષ્પવતી | ” | ૫૦૦૦૦ |
| ૨૧ નમિ શુંભાદિ | ૨૦૦૦૦ | અનિલા | ” | ૪૧૦૦૦ |
| ૨૨ નેમિ વરદત્તાદિ | ૧૮૦૦૦ | યક્ષદત્તા | ” | ૪૦૦૦૦ |
| ૨૩. પાર્શ્વ આર્યદત્તાદિ | ૧૬૦૦૦ | પુષ્પચૂલા | ” | ૩૮૦૦૦ |
| ૨૪ વર્દ્ધમાન ઇન્દ્રભૂતિઆદિ | ૧૪૦૦૦ | ચન્દનબાલા | ” | ૩૬૦૦૦ |

* મતાન્તરે —અનુક્રમે ૩૮૦૦૦૦; ૩૮૦૦૦૦; ૧૨૦૦૦૦

# ૯૬ કરણુ (વલય ૨૪)

૧. ઉન્મની કરણુ
૨. મહોન્મની કરણુ
૩. પરમોન્મની કરણુ
૪. સર્વોન્મની કરણુ
૫ ઉન્મની ભવન
૬. મહોન્મની ભવન
૭. પરમોન્મની ભવન
૮. સર્વોન્મની ભવન
૯. નિશ્ચિતી કરણુ
૧૦. મહાનિશ્ચિતી કરણુ
૧૧. પરમનિશ્ચિતી કરણુ
૧૨. સર્વનિશ્ચિતી કરણુ
૧૩. નિશ્ચિતી ભવન
૧૪. મહાનિશ્ચિતી ભવન
૧૫. પરમનિશ્ચિની ભવન.
૧૬. સર્વનિશ્ચિતી ભવન
૧૭. નિશ્ચેતની કરણુ
૧૮. મહાનિશ્ચેતની કરણુ
૧૯ પરમનિશ્ચેતની કરણુ
૨૦. સર્વનિશ્ચેતની કરણુ
૨૧. નિશ્ચેતની ભવન
૨૨. મહાનિશ્ચેતની ભવન
૨૩ પરમનિશ્ચેતની ભવન
૨૪. સર્વનિશ્ચેતની ભવન

---

૨૫. નિઃસંજ્ઞી કરણુ
૨૬. મહાનિઃસંજ્ઞી કરણુ
૨૭. પરમનિઃસંજ્ઞી કરણુ
૨૮. સર્વનિઃસંજ્ઞી કરણુ
૨૯. નિઃસંજ્ઞી ભવન
૩૦. મહાનિઃસંજ્ઞી ભવન
૩૧. પરમનિઃસંજ્ઞી ભવન
૩૨. સર્વનિઃસંજ્ઞી ભવન
૩૩ નિર્વિજ્ઞાની કરણુ
૩૪. મહાનિર્વિજ્ઞાની કરણુ
૩૫. પરમનિર્વિજ્ઞાની કરણુ
૩૬. સર્વનિર્વિજ્ઞાની કરણુ
૩૭ નિર્વિજ્ઞાની ભવન
૩૮. મહાનિર્વિજ્ઞાની ભવન
૩૯. પરમનિર્વિજ્ઞાની ભવન
૪૦. સર્વનિર્વિજ્ઞાની ભવન
૪૧. નિર્ધારણી કરણુ
૪૨. મહાનિર્ધારણી કરણુ
૪૩. પરમનિર્ધારણી કરણુ
૪૪ સર્વનિર્ધારણી કરણુ
૪૫. નિર્ધારણી ભવન
૪૬. મહાનિર્ધારણી ભવન
૪૭ પરમનિર્ધારણી ભવન
૪૮ સર્વનિર્ધારણી ભવન

---

૪૯. વિસ્મૃતી કરણુ
૫૦. મહાવિસ્મૃતી કરણુ
૫૧. પરમવિસ્મૃતી કરણુ
૫૨. સર્વવિસ્મૃતી કરણુ
૫૩. વિસ્મૃતી ભવન
૫૪. મહાવિસ્મૃતી ભવન
૫૫. પરમવિસ્મૃતી ભવન
૫૬. સર્વવિસ્મૃતી ભવન
૫૭ નિર્બુદ્ધી કરણુ
૫૮. મહાનિર્બુદ્ધી કરણુ
૫૯. પરમનિર્બુદ્ધી કરણુ
૬૦ સર્વનિર્બુદ્ધિ કરણુ
૬૧. નિર્બુદ્ધી ભવન
૬૨. મહાનિર્બુદ્ધી ભવન
૬૩ પરમનિર્બુદ્ધી ભવન
૬૪ સર્વનિર્બુદ્ધી ભવન
૬૫ નિરીહી કરણુ
૬૬. મહાનિરીહી કરણુ
૬૭. પરમનિરીહી કરણુ
૬૮. સર્વનિરીહી કરણુ
૬૯ નિરીહી ભવન
૭૦. મહાનિરીહી ભવન
૭૧. પરમનિરીહી ભવન
૭૨ સર્વનિરીહી ભવન

---

૭૩. નિર્મંતી કરણુ
૭૪. મહાનિર્મંતી કરણુ
૭૫. પરમનિર્મંતી કરણુ
૭૬. સર્વનિર્મંતી કરણુ
૭૭. નિર્મંતી ભવન
૭૮. મહાનિર્મંતી ભવન
૭૯. પરમનિર્મંતી ભવન
૮૦. સર્વનિર્મંતી ભવન
૮૧ નિર્વિતર્કી કરણુ
૮૨. મહાનિર્વિતર્કી કરણુ
૮૩. પરમનિર્વિતર્કી કરણુ
૮૪. સર્વનિર્વિતર્કી કરણુ
૮૫ નિર્વિતર્કી ભવન
૮૬ મહાનિર્વિતર્કી ભવન
૮૭. પરમનિર્વિતર્કી ભવન
૮૮. સર્વનિર્વિતર્કી ભવન
૮૯ નિરુપયોગી કરણુ
૯૦ મહાનિરુપયોગી કરણુ
૯૧ પરમનિરુપયોગી કરણુ
૯૨. સર્વનિરુપયોગી કરણુ
૯૩. નિરુપયોગી ભવન
૯૪. મહાનિરુપયોગી ભવન
૯૫. પરમનિરુપયોગી ભવન
૯૬. સર્વનિરુપયોગી ભવન

## પરિશિષ્ટ નં. ૪

## ૩૬૩ પાખંડીઓનું સ્વરૂપ

### એકાન્ત ક્રિયાવાદ–સ્વરૂપ અને ભેદ

એકાન્ત ક્રિયાવાદી તે છે, જે એકાન્તરૂપથી જીવાદિ પદાર્થોનું અસ્તિત્વ સ્વીકારે છે, તથા જ્ઞાન વિના કેવળ દીક્ષા આદિ ક્રિયા દ્વારા જ મોક્ષની પ્રાપ્તિ થાય એમ માને છે.

જીવ જેવી જેવી શુભ કે અશુભ કરણી–ક્રિયા કરે તે અનુસાર તેને સ્વર્ગનરકાદિ-રૂપ કર્મનું ફળ પ્રાપ્ત થાય છે સંસારમાં સુખદુઃખાદિ જે કંઇ પણ થાય છે તે સર્વ સ્વકૃત છે–પોતાના કરેલાં છે પણ અન્યકૃત કાલ, ઈશ્વર આદિ દ્વારા કરેલાં નથી[1]

### ક્રિયાવાદના ૧૮૦ ભેદ

સર્વ પ્રથમ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બન્ધ અને મોક્ષ–આ નવ પદાર્થોને ક્રમશઃ સ્થાપિત કરવા, પછી તેની નીચે 'સ્વતઃ' અને 'પરતઃ' આ બે ભેદનો ઉલ્લેખ કરવો. એ જ રીતે તેની નીચે 'નિત્ય' અને 'અનિત્ય' આ બે ભેદની સ્થાપના કરવી. ત્યાર પછી ક્રમશઃ 'કાલ, સ્વભાવ, નિયતિ, ઇશ્વર અને આત્મા' આ પાંચ ભેદોની સ્થાપના કરવી.

જેમ કે (૧) જીવ સ્વતઃ વિદ્યમાન છે. (૨) જીવ 'પરતઃ'–બીજાથી ઉત્પન્ન થાય છે. (૩) જીવ નિત્ય છે. (૪) જીવ અનિત્ય છે: આ ચાર ભેદોને અનુક્રમે ઉપરોક્ત કાલ આદિ પાંચની સાથે જોડવાથી વીસ ભેદ ( ૪ × ૫=૨૦ ) થાય છે

આ રીતે અજીવ આદિ શેષ ૮ના પ્રત્યેકના વીસ વીસ ભેદ સમજી લેવા. આમ નવે પદાર્થોના મળી ૨૦ × ૯ = ૧૮૦ ભેદ ક્રિયાવાદીના થાય છે.[2]

### એકાન્ત ક્રિયાવાદના દોષ

જીવાદિ પદાર્થોનું એકાન્ત અસ્તિત્વ સ્વીકાર કરવાથી તેમાં કથંચિત્ પર દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ જે અસ્તિત્વ ધર્મ છે તેનો અપલાપ થાય છે જે હકીકતમાં છે. અને વસ્તુમાં એકાંત અસ્તિત્વ માનવાથી સર્વ પદાર્થો પદાર્થમય થઈ જાય છે. આ રીતે જગતનો સકળ વ્યવહાર જ ઊડી જશે. માટે પ્રત્યેક પદાર્થ સ્વરૂપથી કથંચિત્ સત્ અને પરરૂપથી કથંચિત્ અસત્ છે એમ માનવું જોઈએ.

એકાન્ત ક્રિયાથી મોક્ષની પ્રાપ્તિ નથી તેમજ જ્ઞાન સમ્યગ્–જ્ઞાન બનતું નથી. જ્ઞાનરહિત એકલી ક્રિયાથી કોઈ કાર્યની સિદ્ધિ થઈ શકતી નથી. જ્ઞાનપૂર્વકની ક્રિયા જ ફલદાયી બને છે માટે જ્ઞાન નિરપેક્ષ ક્રિયા કે ક્રિયા નિરપેક્ષ જ્ઞાન દ્વારા મોક્ષ થતો

१. सूत्र कृताङ्ग, शी. वृत्ति–पत्राक २१८.

२. सूत्र कृताङ्ग निर्युक्ति –गाथा ११९, शी. वृत्ति पत्राक २१८.

જ નથી. શ્રી તીર્થંકર પરમાત્માએ 'ज्ञानक्रियाभ्यां मोक्षः' એટલે કે જ્ઞાન અને ક્રિયા બન્નેથી મોક્ષ બતાવ્યો છે.

### એકાન્ત અક્રિયાવાદ – સ્વરૂપ અને ભેદ

જીવાદિ પદાર્થોનો એકાન્તે નિષેધ જે વાદમાં કર્યો છે તથા તેની ક્રિયા, આત્મા, કર્મબન્ધ, કર્મફળ આદિનો પણ જેમાં સર્વથા અપલાપ કરવામાં આવ્યો છે તેને 'અક્રિયાવાદ' કહે છે.

અક્રિયાવાદીના ૮૪ ભેદ આ પ્રમાણે છે :–

જીવ આદિ સાત પદાર્થોનો ક્રમશઃ ન્યાસ કરી તેની નીચે 'સ્વત :' અને 'પરતઃ' –આ બે ભેદ મૂકવા. પછી ૭×૨=૧૪ પદોની નીચે કાલ, યદૃચ્છા, નિયતિ, સ્વભાવ, ઈશ્વર અને આત્મા–આ છ પદ રાખવાં.

જેમકે (૧) જીવ સ્વતઃ યદૃચ્છાથી નથી. (૨) જીવ પરતઃ યદૃચ્છાથી નથી. (૩) જીવ સ્વતઃ કાલથી નથી. (૪) જીવ પરતઃ કાલથી નથી. આ રીતે નિયતિ, સ્વભાવ, ઇશ્વર અને આત્મા સાથે પણ પ્રત્યેકના બે-બે ભેદ થાય છે. આમ જીવાદિ સાત પદાર્થોના સાત સ્વતઃ, પરતઃ ના બે અને કાલ આદિના છ ભેદ મેળવવાથી કુલ ૭×૨=૧૪, ૧૪×૬=૮૪ ભેદ થાય છે.[1]

### એકાન્ત અક્રિયાવાદના દોષ

લોકાયતિક, બૌદ્ધ અને સાંખ્ય–આ ત્રણ દર્શન મુખ્યતયા એકાન્ત અક્રિયાવાદી છે. લોકાયતિક–મત આત્માનો સર્વથા નિષેધ કરે છે. એમના મતે આત્મા જ નથી, તો પછી તેની ક્રિયા અને ક્રિયાજન્ય કર્મબન્ધ આદિ કયાંથી ઘટે ?

બૌદ્ધ–મત સર્વ પદાર્થોને ક્ષણિક માને છે. ક્ષણિક પદાર્થોમાં ક્રિયા થવાની કોઇ સંભાવના નથી માટે એ પણ અક્રિયાવાદી છે, તેથી એમના ક્ષણિકવાદ અનુસાર ભૂત અને ભવિષ્યની સાથે વર્તમાન ક્ષણનો કોઈ સંબંધ હોતો નથી. સંબંધ ન હોવાથી ક્રિયા થતી નથી અને ક્રિયા ન થવાથી ક્રિયાજન્ય કર્મબન્ધ પણ થતો નથી.

સાંખ્ય–મતમાં આત્માને સર્વવ્યાપી માનેલો હોવાથી અક્રિય કહે છે. તેથી તે પણ હકીકતમાં અક્રિયાવાદી છે.

### એકાન્ત અજ્ઞાનવાદ – સ્વરૂપ અને ભેદ

જે, જ્ઞાનને માનતા નથી અર્થાત્ અજ્ઞાનને જ કલ્યાણકારી સમજે છે તે, અજ્ઞાનવાદી છે. અજ્ઞાનીઓના ૬૭ ભેદ આ પ્રમાણે છેઃ–

જીવાદિ નવ તત્ત્વોનો ક્રમશઃ ઉલ્લેખ કરીને તેની નીચે ૭ ભંગની સ્થાપના કરવી.

१. सूत्रकृताङ्ग शी. वृ. पत्राङ्क २०८, निर्युक्ति गाथा–११९.

(૧) સત (૨) અસત્ (૩) સદસત્ (૪) અવક્તવ્ય (૫) સદવક્તવ્ય (૬) અસદ્ વક્તવ્ય (૭) સદ્-અસદ્ અવક્તવ્ય.

જીવ સત્ છે એ કોણ જાણે છે? એ જાણવાનું પ્રયોજન પણ શું છે? એ જ રીતે ક્રમશઃ અસદ્ આદિ શેષ છ ભંગ સમજી લેવા. જીવાદિ નવ તત્ત્વોમાં પ્રત્યેકની સાથે સાત ભંગ થવાથી કુલ ૭૩ ભંગ થયા. તેમાં ચાર ભંગ હવે બતાવવમાં આવે છે તે ભેળવવાથી ૬૩+૪=૬૭ ભેદ થયા.

ચાર ભંગ:- (૧) સત્ (વિદ્યમાન) પદાર્થની ઉત્પત્તિ થાય છે તે કોણ જાણે છે? એ જાણવાથી પણ લાભ શો છે? એ જ રીતે (૨) અસત્ (અવિદ્યમાન) (૩) સદસત્ (કથંચિદ્ વિદ્યમાન કથંચિદ્ અવિદ્યમાન) અને (૪)અવક્તવ્ય ભાવની સાથે ઉપર મુજબ વાક્ય જોડવાથી ચાર વિકલ્પ થાય છે.

### એકાન્ત અજ્ઞાનવાદના દોષ

અજ્ઞાનથી કદાપિ કોઈ જીવનું કુશલમંગલ થતું નથી. સંસારમાં પરિભ્રમણ, જન્મમરણની પરંપરા વગેરે અનેક પ્રકારનાં દુઃખો અજ્ઞાનતાને કારણે જ જીવને આવી પડે છે.

અજ્ઞાનવાદી પોતાના સિદ્ધાંતનું પ્રતિપાદન જ્ઞાનથી કરે છે, પરંતુ જ્ઞાનને વખોડે છે. હકીકતમાં જીવાદિ પદાર્થોનું યથાર્થ સ્વરૂપ જ્ઞાનથી જ સમજી શકાય છે માટે જ્ઞાન -સમ્યગ્ જ્ઞાન એ મંગલ-કલ્યાણકારી છે, અજ્ઞાન નહીં; અજ્ઞાનને કલ્યાણકારી માનનાર સ્વયં મહાભ્રાન્ત અને અસંબદ્ધ ભાષી છે. '

### એકાન્ત વિનયવાદ : સ્વરૂપ અને ભેદ

જે વિનયને જ મોક્ષનો માર્ગ માને છે તે વિનયવાદી છે. તેઓ કહે છે કે વિનયથી જ સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

### વિનયવાદના ૩૨ ભેદ

(૧) દેવતા (૨) રાજા (૩) યતિ (૪) જ્ઞાતિ (૫) વૃદ્ધ (૬) અધમ (૭) માતા અને (૮) પિતા- આ આઠનો મન, વચન, કાયા અને દાનથી વિનય કરવો. આ રીતે ૮×૪ =૩૨ ભેદ વિનયવાદના થાય છે. °

### એકાન્ત વિનયવાદના દોષ

મિથ્યાગ્રહથી પ્રેરિત થઈને વિનયવાદી કહે છે કે 'અમારા સર્વ પ્રયોજનની સિદ્ધિ વિનયથી થાય છે.' જો કે વિનય ચારિત્ર્યનું એક અંગ છે, મોક્ષનું મૂળ છે, પરંતુ

' सूत्रकृताङ्ग शी. वृ. पत्राक-२११ थी २४१. निर्युक्ति गाथा-११९.

° सूत्र कृताङ्ग, शी. वृ.-पत्राक २०८.

,, निर्युक्ति-गाथा ११९.

સમ્યગ્ જ્ઞાન અને દર્શન વિના વિવેકવિહીન વિનય ન તો ચારિત્ર્યનું અંગ છે, ન મોક્ષનું મૂળ છે.

સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર્યરૂપ વિનયની યથાયોગ્ય આરાધના કરવામાં આવે તો તે મોક્ષમાર્ગના મૂળરૂપ વિનયથી સ્વર્ગ અને અપવર્ગની પ્રાપ્તિ થઇ શકે છે.

ટૂંકમાં જે જીવાદિ પદાર્થોના અસ્તિત્વને સ્વીકારે છે તે તે ક્રિયાવાદીના ૧૮૦, જે જીવાદિ પદાર્થોના અસ્તિત્વનો અપલાપ કરે છે તે અક્રિયાવાદીના ૮૪, જે જ્ઞાનનો જ નિષેધ કરે છે, તે અજ્ઞાનવાદીના ૬૭ અને વિનયથી જ મોક્ષ વગેરેની પ્રાપ્તિ માનનાર વિનયવાદીના ૩૨ ભેદ છે. આમ કુલ ૩૬૩ ભેદની સંખ્યા બતાવી છે. આ ચારે વાદ એકાન્તવાદી અને સ્વાગ્રહી હોવાથી મિથ્યા છે, 'પાખંડ' છે, તેથી તેનું પ્રતિપાદન કરનારાઓને પણ 'પાખંડી' કહેવાય છે.



## પરિશિષ્ટ નં. ૫

## 'પાસત્થા' આદિ સાધુઓનું સ્વરૂપ

"पासत्थो ओसन्नो कुशील ससत्तओ अहाछंदो ।
दुग-दुग-ति-दु-णेगविहा, अवंदणिज्जा जिणमयंमि ॥१२॥

બે પ્રકારના 'પાર્શ્વસ્થ' (पासत्था), બે પ્રકારના 'અવસન્ન' (ओसन्न), ત્રણ પ્રકારના 'કુશીલ', બે પ્રકારના 'સંસક્ત' અને છ પ્રકારના 'યથાછંદ' જિનમતમાં-જૈનશાસનમાં અવંદનીય કહ્યા છે." —गुरुवंदन भाष्य, पू. देवेन्द्रसूरिकृत.

(૧) पासत्था (पार्श्वस्थ):- જે જ્ઞાનાદિને પાસે રાખે પણ સેવે નહિ.

(અ) જે સધુ જ્ઞાન, દર્શન અને ચારિત્રને એટલે કે ત્રણેના ઉપકરણોને પાસે રાખે પણ તેની સમ્યગ્ આરાધના ન કરે, માત્ર વેષધારી હોય તે ' सर्व पासत्था ' કહેવાય છે

(બ) જે સાધુ દોષિત આહાર-પાણી લે અને સાધુપણાનો ખોટો ગર્વ રાખે તે ' દેશ પાસત્થા ' કહેવાય છે

(૨) **અવસન્ન:**- જે સાધુ યોગ્ય 'સમાચારી' રહેણી-કરણીમાં શિથિલ હોય.

(અ) જે સાધુ પડયા-પાથર્યા સૂઈ રહેતા હોય, પ્રમાદવશ બની દેહના પોષણ માટે સ્થાપના ભોજી ગૃહસ્થને ત્યાં પોતાના માટે રાખેલા ઇષ્ટ આહારાદિ વાપરતા હોય અને સંયમની ક્રિયામાં તદ્દન ઢીલા હોય તે 'સર્વ આસન્ન' કહેવાય.

(બ) જે સાધુ પ્રતિક્રમણ, પ્રતિલેખન, સ્વાધ્યાય, ભિક્ષાચર્યા, ધ્યાન, તપ અને પ્રમાર્જના આદિ આવશ્યક સાધુક્રિયાઓ ન કરે, કરે તો ઓછીવત્તી કરે-ગુરુ વગેરેની પ્રેરણાથી પરાણે કરે-પોતાના મન વિના કરે તે 'દેશ અવસન્ન' કહેવાય.

(૩) **કુશીલ**:- કુત્સિત આચારવાળા હોય તે

(અ) જે સાધુ આઠ પ્રકારના જ્ઞાનાચારની વિરાધના કરે તે 'જ્ઞાન કુશીલ' કહેવાય

(બ) જે સાધુ આઠ પ્રકારના દર્શનાચારની વિરાધના કરે તે 'દર્શન કુશીલ' કહેવાય

(ક) જે સાધુ પોતાની નામના અને કામના માટે યંત્ર, મંત્ર આદિના પ્રયોગ કરે, બાહ્ય ચમત્કારો દેખાડે, સ્વપ્નફળ-જયોતિષ-જડીબુટ્ટી આદિ બતાવે, પોતાના શરીરની સ્નાનાદિથી વિભૂષા-શોભા કરે ઇત્યાદિ પ્રકારે ચારિત્રની વિરાધના કરે તે 'ચારિત્ર કુશીલ' કહેવાય.

(૪) **સંસક્ત**:- ગુણ અને દોષ બન્ને વડે સંયુક્ત હોય તે.

(અ) જે સાધુ હિંસા આદિ અનેક કર્મબંધના કારણોનું સેવન કરે, અન્યના ગુણોને સહન ન કરી શકે અને સુખશીલયાપણું આચરે તે 'સંક્લિષ્ટ સંસક્ત' કહેવાય.

(બ) જે સાધુ સારાખોટાના વિવેક વિના ગુણવાન સાધુઓ સાથે તેમના જેવો અને ગુણહીન-વેષધારી સાધુઓ સાથે તેમના જેવા થઈને રહે અર્થાત્ સારાની સાથે સારો અને ખોટાની સાથે ખોટો વર્તાવ કરે તે 'અસંક્લિષ્ટ અસંસક્ત' કહેવાય.

(૫) **યથાછંદ** :- સર્વજ્ઞ કથિત આગમથી નિરપેક્ષ પોતાના છંદ-આશય મુજબ ચાલનારા.

યથાછંદ સાધુઓ અનેક પ્રકારના હોય છેઃ જેઓ ઉત્સૂત્ર પ્રરૂપણા કરે, પોતાની મતિ-કલ્પના અનુસાર સૂત્રના અર્થ પ્રરૂપે, ગૃહસ્થના કાર્યમાં પ્રવર્તે, અન્ય સાધુ કે શિષ્ય વગેરેના અલ્પ અપરાધમાં પણ વારંવાર તીવ્ર ક્રોધ કે આક્રોશ કરે, પરનિંદા કરે, કોઈ પર આળ ચઢાવે, લોકોમાં પૂજાવા માટે મિથ્યા આડંબર કરે, સુખશીલતા સેવે ઇત્યાદિ અનેક પ્રકારના સાધુઓ જેઓ પોતાની મતિ-કલ્પના પ્રમાણે સ્વચ્છંદ રીતે વર્તતા હોય તે 'યથાછંદ' કહેવાય છે.

ગુણ અને ગુણના પક્ષપાતથી રહિત, માત્ર નામ-વેષધારી સાધુઓને વંદન કરવાથી, તેમનો સંપર્ક કરવાથી આત્મગુણોની શુદ્ધિ અને પુષ્ટિ થવાને બદલે હાનિ થાય છે. માટે તેમને અવંદનીય કહ્યા છે.



## પરિશિષ્ટ નં. ૬
# ચૌદ ગુણસ્થાન

આત્માના ગુણોના ક્રમિક વિકાસને 'ગુણસ્થાન' કહે છે.

મોહનું પ્રગાઢ આવરણ જીવની નિકૃષ્ટતમ અવસ્થા છે. પૂર્ણ ચારિત્ર ગુણનો વિકાસ, નિર્મોહતા અને સ્થિરતાની પરાકાષ્ઠા જીવની ઉચ્ચતમ અવસ્થા છે.

નિકૃષ્ટતમ અવસ્થાને છોડી ઉચ્ચતમ અવસ્થાને પ્રાપ્ત કરવી એજ આત્માનું પરમ સાધ્ય છે. આ પરમ સાધ્યની સિદ્ધિ થતા પહેલાં આત્માને ક્રમશઃ એક પછી બીજી એમ અનેક અવસ્થાઓની શ્રેણીમાંથી પસાર થવું પડે છે આ અવસ્થાઓની શ્રેણીને 'વિકાસક્રમ' અથવા ઉત્ક્રાન્તિમાર્ગ" કહે છે. જૈન શાસ્ત્રીય પરિભાષામાં તેને ગુણસ્થાન-ક્રમ કહે છે.

આંતરિક વિકાસ તરફ પ્રસ્થાન કરતો આત્મા વસ્તુતઃ સંખ્યાતીત આધ્યાત્મિક ભૂમિકાઓનો અનુભવ કરે છે. પરંતુ જૈનશાસ્ત્રમાં સંક્ષેપથી એનું વર્ગીકરણ કરીને તેના ૧૪ વિભાગ કર્યા છે. જે ૧૪ ગુણસ્થાનના નામથી પ્રસિદ્ધ છે. આ ૧૪ ગુણસ્થાનોમાં ક્રમશઃ વિકાસની યાત્રા અધિક હોય છે. આ ૧૪ અવસ્થાઓ પછી આત્માની સમગ્ર શક્તિઓ-સંપૂર્ણ ગુણો પરિપૂર્ણ રૂપે વ્યક્ત થાય છે અર્થાત્ આત્માનું સહજ શુદ્ધ સચ્ચિદાનંદમય પૂર્ણ સ્વરૂપ પ્રગટ થાય છે.

**ગુણવિકાસની** આ અવસ્થાઓનાં નામ પણ તે તે અવસ્થાને અનુરૂપ રાખવામાં આવ્યાં છે તે આ પ્રમાણે છે:—

(૧) મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન.
(૨) સાસ્વાદન ગુણસ્થાન.
(૩) મિશ્ર ગુણસ્થાન
(૪) સમ્યગ્ દૃષ્ટિ ગુણસ્થાન.
(૫) દેશવિરત ગુણસ્થાન.
(૬) પ્રમત્ત સંયત ગુણસ્થાન.
(૭) અપ્રમત્ત સંયત ગુણસ્થાન
(૮) અપૂર્વકરણ ગુણસ્થાન.
(૯) અનિવૃત્તિ ગુણસ્થાન.
(૧૦) સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન.
(૧૧) ઉપશાન્તમોહ ગુણસ્થાન.
(૧૨) ક્ષીણમોહ ગુણસ્થાન.
(૧૩) સયોગી ગુણસ્થાન.
(૧૪) અયોગી ગુણસ્થાન.

## ચૌદ ગુણસ્થાનનું સ્વરૂપ

(૧) મિથ્યાદષ્ટિ ગુણસ્થાન :-

મિથ્યાત્વ-મોહનીય કર્મના ઉદયથી જે જીવની દૃષ્ટિ (રુચિ, શ્રદ્ધા, માન્યતા) મિથ્યા-ઊલટી-વિપરીત થઈ જાય છે તે 'જીવ' મિથ્યાદષ્ટિ કહેવાય છે.

જેમ ધતુરાનાં બીજ ખાવાવાળાને સફેદ વસ્તુ પણ પીળી દેખાય છે તેમ મિથ્યાત્વી જીવ, જેનામાં દેવનું લક્ષણ નથી એવા-દેવને પરમાત્મા માને છે; જેનામાં ગુરુનું લક્ષણ

નથી તેમાં ગુરુ તરીકેની બુદ્ધિ કરે છે; જે ધર્મનાં લક્ષણોથી રહિત છે તેને ધર્મ સમજે છે; અને જેમાં આત્માનું લક્ષણ નથી તે જડ-શરીરમાં આત્મબુદ્ધિ કરે છે.

મિથ્યાદૃષ્ટિ જીવની આ અવસ્થાવિશેષ જ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન કહેવાય છે.

મોહરૂપ અવ્યક્ત મિથ્યાત્વ તો જીવમાં અનાદિથી રહેલું છે પણ તે ગુણસ્થાન સ્વરૂપ નથી. જીવને વ્યક્ત મિથ્યાત્વની બુદ્ધિ પ્રગટે છે ત્યારે તેને પ્રથમ ગુણસ્થાનક કહેવાય છે. કારણ કે મિથ્યાત્વનો પ્રબલ ઉદય હોવા છતાં તેની દૃષ્ટિ કોઈક અંશમાં યથાર્થ પણ હોય છે અર્થાત્ મિથ્યાત્વી પણ મનુષ્ય, પશુ, પક્ષી આદિને મનુષ્ય, પશુ, પક્ષી આદિ રૂપે જાણે અને માને છે આ અપેક્ષાએ અથવા જે જીવોમાં મિથ્યાત્વની અલ્પતા થવાથી દયા, દાન, પરોપકાર, વૈરાગ્ય આદિ પ્રાથમિક કોટિના ગુણો છે, તેવા જીવોની અપેક્ષાએ મિથ્યાદૃષ્ટિને ગુણસ્થાન કહેવામાં આવે છે.

મદિરાના નશામાં બેભાન બનેલા મનુષ્યને જેમ હિત-અહિતનું જ્ઞાન થતું નથી તેમ મિથ્યાત્વથી મોહિત જીવ આત્મહિતકર માર્ગમાં સાચા-ખોટાનો, હિત-અહિતનો, જડ-ચેતનનો, ધર્મ-અધર્મનો વિવેક (પૃથક્કરણ) કરી શકતો નથી.

**(૨) સાસ્વાદન સમ્યગ્ દૃષ્ટિ ગુણસ્થાન :-**

જે જીવ પ્રથમ ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી અનંતાનુબંધી કષાયનો ઉદય થતાં સમ્યક્ત્વથી ચલિત થઈ મિથ્યાત્વને અભિમુખ થાય છે ત્યારે તે જીવને આ ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. તેનો કાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ આવલિકાનો છે તે જીવના સ્વરૂપ (અવસ્થા) વિશેષને "સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન" કહેવાય છે.

આ ગુણસ્થાન સમયે જો કે જીવનો ઝુકાવ મિથ્યાત્વની તરફ હોય છે, તો પણ ખીર ખાધા પછી ઊલટી કરનાર મનુષ્યને ખીરનો વિચિત્ર સ્વાદ અનુભવાય છે તેમ સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વને અભિમુખ થયેલા તે જીવને પણ અમુક સમય સુધી સમ્યક્ત્વના ગુણનો કંઈક સ્વાદ અનુભવમાં આવે છે માટે તે ગુણસ્થાનને "સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન" કહે છે.

જીવ જ્યારે સર્વ પ્રથમ પહેલા ગુણસ્થાનથી આગળ વધે છે ત્યારે સીધો ચોથા ગુણસ્થાને આવે છે અને ચોથા ગુણસ્થાનથી પડે ત્યારે જ તે બીજા ગુણસ્થાને આવે છે; બીજું ગુણસ્થાન પતન પામનારને જ હોય છે, ચઢતાં જીવને બીજું ગુણસ્થાન હોતું નથી

**(૩) સમ્યગ્-મિથ્યાદૃષ્ટિ (મિશ્ર) ગુણસ્થાનઃ-**

મિથ્યાત્વ મોહનીયતા શુદ્ધ, અર્ધશુદ્ધ અને અશુદ્ધ : આ ત્રણ પુંજોમાંથી જ્યારે અર્ધશુદ્ધ પુંજનો ઉદય થાય છે ત્યારે જીવની દૃષ્ટિ પણ કંઈક સમ્યક્ (શુદ્ધ) અને કંઈક

મિથ્યા (અશુદ્ધ) અર્થાત્ મિશ્ર થઇ જાય છે. માટે તે જીવ સમ્યગ્-મિથ્યાદૃષ્ટિ અર્થાત મિશ્રદૃષ્ટિ કહેવાય છે અને તેના સ્વરૂપ વિશેષને 'મિશ્ર ગુણસ્થાન' કહે છે

આ ગુણસ્થાનમાં જીવને સર્વજ્ઞ કથિત જીવાદિ તત્ત્વો ઉપર રુચિ કે અરુચિ હોતી નથી, પણ એવા પ્રકારની મધ્યસ્થતા હોય છે, જેવી નાલિકેર દ્વીપના નિવાસી મનુષ્યને ઓદન-ભાત આદિ (ધાન્ય) આહારના વિષયમાં હોય છે.

જે દ્વીપમાં મુખ્ય પેદાશ નારિયેળની હોય છે ત્યાંના રહેવાસીને ભાત, મગ, ઘઉં વગેરે અન્નને જોયાં કે સાંભળ્યાં જ નથી તે ભાત આદિ સંબંધી રુચિ કે અરુચિ હોતી નથી, પરન્તુ સમભાવ હોય છે.

એ પ્રમાણે મિશ્ર-ગુણ સ્થાનકવર્તી જીવમાં સર્વજ્ઞ પ્રણીત તત્ત્વોની પ્રીતિ કે અપ્રીતિ શુદ્ધ (સમ્યક્) કે અશુદ્ધ (મિથ્યા) માન્યતા-એ બેમાંથી એકે પણ હોતી નથી, પણ બન્ને તરફ સમભાવ હોય છે

આ ત્રીજા ગુણસ્થાનનો કાલ અંતર્મુહૂર્ત પ્રમાણ છે તે ચડતાં અને પડતાં, બન્ને પ્રકારના જીવોને હોય છે. અર્થાત્ પહેલા ગુણસ્થાનથી ત્રીજા ગુણસ્થાને આવે અને ચોથા ગુણસ્થાનથી પણ ત્રીજા ગુણસ્થાને આવે. પણ એક વાર ચોથું ગુણસ્થાન પ્રાપ્ત થયા પછી જ ત્રીજું અને બીજું ગુણસ્થાન પ્રાપ્ત થાય છે.

(૪) અવિરત-સમ્યગ્ દષ્ટિ ગુણસ્થાનઃ-

જે જીવો દર્શનમોહનો ઉપશમ, ક્ષયોપશમ કે ઘાત કરીને તેને નબળો કરીને સમ્યગ્=શુદ્ધ દૃષ્ટિ=રુચિ, માન્યતા ધરાવે છે પણ ચારિત્રમોહના ઉદયથી અવિરત-અશુદ્ધ પ્રવૃત્તિવાળા છે અર્થાત્ હિંસાદિ પાપવ્યાપારોનો ત્યાગ કરી શકયા નથી તે જીવો અવિરત સમ્યગ્દષ્ટિ છે : તેવા જીવોનું સ્વરૂપ-વિશેષ અવિરત-સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન કહેવાય છે.

આ ગુણસ્થાનને પામેલા જીવો વધુમાં વધુ દેશોન-અર્ધપુદ્ગલ પરાવર્ત જેટલા કાળમાં અવશ્ય મુક્તિ પ્રાપ્ત કરે છે. આ ગુણસ્થાનવર્તી જીવોને શરીરથી ભિન્ન આત્મા છે, તેની સચોટ પ્રતીતિ-શ્રદ્ધા હોય છે. અન્ય દુઃખી જીવો પ્રત્યે કરુણાભાવ હોય છે. સંસાર નિર્વેદ હોય છે. મોક્ષની તીવ્ર અભિલાષા હોય છે તેના ફળરૂપે તેમના ચિત્તમાં 'શમ-સમભાવ' ક્રમશઃ ઉલ્લસિત થતો જાય છે. સમ્યગ્દૃષ્ટિ જીવો વ્રત-નિયમ-ચારિત્રને જાણવા, સમજવા અને ઇચ્છવા છતાં તેનો સ્વીકાર તથા પાલન કરી શકતા નથી કારણ કે તેમને અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય હોય છે.

(૫) દેશવિરતિ ગુણસ્થાન :-

સ્થૂલ વિરતિ (વ્રત-નિયમ) ગુણને રોકનાર અપ્રત્યાખ્યાનાવરણ-કષાયરૂપ ચારિત્ર મોહ નિર્બળ બનવાથી સ્થૂળ હિંસાદિ પાપોથી નિવૃત્તિ કરી શકાય છે. જે જીવોની

વૃત્તિ અને પ્રવૃત્તિમાં હિંસાદિ પાપક્રિયાઓની આંશિક નિવૃત્તિ (અભાવ) હોય છે તે દેશવિરત અથવા શ્રાવક કહેવાય છે અને તેમના તે સ્વરૂપ વિશેષને દેશવિરત ગુણ-સ્થાન કહે છે. અહીં પ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય હોય છે.

**(૬) પ્રમત્તસંયત ગુણસ્થાન :-**

આ છઠ્ઠા ગુણસ્થાનમાં (અને તેના પછીમાં પણ) પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયનો અભાવ થવાથી જે જીવો હિંસાદિ પાપક્રિયાઓનો સર્વથા ત્યાગ કરે છે, તે 'સંયત' અથવા સર્વવિરતિ-મુનિ કહેવાય છે. સંયત મુનિ પણ જ્યાં સુધી પ્રમાદનું સેવન કરે છે ત્યાં સુધી 'પ્રમત્ત-સંયત' કહેવાય છે અને તેમના આ સ્વરૂપ-વિશેષને પ્રમત્ત-સંયત ગુણસ્થાન કહેવાય છે.

**(૭) અપ્રમત્તસંયત ગુણસ્થાન :-**

જ્યારે મુનિને નિદ્રા, વિષય, કષાય, વિકથા આદિ પ્રમાદનો અભાવ હોય ત્યારે તે અપ્રમત્ત-સંયત કહેવાય છે આ ગુણસ્થાનક ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત પ્રમાણ હોય છે.

**(૮) નિવૃત્તિ, અપૂર્વકરણ ગુણસ્થાન :-**

છઠ્ઠાથી સાતમે, સાતમાથી છઠ્ઠે એમ ચડ-ઉતાર કરતો ઝોલાં ખાતો જીવ જો સાવધાની ગુમાવે તો પતન પામે છે. સાવધાની પૂરે-પૂરી ટકાવી, ઉત્તરોત્તર અપ્રમાદને વિકસાવતો રહે તો આઠમા ગુણસ્થાને આવે છે. અપૂર્વ-પૂર્વે ન કર્યાં હોય તેવા, અધ્યવસાયો ઉત્પન્ન થાય છે

અપૂર્વ-પૂર્વે ન કર્યું હોય તેવું કરણ કરવું તે અપૂર્વકરણ. આ ગુણસ્થાને રહેલો આત્મા વિશુદ્ધ અધ્યવસાયોના પ્રભાવે (૧) સ્થિતિઘાત (૨) રસાઘાત (૩) ગુણશ્રેણિ (૪) ગુણ-સંક્રમણ અને (૫) અપૂર્વ સ્થિતિબંધ—આ પાંચ અપૂર્વ-પૂર્વે ન કર્યાં હોય તેવાં કરણ કરે છે.

આ ગુણસ્થાનમાં સમકાળે પ્રવેશેલા જીવોના અધ્યવસાયોમાં વિવક્ષિત કોઈ પણ સમયે પરસ્પર વિશુદ્ધિમાં નિવૃત્તિ=તફાવત હોવાથી આ ગુણસ્થાનને 'નિવૃત્તિકરણ' પણ કહેવાય છે.

જેમ રાજ્ય પ્રાપ્ત કરવાની યોગ્યતાને લઈને પણ રાજકુમારને રાજા, યુવરાજ કહેવામાં આવે છે તેમ આ આઠમા ગુણસ્થાનમાં જીવ મોહની એક પણ પ્રકૃત્તિનો ક્ષય કે ઉપશમ કરતો નથી છતાં આ ગુણસ્થાને આવનાર જીવ ઉપરના ગુણસ્થાન ઉપર આરોહણ કરીને મોહનો ક્ષય કે ઉપશમ કરે છે. આ યોગ્યતાની અપેક્ષાએ તે જીવને ક્ષપક કે ઉપશમક કહેવામાં આવે છે. ચારિત્ર મોહના ક્ષય કે ઉપશમનો પ્રારંભ નવમા ગુણસ્થાનમાં જ થાય છે માટે મુખ્યતયા તે ગુણસ્થાને જ ક્ષપક અને ઉપશમક એવા બે ભેદ પડે છે.

(૯) અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાન :-

આ નવમા ગુણસ્થાનને પ્રાપ્ત કરવાવાળા જીવો બે પ્રકારના છે : એક ઉપશમક અને બીજા ક્ષપક.

(અ) જે જીવો ચારિત્રમોહનીય કર્મનો ઉપશમ કરતાં કરતાં મોહને દબાવતાં દબાવતાં આગળ વધે છે તે ઉપશમક કહેવાય છે, તે જીવો અગિયારમા ગુણસ્થાન સુધી ચઢે છે, પછી અવશ્ય પડે છે.

(બ) જે જીવો ચારિત્ર મોહનીયકર્મનો ક્ષય કરતાં કરતાં આગળ વધે છે તે 'ક્ષપક' કહેવાય છે. તે જીવો દશમા ગુણસ્થાનથી સીધા બારમા ગુણસ્થાને જાય છે.

આ નવમા ગુણસ્થાને રહેલા જીવો (સૂક્ષ્મ લોભ સિવાય) મોહનો ક્ષય કે ઉપશમ કરે છે તથા નવમા ગુણસ્થાનમાં સમકાળે સાથે આવેલા જીવોના અધ્યવસાયોની વિશુદ્ધિમાં નિવૃત્તિ=તરતમતા ભિન્નતા હોતી નથી અર્થાત્ સર્વના અધ્યવસાયો સમાન હોય છે. આ ગુણસ્થાનમાં બાદર સ્થૂલ સંપરાય=કષાયનો ઉદય હોય છે માટે આ ગુણસ્થાનનું નામ અનિવૃત્તિ-બાદર-સંપરાય સાર્થક ઠરે છે.

(૧૦) સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન :-

આ ગુણસ્થાનમાં સંપરાય એટલે કષાયનો અર્થાત્ લોભ-કષાયના સૂક્ષ્મ ખંડોનો જ ઉદય હોય છે. માટે તેનું નામ 'સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન' છે આ ગુણસ્થાનવર્તી જીવો પણ ઉપશમક અને ક્ષપક એમ બન્ને પ્રકારના હોય છે : જે ઉપશમક હોય છે તે લોભ-કષાયનું ઉપશમન કરે છે અને જે ક્ષપક હોય છે તે લોભ-કષાયનો ક્ષય કરે છે.

(૧૧) ઉપશાંત મોહ ગુણસ્થાન :-

દશમા ગુણસ્થાનના અંતે મોહનો સંપૂર્ણ ઉપશમ કરીને (મોહને દબાવીને) આત્મા અગિયારમા ગુણસ્થાને આવે છે. જેથી તેનો ન તો વિપાકોદય થાય છે અને ન પ્રદેશોદય. માટે જ આ ગુણસ્થાનનું નામ 'ઉપશાંત-મોહ' છે.

આ ગુણસ્થાનમાં વર્તમાન જીવ આગળનાં ગુણસ્થાનો પ્રાપ્ત કરી શકતો નથી કેમકે જે જીવ ક્ષપકશ્રેણી માંડે છે તે જ આગળના ગુણસ્થાનો ઉપર આરોહણ કરી શકે છે. પરંતુ અગિયારમા ગુણસ્થાનવર્તી જીવ નિયમા ઉપશમશ્રેણી કરવાવાળો હોય છે. તેથી તેનું ત્યાંથી અવશ્ય પતન થાય છે (જેમ દબાયેલો શત્રુ બળ પ્રગટ થતાં પુનઃ આક્રમણ કરે છે, તેમ દબાયેલો મોહ થોડી જ વારમાં પોતાનું બળ બતાવે છે. આથી આત્માનું પતન થાય છે).

આ ગુણસ્થાનનો કાળ જઘન્યથી એક સમય, ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત છે. તે કાળ પૂરો થયા વિના પણ ભવ (આયુ) ક્ષયથી પડે તો તે પ્રત્યે અનુત્તર વિમાનમાં દેવરૂપે ઉત્પન્ન થાય છે. અને ત્યાં અગિયારમાથી સીધો ચોથા ગુણસ્થાનને પામે છે. જો કાળ

ક્ષયથી (ગુણસ્થાનનો કાળ પૂર્ણ થવાથી) પડે તો ક્રમશઃ પડીને સાતમા ગુણસ્થાને આવે છે. એટલે કે અગિયારમાંથી દશમે, દશમાંથી નવમે પછી ક્રમશઃ આઠમે અને સાતમે આવે પછી છઠ્ઠે સાતમે ચડ-ઊતર કરે કે તેનાથી પણ નીચે ઊતરીને છેક પહેલા ગુણસ્થાને આવે. વધુ નીચે ન આવે તો પણ છઠ્ઠા-સાતમા ગુણસ્થાને તો અવશ્ય આવે છે.

**(૧૨) ક્ષીણમોહ ગુણસ્થાન :-**

જેણે મોહનીય કર્મનો સર્વથા ક્ષય કર્યો છે પરંતુ શેષ ઘાતિકર્મ હજી વિદ્યમાન છે. દશમા ગુણસ્થાને મોહનો ઘાત કરનાર આત્મા સીધો આ બારમા ગુણસ્થાને આવે છે તેને મોહની જરા પણ હેરાનગતિ હોતી નથી. તેથી જ આ ગુણસ્થાનને 'ક્ષીણ-મોહ' કહે છે. આ ગુણસ્થાનમાં વર્તમાન જીવ ક્ષપકશ્રેણીવાળો હોય છે અને તે આ ગુણસ્થાનના અંતે શેષ ત્રણ ઘાતિકર્મોનો ક્ષય કરે છે

**(૧૩) સયોગી કેવલીગુણસ્થાન :-**

જેમણે-જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય-આ ઘાતિકર્મોનો સર્વથા ક્ષય કરીને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને આ ગુણસ્થાનમાં પણ જેમને ઉપદેશ, વિહાર આદિથી મન વચન અને કાયા-આ ત્રણ યોગની પ્રવૃત્તિ હોવાથી તે સયોગી કેલી કહેવાય છે. તેમના આ સ્વરૂપ-વિશેષને 'સયોગી કેવલી' ગુણસ્થાન કહેવાય છે

**(૧૪) અયોગી કેવલી ગુણસ્થાન :-**

જે કેવલી ભગવાન યોગરહિત બને છે તે અયોગી કેવલી કહેવાય છે.

પાંચ હ્રસ્વાક્ષર કાળપ્રમાણ આયુષ્ય શેષ રહે ત્યારે આત્મા તેરમા ગુણસ્થાનમાં અને યોગનિરોધની વિશિષ્ટ પ્રક્રિયા દ્વારા યોગ રહિત બને છે, યોગરહિત અવસ્થા એ ચૌદમું ગુણસ્થાન છે

ચૌદમા ગુણસ્થાને આત્મા મેરુ પર્વતની જેમ નિષ્પ્રકંપ બનીને બાકી રહેલાં ચાર અઘાતી કર્મોનો ક્ષય થવાથી, દેહનો ત્યાગ કરી સિદ્ધક્ષેત્રમાં ચાલ્યો જાય છે; ત્યાંથી તે પાછો ફરતો નથી. સાદિ અનંતકાળ ત્યાં જ પૂર્ણ સ્વરૂપે રહે છે. આત્માની આ પૂર્ણ, શુદ્ધ, સહજ અવસ્થા છે. આત્માના સત્-ચિત્-આનંદમય શુદ્ધ સ્વરૂપનું પ્રગટીકરણ થવું એજ મોક્ષ છે.

परिशिष्ट नं. ७

## (१) प्रणिधाननो प्रभाव

[ भवनयोगना निरूपणमां प्रणिधान, समाधान, समाधि अने काष्ठा संबंधी क्रमशः प्रसन्नचन्द्र राजर्षि, भरत चक्रवर्ती, दमदंत मुनि तथा पुष्पभूति आचार्यना दृष्टान्तोनो उल्लेख कर्यो हतो. ते पैकी त्रण दृष्टान्तो अहीं आपवामा आव्या छे. काष्ठा संबंधी आचार्य श्री पुष्पभूतिनुं दृष्टान्त बीजा परिशिष्टमां आपेलु छे ]

प्रणिधानना संदर्भमां राजर्षि प्रसन्नचंद्रनुं दृष्टान्त जैन कथानुयोगमां आगवुं स्थान धरावे छे. तेमना पितानुं नाम सोमचन्द्र अने मातानुं नाम धारिणी हतुं.

निर्गुण संसारमां तेमनुं मन न ठर्युं एटले पोताना बाळकुंवरने गादी आपी तेमणे चारित्र अंगीकार कर्युं चारित्र जीवनमां आवीने राजर्षि तप अने ध्यान करवा लाग्या.

एक वखत तेओ राजगृहीना उद्यानमां कायोत्सर्ग–ध्याने निश्चलपणे ऊभा हता त्यारे त्यांथी पसार थता केटलाक सुभटोनुं ध्यान तेमना तरफ गयुं. राजर्षि सांभळे ए रीते तेओ परस्पर वातो करवा लाग्या के–आ राजर्षि अहीं ध्यान करे छे अने तेनुं राज्य जवा बेठुं छे चंपानगरीना राजा दधिवाहने पाटनगरने घेरी लीधुं छे टूंक समयमां ते बाळकुंवरने खतम करीने राज्य लई लेवानो ईरादो धरावे छे. बिचारा बाळकुंवरने पडखे छे पण कोण ?

सुभटोनी आ वातचीत सांभळीने राजर्षिने राज्य अने कुमार बन्ने प्रत्ये मोह जाग्यो. मोहने वश थईने बन्नेनी रक्षा करवा तेमणे मानसिक युद्ध शरू कर्युं. दधिवाहनने हणीने राज्य तथा कुमारने बचाववाना अशुभ मनोव्यापारमां–दुष्ट चिंतनमां खूब ज आगळ वधी गया. जाणे के पोते खरेखर राजा छे एवा प्रणिधानमां परोवाईने शत्रु उपर छेल्लो जीवलेण हल्लो करवाना आशयथी शिरस्त्राण उगामवा पोताना माथे हाथ मूकयो

पोताना उपयोगने आवा अशुभ प्रणिधानमां केन्द्रित करीने राजर्षिए सातमा नरकने योग्य कर्मदलिको एकठा कर्या. पण जेवो शिरत्राण ऊगामवा माथे हाथ मूकयो तेवा चमकया कारण के माथे तो लोच करेलो हतो.

जेटली तीव्रतापूर्वक तेओ अशुभ प्रणिधानमां तन्मय थई गया हता तेटली ज तीव्रतापूर्वक शुभ प्रणिधान ध्यान तरफ वळ्या

पाछा पण एवा फर्या के समग्र आत्म–प्रदेशमांथी अशुभ–भाव–मळने नीचोवी नाख्यो.

संयमनी साधनानुं साध्य सिद्ध–अवस्था छे. ए एक ज सत्य तेमना ध्याननुं केन्द्र–बिन्दु बन्युं अने गणत्रीनी मिनिटो पहेलां एकत्रित करेलां सातमा नरकनां कर्मोने समूळ उच्छेदीने सात राजलोक ऊंचे सिद्धशिला उपर लई जनारा केवलज्ञानने प्राप्त कर्युं.

અશુભ-ચિંતન, અશુભ-પ્રણિધાનથી મનને પાછું વાળી શુભ ધ્યાન દ્વારા આત્માની પૂર્ણ શુદ્ધિ અને સિદ્ધિ પ્રાપ્ત કરનાર રાજર્ષિ પ્રસન્નચન્દ્રને કોટી-કોટી વંદન હો !

## (૨) 'સમાધાન'ના સંદર્ભમાં ભરત ચક્રવર્તીનું દષ્ટાન્ત

### (અનિત્યમાં રાગ શો ?)

પ્રથમ તીર્થંકર પરમાત્મા શ્રી ઋષભદેવ ભગવાનના સંસારીપણાના પાટવી-પુત્ર ભરત મહારાજા આ કાળના, આ ક્ષેત્રના પ્રથમ ચક્રવર્તી છે.

આ ભરત ચક્રવર્તી એક વાર અરીસા ભુવનમાં પોતાના અલંકૃત શરીરની શોભા નિહાળી રહ્યા હતા. તેવામાં તેમની એક આંગળીમાંથી, એક વીંટી સરકીને નીચે પડી ગઈ એટલે તે આંગળી શોભા વિનાની થઇ ગઈ. તે જોઇ તેમના મનમાં દ્વિધા થઇ કે શરીરની શોભાનું કારણ અલંકારો છે કે અલંકારોની શોભાનું કારણ શરીર છે.

આ દ્વિધાનું નિવારણ કરીને યથાર્થ સમાધાન પ્રાપ્ત કરવા માટે તેમણે પોતાના શરીર પરના બધા અલંકારો ઉતારી દીધા. પછી અરીસા સામે જોયું તો આખું શરીર શોભારહિત દેખાયું.

આ દૃશ્યથી ભરત મહારાજાનો આત્મા જાગી ગયો. તેમની આંતર્દષ્ટિ ઊઘડી ગઈ. આ અનિત્ય સંસારમાં આંખોથી દેખાતી બધી વસ્તુઓ નાશવંત છે એ સત્ય તેમના હૃદયને સ્પર્શી ગયું. અને એવા અનિત્ય પદાર્થો પ્રત્યેનો તેમનો બધો જ રાગ, સૂર્યના પગલે નાશ પામતા અંધકારની જેમ નાશ પામ્યો. એક નાનકડા નિમિત્તને પામી ભરત મહારાજા પોતાના મનને શુભમાં પ્રવર્તાવી ક્રમશઃ વીતરાગી અને કેવળજ્ઞાની બન્યા.

## (૩) 'સમાધિ' સંદર્ભમાં દમદંત મુનિનું દષ્ટાન્ત

### (મહિમાવંતો માધ્યસ્થ ભાવ.)

હસ્તિશીર્ષ નગરમાં દમદંત નામે રાજા રાજ્ય કરતા હતા. બીજી બાજુ હસ્તિનાપુરમાં પાંચ પાંડવો રાજ્ય કરતા હતા. દમદંત રાજા અને પાંડવોને આપસમાં વેર હતું બન્ને એકબીજાનું અહિત કરવાની તક જોઈ રહ્યા હતા.

એક વાર દમદંત રાજા – પ્રતિ વાસુદેવ જરાસંઘને મળવા ગયા અને ત્યાં થોડા દિવસ રોકાયા. રાજાની ગેરહાજરીનો લાભ લઇને પાંડવોએ દમદંત રાજાના દેશને લૂંટ્યો અને બાળ્યો.

થોડા દિવસ પછી દમદંત રાજા પાછા આવ્યા ત્યારે તેમણે પોતાના દેશની દુર્દશા કરનાર પાંડવોની રાજધાની પર આક્રમણ કરીને તેને ઘેરી લીધી નગરના બધા દરવાજા બંધ કરીને પાંડવોએ ઠંડો પ્રતિકાર કર્યો, પણ સીધું યુદ્ધ ન કર્યું એટલે દમંદત રાજા કંટાળીને પાછા ફર્યા.

દમદંત રાજાનું હૃદય વૈરાગ્યથી વાસિત હોવાથી આ પ્રસંગને લઈને તેનો વૈરાગ્ય વધુ જવલંત બન્યો અને રાજય સંપત્તિ આદિ દુન્યવી તમામ સુખોને ત્યાગી તેમણે સંયમધર્મ ગ્રહણ કર્યો.

અપ્રમત્તપણે વિચરતાં દમદંત મુનિ હસ્તિનાપુર પધાર્યા અને નગરની બહાર પ્રતિમા-ધ્યાને સ્થિર રહ્યા.

યાત્રા માટે પ્રયાણ કરતા યુધિષ્ઠિર આદિ પાંડવો ત્યાં થઈને નીકળ્યા. પ્રતિમા-ધ્યાને રહેલા મુનિને જોઈને તે સર્વ તેમને વંદન કરવા ગયા. બહુ નજીકથી જોતાં-આ તો પૂર્વકાળના રાજા દમદંત છે એવી ઓળખાણ થઈ, એટલે વેરઝેરની ક્ષમાયાચના કરી, વંદન કરી કૃતકૃત્યતા અનુભવી.

ત્યાર પછી દુર્યોધન તે જ રસ્તેથી પસાર થયો. તેણે પણ મુનિને જોયા. 'અરે! આ તો દમદંત રાજા છે' એમ જાણતાં જ તેમના પ્રત્યેનો તેનો રોષ ઊભરાયો અને તેમના દેહ ઉપર બીજોરાનો ઘા કર્યો.

દુર્યોધનનાં આ વર્તનનું અનુકરણ કરીને તેના સેવકોએ ધ્યાનસ્થ મુનિરાજ ઉપર પથ્થરો ફેંક્યા. મુનિરાજનો દેહ તેના વડે ઢંકાઈ ગયો.

કેટલાક સમય પછી ત્યાંથી પસાર થતા પાંડવોએ ધ્યાનસ્થ મુનિના સ્થાને મોટા પથ્થરોનો ઢગ જોયો. તપાસ કરતાં બધી બાતમી મળી. એટલે તરત જ નજીક જઈ પૂરી કાળજીપૂર્વક તેમણે બધા પથ્થરો દૂર કર્યા.

અવિચલિતપણે પ્રતિમા ધ્યાનમાં મગ્ન મુનિને જોઈને પાંડવોએ ભાવપૂર્વક વંદન કર્યું, અપરાધની ક્ષમા યાચી, મુનિના સમતાભાવની અનુમોદના કરતા સ્વસ્થાને ગયા.

દુર્યોધન દ્વારા કરાયેલા ઉપદ્રવ અને યુધિષ્ઠિર આદિ દ્વારા કરાયેલી ભક્તિ-બન્ને તરફ મુનિ મધ્યસ્થ ભાવમાં રહ્યા.

આ છે રાગ અને દ્વેષ-ઉભયની પરિણતિથી મુક્ત મધ્યસ્થ મહાત્માનું જાજવલ્યમાન દૃષ્ટાન્ત!



## પરિશિષ્ટ નં. ૮
## ભાષાના ૪૨ પ્રકારો

[ભાષાના ૪ પ્રકાર છે : સત્ય, મૃષા, સત્યામૃષા અને અસત્યામૃષા. સત્યભાષાના ૧૦, મૃષાભાષાના ૧૦, સત્યામૃષાના ૧૦ તથા અસત્યામૃષાના (વ્યવહારભાષાના) ૧૨ એમ કુલ ૪૨ પ્રકારો શ્રી દશવૈકાલિક નિર્યુક્તિ વગેરેમાં જણાવ્યા છે. તે સંબંધી પૃ. ૨૪૬માં 'જણવય' વગેરે ગાથાઓ આપેલી છે. તે * અર્થ સહિત નીચે મુજબ છે]

### સત્યભાષાના ૧૦ પ્રકારો

जणवय–सम्मय–ठवणा नामे रूवे पडुच्च सच्चे अ ।
ववहार–भाव–जोगे दसमे ओवम्मसच्चे अ ॥२७३॥

૧. **જનપદ સત્ય** :–કોંકણ વગેરે દેશમાં પાણીને માટે 'પય', 'પિચ્ચ', 'ઉદક' 'નીરમ્' વગેરે જુદા જુદા શબ્દો વપરાય છે. આ શબ્દોથી તે તે જનપદોમાં–દેશોમાં ઇષ્ટઅર્થની પ્રતિપત્તિ થતી હોવાથી લોકવ્યવહાર ચાલે છે તેથી તે શબ્દો 'જનપદ-સત્ય' અર્થાત્ તે તે દેશને આશ્રયીને 'સત્ય' કહેવાય છે.

૨. **સમ્મતસત્ય** :–કુમુદ, કુવલય, ઉત્પલ, તામરસ એ બધાં એકસરખી રીતે કાદવમાં ઉત્પન્ન થાય છે, તો પણ ગોવાળો સુદ્ધાં (અર્થાત્ આબાલ ગોપાલ) કમલને જ પંકજ કહે છે. આ રીતે લોકોમાં કમલ અર્થમાં જ 'પંકજ' શબ્દ સમ્મત છે તેથી તે 'સમ્મતસત્ય' કહેવાય છે.

૩. **સ્થાપનાસત્ય** :–તેવા પ્રકારની અંકરચના તથા સિક્કા વગેરે જોઈને જે ભાષા ઉચ્ચારવામાં આવે તે 'સ્થાપનાસત્ય' છે. જેમકે એકડાની આગળ બે શૂન્ય ઉમેરીએ તો સો અને ત્રણ શૂન્ય ઉમેરીએ તો હજાર કહેવાય છે, તેમજ નાણાં ઉપર તે તે છાપ પ્રમાણે રૂપિયો, પાંચ રૂપિયા વગેરે કહેવાય છે.

૪. **નામસત્ય** :–કોઇ મનુષ્ય કુલ વિસ્તારતો ન હોવા છતાં 'કુલવર્ધન' નામે ઓળખાય, ધનને વધારતો ન હોય છતાં 'ધનવર્ધન' કહેવાય, યક્ષ ન હોવા છતાં 'યક્ષ' કહેવાય : આવા બધા અર્થરહિત નામોના પ્રયોગો તે 'નામસત્ય' કહેવાય છે

૫. **રૂપસત્ય** :–વેશ પ્રમાણે ગુણ ન હોવા છતાં તેવા પ્રકારનું રૂપ ધારણ કરવું તે 'રૂપસત્ય' છે. તે સંબંધી વચન પણ 'રૂપસત્ય' કહેવાય છે જેમકે કોઈ કપટી સાધુના વેશમાં હોય ત્યારે તેને સાધુ કહેવામાં આવે તે 'રૂપસત્ય' છે.

૬. **પ્રતીત્યસત્ય** :–બીજી વસ્તુને આશ્રયીને એક વસ્તુમાં જુદી જુદી રીતે વ્યવહાર કરવો તે 'પ્રતીત્યસત્ય' છે. જેમ ટચલી (છેલ્લી) આંગળીની અપેક્ષાએ અનામિકા આંગળી મોટી ગણાય છે, પણ મધ્યમાં (વચલી) આંગળી કરતાં તે (અનામિકા) નાની પણ ગણાય છે એમ એક જ વસ્તુમાં જુદી જુદી અપેક્ષાએ જુદો જુદો વ્યવહાર તે 'પ્રતીત્યસત્ય' છે.

* આવશ્યકસૂત્રની હરિભદ્રસૂરિરચિત વૃત્તિ તથા પન્નવણા (प्रज्ञापना) સૂત્રની મલયગિરિસૂરિરચિત વૃત્તિને આધારે અહીં અર્થ લખ્યો છે.

૭. **વ્યવહારસત્ય** :- કેટલાક શબ્દપ્રયોગો શબ્દાર્થની દૃષ્ટિએ બરાબર ન લાગે છતાં અમુક વિવક્ષાથી બોલાતા હોવાથી તે પ્રયોગો સત્ય છે. જેમકે 'પર્વત બળે છે.', 'ઘડો ઝરે છે,' 'કન્યાને પેટ નથી,' 'ઘેટીને વાળ નથી' : આ બધા પ્રયોગોમાં વસ્તુતઃ તેમ હોતું નથી છતાં 'પર્વત ઉપરનું ઘાસ બળે છે', 'ઘડાનું પાણી ઝરે છે.' 'કન્યા ગર્ભધારણને માટે યોગ્ય ઉદરવાળી નથી,' 'ઘેટીને કાપી શકાય તેટલા વાળ નથી,' એવા આશયથી લોકવ્યવહારમાં તે તે પ્રયોગો થાય છે તેથી તે 'વ્યવહાર સત્ય' છે.

૮. **ભાવસત્ય** :-એક વસ્તુમાં અનેક ભાવો (વર્ણ વગેરે) રહેલા હોય છતાં તેમાંના એકાદ ઉત્કૃષ્ટરૂપે રહેલા ભાવને પ્રાધાન્ય આપીને વચન પ્રયોગ કરવો. જેમકે બગલામાં પંચે વર્ણ છે છતાં બગલો શ્વેત છે' એમ કહેવું તે 'ભાવસત્ય' છે.

૯. **યોગ સત્ય** :-યોગ અર્થાત્ સંબંધથી કોઇ વ્યક્તિ કે વસ્તુને તે નામથી ઓળખવી તે 'યોગસત્ય' છે. જેમ છત્ર રાખનારો માણસ છત્ર ન હોય ત્યારે પણ છત્રના સંબંધથી 'છત્રી' કહેવાય છે અને 'દંડ' રાખનારો માણસ દંડના અભાવમાં પણ દંડના સંબંધથી 'દંડી' કહેવાય છે તે 'યોગસત્ય' છે.

૧૦ **ઔપમ્યસત્ય** :-જેમ તળાવ સમુદ્ર જેવુ ન હોવા છતાં 'તળાવ સમુદ્ર જેવું છે' એમ તળાવને સમુદ્રની ઉપમા આપવામાં આવે છે તે 'ઔપમ્યસત્ય' છે.

**મૃષાભાષા (અસત્ય) ના ૧૦ પ્રકારો :-**

कोहे माणे माया लोभे पेज्जे तहेव दोसे अ।
हासभए अक्खाइय उवघाए निस्सआ दसमा ॥ २७४ ॥

૧. **ક્રોધ-નિસૃત અસત્ય** :-ક્રોધના આવેશમાં જે વાણી નીકળે તે 'ક્રોધ-નિસૃત અસત્ય' છે. જેમકે ક્રોધથી ધમધમેલો પિતા પુત્રને કહે છે કે 'તું મારો પુત્ર નથી' વગેરે ક્રોધ-નિસૃત અસત્ય છે. અથવા ક્રોધના આવેશમાં સાચું-ખોટું જે કંઇ બોલવામાં આવે તે બધું ક્રોધ-નિસૃત અસત્ય છે, કારણ કે તે બધું બોલતી વખતે ક્રોધી મનુષ્યનો આશય દુષ્ટ હોય છે

૨. **માન-નિસૃત અસત્ય** :- પોતાની મહત્તા બતાવવા માટે જેમ કોઈ મનુષ્ય અલ્પ ધનવાળો હોવા છતાં હું મહાધનવાળો છું, તે માન-નિસૃત-અસત્ય છે.

૩. **માયા-નિસૃત અસત્ય** : -બીજાને ઠગવાના આશયથી જે સાચું ખોટું બોલાય તે બધું 'માયા-નિસૃત અસત્ય' છે.

૪. **લોભ-નિસૃત અસત્યઃ** -લોભથી જે મિથ્યા બોલવામાં આવે તે 'લોભ નિસૃત અસત્ય' છે. વેપારી ખોટા માપ હોવા છતાં તેને સાચાં કહે છે.

**૫. પ્રેમ-નિસૃત અસત્ય :**– અતિ રાગને લઇને 'હું તમારો દાસ' છું વગેરે જે બોલવામાં આવે છે તે 'પ્રેમ-નિસૃત અસત્ય' છે.

**૬. દ્વેષ-નિસૃત અસત્ય :**– દ્વેષથી ઈર્ષ્યાળુ માણસો ગુણવાળને પણ આ 'નિર્ગુણ' છે વગેરે કહે તે 'દ્વેષ-નિસૃત અસત્ય' છે.

**૭ હાસ્ય-નિસૃત-અસત્ય :**– જેમ મશ્કરા માણુસો કોઈની કંઈ ચીજ લઇને સંતાડી રાખે અને તેમને પૂછવામાં આવે તો કહે કે, 'એ ચીજ મેં જોઇ નથી.' આવી ભાષા 'હાસ્ય-નિસૃત અસત્ય' કહેવાય છે.

**૮. ભય-નિસૃત અસત્ય :**– ચોરો વગેરેના ભયથી 'મારી પાસે કંઇ નથી' વગેરે જે અસત્ય બોલવામાં આવે છે તે 'ભય-નિસૃત અસત્ય' છે.

**૯. આખ્યાયિક-નિસૃત અસત્ય :**–કથાઓમાં જે અસંભવિત વાતો કહેવામાં આવે તે 'આખ્યાયિકા નિસૃત-અસત્ય' કહેવાય છે.

**૧૦. ઉપઘાત-નિસૃત અસત્ય** – ચોર ન હોય છતાં તું 'ચોર' છે આવું જે આળ ચઢાવવામાં આવે તે 'ઉપઘાત નિસૃત અસત્ય' કહેવાય છે.......

### *સત્યામૃષાભાષાના ૧૦ પ્રકારો

उप्पन्नविगयमीसग जीवमजीवे अ जीवअज्जीवे ।
तहऽणंतमीसगा खलु परित्त अद्धा अ अद्धद्धा ॥ २७५ ॥

**૧. ઉત્પન્નમિશ્રિત સત્યામૃષા :**– ઉત્પન્ન જીવોને આશ્રયીને જે મિશ્ર ભાષા બોલવામાં આવે છે તે 'ઉત્પન્નમિશ્રિત સત્યામૃષા ભાષા' કહેવાય છે જેમકે કોઈ નગરમાં ઓછાં કે વધારે બાળકો જન્મ્યાં હોય છતાં આજે દસ બાળકો જન્મ્યાં છે એમ જે કહેવામાં આવે તે 'ઉત્પન્નમિશ્રિત સત્યામૃષા' ભાષા છે કારણ કે તેમાં થોડું સાચું છે અને થોડું ખોટું છે. તેથી એ મિશ્ર ભાષા છે.

**૨. વિગતમિશ્રિત સત્યામૃષા :**– તે જ પ્રમાણે મરણને આશ્રયીને જે મિશ્ર ભાષા બોલવામાં આવે તે 'વિગતમિશ્રિત સત્યામૃષા' ભાષા છે. જેમ કોઈ નગરમાં થોડાં કે વધારે માણુસો મરી ગયાં હોય છતાં આજે દસ માણુસો મરી ગયાં એમ કહેવાય છે તે 'વિગતમિશ્રિત સત્યામૃષા' ભાષા છે.

**૩. ઉત્પન્ન-વિગતમિશ્રિત સત્યામૃષા :**–તે જ પ્રમાણે ઉત્પત્તિ અને મરણને આશ્રયીને જે મિશ્ર ભાષા બોલવામાં આવે છે તે 'ઉત્પન્ન-વિગતમિશ્રિત સત્યામૃષા' કહેવાય છે. જેમ કોઈ નગરમાં ઓછાં કે વધારે માણુસો જન્મ્યાં હોય કે મરી ગયાં

---

* જેમા થોડું સાચું અને થોડું ખોટું હોય તેવી મિશ્ર ભાષાને 'સત્યામૃષા' કહેવામા આવે છે. કારણ કે તેમા કાઈક સાચું હોવાથી તે 'સત્ય' પણ છે અને કાઈક ખોટું હોવાથી 'મૃષા' પણ છે. આ પ્રમાણે સત્ય તથા અસત્યનુ મિશ્રણ હોવાથી તે 'સત્યા-મૃષા' કહેવાય છે.

હોય છતાં કહેવામાં આવે કે આજે દસ બાળકો જન્મ્યાં છે અને દસ બાળકો મરી ગયાં છે : આવી ભાષા 'ઉત્પન્ન–વિગત મિશ્રિતસત્યામૃષા' ભાષા છે.

૪. **જીવમિશ્રિત સત્યામૃષા** :–જેમ કોઈ ઢગલામાં ઘણાં જંતુઓ જીવતાં હોય અને થોડાં મરેલાં પણ હોય છતાં આ જીવતાં જંતુઓનો ઢગલો છે' એમ બોલવું તે 'જીવમિશ્રિત સત્યામૃષા' ભાષા કહેવાય છે.

૫. **અજીવમિશ્રિત સત્યામૃષા** :–કોઇ ઢગલામાં ઘણાં જંતુઓ મરેલાં હોય અને થોડાં જીવતાં હોય છતાં 'અજીવનો ઢગલો છે' એમ કહેવું તે 'અજીવમિશ્રિત સત્યામૃષા' ભાષા કહેવાય છે.

૬. **જીવાજીવમિશ્રિત સત્યામૃષા** :– ઉપરની જેમ જીવતાં અને મરેલાં જંતુઓના ઢગલામાં (વસ્તુતઃ ન્યૂનાધિક હોવા છતાં) નિશ્ચયપૂર્વક કહેવું કે 'આટલાં મરેલાં છે ને આટલાં જીવતાં છે' : આવી ભાષા તે 'જીવાજીવ મિશ્રિતસત્યામૃષા' છે.

૭. **અનંતમિશ્રિત સત્યામૃષા** :–મૂળ વગેરે અનંતકાયને તેના જ પ્રત્યેક વનસ્પતિકાયરૂપ પાંદડાની સાથે અથવા બીજી કોઈ પ્રત્યેક વનસ્પતિની સાથે જોઈ ને 'આ બધું અનંતકાય છે' એમ કોઈ કહે તે 'અનંતમિશ્રિત સત્યામૃષા' છે.

૮. **પ્રત્યેક મિશ્રિત સત્યામૃષા** :– ઉપર મુજબ પ્રત્યેક વનસ્પતિના ઢગલામાં અનંતકાય રહેલા હોય છતાં આ બધું 'પ્રત્યેક વનસ્પતિકાય' છે એમ કહેવું તે 'પ્રત્યેક મિશ્રિત સત્યામૃષા' છે.

૯. **અદ્ધામિશ્રિત સત્યામૃષા** :–અદ્ધા એટલે કાળ અહીં પ્રસંગાનુસારે અદ્ધા શબ્દથી રાત્રિ–દિવસ લેવાનાં છે. જેમ કોઈ માણસ દિવસ બાકી હોવા છતાં બીજા માણસને ઉતાવળ કરાવવા કહે કે 'રાત્રિ પડી ગઈ' અથવા રાત્રિ બાકી હોય છતાં જગાડવા 'દિવસ ઊગી ગયો' તે 'અદ્ધામિશ્રિત સત્યામૃષા' કહેવાય છે.

૧૦. **અદ્ધાદ્ધા મિશ્રિત સત્યા–મૃષા** :–દિવસ કે રાત્રિનો એક ભાગ તે અદ્ધાદ્ધા પ્રથમ પ્રહર ચાલુ હોય છતાં કોઇ માણસ બીજા માણસને કાર્યમાં ઉતાવળ કરવા માટે કહે કે 'મધ્યાહ્ન થઈ ગયો વગેરે વચનો 'અદ્ધાદ્ધામિશ્રિત સત્યામૃષા ભાષા' છે.

### *અસત્યામૃષાના ૧૨ પ્રકારો

आमंतणि आणवणी जायणि तह पुच्छणी अ पन्नवणी ।
पच्चक्खाणी भासा, भासा इच्छाणुलोमा अ ॥ २७६ ॥
अणिभिग्गहिआ भासा, भासा अ अभिग्गहम्मि बोधव्वा ।
संसयकरणी भासा वायड अव्वायडा चेव ॥ २७७ ॥

૧ **આમંત્રણી** :–કોઇને બોલાવવા માટે જે સંબોધન વચનોનો પ્રયોગ કરવામાં આવે જેમકે–'હે દેવદત્ત!', 'હે પ્રભુ!' વગેરે તે આમંત્રણી ભાષા છે. આવાં આમંત્રણ

વચનો પ્રથમ કહેલી ત્રણ પ્રકારની (સત્ય, મૃષા અને સત્યામૃષા) ભાષાનાં લક્ષણોમાં સમાવેશ પામતાં નથી, કેવળ વ્યવહારનો હેતુ છે તેથી આવા પ્રયોગો 'અસત્યામૃષા' કહેવાય છે.

૨. **આજ્ઞાપની** :-જેમકે 'આમ કરો', 'લો', 'લઈ જાવ' વગેરે આજ્ઞ વચનો 'આજ્ઞાપની' ભાષા છે.

૩. **યાચની** :-જેમકે 'ભિક્ષા આપો' વગેરે 'યાચની' ભાષા છે.

૪. **પૃચ્છની** :-જેમકે કોઇ બાબતમાં અજાણ્યો માણસ બીજાને પૂછે કે 'આ શું છે ? આમ કેમ ?' વગેરે વચનો 'પૃચ્છની' ભાષા છે.

૫ **પ્રજ્ઞાપની** :-હિંસાનો ત્યાગ કરવાથી પ્રાણીઓ દીર્ઘાયુષી તથા નીરોગી થાય છે આવી જે ભાષા તે 'પ્રજ્ઞાપની' ભાષા છે.

૬ **પ્રત્યાખ્યાની** :-કોઇ માણસ આપણી પાસે માગવા આવે ત્યારે તેને કહેવું કે 'મારી આપવાની ઇચ્છા નથી' તે 'પ્રત્યાખ્યાની' ભાષા છે.

૭. **ઇચ્છાનુલોમા** :-કોઈ માણસ કોઈને કહે કે 'આપણે સાધુ પાસે જઈએ' ત્યારે બીજો માણસ કહે કે 'બહુ સારી વાત છે', આવી જે અનુમોદનાત્માક ભાષા તેને 'ઇચ્છાનુલોમા' ભાષા કહે છે.

૮. **અનભિગૃહીતા** :-ઘણાં કાર્યો કરવાનાં હોય ત્યારે કોઇ માણસ કોઇને પૂછે કે 'હમણાં હું શું કરું ?' ત્યારે બીજો માણસ જવાબ આપે કે 'તને ઠીક લાગે તે કર'. આવી અચોક્કસ ભાષા તે 'અનભિગૃહીતા' ભાષા છે.

૯. **અભિગૃહીતા** :-'હમણાં આ કરજે' અને 'હમણાં આ ન કરીશ', આ પ્રમાણે જે ચોક્કસ કહેવામાં આવે તે 'અભિગૃહીતા ભાષા છે

૧૦. **સંશયકરણી** :-જેના અનેક અર્થો નીકળતા હોવાથી બીજાને સંશય થાય એવી જે ભાષા તે 'સંશયકરણી' ભાષા કહેવાય છે. જેમકે 'સૈંધવ લાવો' એમ કહેવામાં આવે ત્યારે બીજાને સશય ઉત્પન્ન થાય કે 'શું લાવવું ?'-મીઠું લાવવું, વસ્ત્ર લાવવું, પુરુષ લાવવો, કે ? ઘોડાને લાવવો ? કારણ કે 'સૈંધવ' શબ્દના લવણ, વસ્ત્ર, અને ઘોડો એમ અર્થ થાય છે. તેથી આવી ભાષા 'સંશયકરણી' કહેવાય છે.

૧૧. **વ્યાકૃતા** :-'આ દેવદત્તનો ભાઈ છે' વગેરે સ્પષ્ટ અર્થવાળી ભાષા તે 'વ્યાકૃતા' ભાષા છે.

૧૨. **અવ્યાકૃતા** :-અત્યંત ગંભીર અર્થવાળી ભાષા તે 'અવ્યાકૃતા' ભાષા કહેવાય છે. તેવી રીતે અસ્પષ્ટ અર્થવાળી નાનાં બાળકો વગેરેની ભાષા પણ 'અવ્યાકૃતા' ભાષા કહેવાય છે.

આ રીતે ભાષાના કુલ ૪૨ પ્રકારો છે.

---

* ઉપર જણાવેલ ત્રણે પ્રકારની ભાષાના લક્ષણથી રહિત હોવાથી જે સત્ય પણ નથી તેમ મૃષા પણ નથી પણ વ્યવહારમાં જ ઉપયોગી છે તેવી ભાષાને અસત્યામૃષા કહેવામાં આવે છે.

# શુદ્ધિપત્રક

[પ્રેરણાદાતા પૂજ્ય પન્યાસજી ભ. અને ગ્રંથપરિચય]

| પૃષ્ઠ નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૬ | ક્યાંય જિજ્ઞાસા જાણુવા | ક્યાંય જાણુવા |
| ૪ | ૧ | મરજીના | મરજીવા |
| ૪ | ૧૦ | ઐદંપર્યય | ઐદંપર્યાર્થ |
| ૪ | ૧૨ | પ્રરણા | પ્રેરણા |
| ૪ | ૧૯ | 'સિદ્ધ પ્રાભૂત' | 'સિદ્ધ પ્રાભૃત' |
| ૫ | ૧૪ | એ હું સમજું અને | એ હું સમજું છું અને |
| ૫ | ૧૬ | ખરી આમાં | ખરી રીતે આમાં |
| ૮ | ૧૨ | પ્રભાવે જ સાધકને | પ્રભાવે સાંધકને |
| ૯ | ૫ | બહ્ય | બાહ્ય |
| ૯ | ૬ | ધતો | થતો |
| ૧૩ | ૧૦ | અન્તરાત્મરૂપી | અન્તરાત્મરૂપે |
| ૧૩ | ૧૨ | બાળકની જેમ | બાળકની જેમ. |
| ૧૩ | ૩૨ | અધ્યસાયરૂપ | અધ્યવસાયરૂપ |
| ૧૪ | ૨ | લક્ષ્યાસાધકે | લક્ષ્ય સાધકે |
| ૧૫ | ૯ | ભાવાત્મકશક્તિ | જ્ઞાનાત્મકશક્તિ |
| ૧૫ | ૩૦ | વિરૂદ્ધતાથી | વિરાધનાથી |
| ૧૭ | ૧૯ | અપ્રાપ્ત | અપ્રમત્ત |
| ૧૮ | ૨ | નિરાકાર જ્ઞાન | નિરાહાર, જ્ઞાન |
| ૨૦ | ૧ | પ્રા । | પ્રાણુ |
| ૨૧ | ૬ | ઉ મનીકરણુ | ઉન્મનીકરણુ |
| ૨૧ | ૨૩ | પરમમાત્રા શ્રી તીર્થંકર | શ્રી તીર્થંકર |
| ૨૧ | ૨૫ | ચોવીસ વલયોથી | પરમમાત્રા :–ચોવીસ વલયોથી |
| ૨૩ | ૪ | સ્વરૂપ અનંત | સ્વરૂપ, અનંત |
| ૨૩ | ૧૭ | પણુ અને | અને |
| ૨૫ | ૪ | પ્રણિધાન મધ્યમ યોગ | પ્રણિધાન (મધ્યમ) યહાયોગ |
| ૨૫ | ૫ | યોગ | પરમયોગ |
| ૨૫ | ૭ | સ્થૂલ | સૂક્ષ્મ |
| ૨૫ | ૧૮ | રહસ્ય | રહસ્યમય |
| ૨૬ | ૧૫ | આતર- | આંતર |

| પૃષ્ઠ નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૧૦ | તરલતા | તરલતાને |
| ૨૭ | ૧ | આજ | આ જ |
| ૨૭ | ૫ | પોતાના ધ્યેયમાં | પોતાના ધ્યેયમાં, |
| ૨૭ | ૨૫ | પ્રકારના | પ્રકારનો |
| ૨૮ | ૧૫ | પરિણતિથી | પર પરિણતિથી |
| ૨૮ | ૨૭ | પરિહાનિને | પરિણતિને |
| ૨૯ | ૨૩ | અતૃપ્ત | અપ્રમત્ત |
| ૨૯ | ૩૦ | શ્રણિ | શ્રેણિ |
| ૩૦ | ૭ | લક્ષ્યવેધની | લક્ષ્યવેધ |
| ૩૦ | ૮ | યોગોના | યોગના |
| ૩૧ | ૧૧ | પ્રવૃત્તિકરણ પૂર્વવતી અપૂર્વકરનું અવિંદયકારણ | પ્રવૃત્તિકરણ એ અપૂર્વકરણનું પૂર્વવતી અવંધ્યકારણ |
| ૩૩ | ૨૧ | રચના–શલી | રચના–શૈલી |
| ૩૪ | ૧૮ | ગ્રંથકાર | તે ગ્રંથકાર |
| ૩૪ | ૨૩ | ક્ષાણ | ક્ષાણાઇ |
| ૩૭ | ૯ | આદાનમંડ | આદાનભંડ |
| ૩૮ | ૨૩ | રવસ્થ | સ્વસ્થ |
| ૩૯ | ૧૫ | સથે | સાથે |
| ૩૯ | ૨૬ | જન દર્શનના | જૈન દર્શનના |
| ૪૧ | ૨/૨૦ | ધ્યાન યોગ | ધ્યાન–યોગ |
| ૪૧ | ૪ | થઇ જાય છે. | થઇ જાય. |
| ૪૧ | ૧૭ | ચિંતાઓએ | ચિંતાઓ એ |
| ૪૧ | ૧૮ | ચિંતનરૂપ હોવાથી | ચિંતનરૂપ છે. |
| ૪૧ | ૧૮ | પાલનરૂપ હોવાથી | પાલનરૂપ છે |
| ૪૧ | ૨૬ | ચત્યવંદન | ચૈત્યવ દન, |
| ૪૨ | ૬ | ધાનધિક | ધાનત્રિક |
| ૪૨ | ૧૫ | અધિકારમાં અને | અધિકારમાં અષ્ટાપદ તીર્થનું અને |
| ૪૨ | ૨૦ | નિરૂપાયેલા | નિરૂપાયેલી |
| ૪૨ | ૨૮/૨૯ | સામાયિક, પ્રતિક્રમણ | 'સામાયિક ચતુર્વિંશતિસ્તવ |

| પૃષ્ઠ નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૨ | ૨૯ | ચત્યવંદન | ચતુર્વિંશતિસ્તવ, |
| ૪૨ | ૨૯ | ગુરૂવંદન, કાયોત્સર્ગ | ગુરૂવંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ |
| ૪૩ | ૪ | સંગભૂત | અંગભૂત |
| ૪૪ | ૧૩ | આ–સેવન | આસેવન |
| ૪૯ | ૨૦ | નિર્યુક્તિ ધ્યાન | નિર્યુક્તિ, ધ્યાન |
| ૫૦ | ૨ | પ્રેરણા, કૃપા | પ્રેરણા, કૃપા અને |
| | | ( પૂર્વ વિભાગ ) | |
| ૧ | ૨૭ | અભ્યાસી | અભ્યાસથી |
| ૩ | ૨૭/૩૦ | अरिहाणाइ | अरिहाण |
| ૧૧ | ૨૫ | વશ | વશ થઈ– |
| ૧૨ | ૧૨ | રાદ્રધ્યાન | રૌદ્રધ્યાન |
| ૧૪ | ૨૨ | संस्थानविचयमिद | मिंद |
| ૧૫ | ૩૦ | આખૂટ | અખૂટ |
| ૧૬ | ૧ | સમ્યક્ત્વાદિ | સત્ત્વાદિ |
| ૧૯ | ૨૫ | આજ્ઞાવિચય :– | આજ્ઞાવિચયનું |
| ૧૯ | ૨૫ | ધ્યાન | વચન |
| ૧૯ | ૨૮ | तत्रानयेतं | तत्रानपेतं |
| ૧૯ | ૩૨ | सव्वे पाणा० | પૃ ૨૦ પંક્તિ ૧૦ની નોંધ. |
| ૨૦ | ૭ | અનાદિ–નિદાન | અનાદિ–નિધન |
| ૨૨ | ૨ | તેઓએ | તે |
| ૨૨ | ૮ | સામ્ગ્રી | સામગ્રી |
| ૨૨ | ૨૫ | જિનેશ્વવરદેવના | જિનેશ્વરદેવના |
| ૨૪ | ૧૫ | પર્યાયોનું | પર્યાયોનું |
| ૨૪ | ૧૬ | ષટ્દ્રવ્યોને | ષટ્દ્રવ્યોનો |
| ૨૪ | ૧૯ | સુગમત | સુગમતા |
| ૨૪ | ૨૦ | આકર | આકાર |
| ૨૪ | ૨૩ | પુષ્પચંગેરીના આકારવાળો છે પછી ઉમેરો. | તિર્છાલોક ઝલ્લરીના આકારવાળો છે |
| ૨૫ | ૩ | ઊર્ધ્વ અને | ઊર્ધ્વ, અધઃ અને |
| ૨૬ | ૨૨ | નિયમો | નિયમા |

| પૃષ્ઠ નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯ | ૧૭ | કણાની | કણુની |
| ૩૧ | ૨૭ | ધર્મધ્યાનાથી | ધર્મધ્યાનથી |
| ૩૨ | ૧૮ | સંવર આવતાં | સંવર–આવતાં |
| ૩૩ | ૨૬ | મહત્વં | મહત્વે |
| ૩૬ | ૨૦ | પિંડસ્થાદિ ચાર | પિંડસ્થાદિ ત્રણ |
| ૩૬ | ૨૯ | ૯ ગત | ૯. अत |
| ૩૬ | ૩૦ | શ્લોક ૨૧. | श्लोक १९ |
| ૩૭ | ૧૫ | પરમાત્મા–મિલનની | પરમાત્મ–મિલનની |
| ૩૮ | ૧૨ | ચુક્ત | ઉક્ત– |
| ૩૯ | ૧૮ | સર્વપ્રકારોની | સર્વપ્રકારોના |
| ૩૯ | ૨૫ | प्रासाद | प्रासादे |
| ૩૯ | ૨૫ | पद्विं | पदिकं |
| ૪૦ | ૨ | महद्ब्ज़वत्त | महऽब्जवत्ते |
| ૪૦ | ૩ | दब्जसुन्नँ | दब्जसुन्नं |
| ૪૦ | ૧૦ | છતાં તેના | છતાં |
| ૪૨ | ૪ | દ્રવ્ય શૂન્ય ધ્યાન | દ્રવ્ય શૂન્ય ધ્યાન |
| ૪૪ | ૨૦ | મહારાજનો | મહારાજે |
| ૪૪ | ૩૨ | વગીરી | થગીરી |
| ૪૫ | ૮ | સમ્રાજ્ય | સામ્રાજ્ય |
| ૪૫ | ૧૨ | મજ્જાવત્ ચિંદાનંદમય | મજ્જાવત્ બનાવીને ચિદાનંદમય |
| ૪૫ | ૨૦ | અને | અને |
| ૪૬ | ૨ | મહાભૂતાના | મહાભૂતોના |
| ૪૬ | ૧૧ | બ્રહ્મરન્ધ્રને | અપાનરન્ધ્રને |
| ૪૬ | ૧૩ | હૃદયકોશમાં | હૃદયકમલકોશમાં |
| ૪૬ | ૨૩ | દૈવી | દૈવી |
| ૪૬ | ૨૮ | બ્રહ્મન્ધ્રમાં | બ્રહ્મરન્ધ્રમાં |
| ૪૭ | ૨ | અનસ્ક | અનરક |
| ૫૨ | ૩૦ | स्युर्यशोऽपि | स्युर्यदशशोऽपि |
| ૫૩ | ૨૬ | કાર્યોત્સર્ગમાં | કાયોત્સર્ગમાં |
| ૬૨ | ૨૯ | असखगुणा | असंखगुण |
| ૬૬ | ૬ | પ્રાણનો લય પછી ઉમેરો | થવાથી મનનો લય |

| પૃષ્ઠ નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૬ | ૨૩ | કાળજથી | કાજળથી |
| ૬૭ | ૧૦ | આ ગ્રહણ | આત્મા ગ્રહણ |
| ૬૮ | ૨૮ | ક્મે–ક્મે | ક્રમે–ક્રમે |
| ૭૩ | ૨૧ | अज्झणं | अज्झणपं |
| ૭૪ | ૪ | સુખદેવયા | સુઅદેવયા |
| ૭૫ | ૧૦ | નિર્નિમેષતાથી | નિર્નિમેષ |
| ૭૮ | ૨૮ | યહરિસ | યહરિરા |
| ૭૯ | ૨૯ | પરમાત્મા–સ્વરૂપનું | પરમાત્મ–સ્વરૂપનું |
| ૮૧ | ૧૮ | पुष्यमपि | पुष्पमपि |
| ૮૧ | ૨૯ | (કુંદુર) | (કુંદરૂ) |
| ૮૧ | ૩૩/૦૨૯ | સરુવૃક્ષોનો | સુરવૃક્ષોનો |
| ૮૩ | ૨૮ | अरहंते | अरिहंते |
| ૮૫ | ૬ | ઉપશમતા | ઉમશમના |
| ૮૭ | ૨૮ | પૂર્ણ પ્રકાશ | પૂર્ણ જ્ઞાન |
| ૯૦ | ૧૭ | મનોવાંછા | મનોવાંછિત |
| ૯૧ | ૧૭ | છીઁ | છીએ |
| ૯૨ | ૯ | શ્રુતજ્ઞાન દ્વાદશાંગી | શ્રુતજ્ઞાન–દ્વાદશાંગી |
| ૯૨ | ૨૩ | થાય છે. × | થાય છે. |
| ૯૨ | ૨૪ | ધ્યાન છે | ધ્યાન છે × |
| ૯૨ | ૩૦ | સમુદ્રે તેનેતિ | સમુદ્રોઽનેનેતિ |
| ૯૨ | ૩૦ | प्रथम गणधरो वा पछी ऊमरो | प्रवचनं द्वादशङ्गं |
| ૯૨ | ૩૧ | | પ્રવચન દ્વાદશાઙમ્ |
| ૯૩ | ૨ | છે—એ ધ્યાન સાધના | છે. એ |
| ૯૬ | ૯ | અધારે | આધારે |
| ૧૦૨ | ૧ | સામાન્ય પે | સામાન્ય રૂપે |
| ૧૦૨ | ૧૬ | વિધ–ાાન | વિદ્યમાન |
| ૧૦૨ | ૧૯ | સમાધિમા | સમાધિ |
| ૧૦૫ | ૫ | ૫૬ દ્રિકકુમારી | દિક્કુમારી ૫૬ |
| ૧૦૬ | ૩૩ | ભૂ.કુટિ | ભૃકુટિ |
| ૧૦૮ | ૧૮ | થાય છે. | થાય. |
| ૧૧૦ | ૧૨ | તીથં–સૂત્ર | તીર્થં–સૂત્ર |

| પૃષ્ઠ નં. | પંક્તિ નં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૫ | ૧ | ‘સિદ્ધાણં’’ બુદ્ધાણં’ | ‘સિદ્ધાણં બુદ્ધાણં’’ |
| ૧૧૬ | ૩ | દ્િષ્ટિએ | દૃષ્ટિએ |
| ૧૧૬ | ૨૯ | લઘુ | સર્વ |
| ૧૧૭ | ૧૧ | મોખર | મોખરે |
| ૧૧૮ | ૧૨ | નમઃ–ક્રિયા | નમન–ક્રિયા |
| ૧૨૦ | ૧ | ભાવમાં | ભાવિમા |
| ૧૨૦ | ૧૫ | બાર | બારમા |
| ૧૨૩ | ૩૧ | પરમેષ્ઠા’ | પરમેષ્ઠી’ |
| ૧૨૫ | ૮ | પથમ | પ્રથમ |
| ૧૨૬ | ૨૭ | ‘ઈચ્છત–યોગ’ | ‘ઇચ્છા–યોગ’ |
| ૧૨૭ | ૮/૧૨/ | ‘अरिहाणाइथुत्तं’ | ‘अरिहाणथुत्तं’ |
| ૧૨૭ | ૧૦ | ધ્યાનથી | ધ્યાનની |
| ૧૩૦ | ૧૭ | રક્ષા કરો | 卐રક્ષા કરો |
| ૧૩૧ | ૩/૪ | 卐 “પંચનમસ્કાર” બન્ને પંક્તિ ફુટનોટ રૂપે છે. | |
| ૧૩૨ | ૯ | तिहुथणं | तिहुयण |
| ૧૩૨ | ૨૭ | પદોચ્ચાણુ | પદોચ્ચારણ |
| ૧૩૩ | ૧૦ | મત્રોમાં | મંત્રોમાં |
| ૧૩૪ | ૨ | यश | परा |
| ૧૩૪ | ૧૩ | (આ નવકર) | (આ નવકાર) |
| ૧૩૪ | ૧૯ | अरिहाणाइथुत्तं | अरिहाण थुत्तं |
| ૧૩૪ | ૨૯ | કરનારને, | કરનારને, તેના |
| ૧૩૫ | ૨૧ | કરનારની | કરવાની |
| ૧૩૬ | ૮ | ઉપયોગ | ઉપયોગ- |
| ૧૩૬ | ૨૨ | ‘ત્રણ–શક્તિ’ને | ‘ત્રણ–શકિત’ને |
| ૧૩૬ | ૩૦ | વડે અને ચિત્ત | વડે ચિત્ત |
| ૧૩૭ | ૧ | પામે છે | છે |
| ૧૩૮ | ૪ | કાર્યોત્સર્ગ | કાયોત્સર્ગ |
| ૧૩૮ | ૨૧ | મંત્ર અને | નેત્ર અને |
| ૧૪૦ | ૧૩ | ‘अर्हं | ‘अर्हं’’નું |
| ૧૪૨ | ૫ | તે । | તેના |

| પૃષ્ઠ નં. | પંક્તિ નં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૨ | ૧૩ | નઋત્ય | નૈઋત્ય |
| ૧૪૨ | ૨૦ | 'ચઉવ્વિહજ્ઝાણ થુત્ત' | ચઉવિહજ્ઝાણથુત્ત'માં |
| ૧૪૨ | ૨૪ | પચપરમેષ્ઠિ | પંચ પરમેષ્ઠિ |
| ૧૪૩ | ૨૮ | આનાદિ | અનાદિ |
| ૧૪૫ | ૨૪ | રૂપવર્જિત રૂપાતીત. | રૂપવર્જિત, રૂપાતીત |
| ૧૫૨ | ૪ | हसनादचक्र | हंसनादचक्र |
| ૧૫૫ | ૧૮ | સિદ્ધિ લૌકિક સિદ્ધિ | સિદ્ધિ:-'લૌકિક-સિદ્ધિ' |
| ૧૫૫ | ૨૫ | ભગવંતાના | ભગવંતોના |
| ૧૫૫ | ૨૮ | લો ોત્તર | લોકોત્તર |
| ૧૫૮ | ૨૯ | કર્યાતે | કર્યા, તે |
| ૧૫૯ | ૨ | શરદ્ | શરદ |
| ૧૫૯ | ૩ | સ્થાપિ૧ | સ્થાપિત |
| ૧૬૦ | ૧૧ | શ્રેણુગત | શ્રેણિગત |
| ૧૬૧ | ૧૭ | પરમાત્મા- | પરમાત્મ- |
| ૧૬૩ | ૨૮ | ચિંતાભાવના | ચિંતા-ભાવના |

## ( ઉત્તર વિભાગ )

| પૃષ્ઠ નં. | પંક્તિ નં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૩ | ૭ | અશુમ | અશુભ |
| ૧૭૩ | ૨૦ | ભાવનાઓએ | ભાવનાઓ એ |
| ૧૭૫ | ૫ | પ્રવૃત્તિઓ | વૃત્તિઓ |
| ૧૭૬ | ૨૨ | માન વભવ | માનવ ભવ |
| ૧૭૭ | ૩૦ | જ્ઞનની | જ્ઞાનની |
| ૧૭૮ | ૩૦ | સઘે'. | સ્પર્શે'. |
| ૧૭૯ | ૧ | પ્રથમ | પ્રશમ |
| ૧૭૯ | ૧૬ | ઉપસમ | ઉપશમ |
| ૧૮૩ | ૨૫ | વોહિંચ | વોહિંચ |
| ૧૮૫ | ૧૩ | એવ | એવા |
| ૧૮૭ | ૧ | મરા | મારા |
| ૧૮૭ | ૨૩ | ગગ | રાગ |
| ૧૮૮ | ૨૫ | કાયાની | કાયાની |

| પૃષ્ઠ નં. | પંક્તિ નં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૯ | ૭ | | |
| ૧૯૪ | ૬ | પૂછયો | પૂછવો |
| ૧૯૪ | ૨૫ | એ ભાવ, ચારિત્ર, | એ ભાવ ચારિત્ર, |
| ૧૯૭ | ૨૮ | सेवामृत | संवामृत |
| ૨૦૪ | ૩૦ | ગુણુામક | ગુણુાત્મક |
| ૨૧૦ | ૫ | છટતાં | છૂટતાં |
| ૨૧૧ | ૨૧ | જાતિજ્ઞાન | મતિજ્ઞાન |
| ૨૧૨ | ૧૧ | સમર્થ્ય– | સામર્થ્ય– |
| ૨૧૨ | ૨૦ | (સૂય ̊) | (સૂર્ય)ને। |
| ૨૧૨ | ૩૧ | रुविमरुर्वी | रुविमरुवी |
| ૨૧૩ | ૨૦ | ક્મશઃ | ક્રમશઃ |
| ૨૧૫ | ૨૮ | ત્રીજો | ત્રીજો |
| ૨૧૬ | ૪ | ચેથો | ચોથો |
| ૨૧૬ | ૨૩ | સગજ | સમજ |
| ૨૧૬ | ૨૫ | જ્ઞન | જ્ઞાન |
| ૨૧૭ | ૧૭ | રવરૂપ | સ્વરૂપ |
| ૨૧૭ | ૨૦ | અભવ | અભાવ |
| ૨૧૭ | ૨૩ | નિશ્ચિત્તીકરગ | નિશ્ચિત્તીકરણ |
| ૨૧૮ | ૧૧ | મસ્ક | મસ્તક |
| ૨૧૮ | ૩૧ | भिव | भाव |
| ૨૧૮ | ૩૧ | स्वतः | स्वान्त. |
| ૨૧૮ | ૩૧ | रतक्षणात् | स्तक्षणात |
| ૨૧૮ | ૩૨ | निश्लेष्ट | निश्चेष्ट |
| ૨૧૮ | ૩૨ | पाणिपादं | पाणिपाद |
| ૨૧૮ | ૩૩ | न्नष्ट | नष्ट |
| ૨૧૯ | ૧૧ | गृहयनामपि | गृह्णतामपि |
| ૨૧૯ | ૨૫ | વનમાં | જીવનમાં |
| ૨૨૦ | ૧૨ | किमप्यनुभूतिमपि | किमप्यनुभूतमपि |
| ૨૨૦ | ૨૧ | પુરૂષની | પુરુષની |
| ૨૨૦ | ૨૫ | તદ્ કાર | તદાકાર |

| પૃષ્ઠ નં. | પંક્તિ નં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૦ | ૨૯ | देहं गेहं | देहगेहं |
| ૨૨૦ | ૩૧ | मुपास्महे | मुपाश्नुते |
| ૨૨૧ | ૭ | અત્માઓથી | આત્માઓથી |
| ૨૨૧ | ૯ | અવસ્થાનાં | અવસ્થામાં |
| ૨૨૧ | ૧૦ | અત્મસ્વભાવમાં | આત્મસ્વભાવમાં |
| ૨૨૧ | ૨૬ | णेगमेयं | णेगमेयं |
| ૨૨૧ | ૨૯ | स्त्रात्म | स्वात्म |
| ૨૨૪ | ૧-૮-૧૦ | श्रुतनिश्चित | श्रुतनिश्रित |
| ૨૨૪ | ૨-૫-૧૨ | अश्रुतनिश्यित | अश्रुतनिश्रित |
| ૨૨૫ | ૧ | નિર્ણયત્મક | નિર્ણયાત્મક |
| ૨૨૫ | ૫ | મટે | માટે |
| ૨૨૬ | ૫ | જ્ઞનતંતુઓ | જ્ઞાનતંતુઓ |
| ૨૨૬ | ૧૫ | ‘ મતિ ’ | ‘ મતિ ’ |
| ૨૨૬ | ૨૫ | નિર્મતીકણુ | નિર્મતીકરણુ |
| ૨૨૯ | ૧ | ‘ વસના ’ | ‘ વાસના ’ |
| ૨૨૯ | ૯ | વાસનાની સહુથી વધુ સ્થિતિ | વાસનાની સ્થિતિ |
| ૨૨૯ | ૧૦ | આવ | અભાવ |
| ૨૨૯ | ૧૩ | વિપીત | વિપરીત |
| ૨૨૯ | ૧૬ | આત્માત્ત્વના | આત્મતત્ત્વના |
| ૨૨૯ | ૧૯ | યથર્થ સ્વરૂપ | યથાર્થ સ્વરૂપ |
| ૨૨૯ | ૨૨ | ર્ધા સાધના | ધર્મ સાધના |
| ૨૨૯ | ૨૮ | ધ્યાન-યોગાં | ધ્યાન-યોગમાં |
| ૨૩૦ | ૧૬ | કરણો િ | કરણોની |
| ૨૩૦ | ૨૦ | સાધનમાં | સાધનામાં |
| ૨૩૧ | ૧૮ | ધ્યા ।-સાધનામાં | ધ્યાન-સાધનામાં |
| ૨૩૨ | ૧ | (અજ્ઞા- | (આજ્ઞા- |
| ૨૩૨ | ૫ | ભે, | ભેદ, |
| ૨૩૨ | ૧૬ | કાષ્ઠ યોગ | કાષ્ઠા યોગ |
| ૨૩૨ | ૨૪ | પ્રારોમાં | પ્રકારોમાં |
| ૨૩૩ | ૧૯ | ઉ- ।નીકરણુ | ઉન્મનીકરણુ |

| પૃષ્ઠ નં. | પંક્તિ નં | અશુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૩ | ૨૯ | ધ્ય ન | ધ્યાન |
| ૨૩૫ | ૨ | उववाए | उववाए |
| ૨૩૫ | ૬ | इच्छाणु लोभा | इच्छाणुलोभा |
| ૨૩૫ | ૮ | वाइय | वायड |
| ૨૩૫ | ૩૦ | –इपनय | –अपनय |
| ૨૩૬ | ૩ | सङ्य | संज्य |
| ૨૩૮ | ૪ | વીર્યા તરાય | વીર્યાન્તરાય |
| ૨૩૮ | ૯ | થય | થાય |
| ૨૪૦ | ૧૭ | ચમ કારો | ચમત્કારો |
| ૨૪૧ | ૧૪ | દેપ | દોષ |
| ૨૪૩ | ૩૨ | રત્નત્રથી | રત્નત્રયી |
| ૨૪૪ | ૧ | તે ll | તેના |
| ૨૪૯ | ૨૪ | રવરૂપ | સ્વરૂપ |
| ૨૫૦ | ૧૧ | સમભૂ ાલા | સમભૂતલા |
| ૨૫૧ | ૧૦ | વિસ્તાવાળા | વિસ્તારવાળા |
| ૨૫૪ | ૩૧ | स्वभावैः | स्वभाभौः |
| ૨૫૫ | ૧૪ | शक्तः | शक्तेः |
| ૨૫૫ | ૨૦ | અને ભેદ | અને તેના ભેદ |
| ૨૫૫ | ૨૬ | પ્રણી જિન ગમો | પ્રણીત જિનાગમો |
| ૨૫૫ | ૨૯ | દાર્થો | પદાર્થો |
| ૨૫૭ | ૧૫ | બનવા | બનવાની |
| ૨૫૮ | ૫ | તે | ને |
| ૨૫૮ | ૫ | 'સામાયિક' | 'સામાયિક' નું |
| ૨૬૧ | ૨૧ | મહારાજ | મહારાજે |
| ૨૬૧ | ૨૧ | परस्यरोयग्रह | परस्परोपग्रहो |
| ૨૬૩ | ૫ | ભાવના | ભાવનાના |
| ૨૬૫ | ૨૨ | પ્રદેશામાં | પ્રદેશોમાં |
| ૨૬૬ | ૨૯ | औपशमिक आदि | औपशमिकादि |
| ૨૬૭ | ૧૮ | તો કહે– | તો કે– |

| પૃષ્ઠ નં. | પંક્તિ નં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬૭ | ૨૮/૨૯/૩૦ | દ્વિપ | દ્વીપ |
| ૨૬૮ | ૧૪ | ધાર્મિક | માર્મિક |
| ૨૬૯ | ૫ | ભગવંતા | ભગવંતો |
| ૨૬૯ | ૧૦ | જ્ઞાન–દર્શના | જ્ઞાન–દર્શનાદિ |
| ૨૭૦ | ૫ | આકાશમાં | આકાશ પ્રદેશમા |
| ૨૭૨ | ૧૦ | પણ સત્તા | પણ |
| ૨૮૧ | ૨૨ | અસ્તિત્વ | નાસ્તિત્વ |
| ૨૮૧ | ૨૩ | પદાર્થો પદાર્થમય | પદાર્થો સર્વ પદાર્થમય |
| ૨૮૨ | ૨૫ | ઉમેરો પંક્તિ ૨૫ પછી, | |

આમ જીવાદિ પદાર્થોને એકાન્તે અક્રિય માનવાથી બંધ–મોક્ષ, પુણ્ય–પાપ, જન્મ–મરણ આદિ ઘટી શકતાં નથી.

| પૃષ્ઠ નં. | પંક્તિ નં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૮૩ | ૧ | સદવકતવ્ય | સદ્‌વકતવ્ય |
| ૨૮૫ | ૯ | સધુ | સાધુ |
| ૨૮૫ | ૧૭ | આસન્ન | અવસન્ન |
| ૨૮૬ | ૫ | અસંસકત | સંસકત |
| ૨૮૮ | ૧૪ | સારવાદન | સાસ્વાદન |
| ૨૮૮ | ૨૯ | મોહનીયતા | મોહનીયના |
| ૨૮૯ | ૭ | ખન્નને | અન્નને |
| ૨૮૯ | ૭ | તે | તેને તે |
| ૨૮૯ | ૯ | સર્જ્ઞ | સર્વજ્ઞ |
| ૨૯૨ | ૧૪ | કેલી | કેવલી |
| | ૧૭ | ઠેવલી | કેવલી |
| | ૧૮ | અને | અન્તે |
| ૨૯૩ | ૪ | પુષ્પમૂતિ | પુષ્પભૂતિ |
| ૨૯૩ | ૬ | બીજા | પહેલા |
| ૨૯૩ | ૧૬ | ખમ | ખતમ |
| ૨૯૩ | ૨૨ | શિસ્ત્રાણ | શિરત્રાણ |
| ૨૯૩ | ૨૩/૩૧ | સાતમા | સાતમી |
| ૨૯૪ | ૭ | અરીસા | આરીસા |

| પૃષ્ઠ નં. | પંક્તિ નં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૪ | ૧૯ | 'સમાધિ' | 'સમાધિ'ના |
| ૨૯૬ | ૩૦ | (અનમિકા) | (અનામિકા) |
| ૨૯૭ | ૧૮ | उवघ्‌ाए | उवघाए |
| ૨૯૭ | ૧૮ | निस्सआ | निस्सिआ |
| ૩૦૦ | ૩ | આજ્ઞ વચનો | આજ્ઞા વચનો |

